# ગાંધીજીની સાધના

રાવજીભાઈ મણિભાઈ પટેલ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

## નવું ગાંધી સાહિત્ય

# જીવનનું પરોઢ

### પ્રભુદાસ છગનલાલ ગાંધી

આમાં ગાંધીજીના સત્યાગ્રહી જીવનના ઊગતકાળની કથા અતિ સુંદર અને આત્મકથન-યુક્ત શૈલીથી રજૂ થઈ છે. એમાં ગાંધીજીના આફ્રિકાના જીવનને સમજવાની ચાવીરૂપ સામગ્રી છે. ગાંધીજીના જીવનની કેટલીયે હકીકતો આમાં પહેલી જ વાર પ્રગટ થાય છે. કાકાસાહેબની પ્રસ્તાવના તથા નવ ચિત્રો, ગાંધી કુલવાસ્યા અને ગાંધીજીના હસ્તાક્ષરનાં ચાર પાનાં સહિત.

પૃ. ૬૪૪+૧૬ કિં. રૂ. ૮—૦—૦

રજિસ્ટ્રેશન અને ટપાલખર્ચ ૧—૦—૦

# શ્રાદ્ધના તેર દિવસ

### વિનોબા ભાવે

ગાંધીજીના નિર્વાણ પછીના તેર દિવસો દરમ્યાન શ્રી વિનોબાએ પ્રાર્થનાસભા, શોકસભા અને અસ્થિવિસર્જન પ્રસંગે જુદાં જુદાં સ્થળોએ આપેલાં સુંદર ભાષણોનો આ સંગ્રહ છે. ગાંધીજીને અપાયેલી અસંખ્ય અંજલિઓમાં આ ભાષણોનું સ્થાન શ્રી વિનોબાની વિશિષ્ટ દૃષ્ટિને લીધે મહત્ત્વનું છે. ગાંધીજીની જીવનદૃષ્ટિ સમજવામાં આ પુસ્તિકા એક નાનકડા ભોમિયાની ગરજ સારે તેવી છે.

કિં. રૂ. ૦—૭—૦ ટપાલરવાનગી ૦—૨—૦

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ – ૨૦

# ગાંધીજીની સાધના

રાવજીભાઈ મણિભાઈ પટેલ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

સત્યાગ્રહની બીજી લડતના કેદી તરીકે સને ૧૯૩૨ના એપ્રિલ માસમાં સાબરમતી સેંટ્રલ જેલમાંથી મને વિસાપુર જેલમાં બદલવામાં આવ્યો. ત્યાં તો જાણ્યાઅજાણ્યા ઘણા મિત્રો હતા. ધર્મશાળા જેવી બેરેકોમાં ૮૦થી ૧૦૦ જણને રહેવાનું. રાત્રે વાળુ પછી વાર્તાલાપ થાય. કેટલાક મિત્રોએ દક્ષિણ આફ્રિકાની, ત્યાંના સત્યાગ્રહની લડતની, અને ફિનિક્સ આશ્રમના જીવનની હકીકત પૂછી. મેં તે બધી હકીકત રસપૂર્વક બધાને સંભળાવી. ત્રણ ત્રણ ચાર ચાર દિવસ રાત્રે મોડે સુધી બધા રસપૂર્વક સાંભળે. એ કથાની વાત બીજી બેરેકવાળા ભાઈઓએ જાણી. મને ત્યાં પણ તેડું મળ્યું. અને એમ એક પછી એક ચારેક બેરેકોના ભાઈઓએ મારી કથા સાંભળી. સ્વર્ગસ્થ ભાઈશ્રી ફૂલચંદભાઈ બાપુજી શાહને તે કથા બહુ ગમી. અને તેમણે મને આગ્રહ કર્યો કે, મેં જે વાતો મિત્રોને કહી તે મારે મારી ભાષામાં લખી નાખવી. પણ મને વખત ક્યાં હતો? સવારના છથી સાંજના છ સુધી જેલના રસોડાની દેખરેખ મારે માથે હતી. અને બેરેક બંધ થયા પછી તો થાક્યાપાક્યા આરામ લેવાની ઇચ્છા થાય. પણ સ્વર્ગસ્થ ફૂલચંદભાઈએ મને છોડ્યો નહીં, લખવાનાં સાધન આણીને મને આપ્યાં. દક્ષિણ આફ્રિકાની વાતો અને ફિનિક્સના પૂજ્ય મહાત્માજીના જીવનની વાતો લખવી સહેલ નહોતી. તે હકીકત સહેજે સત્યથી વેગળી ન હોવી જોઈએ. વળી મહાત્માજીના કેટલાક જીવનપ્રસંગોનું વર્ણન પણ એમાં આવે. એ વર્ણન કરવામાં મારે બહુ સાવચેત રહેવાની જરૂર હતી. दक्षिण आफ्रिकाना सत्याग्रहना अितिहासना બન્ને ભાગ, आत्मकथाना બન્ને ભાગ, વગેરે પુસ્તકો મેં મંગાવ્યાં. તે વાંચી ગયો અને પછીથી લખવા બેઠો. આમ અનિયમિત સમય મેળવીને આ પ્રકરણો મેં લખી નાખ્યાં. સને ૧૯૩૩ના નવેમ્બરમાં જેલમાંથી નીકળ્યા બાદ પૂજ્ય ગાંધીજીને મળવાને હું વર્ધા ગયો

ત્યારે લખેલા પ્રકરણોની વાત મેં તેમને કરી. તે લખાણ જોવાની તેમણે ઇચ્છા વ્યક્ત કરી, અને સૂચવ્યું કે તેમના જોઈ ગયા સિવાય મારે તે લખાણ છપાવવું નહીં. લખાણની મૂળ નકલ મેં તેમને સુપરત કરી. લગભગ બે વરસ તે લખાણ તેમની પાસે પડી રહ્યું. ગઈ સાલ તા. ૮મી જુલાઈએ તેમણે મને એકાએક સેગાંવ બોલાવ્યો, ચારપાંચ દિવસમાં જેમ તેમ કરી સમય મેળવીને તે પ્રકરણો પૈકી તેમના અંગત જીવન સંબંધે તેમ જ કેટલીક પ્રવૃત્તિઓ સંબંધે અને સાથીઓના જીવન સંબંધે જે પ્રકરણો હતાં તે હું તેમની રૂબરૂ વાંચી ગયો. કેટલાક પ્રસંગો વિષે ખુલાસા મેળવી લીધા. લખેલાં પ્રકરણોમાં બે પ્રકરણો રદ કરવાની અને બીજાંમાં કેટલીક વધઘટ કરવાની મને સૂચના મળી. સ્વર્ગસ્થ ઇમામસાહેબ બાવઝીર સંબંધેની હકીકત તેમણે જ મને કહી, તે ઉપરથી મેં તે પ્રકરણ લખ્યું. દક્ષિણ આફ્રિકાના સાથીઓ પૈકી મિસ શ્લેશિન સંબંધેનું એક રમૂજી પ્રકરણ પૂજ્ય ગાંધીજીએ રદ કરાવ્યું, અને સૂચવ્યું કે તે પ્રસંગનું વર્ણન કરવાને મારે તે બહેનને જ વિનંતી કરવી. તેમ ન થાય તો કદાચ તે બહેનને હું ન્યાય ન આપી શકું. મેં તે બહેનને તે રમૂજી પ્રસંગ લખી મોકલવાને વિનંતી કરી. પણ મારી વિનંતીનો સ્વીકાર ન થયો. વળી આ પ્રકરણોમાં જે હકીકત લખી છે તેના ખરાપણા માટે વધુ ચોક્કસ થવાને શ્રી છગનલાલ ગાંધી તરફ આ પ્રકરણો મોકલવાની મને સૂચના થઈ. તે સૂચનાનો તુરત અમલ થયો. શ્રી છગનલાલ ગાંધી પણ તે તપાસી ગયા.

આમ આ પ્રકરણોમાં પૂજ્ય ગાંધીજીના જીવનપ્રસંગો અને તેની સાથે સંકળાયેલી હકીકત, મારી યાદશક્તિને આધારે લખી છે. તેના ખરાપણા માટે બની શકે તેટલી ચોકસાઈ કરી છે. જેલમાં આ પ્રકરણો લખાઈ ગયા પછી મારા સ્નેહી શ્રી નરહરિભાઈ પરીખે અને શ્રી ગોકુળભાઈ ભટ્ટે મારા લખાણમાં ભાષાની અશુદ્ધિ અને અવ્યવસ્થિત જોડણી સુધારી છે. પૂજ્યશ્રી ગાંધીજીનો કેટલોક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ પત્રવ્યવહાર મારી પાસે હતો તેનો સમાવેશ પણ તેના સંબંધવાળા પ્રસંગ સાથે કર્યો છે.

આ પ્રકરણોના એકત્ર સમૂહને શું નામ આપવું તે પણ પ્રશ્ન હતો. આમાં તો શ્રી નરહરિભાઈ, શ્રી કિશોરલાલભાઈ અને શ્રી કાકાસાહેબ મારી વહારે આવ્યા. 'ગાંધીજીનું તપોવન', 'સત્યાગ્રહનું ઘર', 'સ્વરાજ્યની સાધના', 'સ્વરાજ્યની પૂર્વતૈયારી', 'દક્ષિણ આફ્રિકામાં ૨૧ વર્ષ' અને 'ગાંધીજીની સાધના' વગેરે અનેક નામો સૂચવાયાં. તેમાં 'ગાંધીજીની સાધના' સર્વ રીતે વધુ બંધબેસતું નામ લાગ્યું. આમ આ પુસ્તક તૈયાર થયું એમાં ઘણા સ્નેહીઓનો પ્રયત્ન રહ્યો છે. તે માટે આ સ્થળે હું તેમના પ્રત્યે આભાર પ્રદર્શિત ન કરું તો મારો અવિવેક ગણાય. વળી આ પુસ્તકની પ્રસ્તાવના શ્રી કાકાસાહેબે લખી આપવાનું માથે લઈ મને ભારે ઋણી બનાવ્યો છે.

ગાંધીજીના વસિયતનામાવાળા પ્રકરણમાં મૂળ પત્ર પ્રથમ હાથમાં નહીં આવેલો જેથી તે પત્રનો સાર લખવાનો મેં ઉલ્લેખ કર્યો છે. પણ પાછળથી તે મૂળ પત્ર આખો મળી આવવાથી તે સંપૂર્ણ આપ્યો છે. મિત્રો તેટલી ભૂલ સુધારી લેશે એવી આશા છે.

આ પુસ્તકમાં ઘણી ખામીઓ છે તે મારી જાણ બહાર નથી. હું લેખક નથી કે સાહિત્યનો શોખીન નથી, ફક્ત હૃદયમાં ઊગી આવ્યું તેવી ભાષામાં લખી નાખ્યું છે. એટલે તેમાં રહેલી ત્રુટીઓ માટે વિદ્વાન વાચકો મને ક્ષમા આપશે એવી વિનંતી છે. ભારે ખામી તો આ પુસ્તકની એ છે કે ગાંધીજીના જીવનના લખવા જેવા અનેક પ્રસંગો હજી લખવા અધૂરા રહ્યા છે; આ પુસ્તક ગુજરાતની જનતાને રુચિકર નીવડશે તો તેની બીજી આવૃત્તિમાં ઉમેરો કરવા પ્રયત્ન કરીશ. પણ હાલ તુરત આટલાથી સંતોષ માનવાને વાચકવર્ગને મારી વિનંતી છે.

સેવામંદિર,
નડિયાદ,
અષાઢ સુદ ૭, ૧૯૯૮

**રાવજીભાઈ મણિભાઈ પટેલ**

# બીજી આવૃત્તિ વિષે

અહીં સાબરમતી મંદિરમાં મને સૂચના મળી કે **ગાંધીજીની સાધના**ની બીજી આવૃત્તિ છાપવી છે તો તેમાં કાંઈ સુધારાવધારા કરવાના હોય તો મારે તે સૂચવવા. તે સૂચનાનો અમલ મેં કર્યો. **पुत्रवत्सल गांधीजी**વાળા પ્રકરણનો અસંબંધક ભાગ ટૂંકાવી તે પ્રસંગમાંથી ઉદ્ભવતું **गांधीजी अने केळवणी** એ નામનું નવું પ્રકરણ ઉમેર્યું છે.

ઉપરાંત **गांधीजी अने धर्मकथाओ** નામના પ્રકરણમાંથી કેટલાક અસંબંધક પેરા રદ કર્યા છે. એ સિવાયના બીજા ફેરફાર થોડાક શબ્દોના જ છે, બહુ મહત્ત્વના નથી.

પહેલી આવૃત્તિના નિવેદનમાં ગુજરાતી જનતાને મેં એક આશા આપેલી છે તે તો આજે જ્યારે આ લખાણ લખવા બેઠો અને તે પહેલાં પહેલાંનું નિવેદન વાંચ્યું ત્યારે મને જણાયું. મને ખ્યાલ નહોતો કે પહેલી આવૃત્તિના નિવેદનમાં એવી આશા આપી છે કે, "ગાંધીજીના જીવનના લખવા જેવા ઘણા પ્રસંગો હજી લખવા અધૂરા રહ્યા છે તે બીજી આવૃત્તિમાં ઉમેરો કરવા હું પ્રયત્ન કરીશ." આ તો ગુજરાતી જનતાને જાણે મેં વચન આપ્યું હોય તેવું જ ગણાય. છતાં આ નવી આવૃત્તિમાં એવો કોઈ ઉમેરો નથી એ માટે વાચક ભાઈબહેનો મને માફ કરે એવી મારી વિનંતી છે. પણ હું તેમને નિરાશ તો નહીં જ કરું. અહીં સાબરમતી મંદિરમાં એવું કાંઈક હું લખી રહ્યો છું કે જેમાં ગાંધીજીના જીવન-પ્રસંગો પૈકી ચાળીસેક પ્રસંગો આવી જાય છે. એ રીતે પહેલી આવૃત્તિ પ્રસંગે આપેલી આશા અજાણપણે પણ પરિપૂર્ણ કરી શકાશે. એ તો મારા ઉપર પ્રભુની ભારે કૃપા ગણાય. મેં આપેલી આશા મારી અજાણમાં પણ તેણે મારી પાસે પૂરી કરાવી! જોકે

ગુજરાતની જનતા સમક્ષ તે લખાણ ક્યારે પ્રસિદ્ધ થયેલું રજૂ થશે — તે હું કહી શકતો નથી.*

આ નવી આવૃત્તિમાં પૂ. બાના અવસાન પછી, એક પ્રશ્ન ઉપસ્થિત થયેલો તે સંબંધે સ્પષ્ટતા કરવાની જરૂર છે:

છેલ્લી લડતમાં પૂ. બા જોડાય એ માટે બાપુજીએ કરેલા પ્રયત્ન વિષે. શુભ શરૂઆત એ પ્રકરણ વિષે કાંઈક સ્પષ્ટતા કરવાની જરૂર છે. दक्षिण आफ्रिकाना सत्याग्रहनो अितिहास માં બાપુજીએ કાંઈક જુદું લખ્યું છે, કે સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓને સામેલ કરવાનો વિચાર થતાં શ્રી છગનલાલ ગાંધીનાં પત્ની કાશીબહેનને અને શ્રી મગનલાલ ગાંધીનાં પત્ની સંતોકબહેનને પ્રથમ વાત કરી અને તેમને તૈયાર કર્યાં, અને પછી બા તેમાં સામેલ થયાં. પણ આ પ્રકરણો પ્રસિદ્ધ કરતા પહેલાં બાપુજી પાસે હું વાંચી ગયો ત્યારે બાપુજીની સરતચૂક વિષે મેં તેમનું ધ્યાન ખેંચ્યું. અને ઉપરના પ્રકરણ વિષે મેં ખાતરી આપી. બાપુજી પણ વિમાસણમાં પડ્યા. અને બાની સાક્ષી ઉપરથી નિર્ણય કરવાનું ધાર્યું. બાને બોલાવ્યાં અને અમારી બન્નેની વાત તેમની પાસે મૂકી. બાએ જણાવ્યું કે, "રાવજીભાઈની બધી વાત સાચી છે. એ તો જાણે કાલે સવારે જ બન્યું હોય એવું મને સ્પષ્ટ યાદ છે." આ ઉપરથી બાપુજીએ જણાવ્યું કે, "તો તો મારી સરતચૂક થઈ છે. તે પુસ્તકની નવી આવૃત્તિમાં તે ભૂલ સુધારવી રહી."

સાબરમતી મંદિર
અમદાવાદ,
માગસર વદ ૧૨, ૨૦૦૦

રાવજીભાઈ મણિભાઈ પટેલ

---

* એ હવે जीवननां झरणां એ નામે નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થયું છે. કિં. રૂ. ૨–૮–૦ — પ્રકાશક

જ્યાં જગતના કલ્યાણની

સાધના થઈ તે

પુણ્ય ભૂમિને

# પાર્શ્વભૂમિ

દક્ષિણ આફ્રિકાના વિજયને અંતે ત્યાંનું કામ સંકેલી ગાંધીજી વિલાયત ગયા અને ફિનિક્સ આશ્રમના તમામ ભાઈઓને એમણે હિંદુસ્તાન મોકલ્યા. ગાંધીજી આવે ત્યાં સુધી એ બધાને સાચવવાનું કામ મિ. ઍન્ડ્રૂઝે માથે લીધેલું. ફિનિક્સ પાર્ટીના લોકો પ્રથમ કાંગડી ગુરુકુળમાં થોડા દિવસ રહ્યા અને પછી કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના શાંતિનિકેતનમાં આવ્યા. એ જ અરસામાં (ઈ. સ. ૧૯૧૪) હું પણ શાંતિનિકેતન જઈ ચઢેલો. એટલે સ્વાભાવિક રીતે ફિનિક્સ પાર્ટીના લોકો જોડે હું ભળી ગયો. ત્યાં સવારસાંજની પ્રાર્થના ચલાવું, મારા હિમાલયના પ્રવાસની વાતો સંભળાવું અને સાંજની ટંક એ લોકો જોડે જ ખાઉં અને સવારસાંજ જમીન ખોદવામાં કે એવા જ બીજા કામમાં ભાગ લઉં. એવા વાતાવરણમાં ફિનિક્સ પાર્ટીના આગેવાન શ્રી મગનલાલભાઈ ગાંધીનો પરિચય થયો. દક્ષિણ આફ્રિકાની લડત એમને માટે તાજી હતી. આ આશ્રમવાસીઓએ અસાધારણ વિજય મેળવી દેશને માટે એક નવો રસ્તો ખોલ્યો હતો. કેવળ રાજદ્વારી ક્ષેત્રમાં જ નહીં પણ જીવનનાં તમામ અંગપ્રત્યંગોમાં વિશિષ્ટ ઢબે રહેવાનો પ્રયોગ તેઓ ચલાવતા હતા. એવા વાતાવરણમાં રોજ સાંજે અને કોક કોક વાર રાત્રે બાર બાર વાગ્યા સુધી શ્રી મગનલાલભાઈને મોઢે હું બાપુજીની વાતો સાંભળતો. કોઈ ચુસ્ત સનાતની જે શ્રદ્ધાથી રામાયણ અને મહાભારત સાંભળે છે તેથી મારી નિષ્ઠા આ સાંભળવામાં ઓછી ન હતી. મગનલાલભાઈ પોતાના સ્વભાવ પ્રમાણે પોતાની વાતો એક રીતે કહે. મગનભાઈ પટેલ બીજી વાતો કરે. દેવદાસ, રામદાસ અને પ્રભુદાસ વળી ત્રીજો જ સૂર છેડે; જેલમાં જવાને બધાં ટ્રાંસવાલમાં કેમ દાખલ થયાં? શ્રી મણિલાલ મિ. લેલ કેમ થઈ ગયા? સંતોકબહેને શું શું કર્યું? નાના રામદાસે જેલમાં ઉપવાસ કરી ગોરાઓને કેમ ચકિત કર્યા? સ્વાર્થત્યાગપૂર્વક જેલ બહાર રહેલા શ્રી મગનલાલભાઈ નાના દેવદાસની મદદ લઈને હજારો લોકોને કેમ સાચવતા? મેઢ અને પ્રાગજીભાઈ

જેલમાં તિકડમ કેમ ચલાવતા હતા? મિ. પોલાક અને મિસ શ્લેશિન, મિ. વેસ્ટ અને મિસ વેસ્ટ, કેલનબેક અને રીચ કેવા લોકો છે? જેલમાં અને કોરટમાં દુભાષિયાનું કામ કરતાં કોરટ વતી ધણીને જ પોતાની પત્નીને તમે પરણેલાં છો કે કેમ એવો સવાલ પૂછવો પડવાથી કેવી રમૂજ આવતી! બાપુજી અને જનરલ સ્મટ્સ એકબીજાને હંફાવવા કેવા પ્રયત્ન કરતા? સર બેન્જામિન રૉબર્ટસને દક્ષિણ આફ્રિકામાં આવી શું કર્યું? ગોખલેજીની ત્યાં શી અસર થઈ? ઑલિવિયા શ્રાઈનર એ બાઈ કોણ ને કેવાં હતાં? એવા એવા અનેક કિસ્સાઓ અને રેખાચિત્રો સાંભળવાને મળતાં. મારે માટે નવરાશની એ વાર્તાઓમાંથી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ જીવતો થઈ ગયો.

ગાંધીજીની आत्मकथा કરતાં પણ એમના લખેલો दक्षिण आफ्रिकाना सत्याग्रहनो इतिहास વધુ વિગતસર અને વધુ રોમાંચકારી છે. પણ ગાંધીજીએ પોતાના ઇતિહાસમાં ન લખેલું એવું ઘણું એ ઇતિહાસ પહેલાં જ મને શાંતિનિકેતનની એ નિશીથકથામાંથી મળ્યું હતું. ગાંધીજીની आत्मकथा અને सत्याग्रहनो इतिहास જોયા પછી ઘણી વાર થતું કે એને પૂરક તરીકે આ નાની નાની વાતો જે મેં શાંતિનિકેતનમાં સાંભળી હતી તે કોઈ એકત્ર કરી લખી આપે તો દેશને મોટો લાભ થાય. પણ હું કોને કહું? મગનલાલભાઈ તો આવું કશું લખે નહીં. મણિલાલ દક્ષિણ આફ્રિકા ગયેલા. રામદાસ નિવૃત્તિમાર્ગી, દેવદાસ તો આગળ ને આગળ દોડે, પ્રાગજીભાઈ તો હાથ આવે એમ હતું જ નહીં; એટલે મેં પ્રભુદાસને જ લલચાવવાનું પસંદ કર્યું. પ્રભુદાસે નાનપણની વાતો યાદ કરી કરીને કેટલાંક પ્રકરણો લખી કાઢ્યાં અને મેં એનું કામચલાઉ નામ પાડ્યું तच्च संस्मृत्य संस्मृत्य. મગનલાલભાઈ એ સઘળું સાજ જોઈ ગયા. દેવદાસે એ તપાસી આપ્યું. આજે એ બધાં પ્રકરણો પ્રભુદાસ તરફથી जीवननुं परोढ નામે કુમારમાં છપાય છે.* બાળપણનાં સંસ્મરણોની એ નોંધ ગાંધીજીની

---

* એ પ્રકરણો પણ जीवननुं परोढ નામે નવજીવન પ્રકાશન મંદિર તરફથી પુસ્તકાકારે પ્રગટ થયાં છે. કિં. રૂ. ૮-૦-૦ —પ્રકાશક

તે વખતની સાધનાનો તાદૃશ ચિતાર આપે છે, અને સારી પેઠે જીંડી છે. પણ મને ખ્યાલ ન હતો કે જાણે મગનલાલભાઈ જ લખતા હોય એવું કોઈ લખનાર તૈયાર થશે. એટલે નવજીવન તરફથી જ્યારે આ પ્રસ્તુત ચોપડીનાં પ્રૂફો જોવાને મળ્યાં, ત્યારે ઘણો આનંદ થયો. તરત જ મનમાં થઈ ગયું કે આમાં જ ગાંધીજીની સાધના આપણને મળવાની છે.

આખી ચોપડી વાંચ્યા પછી એમાં એક જ ઊણપ જણાઈ આવી છે અને તે ગાંધીજીના કાગળોની. આમાં ક્યાંક ક્યાંક થોડા કાગળો રાવજીભાઈએ આપ્યા છે અને તે કીમતી છે; પણ આપણે ભૂલવું ન જોઈએ કે ગાંધીજીનું માનસ એમના જાહેર લખાણમાં વ્યક્ત થયું છે તે કરતાંયે એમના પારદર્શક, પ્રેમાળ, અંતર્મુખી અને નિખાલસ કાગળોમાં વધારે વ્યક્ત થયું છે. ગાંધીજીના કાગળો જો એકત્ર કરીને છાપ્યા હોય તો એ સંગ્રહ વખતે એમનાં જાહેર લખાણો અને ભાષણો કરતાંયે ચઢી જાય. અને એમાં ગાંધીજીનું માનસ નિર્મળ અરીસામાં ન હોય એમ પૂર્ણપણે પ્રતિબિંબિત થયેલું આપણને મળે.

ગાંધીજીની સાધનાનું માહાત્મ્ય જ એટલું મોટું છે કે એની નોંધ રાખનાર લોકો આશ્ચર્યકારક રીતે નીકળી આવે છે. યુગપુરુષોનો. વખતે, એ કુદરતી અધિકાર જ છે.

અનેક પ્રયોગો કરી અને અનેક રીતે ચિંતન કરી પાકા કરેલા વિચારોનું શબ્દસંગઠન અવશ્ય કીમતી છે; પણ એ જ વિચારો અને આદર્શો જ્યારે સંકુચિત પ્રયોગના કાચા સ્વરૂપમાં આપણી નજર આગળ ખડા થાય છે, ત્યારે એનું મહત્ત્વ અને એનું આકર્ષણ અનેરું હોય છે. દક્ષિણ આફ્રિકાની સાધના એ ભારતવર્ષની વિશાળ તપસ્યાની પ્રયોગભૂમિ કહેવાય. ત્યાંની ગ્રીનરૂમમાં (નેપથ્યમાં) જે તૈયારી થઈ તે જ વ્યાપક રૂપમાં ગાંધીજી છેલ્લાં પચીસ વર્ષ રાષ્ટ્ર આગળ ભજવી રહ્યા છે.

ગાંધીજીની **આત્મકથા** અથવા એમના સત્યના પ્રયોગનું બયાન વિશ્વસાહિત્યમાં પોતાનું સ્થાન લઈ ચૂક્યું છે. એની શૈલી ઉપર

દેશદેશાંતરના લોકો મુગ્ધ છે. અનેક સાધકોએ એમાંથી પ્રેરણા મેળવી છે. છતાં કહેવું પડે છે કે અનેક રીતે એ ગ્રંથથી આપણને પૂરતી તૃપ્તિ થતી નથી. સત્યનિષ્ઠ ગાંધીજીએ જેટલું લખ્યું છે તેટલું તો બધું યથાર્થ જ છે પણ એમની પાસેથી આપણે જે જે જાણવા માગીએ છીએ તે બધું એમાં આવ્યું જ છે એમ ન કહેવાય. જીવનનો આદર્શ નક્કી કરતાં પહેલાં મનમાં જે ભવતિ ન ભવતિ ચાલે છે, જે મનોમંથન આખા જીવનને પ્રક્ષુબ્ધ કરી મૂકે છે તેનું વર્ણન એ આત્મકથામાં ક્યાંય ન મળે. અમુક પ્રસંગ બન્યો એટલે મેં આમ નક્કી કર્યું એમ ગાંધીજી લખી નાખે છે. એ નિર્ણય ઉપર આવતાં પહેલાં કેટલી બૌદ્ધિક વિટંબણાઓમાંથી પસાર થવું પડ્યું, કેટલા વિકલ્પો સેવવા પડ્યા અને છોડવા પડ્યા એનો ઉલ્લેખ ક્યાંય જડતો નથી. અને નિર્ણય થયા પછી પણ શરીરને, એની ટેવોને, ચિત્તવૃત્તિ અને વાસનાઓને તે દિશા તરફ વાળતાં કેટલી મહેનત પડી, કેટલા ઘાટ ચડવા પડ્યા અને તેને માટે આત્મશક્તિ કેળવતાં હારજીતની કેટલી ભરતીઓટમાંથી પસાર થવું પડ્યું એ બધું એમણે ક્યાંય આપ્યું નથી. જાણે નિશ્ચય અને સિદ્ધિ વચ્ચે કશું અંતર જ ન હતું. અને એમ જ થયું હોય તોયે આટલી જબરદસ્ત સંકલ્પશક્તિ કેળવવા માટે એમણે શું શું કર્યું એ તો આપણને મળવું જોઈએ.

પ્રથમથી ગાંધીજી સાથે રહેલા અને ગાંધીજીની આખી જીવન-પ્રેરણા સમજનારા કોઈ સાથીઓએ જો નિરીક્ષણ કરી ગાંધીજીનું આંતરિક ચરિત્ર લખી આપ્યું હોત તો એમની आत्मकथा પર પ્રકાશ પાડતું એ એક મહાભાષ્ય થઈ જાત અને દુનિયાએ એવા ગ્રંથને એમની आत्मकथा કરતાં પણ વધારે આવકાર આપ્યો હોત. પણ ગાંધીજીની વિભૂતિ જેટલી જ જેની વિભૂતિ છે એવો કોઈ 'અપર ગાંધી' જ એ કામ કરી શકત. એને અભાવે સામાન્ય કોટીના લોકોમાંથી જેઓ ગાંધીજી જોડે રહ્યા છે અને શ્રદ્ધા અને નિષ્ઠા સાથે જેમણે ગાંધીજીના કામમાં ભાગ લીધો છે એવા લોકોએ પોતપોતાના અનુભવની પોતાની પાસેની માહિતી માનવી હિતને

અર્થે શબ્દબદ્ધ કરવી જોઈએ. અને ગાંધીજીની નવરાશનો લાભ મળે તો એમની પાસેથી એ તપાસાવવી જોઈએ. આ દૃષ્ટિએ જોતાં રાવજીભાઈએ આ સાધનગ્રંથ લખી આપણી ઉત્તમ સેવા કરી છે અને ગાંધીમત અને ગાંધીકાર્યના અભ્યાસીઓને માટે કીમતી મસાલો પૂરો પાડ્યો છે.

આપણે લોકો આટલા બેદરકાર ન હોત તો કોઈકે પૂ. બાને ચરણે બેસી એમને સવાલો પૂછી એમની જ પાસેથી મળી શકે એવી ઘણી માહિતી એકત્ર કરી હોત. आत्मकथामां અને सत्याग्रहना अितिहासमां જે જે લોકોનો ઉલ્લેખ આવે છે તેમની પાસે પહોંચી જઈ તેમની પાસેથી તેમનાં તે વખતનાં સંસ્મરણો વિસ્મૃતિના પ્રવાહમાં તણાતાં બચાવ્યાં હોત. મનુષ્યજાતિના ઉદ્ધારનો આ યુગનો એકમાત્ર રસ્તો જેમણે શોધી કાઢ્યો છે, તેમની જીવનસાધનાની એકકે વિગત આપણાથી બની શકે તો આપણે જતી નહીં કરીએ. ચીન અને જાપાન; ઇટલી અને જર્મની; ઇંગ્લંડ, અમેરિકા, અને ફ્રાન્સ; રશિયા ને સ્પેન, આદિ દેશોની આજની સ્થિતિ જોતાં માણસજાત વિનાશની અણી પર કેમ આવી છે એનો સહેજે ખ્યાલ આવી શકે છે. એવે વખતે આત્મા ઉપર વિશ્વાસ અટળ રાખી જેમણે આશાનું એકમાત્ર કિરણ દુનિયા આગળ ધર્યું છે એમની જીવનસાધના કેવળ વૈયક્તિક મહત્ત્વની નથી પણ સામાજિક મહત્ત્વની છે એ આપણે જાણવું જોઈએ.

સત્યાગ્રહનું રહસ્ય જાણવા ઇચ્છનાર તેમ જ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસનું અધ્યયન કરવા ઇચ્છનાર અને વળી ગાંધીજીના જીવનના ઊંડાણમાં ઊતરવા ઇચ્છનાર બધા જ લોકોને આ ચોપડી અત્યંત આવશ્યક વાચન પૂરું પાડે છે. શક લોકો સામે ઝૂઝીને દેશને સ્વતંત્ર કરનાર શાલિવાહન રાજા વિષે દંતકથા કહે છે કે એ રાજા પાસે એવું અદ્ભુત રસાયણ હતું કે એ પોતાના કુંભારને ત્યાં જઈને માટીના સિપાઈઓ બનાવી એ રસાયણથી એમને જીવતા કરી લડાઈમાં વાપરતો. એ દંતકથાનું રહસ્ય આપણે ગમે

તેમ ઘટાવીએ. પણ ગાંધીજી પાસે આપણે એવું એક રસાયણ અવશ્ય જોઈએ છીએ કે જેથી તેઓ માટીના માણસમાંથી તેજસ્વી આત્મપરાયણ સિપાઈઓ તૈયાર કરી શક્યા છે. અને તેથી દરેક કેળવણીકારને ગાંધીજીની આ કળા કે કીમિયાનું રહસ્ય શું છે એ શોધી કાઢ્યા વિના છૂટકો નથી. ચાર દીવાલ વચ્ચે નાનાંમોટાં બાળકોને લઈ બેસી એમનામાં ઓછીવત્તી માહિતી રેડવી અથવા એમને ભાષાપ્રવીણ બનાવવાં એ કાંઈ સાચી કેળવણી નથી. પણ આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોને જીવન મારફતે કેળવી એમનામાં રહેલો સુપ્ત દૈવી અંશ જાગ્રત કરવો, તેમને પોતાના અમૃતવારસાનું ભાન કરાવવું, અને માણસની કલ્પનામાં પણ ન આવી શકે એવી સજ્જનતા, એવું પરાક્રમ અને એવી શાંતિ એમના જીવનમાં ખીલવી બતાવવી, એનું નામ તે ખરી કેળવણી. એવા કેળવણીકારો અત્યાર સુધી દુનિયામાં ભાગ્યે જ દસવીસથી વધારે પાક્યા હોય. એ સહુમાં પણ ગાંધીજીની વિભૂતિ વિશેષપણે તરી આવે છે. પોતાના જ જીવનકાળમાં કરોડો લોકોવાળા આખા રાષ્ટ્રને હાથમાં લઈ, એના ઐતિહાસિક વજ્રલેપ દુર્ગુણો જાણતા અને અનુભવતા છતાં એ પ્રજા ઉપર વિશ્વાસ રાખી એમણે જે એક મોટો વ્યાપક અખતરો કરી બતાવ્યો છે, એનો જોટો વિશ્વઇતિહાસમાં બીજે મળતો નથી. એ અખતરાની પ્રારંભિક દશામાં જેમને પ્રૌઢ નિશાળિયા થવાનું માન મળ્યું તેવાઓમાંના એક જીવનાર્થીના અનુભવનું આ બયાન છે.

ગાંધીજીનું માહાત્મ્ય અને એમના કાર્યનું સ્વરૂપ અને એનો વિસ્તાર લોકો આગળ છે. પણ ગાંધીજીની પોતાની જીવનસાધના તેમ જ બીજાનું જીવન ઘડવાની એમની જીવનકળા એમણે પોતે લખેલા ગ્રંથોમાં પૂરી પ્રગટ થઈ નથી અને થવાની નથી. એમના અસંખ્ય કાગળો જ્યારે છપાશે ત્યારે જ ગાંધીજીના જીવનપ્રયોગો અને એમની આત્મકથા એના વિશ્વતોમુખી અનંત પાસાઓ દ્વારા ઝળકશે. અને એમાં જે કંઈ ઊણપ રહે તે આવા સાધનગ્રંથો દ્વારા પૂરી થશે.

એક શંકા મનમાં ઊઠ્યા વગર રહેતી નથી. શીસમહાલમાં જ્યારે ચંદ્રજ્યોત સળગાવવામાં આવે છે ત્યારે અરીસાના ઊપસી આવેલા અસંખ્ય કકડાઓ દ્વારા દશે દિશ પ્રતિબિંબો સળગી ઊઠે છે અને એમ જ થાય છે કે જ્યાં જુઓ ત્યાં દીપોત્સવ છે, અને અનંત ચંદ્રજ્યોતિઓ પૃથ્વી પર અવતરી છે. હવે તો કોઈ કાળે આ બંધ દુનિયામાં અંધકારનો ફરી પ્રવેશ થવાનો જ નથી. આપણે ભૂલી જઈએ છીએ કે ચંદ્રજ્યોત તો અહીં એક જ છે અને આસપાસ જે સળગતું અને ચળકતું દેખાય છે તે કેવળ એનો મહિમા જ છે. પ્રતિબિંબો ગમે તેટલાં હોય તોયે દુનિયાની સમૃદ્ધિ તો મૂળ બિંબો જેટલી જ હોય છે. તેવું જ અનુભવવાનું આ જમાનાના ભાગ્યમાં તો નહીં હોય? શ્રદ્ધા કહે છે કે એમ ન બને. આ પ્રતિબિંબો નથી પણ 'ચિરાગસે ચિરાગ જલતી હૈ,' એ ન્યાયે ખરેખર નાનામોટા અસંખ્ય દીપો સળગ્યા છે. એમાંથી કેટલાક થોડુંક સળગીને ઓલવાઈ જશે, કેટલાક કેવળ ધુમાડો જ પેદા કરશે, પણ જેમની પાસે સ્નેહ અખૂટ હશે તે તો પોતાની જ્યોતિની સેરો અંધારા ભવિષ્યમાં દૂર દૂર સુધી પહોંચાડી ભવિષ્યકાળને ઉજ્જવળ કરશે. એટલું જ નહીં પણ હવે પછી આવનારાં નવાં નવાં સ્નેહભીનાં કોડિયાંને પણ સળગાવીને દીપમાલની પરંપરા અખંડ આગળ ચલાવશે.

અને નરી અશ્રદ્ધા પણ આશ્વાસન આપે છે કે ભલે આ દુનિયા દીપસંમેલન ન હોય અને કેવળ શીસમહાલ જ હોય, પણ જે કારીગરે માટીની દીવાલને ઠેકાણે દર્પણના આ ગોળ ટુકડા બનાવી ગોઠવ્યા અને એમના પેટમાં રસાયનનો લેપ કરી એમને જ્યોતિથી પ્રદીપ્ત થવાની શક્તિ આપી તેની પણ વિશ્વસેવા ઓછી નથી. હવે પછી આવનાર દરેક દીપને, દરેક ચંદ્રજ્યોતિને કૃતાર્થ થવા માટે જેણે આ પરિસ્થિતિ ઊભી કરી તે પણ ઓછો વિશ્વકલ્યાણકૃત્ નથી.

આપણા આર્ય લોકોના એક સનાતન સિદ્ધાંત ઉપર ગાંધીજીનો અટળ વિશ્વાસ છે. અને તે સિદ્ધાંત છે પિંડબ્રહ્માંડન્યાયનો અને

'શ્રેષ્ઠ અને ઇતરજન'નો. યથા પિંડે તથા બ્રહ્માંડે એ ન્યાયે જ ગાંધીજી ચાલતા આવ્યા છે. પોતાની આસપાસની સમીપવર્તી પ્રત્યક્ષ પરિસ્થિતિ પ્રત્યે સત્યનિષ્ઠાથી વફાદાર થઈશું તો વિશ્વના તમામ કોયડાનો ઉકેલ હાથમાં આવશે જ આ એક એમની અટલ શ્રદ્ધા છે. એમની બીજી શ્રદ્ધા એટલી જ અટલ છે કે જેમ શ્રેષ્ઠ લોક વર્તશે તેમ જ अितरेजन સામાન્ય પ્રજા વર્તવાની છે. અર્થશાસ્ત્રમાં ગ્રેશહેમના સિદ્ધાંતનો ઉલ્લેખ આવે છે કે ખરાબ નાણાં ચલનમાં ઘૂસે એટલે સારાં નાણાં કાં તો દેશવટો ભોગવે છે અથવા સોનીની કુલડીમાં ઓગળી જાય છે. જ્યારે જ્યારે સમાજમાં જડતા પ્રવર્તે છે ત્યારે ત્યારે પણ એ જ ગ્રેશહેમના ન્યાયે ધર્મની ગ્લાનિ અને અધર્મનું અભ્યુત્થાન થાય છે. પણ જો એ જ સિદ્ધાંત સાર્વભૌમ હોત તો દુનિયાને કશી જ આશા હોત નહીં. જેમ જેમ વખત જાય તેમ તેમ યુગશક્તિનો હ્રાસ થતો જાય અને અંતે દુનિયાના ભાગ્યમાં વિનાશ જ રહે. અધર્માભિભવના આ સિદ્ધાંત સામે અવતારસર્જનનો સિદ્ધાંત કામ કરે છે. માટે જ દુનિયા માટે કંઈ પણ આશા છે. કેટલાક લોકોમાં ધર્મપ્રેરણા અંદર ઊતરી જાય છે, કેટલાકમાં કેવળ પ્રતિબિંબના જ થાય છે. જેઓ કેવળ પ્રતિબિંબના જ અધિકારી છે તેઓ પોતાને ભાગે આવેલું અથવા ભાગ્યમાં લખેલું યુગકાર્ય પૂરું કરી પાછા પહેલાં હતા તેવા થઈ જાય છે. અને જેઓ યુગપ્રેરણાને ઝીલી શકે છે, જેમનામાં કાયમનું જીવન-પરિવર્તન થઈ જાય છે તેઓ અપ્રતિમ યુગકાર્ય તો કરે જ છે પણ પોતાનો સ્થાયી ઉદ્ધાર પણ સાધે છે.

આ ભેદ શાથી પડે છે? આ કંઈ કેવળ અકસ્માત નથી. આ કંઈ દૈવની અકળ લીલા નથી. આ એક અટળ સિદ્ધાંત છે: સહેજે સમજાય એવો છે; અને સમજીને દરેક માણસ એમાંથી લાભ ઉઠાવી શકે એમ છે.

માનવી જીવન સાધના માટે છે, સિદ્ધિના ઉપભોગ માટે નથી. જેઓ સાધનાદૃઢ છે તેમની શક્તિ વધતી જ જાય છે. જેઓ સિદ્ધિથી લલચાઈને, અથવા સાધના-વ્યાયામથી થાકીને શિથિલ થયા

તેઓ નીચે ઊતર્યા. જૂની મૂડી ઉપર થોડા દિવસ તેઓ પોતાની પ્રતિષ્ઠા ટકાવી શકે, પોતાનો અધઃપાત અમુક હદ સુધી ઢાંકી પણ શકે, પણ ટાઢે કકડતી દુનિયા જાણી જાય છે કે આ ઈંટોમાં હૂંફ રહી નથી.

ગાંધીજી જ્યારથી હિંદુસ્તાનમાં આવ્યા છે ત્યારથી હિંદુસ્તાન ગાંધીજીની સાધના પાછળ જવાનો પ્રયત્ન કરી રહેલ છે. એ સાધના ચાલુ રાખી હોય તો એને અંતે શું શું મળી શકે છે એની ઝાંખી પણ હિંદુસ્તાને કરી છે. પણ અત્યારે દુર્દૈવે સાધનાનિષ્ઠા કંઈક ઝાંખી પડી છે. તત્ત્વદર્શન અસ્પષ્ટ થયું છે. શ્રદ્ધા ડહોળાઈ ગઈ છે. એવે વખતે ગાંધીજીની આ સાધના ગફલતમાં પડેલાઓને ખબરદાર કરશે અને બેખબર લોકોને નવી દૃષ્ટિ આપશે એવી આશા છે.

પૂના
૧–૩–'૩૯

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# અનુક્રમણિકા



## ભાગ ૧ લો



## ભાગ ૨ જો

## ભાગ ત્રીજો

## ૧

# દક્ષિણ આફ્રિકા

પૃથ્વીના પાંચ ખંડ પૈકીનો આફ્રિકા એક વિશાળ ખંડ છે. આખોય ખંડ કુદરતી બક્ષિસોથી ભરપૂર છે. નાઈલ નદી તો મિસરનું ગૌરવ ગણાય. મિસરના લોકો નાઈલ નદીના નામનું ગુણગાન કરે છે, તેને દેવત્વ અર્પે છે, તેની પૂજા કરે છે. મિસરનાં રાષ્ટ્રીય ગીતોમાં નાઈલના નામોચ્ચારથી મિસરવાસીઓને રોમાંચ થાય છે. તેને નામે દેશભક્તિનાં પૂર જામે છે અને તેની ગોદમાં મિસરવાસીઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે. ખંડને પૂર્વ કાંઠે તો, મિસરના પૂર્વ કિનારાથી માંડી ઠેઠ કેપ ઑફ ગુડહોપની ભૂશિર સુધી, કુદરતે જાણે હરિયાળી બિછાત ન બિછાવી હોય એવું સુંદર અને સુખપ્રદ દૃશ્ય નજરે પડે છે. મિષ્ટ ફળફૂલથી લચી રહેતી સુંદર વાડીઓ જોઈ જોઈને આપણી આંખો ઠરે છે. પૂર્વ આફ્રિકાના ભીતરમાં વિક્ટોરિયા ન્યાંઝા અને આલ્બર્ટ ન્યાંઝા નામનાં બે વિશાળ અને સુંદર સરોવરો અને તેની આજુબાજુનો લીલોછમ મુલક જીવમાત્રને આહ્લાદ આપે છે. એ ખંડની કુદરતી બક્ષિસોમાં જેમ વિશિષ્ટતા છે તેમ જ વનભૂમિની પણ વિશિષ્ટતા છે. વનભૂમિમાં વસતા વનરાજનાં ગર્જન તેના ગૌરવમાં વધારો કરે છે. હાથી અને હાથણોનાં ઝુંડ નાનાં નાનાં સરોવરોમાં જળક્રીડા કરતાં સહેજે જ્યાં ત્યાં જણાય છે.

અને દક્ષિણ આફ્રિકાની રમણીયતા તો ઓર જ છે. તેના ઉદરમાં શું નથી? મિષ્ટાનો ભૂખ્યો કોઈ માનવી પૃથ્વીના પૃષ્ઠ ઉપર ફરતો ફરતો નિરાશ થયો હોય, પણ અહીં તેની ભૂખ ભાગશે: અહીં જોઈતી મિષ્ટતા મેળવી પ્રસન્ન થશે. હજી તો ભૂમિ પૂરતી કેળવાયેલી નથી. તેના ઉદરમાં પોતાના મહામૂલા પરસેવાનું ખાતર પૂરી ફલદાયી

બનાવે એવા પૂરતા ખેડૂતો તેને સાંપડ્યા નથી. છતાં કેરી, કેળાં, અનેનાસ અને પપનસ, નારંગી અને સંતરાં, સીતાફળ, રામફળ અને સફરજનથી માંડી સ્વાદિષ્ટ દ્રાક્ષ પણ ઢગલાબંધ પાકે છે. દુનિયાના બીજા ભાગમાં ફળ માટે આવી અનુકૂળ ભૂમિ અને આબોહવા ભાગ્યે જ હશે. વળી બીજું શું જોઈએ? સોનું ત્યાં પાકે છે, હીરા ત્યાં મળી શકે છે, કોલસા પણ ત્યાં નીપજે છે. જમીન સપાટ નથી છતાં રસાળ છે. તેમાં વળી નાતાલ પ્રાંત તો અલૌકિક છે. દરિયાને કિનારે હોવા છતાં સુકી અને સામાન્ય ઠંડી હવાવાળો, વાડી અને ઝાડીથી ભરપૂર એ મુલક છે.

નાતાલ, ટ્રાંસવાલ, કેપ કૉલોની અને ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટ એમ ચાર પ્રાંતનો દક્ષિણ આફ્રિકા બનેલો છે. એ ચાર પ્રાંતો 'યુનિયન ઑફ સાઉથ આફ્રિકા' નામક રાજ્યસંસ્થા નીચે છે. તે ચારેય પ્રાંતના પ્રતિનિધિત્વવાળી સંયુક્ત રાજ્યસભા તેનો રાજ્ય-કારભાર ચલાવે છે. આ રાજ્યસભા 'યુનિયન પાર્લમેન્ટ' નામથી ઓળખાય છે. દક્ષિણ આફ્રિકા 'રિપબ્લિક' — પ્રજાસત્તાક — નથી ગણાતું. તે બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ ગણાય છે. છતાં બ્રિટિશ રાજ્યની સત્તા ત્યાં નામની જ છે. એ નામની સત્તા દક્ષિણ આફ્રિકાની પ્રજાના હિતમાં આડખીલીરૂપ નથી. પણ ઊલટું ત્યાંની પ્રજા તેનો કાંઈક લાભ ઉઠાવે છે. દક્ષિણ આફ્રિકાની મૂળ વસ્તી સીદી લોકોની છે. અને રાજ્યસત્તા જનરલ સ્મટ્સ અને હરઝોગ જેવા ડચ લોકોના હાથમાં છે. વેપારનો પૈસો અંગ્રેજ લોકો લૂંટે છે. અને સાથે સાથે હિંદીઓ પણ ધનપ્રાપ્તિ અર્થે ત્યાં વસે છે. આ પચરંગી વસ્તી સંબંધે આપણે આગળ જોઈશું.

## ૨

# દક્ષિણ આફ્રિકાની મૂળ વસ્તી—ઝૂલુ

દક્ષિણ આફ્રિકાની મૂળ વસ્તીને અમેરિકાના હબસીની જેમ ખાસ નામ આપીને સંબોધવામાં આવતી નથી. ગોરી અને બીજી પ્રજા તેઓને કાફર કહે છે. પણ તે સંબોધન અપમાનસૂચક છે એટલે જાહેરમાં તેનો ઉપયોગ થતો નથી. તેઓને પોતાને એ સંબોધન સાંભળીને અપમાન લાગે છે. સરકાર પોતાના ઉપયોગ માટે 'નેટિવ્ઝ' શબ્દ વાપરે છે. ગોરા અને હિંદીઓ ઘરગથ્થુ ભાષામાં તેમને 'કાફર' કહે છે. નાતાલ પ્રાંતના મૂળ વતની માટે ત્યાંના એક ઝૂલુ નામના પ્રદેશના નામ ઉપરથી ઝૂલુ સંજ્ઞા વપરાય છે. આ પ્રકરણમાં હું નાતાલના મૂળ વતનીઓ સંબંધે લખવા ધારું છું, તેથી તેમને માટે 'ઝૂલુ' શબ્દ વાપરવો ઠીક છે. જ્યાં જ્યાં 'ઝૂલુ' શબ્દ વાચક વાંચે, ત્યાં ત્યાં તે સમસ્ત દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓ માટે વપરાયેલો છે એમ સમજી લે.

હિંદુસ્તાનના કેટલાક ભાગમાં વસતી ભીલ પ્રજા, સુરત તરફની કાળીપરજ (જે આજે રાનીપરજને નામે ઓળખાય છે) અને તેવી બીજી પ્રજાઓમાં ઘણું સામ્ય છે. ઝૂલુ લોકો માને છે કે, તેઓ અને અમેરિકાના હબસીઓ એક જ પ્રજા છે, અને તેથી તેઓની ખાસિયતો, રિવાજો, માન્યતાઓ વગેરેમાં સામ્ય હશે એમ માની લઈએ. પણ સુરત જિલ્લાની રાનીપરજની તથા ભીલ જાતિની ખાસિયતો, માન્યતાઓ, લગ્નના રીતરિવાજો અને સંગીત વગેરેની પદ્ધતિમાં અને આ ઝૂલુ પ્રજાની ખાસિયતોમાં ઘણું સામ્ય છે. દક્ષિણ આફ્રિકાના મારા વસવાટ દરમિયાન મેં આ ઝૂલુ કોમને વિષે ઠીક ઠીક જાણી લીધું છે અને તે જાણ્યા પછી મને તે આખી કોમ પ્રત્યે આદર ઉત્પન્ન થયો છે. દુનિયાની પ્રજા અત્યારે તો ઉત્ક્રાંતિને

ચક્કરે ચઢેલી છે; હરેક પ્રજા પ્રગતિને પંથે કૂચ કરી રહી છે. વહેલી મોડી પણ હાલ જંગલી ગણાતી ઝૂલુ પ્રજા જગતની મહાન પ્રજાઓમાં પોતાની ગણતરી કરાવશે. કારણ કે, એ કોમ પણ પ્રગતિને પંથે ધપતી જાય છે. છતાં હાલ સુધરેલી હોવાનો દાવો કરતી પ્રજા જેને જંગલી પ્રજા ગણે છે તેની ઝૂલુ કોમ વિષેની હકીકત આપણે જાણીએ, ત્યારે આપણે જરૂર વિચારવમળમાં પડીએ છીએ કે, આપણે સુધરેલા કેમ અને તેઓ જંગલી કેમ. આમાં વાચકને સહેજ ધીરજ રાખવી પડશે. આપણે સહેજ વિગતમાં ઊતરવું પડશે.

ઝૂલુ લોકો હજી પણ મોટે ભાગે જંગલમાં જ રહે છે. દક્ષિણ આફ્રિકામાં રાજ્ય કરતી ગોરી પ્રજાએ જ્યાં જ્યાં નાનાં કે મોટાં ગામ વસાવ્યાં છે ત્યાં ત્યાં ઘર કરીને રહેતો ઝૂલુ ભાગ્યે જ મળશે. અને જે મળશે તે ખ્રિસ્તી થઈ ગયેલો હશે. ખ્રિસ્તી પાદરીઓએ આ પ્રજામાં પગપેસારો કરીને તેના બે ભાગ પાડ્યા છે: (૧) નાગડા ઝૂલુ, (૨) લૂગડાં પહેરનાર ઝૂલુ.

નાગડા લોકો જંગલમાં જ રહે છે. તેઓ સાવ નગ્ન તો નથી જ રહેતા. સ્ત્રી અને પુરુષ મર્યાદા ઢાંકવા પૂરતું જ કાપડ કે અન્ય સાધન વાપરે છે. જ્યાં જ્યાં ગોરા લોકોની વસ્તી હોય છે ત્યાં ત્યાં આવી અસભ્ય (અર્ધનગ્ન) દશામાં જવાની તેમને કાયદાથી મના કરવામાં આવી છે. એટલે બજારે વસ્તુ લેવાને, કોર્ટને કામે, કે અન્ય કોઈ કામે આવા પ્રદેશોમાં જંગલમાં વસતા ઝૂલુ લોકો લૂગડાં પહેરીને જાય છે. કુંવારી કન્યાઓ ચણિયાને બદલે બારથી અઢાર ઈંચ પનાનો ટુવાલ વાપરે છે. અને છાતી ઢંકાય એવા ચોખંડા લૂગડાના ટુકડાથી છાતી ઢાંકે છે. પરણેલી સ્ત્રીઓ બળદના ચામડાનો ચણિયો પહેરે છે અને કન્યાઓની જેમ લૂગડાના મોટા ટુકડાથી છાતીનો ભાગ ઢાંકે છે. પુરુષો વસ્તીની અંદર તો પાટલૂન અને કોટ અગર ખમીસથી પોતાનું બદન ઢાંકીને ફરે છે, અને જંગલમાં વાઘના ચામડાથી પોતાની મર્યાદા ઢાંકે છે. આ નાગડા લોકો ખ્રિસ્તી થયેલા હોતા નથી. ખ્રિસ્તી થયેલા ઝૂલુઓમાં પુરુષો યુરોપિયન પહેરવેશ રાખે છે, સ્ત્રીઓ મલાયી પહેરવેશ રાખે છે. પહેરવેશમાં

ગોરાઓની નકલ કરવી. દેવળોમાં વિશ્રામવારને દિવસે — રવિવારે — ટાપટીપ કરીને જવું, ગોરાઓના બગરચી તરીકે કે તેના કારકુન તરીકે નોકરીમાં રહેવું, દારૂ અને વ્યભિચાર કરવાની છૂટ મેળવવી, મોજશોખ અને વિલાસમાં માયકાંગલા બનવું, અને જીવનમાં નીતિઅનીતિ કે ધર્માધર્મની ચિંતામાં ન પડવું — એ ખ્રિસ્તી ધર્મ સ્વીકારનારાઓની ખાસિયતો છે, એવી ત્યાંની બિનખ્રિસ્તી પ્રજાની માન્યતા છે. નાગડા ઝૂલુઓ ખ્રિસ્તી થયેલા પોતાના ભાઈઓ પ્રત્યે શંકા અને કાંઈક તિરસ્કારથી જુએ છે. બિનખ્રિસ્તી ઝૂલુ સ્ત્રીઓ અને ખ્રિસ્તી ઝૂલુ સ્ત્રીઓ વચ્ચેના કજિયા મેં સાંભળ્યા છે. અને તે સાંભળ્યા પછી જિજ્ઞાસાની ખાતર અને કેટલીક વખત મજાકની ખાતર હું બિન-ખ્રિસ્તી ઝૂલુ બહેનને પૂછું: "તેં પેલી બાઈને મહેણાં માર્યાં પણ તે ગમે તેવી તોયે સુધરેલી, અને તું તો જંગલી; તારાથી તેને એમ કેમ કહેવાય?" મારો ઠપકો સાંભળી મગરૂરીથી તે બહેન મને જવાબ આપે: "કોણ સુધરેલું? શું સુધર્યું? વેશ્યાની પેઠે લૂગડાં સજીને ઠમકો કરવો, વિલાયતી દારૂ પી ગાંડા બનવું, જીભની ચાલાકી વાપરવી, વ્યભિચાર કરવાની છૂટ મેળવવી, અને વળી દેવળમાં જઈને કંગાલ મોં કરી પ્રભુને ફોસલાવવો, એ શું સુધરેલાનાં લક્ષણ છે? એવાં સુધરેલાં કહેવાતાં હોય તો અમારે તેવાં નથી થવું. અમને અમારું જંગલીપણું મુબારક હો!"

ઉપરની ચાતુરીયુક્ત દલીલ સાંભળીને હું આભો જ બની જાઉં. છતાં તે બહેનને વધારે બોલાવવાની ખાતર હું રદિયો આપું અને કહું: "તમે લોકો તો અદેખાં છો. તમારા કરતાં તેઓ કેટલાં સ્વચ્છ અને સભ્ય દેખાય છે? તમારા લોકોનાં લૂગડાં કેટલાં મેલાં અને દિવેલમાં તરબોળ કરેલાં હોય છે. અને તમારું શરીર પણ દિવેલથી ગંધાતું હોય છે. તમે બોલવામાં ન સમજો, લૂગડાં પહેરવામાં ન સમજો, શહેરની જિંદગીમાં ન સમજો." જાણે મારું કહેવું સાંભળી અકળાઈ જતી હોય તેમ તે બોલી ઊઠે: "હરકત નહીં, હરકત નહીં; ભલે તેઓ રૂપાળાં દેખાવા પ્રયત્ન કરે, ભલે તેઓ બાહ્ય જીવનમાં સ્વચ્છ દેખાતાં હોય, ભલે તેઓને શહેરમાં રહેતાં આવડતું હોય.

પણ તેઓનાં અંતઃકરણ કેટલાં કાળાં, કેટલાં અધમ અને કેટલાં અનીતિપૂર્ણ છે તે તું જાણે છે? અમે ભલે ગંધાતાં રહ્યાં, પણ અમારું અંતઃકરણ શુદ્ધ છે. અમે અમારા ભગવાનથી ડરીને ચાલીએ છીએ, તેને ફોસલાવતાં નથી."

આ સ્પષ્ટ જવાબ સાંભળીને પણ મને સંતોષ ન વળે એટલે વધુ સ્પષ્ટતા ખાતર હું તેની ઊલટપાલટ તપાસ કરું: "નીતિઅનીતિ તો બધાંને ઓછીવત્તી વળગેલી છે. તેમાંથી સાવ નિર્લેપ તો કોઈ જણાયું નથી. તું તે લોકોના ચારિત્ર ઉપર આરોપ મૂકે છે પણ શું તમારામાં બધાંયે શુદ્ધ હશે? બૂરાઈ તો તમારામાંયે હશે." મારું બોલવું પૂરું થાય નહીં તે પહેલાં તે બોલી ઊઠે: "હા, હા, તું સત્ય કહે છે. અમારામાં પણ બૂરાઈ તો હશે જ. પણ નેવું ટકા બૂરાઈ તેમનામાં, દશ ટકા બૂરાઈ અમારામાં. આટલો તફાવત. તેઓ પણ પાંચદશ વરસ ઉપર અમારાં ભાંડુ હતાં, અત્યારે પણ તેઓ અમારાં ભાંડુ છે. હું તેમને માથે આક્ષેપ નથી મૂકતી, પણ જેને તમે સુધારો કહો છો તેના ઉપર મારો આક્ષેપ છે."

આ નિરક્ષર, અજ્ઞાન અને જંગલી ગણાતી બહેનની પાસેથી સુધારા અને કુધારાનું નિરૂપણ સાંભળી હું તો તાજુબ થયો. આવી માન્યતા અને દલીલો મેં ઘણી બિનખ્રિસ્તી બહેનો પાસેથી સાંભળેલી, અને બારીકીથી તપાસ કરતાં જણાયેલું કે તેમાં અતિશયોક્તિ નહોતી. જોકે સારુંનરસું તો બધેય હોય છે, પણ ઝૂલુ લોકોમાં ખ્રિસ્તી ધર્મના સ્વીકાર પછી ઘણાંનાં જીવન આમ કલંકિત થાય છે એ બધેય પ્રચલિત દશા છે. જ્યાં ધર્માન્તર કરવાનો હેતુ મુખ્ય હોય છે, ત્યાં ધાર્મિકતા ઓછી જ આવે છે. એટલું જ નહીં પણ ધર્મપલટો કરનારા તે સમાજના પ્રચલિત દોષોના ભોગ થઈ પડે છે. આવી દયાપાત્ર દશા ખ્રિસ્તી થઈ ગયેલા ઝૂલુ લોકોની છે.

## ૩

# ઝૂલુ કોમની રાજકીય પરિસ્થિતિ

ઝૂલુ તો દક્ષિણ આફ્રિકાના મૂળ વતની, તે તેમની જન્મભૂમિ. ત્યાં રહેવાનો, ત્યાંનું રાજ્ય ચલાવવાનો અને ત્યાંનો બધો વૈભવ ભોગવવાનો તેમનો જન્મસિદ્ધ હક્ક; પણ પશ્ચિમની ભૂખડી પ્રજા ત્યાં જઈ ચઢી. રંગે ગોરી એટલે તેમણે તો એમ જ માની લીધું છે કે આ પૃથ્વીના પટ પર તેમ જ સૂર્યમંડળ ઉપર તેમની જ હકૂમત હોવી જોઈએ, તેમની જ અગ્રગણના થવી જોઈએ. અમેરિકામાં તે લોકો સ્થાયી થયા બાદ, તેમનાં વૈતરાં કરવાને દક્ષિણ આફ્રિકાના વતનીઓને પોતાના ગુલામ તરીકે લઈ ગયા. અને અહીં જે લોકો રહ્યા તેમના પર અહીં આવી વસેલા ગોરા લોકો ધણીપણું કરતા થઈ ગયા. સ્વાભાવિકપણે માનવજાતને એવો ઉમળકો થાય જ કે પોતાની સેવા અર્થે કે સોબત અર્થે જે કોમ રહે છે તેનું ભલું થાય, તેની ઉન્નતિ થાય એવા પ્રયત્નો કરી છૂટવા. પણ આ ગૌરાંગ પ્રજાના હૃદયમાં એવી કોઈ માનવભાવના જ વસી શકી નહીં. તેમણે તો પોતાનો સ્વાર્થ સાધવા માંડ્યો. એટલું જ નહીં પણ જે ઘરના પોતે ધણી થઈ બેઠા છે તેના મૂળ ધણીને તેમણે ઊંચા જ થવા ન દીધા. અનેક દસકાઓ અને અનેક વીસીઓ વીતી ગઈ, છતાં મૂળ પ્રજાની કેળવણીનો તેમને વિચાર સરખો પણ ન આવ્યો. સામાન્ય પોલીસથી ઉચ્ચ દરજ્જાની નોકરી માટે તેમાંના કોઈનેય રાખવામાં નથી આવતો, પછી ન્યાય, કેળવણી કે મુલકી ખાતાની તો વાત જ શી કરવી! તેમને લાકડી કે ખેતી અંગેનાં જે હથિયાર ઉપયોગી હોય તે સિવાય કોઈ હથિયાર પણ રાખવાની પરવાનગી નથી. કોઈ પણ જાહેર નોકરીમાં એક પણ ઝૂલુને મેં જોયો નથી. તે લોકો માનવજાતના હશે કે ક્ષુલ્લક પશુ-પક્ષી હશે તે વિષે ત્યાંના ગોરા લોકોને શંકા હશે. ગામેગામ

મ્યુનિસિપાલિટી હશે, પણ તેનો લાભ ઝૂલુને શાનો મળે! તે લોકો માટે જાહેર દવાખાના જેવું કોઈ જિલ્લામાં કોઈ જગ્યાએ હોય એમ જોયું જાણ્યું નથી. છતાં એક સાલ જાનવરોમાં શીતળાનો રોગ ફેલાયો, તેના ચેપના બહાના હેઠે જંગલમાં રહેતા ઝૂલુ લોકોનાં હજારો જાનવરોને ગોળીબાર કરી ઠાર કરી નાખવામાં આવ્યાં. આમ સેંકડો સાધનસંપન્ન ઝૂલુઓ થોડા જ દિવસમાં સાધનહીન થઈ પડ્યા.

સરકારને તેમને માટે કાંઈ કરવું પડે તેમ નથી. તેઓ પોતાનું રક્ષણ કરી શકે તેવા છે, તેથી પોલીસ ખાતાને કોઈનાથી તેમનું રક્ષણ કરવાનું હોતું નથી. છતાં તેમનો લાભ તો સરકાર ઘણો ઉઠાવે છે. તેમનામાંથી જ પોલીસોની ભરતી કરી તેઓને ખાસ કરીને ગોરાઓના રક્ષણને માટે રોકે છે. ઝૂલુ લોકોને કર તો આપવાનો હોય છે જ. છતાં તેટલાથી ગોરી સરકારને સંતોષ ન થયો. તેણે માથા દીઠ એક નવો કર નાખ્યો. આનો હેતુ ફક્ત એક જ હતો: કોઈ પણ રીતે ઝૂલુ લોકોને તંગીમાં અને કંગાળ અવસ્થામાં જ રાખવા; કર અગર કોઈ પણ કાયદાના અમલ નીચે તેમને દબાયેલા જ રાખવા. આજ સુધી ત્યાંની સરકાર આવા દુષ્ટ હેતુથી જ ઝૂલુ પ્રજા પ્રત્યે પોતાનું વર્તન રાખે છે. સને ૧૯૦૪ની સાલમાં ઝૂલુઓ ઉપર ત્યાંની સરકારે માથાવેરો નાખ્યો ત્યારે તે પ્રજામાં અસંતોષ પેદા થયો. જંગલમાં કોઈ મથકે પોલીસ સાર્જંટ કર ઉઘરાવવા ગયો હતો તેને ત્યાંના ઝૂલુ લોકોએ કાપી નાખ્યો. આ ગોરી પ્રજા માટે પૂરતું થઈ પડ્યું. આને પ્રજાએ અને સરકારે મોટું રૂપ આપ્યું. તેને ઝૂલુ બળવો ગણ્યો. લશ્કરી સ્વયંસેવક સૈન્યમાં દાખલ થયેલા યુવાનોને તરત જ ભેગા કરવામાં આવ્યા. ભેગા થયેલા યુવાનોના હૃદયમાં આજ સુધી ઝૂલુઓ પ્રત્યે તુચ્છ ભાવ જ પોષાયેલો હતો. પોતાના ઘેર પાળેલા કૂતરા જેટલી ગણના પણ ઝૂલુ માનવની તેમના અંતરમાં ન હતી. આવા યુવાનોની ટુકડીઓ નાતાલનો ઝૂલુ બળવો શમાવવા નીકળી પડી. જાણે મનુષ્યોના શિકાર કરવાનો લહાવો લેતા હોય, તેમ સત્તાના મદમાં અંધ બનેલા તે ગોરા સૈનિકોએ

સેંકડો બલ્કે હજારો માનવીઓનો શિકાર કર્યો. ગાંધીજી આ ઝૂલુ બળવામાં ઘવાયેલાઓની સારવાર કરવાની ઇચ્છાથી સ્વયંસેવકોની એક ટુકડી લઈને ગયેલા. તેમણે પોતે જણાવેલું છે કે તે ઝૂલુ બળવા જેવું તો કાંઈ જ નહોતું. એ નામે ઝૂલુ પ્રજા ઉપર ત્રાસ વર્તાવવાનો હતો. અને ગોરી સરકારે ભયંકર ત્રાસ વર્તાવ્યો. ઘવાયેલાઓની સારવાર કરનાર ટુકડીને એકે ગોરાની માવજત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહીં. જે ઘાયલ થયા કે મર્યા, તે ફક્ત ઝૂલુઓ જ હતા. ગોરાઓની હથિયારબંધ ટુકડી દેખી તેમનો આશરો લેવા જનારાઓ ઉપર પણ ઠંડે પેટે તે ટુકડીએ ગોળીબાર કર્યો અને કેટલાયને નિર્દયપણે મારી નાખ્યા કે ઘાયલ કર્યા. આમ મળેલો પ્રસંગ ગોરી પ્રજા ચૂકે તેવી નથી. આમ દક્ષિણ આફ્રિકાના બધા પ્રાંતોનો રાજ્યવહીવટ ત્યાંની મૂળ પ્રજાના નિર્દોષ લોહીથી ખરડાયેલો હોઈ કલંકિત થયેલો છે.

## ૪

# દક્ષિણ આફ્રિકાનું સાંસ્થાનિક સ્વરાજ્ય

આપણે દક્ષિણ આફ્રિકામાં વસતી હિંદી પ્રજાને વિષે કાંઈ વિચારીએ તે પહેલાં ત્યાંની રાજ્યસત્તા તરફ નજર નાખી લઈએ. દક્ષિણ આફ્રિકાના ચાર પ્રાંતો પૈકી નાતાલ, કેપ કૉલોની અને ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટ એ ત્રણ પ્રાંતો બ્રિટિશના કબજામાં હતા. ટ્રાંસવાલ પ્રાંત ડચ લોકો પાસે હતો ડચ લોકો મૂળ હોલાંડના વતની છે. તેઓ પણ ટ્રાંસવાલના 'સેટલર્સ' તરીકે ગયેલા અને પછી રાજ્યસત્તા જમાવીને બેઠેલા. છતાં તેઓ ત્યાંની ભૂમિના સગા પુત્ર થઈને રહ્યા, બેદૂતો બન્યા અને ટ્રાંસવાલની આબાદીમાં જ પોતાની આબાદી માનીને બેઠા. ટ્રાંસવાલની લગભગ બધીયે બાજુમાં અંગ્રેજ સત્તા હતી. તેની આંખમાં ટ્રાંસવાલનું સ્વતંત્ર ડચ રાજ્ય ખૂચ્યા વિના કેમ રહે? વળી અંગ્રેજો દેશમાં વેપાર અર્થે તો પહેલા જ

હતા. સોનાની ખાણો અંગ્રેજ વેપારીઓએ શોધેલી અને અંગ્રેજી પેઢીઓએ એ ખાણોની માલકી કરી લીધેલી હતી. છતાં રાજ્યસત્તા ડચ લોકોની હોવાને કારણે સોનાની ખાણોનો ધંધો મનમાન્યો વિકસાવવામાં અંગ્રેજોને ઘણી મુશ્કેલીઓ લાગી. જે ભૂમિમાં તે ખાણો છે તે ભૂમિનું માલિકપણું મળે તો જ તેનો પૂરો લાભ ઉઠાવી શકાય, એવું મિ. ચેમ્બરલેન દક્ષિણ આફ્રિકા ગયા ત્યારે તેમને સૂઝી આવ્યું. તેમણે ટ્રાંસવાલ પ્રાંત લેવાને પાર્લમેન્ટને ઉશ્કેરવા માંડી. ટ્રાંસવાલ સાથે કયાં કારણોસર લડાઈ કરવી તે પ્રશ્ન થઈ પડ્યો. મુત્સદ્દીઓને કારણોની કાંઈ ખોટ પડે! "તું નહીં તો તારો બાપ હશે"—એવી વરવૃત્તિ તેમનામાં ક્યાં નથી? તેમણે લડાઈનાં કેટલાંક કારણો શોધી કાઢ્યાં તેમાં એક કારણ એ પણ હતું કે, ટ્રાંસવાલની ડચ સત્તા ત્યાં વસતી હિંદી પ્રજા પર જુલમ કરે છે. પણ ખરું કારણ તો એ હતું કે સોનાની ખાણો માટે તેમની દાનત બગડી હતી. આ બોઅર લડાઈ લગભગ ત્રણ વરસ ચાલી. લૉર્ડ રૉબર્ટ્સ મુખ્ય સેનાપતિ હતા. હિંદી લશ્કરે પણ ત્યાં લોહી રેડ્યું. લડાઈમાં કેટલાયે હત્યાકાંડ રચાયા. અને તે હત્યાકાંડમાં અંગ્રેજ લશ્કરે નિર્દોષ ડચ સ્ત્રીઓ અને બાળકોનાં કરપીણ ખૂન કર્યાં. આમ બહાદુર છતાં મૂઠીભર ડચ પ્રજા રાક્ષસી બ્રિટિશ સલ્તનત સામે ક્યાં સુધી ટકે! તોપણ ત્રણ વરસમાં ડચ લોકોની બહાદુરીથી બ્રિટિશ સામ્રાજ્ય પણ હાંફી ગયું. અંતે બન્ને પક્ષ વચ્ચે સલાહ થઈ. બ્રિટિશ સામ્રાજ્યનું આધિપત્ય સ્વીકારી તેના સંસ્થાન તરીકે ટ્રાંસવાલ પ્રાંત સ્વીકારાયો. તે વખતથી પેલા ત્રણ પ્રાંતમાં ટ્રાંસવાલ પણ ભળ્યો. એ ચારે પ્રાંતનો અલગ રાજ્યકારભાર સને ૧૯૧૦ સુધી ચાલ્યો. સને ૧૯૧૦માં દક્ષિણ આફ્રિકાનું યુનિયન સ્થપાયું. તેના મુખ્ય કારભારીઓ જનરલ સ્મટ્સ, જનરલ બોથા, વગેરે ડચ લોકો રહ્યા. ચારેય પ્રાંતના પ્રતિનિધિઓની સંયુક્ત રાજ્યસભા તેના પ્રધાન-મંડળ મારફત બધું રાજ્ય ચલાવે છે. તે પ્રધાનમંડળની કે રાજ્યસભાની સત્તાની વચ્ચે આવવાની વડી સરકારને કાંઈ સત્તા નથી. સામ્રાજ્ય તરફથી એક પ્રતિનિધિ ત્યાં રહે છે. તે દક્ષિણ આફ્રિકાના ગવર્નર-

જનરલ કહેવાય છે. રાજ્યસભાએ જે જે કાયદા કરેલા હોય તેની ઉપર તે નિયમ પ્રમાણે ફક્ત સહી જ કરે. તે પ્રતિનિધિનો પગાર વડી સરકાર આપે છે.

આમ વડી સરકારની સત્તા દક્ષિણ આફ્રિકામાં નામની જ છે. યુનિયન જૅક તેનો રાજ્યવાવટો સ્વીકારાયેલો છે. આ બદલામાં બ્રિટિશ સરકાર દશ હજારનું ગોરું લશ્કર દક્ષિણ આફ્રિકામાં રાખે છે. તે લશ્કરનું બધું ખરચ ઇંગ્લંડની તિજોરીમાંથી અપાય છે. છતાં તેનો ઉપયોગ ત્યાંની સરકાર ત્યાંની પ્રજાના હિતની ખાતર જરૂર પડે ત્યારે કરી શકે છે.

આપણને સહેજે પ્રશ્ન થાય કે ઇંગ્લંડ આમ ખોટમાં ઊતરીને પણ દક્ષિણ આફ્રિકામાં નામની સત્તા શા માટે રાખતી હશે? તેમાં ઇંગ્લંડને શો લાભ? આવા પ્રશ્નનો ઉકેલ મહાગૂઢ છે. બન્ને પક્ષ આમાં પોતપોતાની મર્યાદા સમજીને એકબીજાનો લાભ ઉઠાવે છે. દક્ષિણ આફ્રિકાની પ્રજા એમ માને છે કે ઇંગ્લંડનો વાવટો ત્યાં રહે એમાં તેમને કાંઈ નુકસાન નથી. તે કાંઈ દક્ષિણ આફ્રિકાના હિતની આડે આવી શકતો નથી. અને જ્યારે હિતની આડે આવે ત્યારે ઘડીના છઠ્ઠા ભાગમાં તેને ઉતારીને ફેંકી દેવાની તેમનામાં શક્તિ છે. તેમાં ઇંગ્લંડ સમસમીને બેસી રહ્યા સિવાય બીજું કાંઈ કરી શકે તેમ નથી. ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્યમાં ભાગીદારીના ઓઠા નીચે બ્રિટિશ સામ્રાજ્યમાં તેમ જ અન્ય દેશોમાં દક્ષિણ આફ્રિકાની પ્રજા વેપારનો કે વસવાટનો લાભ ઉઠાવી શકે છે. બીજી બાજુ ઇંગ્લંડ એમ મન વાળે છે કે આવાં સંસ્થાનોના જૂથથી થયેલા સામ્રાજ્યના ઓઠા નીચે તે પરદેશી રાજ્યો સાથે પોતાનાં વટ આબરૂ સાચવી શકે છે. ઇંગ્લંડમાં વધતી જતી વસ્તી અને ઉદ્યોગ માટે સંસ્થાનોમાં સુંદર સ્થાન મળે છે. દક્ષિણ આફ્રિકામાં થતી પરદેશી આયાતમાં ઇંગ્લંડ વિના હરકતે અન્ય દેશો કરતાં વધુ પસંદગી મેળવી શકે છે. એ રીતે ઇંગ્લંડના માલનું વિશાળ બજાર ઉઘાડું રહે છે. દક્ષિણ આફ્રિકાને મન તો બધું સરખું જ છે. જે વસ્તુ જરૂરી છે છતાં ત્યાં તૈયાર નથી થતી તે ઇંગ્લંડથી આવે કે જર્મનીમાંથી કે અન્ય

દેશોમાંથી આવે, તેમાં તેને ખોવાનું કંઈ નથી. આમ એકબીજાના સ્વાર્થી હેતુ આવા રાજ્યકારભારમાં સમાયેલા હોય છે. તે સ્વાર્થની અને પોતપોતાની મર્યાદાની દૃષ્ટિએ સમજીને તેઓ વર્તે છે. છતાં આમાં એક વાત તો ચોક્કસ છે કે, જ્યારે ઇંગ્લંડ સહેજે દક્ષિણ આફ્રિકાના હિતની વિરુદ્ધ જશે ત્યારે દક્ષિણ આફ્રિકા તુરત જ સામ્રાજ્યની ઝૂંસરી ફેંકી દેશે. તેને તેમ કરતાં કોઈ રોકી શકશે નહીં. હાલમાં હિંદુસ્તાનના વતનીઓ હિંદની મહાસભા મારફત દક્ષિણ આફ્રિકાના જેવું સાંસ્થાનિક સ્વરાજ્ય માગે છે તે આવું જ સાંસ્થાનિક સ્વરાજ્ય. જ્યારે જરૂર જણાય ત્યારે સામ્રાજ્યના સંબંધમાંથી છૂટા થવાના હક સાથેનું સ્વરાજ્ય તે સાંસ્થાનિક સ્વરાજ્ય. આવું સ્વરાજ્ય હાલ દક્ષિણ આફ્રિકા ભોગવે છે.

દક્ષિણ આફ્રિકા પોતાના સાંસ્થાનિક સ્વરાજ્યમાં પોતાના મુલકનું હિત કેવી રીતે સાચવે છે તે આપણે જોઈએ.

ત્યાંની જમીન ફળદ્રુપ છે — ઘણી ફળદ્રુપ છે. વરસાદ ઘણો અનુકૂળ છે. ચોમાસામાં, શિયાળામાં અને ઉનાળામાં પણ વરસાદ વરસ્યા કરે છે. ખેતી સારી થાય છે છતાં ત્યાંની જમીન પર મહેસૂલી કર નથી. સામાન્ય ખેડૂત પર તો લગભગ કર જેવું કાંઈ જ હોતું નથી. મોટા ખેડૂતો પર આયપતવેરો હોય છે. અને તે આયપતવેરો નક્કી આવક ઉપર લેવાય છે. ખાસ કરીને ખેડૂતો સાથે સરકારી અમલદારો કે નાના નોકરોને ખાસ સંબંધ નહીં હોવાથી ખેડૂતો તેઓના જુલમથી બચી જાય છે. અને પોતાની જમીન વધારે ફળદ્રુપ શી રીતે થાય તેના જ પ્રયત્નો કર્યા કરે છે.

ખેતી નહેરોથી ઘણી આબાદ થાય છે. પણ આ પહાડી મુલકમાં નહેરોનો ઉપયોગ થઈ શકે તેમ નથી, તેથી ત્યાંની સરકાર એ લાભ ખેડૂતોને આપી શકી નથી. છતાં તે સિવાય બીજા લાભ બહુ આપે છે. ખેડૂતોને સારું બી પૂરું પાડવામાં અનેક સગવડો કરી આપે છે. ખેતીવાડીખાતું પ્રજાના પૈસાના બોજે અફળ અખતરા કરીને બેસી નથી રહેતું. પણ વરસમાં એક બે વખત ખેતીવાડીનું પ્રદર્શન કરી ખેડૂતોના ઉત્સાહને જોર આપે છે. તેમને આર્થિક મદદ

કરે છે. આ તો ખેતીવાડીખાતા તરફથી મળતી મદદ જણાવી, પણ બીજી મદદ ખેડૂતોને આડકતરી કેટલી મળે છે તે તપાસીએ.

જે પાક દક્ષિણ આફ્રિકામાં પાકે તેવો હોય તે સરકાર ત્યાંના ખેડૂતો પાસે કરાવે છે. તેવો પાક પરદેશથી આવીને દેશના પાક સાથે હરીફાઈ ન કરે એટલા માટે પરદેશી પાક ઉપર જકાત નાખે છે. તે જકાત કેટલી નંખાય છે તેના દાખલા નીચે આપું છું.

તમાકુ ત્યાં પાકવા માંડી તે તદ્દન હલકી જાતની હતી. અહીં સારી તમાકુના પીલા થાય છે તેવો માલ ત્યાં પાકે છે. છતાં સરકારે તે માલને વધાવી લીધો. સામાન્ય રીતે આ તમાકુનો બજાર ભાવ રતલના ચાર પાંચ પેની હોય. પણ પરદેશી તમાકુ ત્યાં જાય તો તેની પર જકાત જ દર રતલે પાંચ શિલિંગ લેવાય છે. એટલે બહારની તમાકુ કોઈ પણ રીતે પોસાય જ નહીં.

ત્યાં શેરડી પાકે છે તેની ખાંડ થાય છે. સામાન્ય રીતે તે ખાંડનો ભાવ સો રતલની થેલીનો આઠથી દસ શિલિંગ હોય છે. તેની હરીફાઈમાં મોરીશિયસની ખાંડ આવી શકે. પણ બહારની ખાંડ દક્ષિણ આફ્રિકાના બંદરમાં પેસતાં તેના ઉપર એટલી બધી જકાત નાખી છે કે ત્યાં પરદેશી ખાંડ વીસથી બાવીસ શિલિંગે સો રતલ પડે. એટલે પાંચ દસ વરસે ત્યાં વરસાદની ભારે તાણને લીધે શેરડીનો પાક નિષ્ફળ જાય તો જ પરદેશી ખાંડ અંદર દાખલ થઈ શકે. આમ ખેતીના હરેક પાકનું સરકાર પરદેશી પાકની સામે રક્ષણ કરે છે. ત્યાંની રેલવે સરકારની છે. તેની મારફતે પણ ત્યાંના પાકને બહુ ઉત્તેજન મળે છે. રેલવે રસીદ પર માલ મોકલનાર પોતાનો માલ દક્ષિણ આફ્રિકાની પેદાશનો છે એવું પ્રમાણપત્ર આપે કે તે માલના રેલવે નૂરમાં અસાધારણ તફાવત પડે છે. દાખલા તરીકે, ચાવલની બસો રતલની ગૂણ ડરબન સ્ટેશનેથી બાવન માઈલ દૂરના કોઈ સ્ટેશને મોકલવી હોય તો તેનું રેલવે નૂર બે શિલિંગ હોય છે. પણ મકાઈની બસો રતલની ગૂણ જોહાનિસબર્ગથી ચારસો માઈલ દૂરના સ્ટેશને મોકલવી હોય તો તેનું નૂર આઠ પેન્સ હોય છે. આ ભારે તફાવતનું કારણ ફક્ત એક જ કે ચાવલ પરદેશની પેદાશ છે.

દેશમાં પાકતા નથી એટલે ન છૂટકે લાવવા પડે છે, પણ બંદરની જકાત અને રેલવે નૂર પૂરતું નાખી દેશમાં પાકતા બીજા અનાજનું સરકાર રક્ષણ કરે છે. કેપ કોલોનીમાં સરસ દ્રાક્ષ ઢગલાબંધ પાકે છે. જોહાનિસબર્ગમાં તેને માટે સારું બજાર છે. તેથી તે દ્રાક્ષ રેલવે એટલા નજીવા નૂરમાં જોહાનિસબર્ગ લઈ જાય છે કે કેપટાઉનમાં અને ચારસો માઈલ દૂરના જોહાનિસબર્ગમાં સરખે ભાવે જ વેચાય છે. આ બધી વાતો દક્ષિણ આફ્રિકા કરી શકે છે. કારણ કે ત્યાં સ્વરાજ્ય છે. સ્વરાજ્ય દરેક દુઃખનો રામબાણ ઉપાય છે.

## ૫

## દક્ષિણ આફ્રિકાની હિંદી વસ્તી—૧

ઇંગ્લંડના સાહસિક લોકો નાતાલમાં આવ્યા, અને વસાહત કરીને રહ્યા. તેમણે જોયું કે નાતાલની ભૂમિમાં અનેક જાતના પાક થાય તેમ છે. પણ ભૂમિમાં જંગલ ભારે હતું, તેને સાફ કરવું જોઈએ. તેમ તે ભૂમિને ભાગવી જોઈએ, અને પાક તૈયાર કરવો જોઈએ. તે કાંઈ એક હાથે થઈ શકે તેમ નહોતું. આવી વસેલા લોકોને થોડી જમીનના માલિક થવાથી સંતોષ વળે તેમ નહોતું. તેમને તો જમીનના મોટા પટના પટ જોઈતા હતા. પણ તેમાં મજૂરી કોણ કરે? ખેતીના કામમાં તો સ્થિરતાથી સખત કામ કરનારા જોઈએ. દક્ષિણ આફ્રિકાના ઝૂલુ લોકો સ્થિરતાથી કામ કરી શકે એવા ન નીવડ્યા. જ્યાં સુધી ગુલામીનો કાયદો કાયમ હતો ત્યાં સુધી કાયદાના બળે બળાત્કારથી જોઈતું કામ ઝૂલુ મજૂરો પાસેથી તેઓ લેતા. પણ ગુલામીનો કાયદો રદ થતાં ઝૂલુ મજૂરોએ સ્થિરતાથી કામ ન આપ્યું. એટલે તેમણે વડી સરકાર મારફત ચીનમાંથી મજૂરો મેળવવા ગોઠવણ કરી. પણ થોડા જ સમયમાં તેમને તેઓ ન પાલવ્યા, તેથી પાછા વિદાય કર્યા. તેમની દૃષ્ટિ હિંદ તરફ વળી. હિંદની વસ્તી તો ખેતીપ્રિય છે, અને ગરીબ મજૂર ખેતી તો જાણે જ. વળી

હિંદમાંથી પૂરતા ખેડૂતો પણ મળી શકે. એટલે નાતાલનું એક ડેપ્યુટેશન હિંદી સરકાર પાસે હિંદમાં આવ્યું. તેમણે હિંદી સરકાર સાથે મસલત કરી અહીંથી ગિરમીટિયા*- મજૂર મેળવવાનું કાયદેસર ખાતું ખોલવાની અહીંની સરકારની મંજૂરી મેળવી. મંજૂરી આપનાર અને લેનાર તે બંને મામા ફોઈના થાય. એટલે તેઓ શાને ના પાડે? નાતાલના જમીનદારોને અનુકૂળ આવે એવી શરતો નક્કી કરી. નાતાલમાં જે હિંદી મજૂરો જાય તેમનું રક્ષણ કરનારું એક ખાતું સને ૧૮૬૦માં ખોલવામાં આવ્યું. તેના ઉપરીને "પ્રોટેક્ટર ઓફ ઈંડિયન ઇન્ડેન્ચર્ડ લેબરર્સ" — હિંદી ગિરમીટિયા મજૂરોનો રક્ષક — કહેવામાં આવ્યો. આ ખાતાનું ખર્ચ નાતાલનું ખેતીવાડીખાતું ઉપાડે, રક્ષકની નિમણૂક પણ તે જ કરે. એટલે આ ગરીબ, અર્ધ ગુલામીની દશામાં ગયેલા હિંદી મજૂરોનું રક્ષણ કેવું થતું હશે તેનો ખ્યાલ આપણને સહેજે આવે. આ ગિરમીટિયા મજૂરોનો કાયદો ઘડાયો.

નાતાલના જમીનદારોના એજન્ટો અહીં મજૂરો ભેગા કરે. હિંદનાં મોટાં શહેરોમાં આ મજૂરોની ભરતી કરવાની ઑફિસો ખોલી. આ ઑફિસો તરફના એજન્ટો ફરતા જ હોય. મેળામાં, રેલગાડીમાં કે શહેરોમાં ભૂખનાં માર્યાં મજૂરી કે ધંધો ખોળનારાં સ્ત્રીપુરુષોનો ભેટો થાય તેમને એજન્ટો ચાળવી ચાળવીને પૂછે, તેમના મનની વાત કઢાવે, અને પછી લાલચ મૂકે: "તમારે પૈસા પેદા કરવા હોય તો નાતાલમાં સારું મથક છે. ત્યાં સોનાની ખાણો છે. તેમાં કામ કરવાનું મળે. પગાર પણ સોનાના સિક્કામાં જ મળે. સોનાની લગડીઓ પણ મળે. શેરડીનાં ખેતરોમાં ત્યાંના જંગલી લોકો કામ કરે તેમના ઉપર દેખરેખ રાખવાની હોય. અને એટલો બધો પગાર મળે કે બેચાર વરસમાં તો રૂપિયાની બેચાર કોથળીઓ લઈને વતન પણ અવાય. પાછા આવતાં કે ત્યાં જતાં તમારે પાઈ પણ ખર્ચવાની નહીં." વગેરે વગેરે લાલચો આપીને અનેક યુવાન-

* મજૂરો માટે જે કરાર કરવો પડે તેને અંગ્રેજીમાં 'ઍગ્રીમેન્ટ' કહે છે. તે ઍગ્રીમેન્ટનું હિંદી અપભ્રંશ ગિરમીટ થયું. તે ઉપરથી આવી ગિરમીટ કરીને ગયેલા હિંદી મજૂરો ગિરમીટિયા કહેવાયા.

યુવતીઓને તૈયાર કરે. અને પોતે તો જાણે તેઓને મદદ કરનાર અને રસ્તો બતાવનાર કોઈ શુભેચ્છક જ હોય તેમ, પરોપકારી ફિરસ્તો બની, ભોળા લોકોને મોટાં શહેરોમાં જ્યાં એ ખાતાનું ભરતીમથક હોય ત્યાં લઈ જાય. ત્યાં તેમની સરભરા સહેજ ઠીક થાય. થોડા મજૂરો ભેગા થાય એટલે મેજિસ્ટ્રેટ પાસે તેઓને લઈ જવામાં આવે. તેઓના કરારનામા ઉપર મેજિસ્ટ્રેટની રૂબરૂ અંગૂઠા લેવાય. પછી ખલાસ. ત્યાંથી બંદર ઉપરના મથકે લઈ જવામાં આવે. ત્યાં પેલા એજન્ટનું મોં પણ તેઓ ન દેખે. જાણે કે કેદખાનું. ત્યાંથી આ મજૂરોની દશા બેસે. ત્યાં પોતાની સ્થિતિનો કાંઈક ખ્યાલ તેમને આવવા લાગે, પણ કોને કહે? કોણ સાંભળે? આમ બેચાર દિવસ થાય કે તુરત નાતાલ જતી સ્ટીમરમાં તેઓને ચડાવી દેવામાં અવે. તેઓને સ્ટીમરમાં શું શું વેઠવું પડે તેનો તો ખ્યાલ જ કરવો રહ્યો. નાતાલના ડરબન બંદરે ઊતર્યા પછી ઇમિગ્રેશન બોર્ડ તે મજૂરોને જમીનદારોમાં વહેંચી આપે. પાંચસોમાં ત્રણસો પુરુષો હોય અને બસો સ્ત્રીઓ હોય. તેમાં થોડાં પરણેતર જોડાં હોય. બાકીનાં હોય તેઓને જુદા જુદા માલિકોને વહેંચવામાં આવે. જેનું જેવું નસીબ. હિંદી સ્ત્રીઓ વખાની મારી ફસાઈ પડી હોય, પણ નાતાલ ઊતર્યા પછી ક્યાં જાય? એક માસની મહાસમુદ્રની મુસાફરી પછી સ્ટીમરમાંથી ઊતરી હોય, હવે પાછું ક્યારે જવાનું? પાછું જઈને પણ ક્યાં જવાનું? ક્યાં નાત, ક્યાં જાત, ક્યાં સમાજ, ક્યાં સગાંવહાલાં? બધાંઓથી વિખૂટી પડેલી, હજારો માઈલ દૂર, જુદા જ વાતાવરણમાં, જુદા જ સંસ્કાર અને સંજોગોમાં આવી પડી હોય, પછી તેને માટે એક જ રસ્તો રહ્યો. તે એ કે સંજોગોને અનુકૂળ વરતીને રહેવું. અને તેમ જ તે બહેનો કરે. નવી દુનિયા અને નવા સંસાર મંડાય. કોઈ બ્રાહ્મણપુત્રી ચમાર સાથે, કોઈ વણિકપુત્રી ધારાળા સાથે, અને કોઈ કોળીની દીકરી બ્રાહ્મણ સાથે; આમ સંસાર મંડાય.

આવાં જોડાં અને વધારેના એકલવાયા પુરુષોને નાતાલનાં જંગલોમાં, જ્યાં તેમને માટે ખોરડાં બાંધવામાં આવ્યાં હોય ત્યાં,

લઈ જવામાં આવે. ત્યાંનાં દુઃખડાંનું વર્ણન કોણ કરી શકે? દુઃખડાં ભોગવનાર જ કરી શકે, જો તેમનામાં તે વર્ણન કરવાની શક્તિ હોય તો! સ્ત્રીપુરુષો સવારથી સાંજ સુધી અગિયાર બાર કલાક સખત વૈતરું કરે. સખત ગરમીમાં કે વરસાદની ઝડીઓમાં, ગોરા મુનીમોના કોરડાના મારની બીકે, મને કે કમને, બની શકે કે ન બની શકે, પણ કેડ ઉપર કાંકરો મૂકીને મજૂરી કરવી પડે. અને તેના બદલામાં તેમને મળે શું? દર અઠવાડિયે દશ રતલ મકાઈનો આટો અને દર માસે દશ શિલિંગનો પગાર. ગમે તે સ્થિતિમાં ફરિયાદ થાય નહીં. મજૂર પૈકીનો જ કોઈ સહેજ બુદ્ધિશાળી છતાં સ્વાર્થી અને ચાલાક હોય તેવાને મુકાદમ બનાવે. આવા મુકાદમો મારફત સેંકડો મજૂરોને કબજામાં રાખે. હિંદની જેલોમાં જેમ કેદીઓથી જ કેદખાનાં ચાલે છે તેમ જ ત્યાં પણ આવા સ્વાર્થી અને લુચ્ચા મજૂરોને મુકાદમ બનાવી તેમની મારફતે, અને જરૂર પડે ત્યારે પોતે, જુલમ કરી તેઓ પાસેથી અત્યંત કામ લેવામાં આવે. ગમે તેવો જુલમ થાય પણ જુલમ કરનારની રજા સિવાય રહેઠાણની હદ છોડી કોરટમાં ફરિયાદ કરવા પણ ન જવાય. રજાચિઠ્ઠી સિવાય કોઈ જાય તો તેને વગર ભાડાની કોટડીમાં બેસવું પડે. આવી ગુલામી દશામાં તેઓને જીવન જીવવાનું રહ્યું. આમ આશરે ત્રીસ બત્રીસ વરસ વીતી ગયાં. તે દરમ્યાન હિંદી વસ્તી પણ વધી. ગિરમીટના કાયદાનુસાર પાંચ વરસ સુખેદુઃખે પૂરાં કરવાં પડે. ત્યાર પછી તે મજૂર પાછો ગિરમીટમાં દાખલ થાય તો તો કાંઈ હરકત નહીં; પણ બધાયે પાછા ગિરમીટમાં દાખલ થાય નહીં, સ્વતંત્ર ખેડૂત તરીકે રહે અને બુદ્ધિશાળી હિંદી ખેડૂત આબાદ થાય તે ગોરાઓની આંખમાં શૂળની જેમ ખૂચે. એટલે પ્રથમ તો તેમણે એવી હિલચાલ કરવા માંડી કે ગિરમીટિયા હિંદીઓનાં પાંચ વરસ પૂરાં થાય અને તરત જ બીજી ગિરમીટ ન લખી આપે તો તેઓએ હિંદ તરફ પાછા ફરવું જોઈએ. પણ કરારની શરતો પ્રમાણે આમ બની શકે તેમ નહોતું. કારણ કે હિંદી મજૂરો સંબંધી હિંદી સરકાર સાથેના તેમના કરારની તે વિરુદ્ધ હતું. એટલે તેઓને

પાછા મોકલી દેવાનો તેમનો પ્રયત્ન વ્યર્થ ગયો. પણ નાતાલની ધારાસભામાં ત્યાંની સરકારે એવો કાયદો પસાર કર્યો કે, ગિરમીટ પૂરી કર્યા બાદ જે ગિરમીટિયા હિંદીએ પોતાને વતન નહીં જતાં નાતાલમાં સ્વતંત્ર રહેવું હોય, તેણે દર વરસે પચીસ પાઉન્ડ એટલે રૂ. ૩૭૫, અંકે ત્રણસો પંચોતેર માથાવેરો આપવો જોઈએ. એટલે એક કુટુંબમાં સ્ત્રીપુરુષ બે હોય તો તે બેના મળી રૂપિયા સાતસો પચાસ દરવરસે માથાવેરા તરીકે સરકારને આપવા જોઈએ. આવો ભારે કર કોઈ હિંદી આપી શકે નહીં, જેથી હિંદ તરફ પાછા જવા સિવાય તેમનો છૂટકો ન થાય. પણ આવો કાયદો કાયમ કરવામાં હિંદી સરકારની તેમણે મંજૂરી મેળવવી જોઈએ. તે વખતના વાઇસરૉયે આ ભારે કરને મંજૂરી ન આપી. અંતે વાટાઘાટ થઈને માથાદીઠ ત્રણ પાઉન્ડનો કર નંખાયો. આ કર સને ૧૮૯૪ની સાલમાં નંખાયો. આનાં માઠાં પરિણામ અને તેથી ભોગવવી પડતી પીડા ગિરમીટમુક્ત હિંદી મજૂરો માટે અસહ્ય હતી. આવા સેંકડો હિંદીઓને આ કર ન આપી શકવાના કારણે જેલમાં રહેવું પડતું હતું. સેંકડો પાછા ગિરમીટમાં દાખલ થતા. કેટલીક સિત્તેર એંશી વરસની વૃદ્ધ ડોશીઓ મજૂરી કરી કર આપવા જેટલી રકમ નહીં પેદા કરી શકવાને કારણે વૃદ્ધાવસ્થામાં જેલમાં સડ્યા કરતી, અને કેટલીયે બહેનો આવો ભયંકર કર આપવાના પૈસા માટે પોતાનાં શિયળ લૂંટાવતી. જ્યારે આ કર નંખાયો ત્યારે ગાંધીજી ડરબનમાં રહેતા હતા. તેમણે આ કર નહીં નાખવા સરકારને ઘણી વિનવણીઓ કરી, પણ નિષ્ફળ ગઈ.

આમ ગિરમીટિયા હિંદીઓ ગિરમીટમાંથી છૂટતાં ત્રણ પાઉન્ડનો કર આપીને પણ સ્વતંત્ર થઈને રહ્યા. આવા સ્વતંત્ર હિંદીઓની વસ્તી દિનપ્રતિદિન વધતી ગઈ. તેમાંથી કેટલાક ખ્રિસ્તી પણ થઈ ગયા અને મિશન સ્કૂલોમાં તેઓનાં બાળકોએ મળી શકે તેટલી કેળવણી પણ લેવા માંડી.

૬

# દક્ષિણ આફ્રિકાની હિંદી વસ્તી – ૨

ગયા પ્રકરણમાં આપણે જોયું કે દક્ષિણ આફ્રિકામાં હિંદી મજૂરોને શી રીતે લઈ જવામાં આવતા. હવે આપણે જોઈએ કે હિંદી વેપારીઓ અને બીજાઓ ત્યાં શી રીતે ગયા. હિંદી મજૂરોની વસ્તી ત્યાં થઈ એટલે હિંદી વેપારીની પણ જરૂર જણાઈ. શરૂઆતમાં તો હિંદી વેપારીઓને આમંત્રણ કરવામાં આવ્યું. લગભગ તે જ સાલમાં મુંબઈથી કેટલાક મુસલમાન વેપારીઓ ત્યાં ગયા. સુરત તરફના અને કાઠિયાવાડના મુસલમાન વેપારીઓ જઈને વસ્યા અને વેપાર શરૂ કર્યો. તેમની પાછળ ધીમે ધીમે બીજા વેપારીઓ પણ ગયા. જે વેપારીઓ શરૂઆતમાં ગયા તે સાહસિક તો હતા, પણ નિરક્ષર હતા. એટલે તેમને અંગ્રેજી ભણેલા મહેતાઓની જરૂર પડી. આમ અંગ્રેજી ભણેલા મહેતાઓ પણ ત્યાં ગયા. ઉત્તર હિંદુસ્તાનના તથા મદ્રાસ તરફના ગિરમીટિયા મજૂરોને કલકત્તિયા અને મદ્રાસી તરીકે ઓળખવામાં આવતા અને વેપારીઓ અને મહેતાઓને મુંબઈગરિયા તરીકે ઓળખવામાં આવતા. ગોરા લોકો આ બધાને 'કુલી' ગણતા. ગિરમીટિયામાં પણ મોટો ભાગ મદ્રાસ તરફનો હતો. મદ્રાસી નામને છેડે 'સ્વામી' આવે એટલે ગોરાઓ હિંદીમાત્રને 'કુલી'ના અર્થમાં 'સ્વામી'ના અપમાનભર્યા સંબોધનથી સંબોધતા. આ અપમાન પૈસા પેદા કરવાના હેતુવાળા વેપારીને બહુ ખૂચતું નહીં. પણ ધીરે ધીરે તેમને પણ પોતાના સ્વમાનનું ભાન થયું. સને ૧૮૯૩માં ગાંધીજી ત્યાં ગયા ત્યારે તો ઘણા વેપારીઓ ત્યાં જામી ગયેલા હતા, પોતાની મિલકતો પણ કરી બેઠેલા હતા, અને ધીમે ધીમે વેપારમાં ગોરા વેપારીઓની હરીફાઈમાં પણ ઊતરવા લાગ્યા હતા. મિલનસાર, ઉદ્યોગી અને કરકસરિયા સ્વભાવને લીધે હિંદી વેપારીઓ ત્યાંની ગરીબ ગોરી પ્રજામાં તેમ જ ત્યાંની ઝૂલુ પ્રજામાં

ગોરા વેપારીઓ કરતાં વધુ પ્રિય બન્યા. જેવું તેમનું સાદું કરકસરિયું જીવન તેવો જ તેમના વેપારમાં ખર્ચનો બોજો પણ ઓછો. એટલે હિંદી અને ઝૂલુ કોમ સાથેનો વેપાર તો ખાસ કરીને હિંદી વેપારીઓના હાથમાં જ રહ્યો.

વળી એક બીજી અગત્યની વસ્તુ અહીં નોંધવા જેવી છે. જે હિંદી મજૂરો ગિરમીટમાંથી મુક્ત થયા તેઓએ નાના નાના જમીનના ટુકડા લઈ ફળફૂલની વાડીઓ કરી. પરિણામે હાલ આખા નાતાલમાં ફળની વાડીઓ હિંદીઓની માલિકીની છે એટલું જ નહીં, પણ નાતાલ તથા ટ્રાંસવાલમાં ફળનો વેપાર પણ હિંદીઓના હાથમાં છે.

આમ હિંદી લોકો જેમ જેમ સ્થિરતાને પામી સાદા અને ઉદ્યોગી જીવનથી આબાદ બનતા ગયા, તેમ તેમ તેમના પ્રત્યે ગોરાઓનો દ્વેષભાવ વધતો ગયો. શરૂઆતમાં હિંદીઓને કાળા, મેલા, ગંદા, ફક્ત 'કુલી'નો ધંધો કરનારા અને લગભગ જંગલી જેવા ગણીને ગોરાઓ તેમના પ્રત્યે તિરસ્કાર અને અપમાનપૂર્વક વર્તતા. પણ હવે તો તેમને ભય લાગવા માંડ્યો કે આ લોકો તેમની રોટીમાં ભાગ પડાવશે. એક વાત તો સ્વીકારવી પડશે કે આપણું સ્વચ્છતાનું ધોરણ બહુ જ હલકું હતું. ગાંધીજીએ ત્યાં ગયા પછી જે સાધનસંપન્ન હિંદીઓ હતા તેમનું સ્વચ્છતાનું ધોરણ તો બદલાવ્યું. પણ એ ગણ્યાગાંઠ્યા સાધનસંપન્ન લોકોની વાત થઈ. આપણી હમેશની ટેવ તો બહુ જ કઢંગી. આપણે લૂગડાં સ્વચ્છ ન રાખીએ; આપણા ઘરનાં આંગણાં કે અંદરનો ભાગ ગંદો અને અવ્યવસ્થિત હોય; આપણું રસોડું ગંદકીથી ભરેલું હોય. પાયખાનાની તો વાત જ કરવાની ન હોય: એ તો નરક જેવું જ હોય. આ બધી આપણી કુટેવો પણ અક્ષમ્ય ગણાય. આપણે ડોળ રાખીએ કે આપણે ધાર્મિક છીએ, શ્રદ્ધાળુ છીએ; પણ ધર્મના મુખ્ય અંગ સ્વચ્છતા અને પવિત્રતાને આપણે વિસારી મૂકી છે. આ કારણે, પરદેશી લોકો આપણી બહુ નિંદા કરે છે ને આપણે તે અપમાનિત થઈને સાંભળતા આવ્યા છીએ.

આપણી બીજી કુટેવો તો ઘણી જ છે. તે અહીં લખી જવાની જરૂર નથી. પણ દક્ષિણ આફ્રિકામાં ગોરી પ્રજાની દૃષ્ટિએ ચડેલી આપણી મલિનતા વિષે લખવાની જરૂર જણાઈ, તેથી ઉપરનું લખવું પડ્યું. વળી જે ભાઈઓ ગિરમીટિયા તરીકે ત્યાં વસેલા તેઓનું નૈતિક અધઃપતન પણ બહુ જ થયેલું. માણસને ગુલામી પ્રાપ્ત થાય છે ત્યારે કયો સદ્‌ગુણ તેનામાં રહેવા પામે છે! એકેય નહીં. સદ્‌ગુણ અને સદ્‌વર્તનને રહેવાને યોગ્ય સ્થાન પણ જોઈએને! સ્વતંત્રતા એ એક જ એવું યોગ્ય સ્થળ છે, જ્યાં સર્વ ગુણોનો સમૂહ વાસ કરી શકે. જેટલે દરજ્જે સદ્‌વર્તનમાં ખામી એટલે દરજ્જે સ્વતંત્ર જીવનમાં ખામી. હિંદી ગિરમીટિયામાં તેમની ગુલામ દશામાં અનેક દુર્ગુણો ઘર કરીને રહ્યા હતા. તેમાં વ્યભિચાર કરવો, દારૂ પીને ગાંડાતૂર બનવું, અને ટંટાફિસાદ કરવા એ મુખ્ય હતા. આથી ત્યાંની કોરટોમાં ગોરા કે ઝૂલુઓ કરતાં હિંદી ગુનેગારો ઘણા હોતા. પણ જે ગિરમીટિયો મજૂર મટી સ્વતંત્ર બન્યો અને સ્વતંત્ર વાતાવરણમાં પોતાની જમીન પર સ્વતંત્ર ખેડૂત તરીકે કામ કરતો થઈ ગયો તેનું આખું જીવન પલટાઈ જતું. હાલ નાતાલનો કે ટ્રાંસવાલનો મોટો ભાગ એવા જ સ્વતંત્ર હિંદીઓથી વસેલો છે.

આ વસાહત વિષે પણ જાણવા જેવું છે: જેઓ ગિરમીટમાં ગયેલા તેઓએ તો પોતાના વતનની આશા મૂકેલી, એટલે તેમની તો જન્મભૂમિ જ જાણે દક્ષિણ આફ્રિકા. જેઓ વેપાર અર્થે ગયેલા છે તેઓની દૃષ્ટિ હિંદ તરફ જ હોય. સંતોષ થાય એટલા પૈસા મેળવી દેશ તરફ ક્યારે અવાય એ જ તેમની દૃષ્ટિ. જે મુસલમાન વેપારીઓ મિલકતો કરીને રહ્યા છે તેઓ હવે ત્યાં અરસપરસ લગ્ન-સંબંધ કરતા થઈ ગયા છે. પણ તે પૈસાના બચાવ અને અન્ય અનુકૂળતાઓનો લાભ લેવાને ખાતર. જે ગિરમીટમાં ગયેલા છે તેઓ ત્યાં વતન કરીને રહ્યા એટલે તેમની વસ્તી વધી. ધીમે ધીમે તેઓ કાંઈ કેળવણી લેતા પણ થયા. એટલે તેઓ તો ત્યાંના જ વતની જેવા થઈ ગયા. આમાં જેઓ ત્યાં જન્મેલા તેઓ 'કોલોનિયલ બોર્ન' (સંસ્થાનમાં જન્મેલા) કહેવાય છે. તેઓ તો ગોરા લોકોની

હરીફાઈ કરવાની ઉમેદ રાખે છે. પુરુષોનો પહેરવેશ અને રીતભાત તો લગભગ ગોરાઓના જેવાં જ થઈ ગયાં છે. પણ તેથી આગળ ધપતાં તેમની સ્ત્રીઓએ તેમને રોક્યા છે. સ્ત્રીઓ ભલે ખ્રિસ્તી થઈ હોય કે હિંદુ રહી હોય, છતાં પોતાનો પહેરવેશ, રીતભાત અને ધર્મવૃત્તિ છોડતી નથી. અને તેથી તે કોલોનિયલ બોર્ન યુવાનો જ્યારે ઘેર જાય અને પોતાની માતા, ભગિની અને પત્નીને જુએ ત્યારે જ તેમને ખબર પડતી હશે કે પોતે હિંદી યુવક છે. બૅરિસ્ટર જોસેફ રૉયપન, મિ. લાજરસ, મિ. ક્રિસ્ટોફર, વીર સત્યાગ્રહી થંબી નાયડુ અને પી. કે. નાયડુ વગેરે બધા કોલોનિયલ બોર્નની ગણતરીમાં આવી જાય. તેમાંનો મોટો ભાગ સરકારી કચેરીમાં કે ગોરા વકીલોને ત્યાં કે વેપારીઓને ત્યાં કારકુની કરવામાં ગૂંથાયો છે. થોડો ભાગ સ્વતંત્ર ખેતી અને વેપારમાં પડ્યો છે.

## ૭

## દક્ષિણ આફ્રિકાની હિંદી વસ્તી – ૩

દક્ષિણ આફ્રિકામાં હિંદી વસ્તી વિષે સહેજ વિગતે લખવાનું મન થાય છે. ગોરા વેપારીઓ હિંદીઓ સામે જેહાદ પોકારી રહ્યા છે તેનું મુખ્ય કારણ જીવવાની હરીફાઈ છે. હિંદીઓની રહેણીકરણી બહુ જ સાદી અને કરકસરિયા હોવાને કારણે તેમનો જીવનનો બોજો પણ હલકો હોય છે. નાના મોટા વેપારમાં તેને દશ પંદર ટકા નફો તો પૂરતો થઈ જાય. તેથી ઊલટું ગોરા વેપારીને કોઈ પણ ચીજની પડતર કિંમત ઉપર ૩૦ ટકાથી ઓછો નફો લેવો પાલવે નહીં. આ કારણે હિંદીઓ અને ઝૂલુ સ્ત્રીપુરુષો ગોરા વેપારીઓની દુકાને ભૂલેચૂકે પણ જાય નહીં. ઉપરાંત ગોરાઓમાં પણ જે ગરીબ હોય તે પણ હિંદી દુકાનોએ જ ખરીદી કરવા જાય. કારણ કે તેમને એવો અનુભવ થયેલો હોય કે હિંદી દુકાનમાં યુરોપિયન દુકાન કરતાં

હરેક વસ્તુ ઘણી સસ્તી મળે છે. જેવું વેપારનું તેવું જ કારીગરીનું, મજૂરીનું, નાની નાની રોજિંદી ફેરીઓનું. સવારના પહોરમાં શાકફળના ગોરા ફેરિયાઓ ગોરા લત્તામાં જાય તો સ્ત્રીઓ તેમને નમ્રતાથી સૂચના આપે કે તેમણે હવેથી શાકફળની ફેરી કરવી નહીં. કારણ, એક તો મોંઘું લેવું પડે. અને બીજું એ કે સવારના પહોરમાં પથારીમાંથી ઊઠતાં જ શાકફળ લેવાને જવાનું હોય ત્યારે ગોરા ફેરિયા પાસે જતાં તેમણે પહેરેલાં લૂગડાં ઠીકઠાક કરી મર્યાદાપૂર્વક જવું પડે. પણ હિંદી ફેરિયા પાસે તો ગમે તેવી અવ્યવસ્થિત દશામાં પણ જઈ શકાય, કારણ કે તેમને તો વસવાયા ગણી કાઢેલા; વસવાયા કે ઘરના મજૂર નોકરો આગળ તો મર્યાદા ન પળાય તોપણ ચાલે. આ કારણે ગોરા ફેરિયાઓ બેકાર થયેલા અને જાહેર છાપાંઓમાં તેની હમેશની ફરિયાદ હોય જ. આમ બધી દિશામાં જીવનની હરીફાઈને લીધે ઈર્ષા પેદા થઈ. બીજી બાજુ આપણા સ્વમાનહીન વર્તનને કારણે આપણા પ્રત્યે તિરસ્કાર પણ જન્મ્યો.

વળી, પહેલાં જણાવ્યું તેમ, સ્ત્રીઓ માટેના ટંટા બહુ થતા. અહીંથી મજૂરોની ભરતીમાં જ સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં ઘણી ઓછી હોય, એટલે સ્ત્રીઓની માલિકી માટે હમેશાં દરેક સ્થળે ટંટા–ફિસાદ–તોફાન થયાં જ કરે. ત્યાંની ફોજદારી કચેરીઓ અને વકીલોની ઑફિસો હિંદી મજૂરોથી જ ભરેલી હોય. આ કારણે ગોરાઓની તેમ જ ઝૂલુઓની નજરે હિંદીઓની નીતિરીતિ બહુ જ ઊતરતી ગણાઈ. હિંદી ગિરમીટિયા કે સ્વતંત્ર મજૂરોના ઘરસંસાર પણ મોટે ભાગે ક્લેશમય હોતા. ફિનિક્સમાં અમારી નજીક એક વૃદ્ધ બાઈ વારે ઘડીએ આવતી. શરીર ભરાવદાર, મુખાકૃતિ તેજસ્વી, બોલવામાં માયાળુ અને વિવેકી. સહેજે જાણી શકાય કે બાઈ કોઈ ઉચ્ચ કુટુંબની હશે. વાતચીતમાં અમે જાણ્યું કે તે ઉચ્ચ બ્રાહ્મણ કુટુંબની હતી. દેશમાં મજૂરોની ભરતી કરના દલાલોના હાથમાં ફસાઈ ગયેલી અને મજૂરોની સ્ટીમરમાં ત્યાં જઈ ચડેલી. પછી ક્યાં જાય? એક ચમાર મજૂર સાથે તેણે જન્મારો કાઢ્યો. સ્વભાવ, સંસ્કાર અને આચારવિચારમાં નિરંતર અસમાનતાને કારણે ક્લેશ

થયાં કરવાથી આખું જીવન કષ્ટમય બની ગયું. આમ ગિરમીટમાં ગયેલાં અનેક હિંદી સ્ત્રીપુરુષોનો સંસાર દુઃખમય નીવડ્યો. આવા દુઃખી સંસારમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા વિષે સારી આશા શી રીતે રાખી શકાય?

છતાં બાળકો કેળવાય અને સારા સંસ્કાર મળે તો તેમનું જીવન ઉન્નત થાય તેવી સગવડ પણ દક્ષિણ આફ્રિકામાં ક્યાંયે નહોતી. ત્યાં હિંદીઓની લગભગ દોઢ લાખની વસ્તી હતી. છતાં સરકાર તરફથી તેમના શિક્ષણ માટે કાંઈ પણ વ્યવસ્થા કરવામાં નહોતી આવી. પ્રાથમિક કે માધ્યમિક એક પણ શાળા સરકાર તરફથી ખોલવામાં નહોતી આવી. દેશમાંથી ગયેલા કોઈ કોઈ અંગ્રેજી ભણેલાએ ધંધા અર્થે શિક્ષણવર્ગ ખોલેલા. પણ તેમાં તો જે સારી મોટી ફી આપી શકે એવી શક્તિવાળા હોય તેમનાં બાળક જ જઈ શકે. ગરીબનાં બાળકો તો ન જ જઈ શકે. આવા કારણે લગભગ સો વરસથી હિંદીઓનું વસિયાણ ત્યાં થયેલું હોવા છતાં તેઓ કેળવણીમાં બહુ જ પછાત છે.

ધર્મની બાબતમાં તો હિંદીઓ બહુ જ પછાત. ત્યાં જે મજૂરો ગયેલા તે પોતાની સાથે અહીંનાં ભૂત, ઝોડ, માતા, મેલડી લઈ ગયેલા, અને આખી રાત ઢોલ નગારાં વગાડ્યાં કરે અને ભૂવા ધુણાવ્યે રાખે. દારૂના ઉપયોગની પણ હદ ન રહે. આમ હિંદી મજૂરોનું જીવન તો સાવ અધોગતિએ પહોંચેલું કહેવાય. આ સ્થિતિમાં ખ્રિસ્તી પાદરીઓને તક મળી અને મદ્રાસી મજૂરોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થયો. કલકત્તા તરફના એટલે ઉત્તર હિંદુસ્તાની મજૂરો હિંદુ ધર્મમાં ટકી રહ્યા. અને ભાગ્યે જ કોઈ હિંદુસ્તાની મજૂર ખ્રિસ્તી થયો હશે. એવામાં આર્યસમાજના કેટલાક ઉપદેશકો પણ ત્યાં જઈ ચડ્યા અને તેમણે પોતાનાં થાણાં સ્થાપ્યાં.

આર્થિક સ્થિતિમાં જેઓ ત્યાં ટક્યા તે જામ્યા. ગુજરાતી હિંદુઓ ત્યાં બહુ ન જામ્યા, કારણ કે તેમને વલોણાવારે છોકરા-છોકરી પરણાવવા કે બાપનું બારમું કરવા કે સ્ત્રીનું સીમંત ઊજવવા

દેશમાં આવવું પડે. આથી તેમની કમાણીનો પ્રવાહ તૂટે એટલું જ નહીં, પણ તેમાં ખાડો પણ પડે. એટલે તેઓ પૈકી ઘણા થોડા જ મિલકતો કરી શક્યા. બીજી બાજુ મુસલમાન વેપારીઓ પ્રથમથી ગયેલા અને સારી સંખ્યામાં હતા. વળી એમને નાતજાત કે ગોળની ભાંજગડ નહીં, એટલે લગ્નસંબંધ પણ તેમણે ત્યાં જ કરવા માંડ્યો. તેમણે દેશ તરફ દૃષ્ટિ ઓછી રાખી અને તેથી ત્યાં મિલકતો કરીને બેઠા. આમ હિંદીઓમાં મુસલમાન વેપારીઓ ત્યાં ઠીક ઠીક જામ્યા.

પણ, હિંદુ કે મુસલમાન બંધાય ત્યાં 'કુલી' ગણાય. તેમને માટે જાહેર સ્થાન નહીં. તેમના કરથી બંધાયેલાં જાહેર વિશ્રામસ્થાનોમાં કે બાગબગીચાઓમાં કે નાટક સિનેમામાં કે જલસાસંમેલનોમાં હિંદી માટે સ્થાન નહીં. દરિયાકાંઠે ચોપાટી બાંધેલી ત્યાં પણ કુદરતી હવાનો લાભ લેવા જેટલો હક હિંદીને ન હોય! ગોરા શેઠને પાણી લાકડાં પૂરાં પાડનારા મજૂર તરીકે હિંદીઓ ભલે ત્યાં જીવન ગાળે; પણ સ્વતંત્ર શહેરી તરીકેના લાભ લેતું જીવન ગાળે તે ત્યાંના ગોરાઓથી સહન ન થાય. એટલે, આપણે અછૂત, અસ્પૃશ્ય, જંગલી, અને રાંક લોક ઠર્યા! તેવાનો પડછાયો લેતાં પણ તેમને લાજ આવે. એવા આપણ હિંદીઓનાં લોકેશન એટલે ઢેડવાડા પણ જુદા જ. તે હદની બહાર આપણાથી ન રહેવાય. આપણાં હરિજન ભાઈબહેનોથી અભડાતા ઉચ્ચ ગણાતા બ્રાહ્મણની પણ ત્યાં હરિજન કરતાં પણ ભૂંડી દશા છે.

આ પ્રકરણમાં દક્ષિણ આફ્રિકાની હિંદી વસ્તીના સામાજિક જીવનની રૂપરેખા આપણે અવલોકી. હવે તેઓનાં વીતકો તરફ દૃષ્ટિ કરીએ.

૮

# હિંદીઓની હાડમારી

આ પ્રકરણને 'હિંદીઓની હાડમારી' નામ આપ્યું છે તે એટલા જ માટે કે તે વાંચવાથી આપણે જોઈ શકીશું કે વસ્તીમાં હડધૂત થતા કૂતરા કે હરાયા ઢોર જેવી ભૂંડી દશા દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની હતી અને હજી પણ કેટલેક અંશે છે. હજી પણ ત્યાંના ગોરાઓના મગજમાંથી હિંદીઓ પ્રત્યેની 'ડૅમ કુલી'-ભાવનાનો નાશ નથી થયો. અને એનું કારણ પણ છે: આપણે સ્વમાની પ્રજા નથી બન્યા. હજી હિંદમાં આપણે પરતંત્ર છીએ, ગુલામ પ્રજા છીએ. અને જ્યાં સુધી આપણે સાવ નિર્મળ નથી બન્યા ત્યાં સુધી દક્ષિણ આફ્રિકામાં વસતો આપણો એક અવયવ ગમે તેવો આબાદ હોય તોપણ આપણા છાંટા તેને ઊડવાના જ. ત્યાંની ગોરી પ્રજા હિંદની પાંત્રીસ કરોડ પ્રજાની ગુલામીના ખ્યાલથી પણ, ત્યાંનાં આપણાં મૂઠીભર ભાઈબહેનો ગમે તેવાં બહાદુર હશે તોપણ, તેમને પત નહીં કરે. નાતાલમાં ગોરી પ્રજાના હિંદીઓ પ્રત્યેના અભિમાનભર્યા ઉદ્ધત વર્તનથી અને ગિરમીટની પદ્ધતિથી જે રંગદ્વેષ ઉદ્ભવેલો તે સિવાય બીજો કોઈ રંગભેદનો કાયદો ઘડાયેલો નહોતો. નાતાલની ધારાસભાએ હિંદીઓને ત્યાં પેસતા અટકાવવા રંગભેદનો કાયદો ઘડવા ઘણા પ્રયત્ન કર્યા હતા પણ તે વખતના પ્રખ્યાત રાજદ્વારી પુરુષ મિ. ચેમ્બરલેનની કોશિશથી તેવો કાયદો થતાં અટકેલો. પણ એક બીજો કાયદો સને ૧૮૯૭ની સાલમાં ઘડવામાં આવ્યો હતો. એ કાયદા મુજબ નવા આવનારાઓને કેળવણીની પરીક્ષા લઈ દાખલ કરવામાં આવતા હતા. આવનાર કઈ જાતિનો કે રંગનો માણસ છે તે જોવાતું નહીં. આમ નાતાલમાં કોમી ભેદ કે રંગભેદને કારણે અલગ કાયદા ઘડવાના ધોરણનો અસ્વીકાર થયો, પણ આ સમાનતા કાયદામાં સ્વીકારવાનું ધોરણ ટ્રાંસવાલમાં સ્વીકારાયું નહીં.

ટ્રાંસવાલમાં નવી તકલીફોનાં પ્રથમ ચિહ્નો દેખાવા લાગ્યાં. ત્યાંના લોકોએ કાળા લોકોની બાબતમાં રંગભેદની રાજનીતિ ધારણ કરી હતી. આ કુટિલ રાજનીતિને બોઅર લડાઈ લડવાના એક કારણ તરીકે આગળ કરી અંગ્રેજ સરકાર ટ્રાંસવાલના રાજકર્તાઓ સાથે લડી. લડાઈ પછી જ્યારે ટ્રાંસવાલ અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે આશા રાખવામાં આવી હતી કે, બ્રિટિશ હિંદી પ્રજાના દુઃખનો બોજો હવે કાંઈ કમી થશે. પણ લડાઈ પહેલાં વડી સરકાર જે જુલમી કાયદા સામે મજબૂત વાંધો લેતી હતી તે જ જુલમી કાયદો તે જ વડી સરકાર હિંદી પ્રજાને લાગુ પાડવા તૈયાર થઈ. લડાઈ શાંત પડયા પછી ટ્રાંસવાલમાં 'પીસ પ્રિઝર્વેશન ઑાડનન્સ' વડી સરકારે કાઢ્યો તેથી હિંદી પ્રજા પર ટ્રાંસવાલમાં પેસવા સામે અંકુશ મુકાયો. ટ્રાંસવાલમાં લડાઈ પહેલાં હિંદીઓની કેવી દશા હતી અને લડાઈ પછી કેવી થઈ તે નીચેની સરખામણીથી જણાશે અને વડી સરકારને પોતાની હિંદી પ્રજા માટે કેટલી બળતરા છે તેનો પણ ખ્યાલ આવશે.

## સરખામણી

| બોઅર અમલમાં | બ્રિટિશ અમલમાં |
|---|---|
| ૧. ટ્રાંસવાલના રહીશ તરીકેની નામનોંધામણીમાં કાંઈ પણ ફી આપવાની ફરજ પાડવામાં આવતી નહોતી. | ૧. ટ્રાંસવાલના રહીશ તરીકે નામ નોંધાવવા માટે પાઉંડ ૩ ફી નક્કી કરવામાં આવી અને તે ન આપે તો પાઉંડ ૧૦થી ૧૦૦ સુધીનો દંડ તથા ચૌદ દિવસથી છ માસ સુધીની સજા ઠરાવવામાં આવી. |
| ૨. વેપાર કરવાના સરકારી પરવાના મેળવવામાં ટ્રાંસવાલના કોઈ પણ ભાગમાં હિંદીને કશી અડચણ પડતી નહીં. ઘણાય દાખલા એવા બનતા કે ફક્ત | ૨. જે લોકોને લડાઈ પહેલાં બોઅર સરકાર તરફથી વેપારના પરવાના મળેલા હતા તેઓ જ પહેલાંની જગ્યાએ વેપાર કરી શકે. વેપાર માટેનો નવો પરવાનો ફક્ત |

| | |
|---|---|
| પરવાનાની ફીના પૈસા રજૂ કરી વેપાર ચાલુ જ કરાતો. આમાં કાંઈ કનડગત થતી તો બ્રિટિશ સરકારના એલચી તરફનું રક્ષણ મળતું. | હિંદીઓના વસવાટ માટે લોકેશન (વાસ) ઊભા કર્યા હોય ત્યાં જ મળતો. |
| ૩. ટ્રાંસવાલના કોઈ પણ ભાગમાં વિના હરકતે રહી શકાતું, તેને માટે ખાસ રજા મેળવવાની જરૂર નહોતી. | ૩. ‘લોકેશન’— વાસ સિવાયના અન્ય ભાગમાં રહેવાની ખાસ રજા જેણે સરકાર પાસેથી ન મેળવી હોય તેનાથી ત્યાં રહેવાય નહીં. તેણે લોકેશનમાં જ રહેવું જોઈએ. |
| ૪. હિંદીઓ પોતાને નામે મિલકત ખરીદી નહોતા શકતા પણ ગોરાને નામે ખરીદી શકતા હતા, તેવી કરોડોની મિલકત હિંદીઓએ ખરીદેલી છે. | ૪. હવે ગોરાને નામે પણ કોઈ હિંદી મિલકત ખરીદી શકે નહીં. બ્રિટિશ રાજ્ય પછી એક પાઈની પણ મિલકત ખરીદાઈ નથી. |
| ૫. લોકેશનમાં ૯૯ વરસને પટે જમીન મળી શકતી. | ૫. આજ સુધી ૯૯ વરસને પટે મળેલી જમીન પાછી લઈ લેવાનો ઠરાવ થયો અને હવે પછી લોકેશન ક્યાં ક્યાં કરવું અને હિંદીઓને જમીન આપવી કે નહીં તેનો કાંઈ નિર્ણય થયો નહોતો. |
| ૬. બીજા પ્રાંતના હિંદીઓ વિના હરકતે ટ્રાંસવાલના કોઈ પણ ભાગમાં જઈ શકતા. | ૬. લડાઈ પહેલાંના ટ્રાંસવાલના સાચા રહીશને પણ અરજ કર્યા છતાં ત્રણ ત્રણ માસ સુધી દાદ મળતી નહોતી. તો પછી નવા દાખલ થનારાઓની તો વાત જ શી? |

૭. ત્યાંના રહેવાસી તરીકેના પાસ કે પરવાના વિષે ધાંધલ કરનારું એશિયાઈ ખાતું નહોતું.

૮. લડાઈ પહેલાં બ્રિટિશ એલચીઓ હિંદીનું એવું રક્ષણ કરતા કે કોઈના હક ડૂબે નહીં.

૭. નવું એશિયાઈ ખાતું ખોલાયું. અને તેની હસ્તીથી કોમ ભારે મુસીબતમાં આવી પડી અને તેના લાખો રૂપિયા લૂંટાયા.

૮. બ્રિટિશ અમલદારોએ જેને વેપાર કરવાના પરવાના આપેલા તેવાને પણ વરસની આખરે અનેક જાતની કનડગતો કરીને, વેપાર બંધ કરીને લોકેશન-માં જવાની ફરજ પાડવામાં આવતી; અને તેમાં હિંદી કોમને લાખો રૂપિયાનું નુકસાન થતું.

ઉપરની સરખામણીથી જણાશે કે બોઅર લડાઈ પહેલાં હિંદી કોમની ટ્રાંસવાલમાં જે દશા હતી તેના કરતાં લડાઈ પછી બ્રિટિશ સરકારને હાથે તેની દશા અનેકગણી બૂરી થઈ. એટલાથી પણ બ્રિટિશ સરકારને સંતોષ વળે તેમ નહોતું. લૉર્ડ મિલ્નરે સને ૧૮૮૫ના કાયદા મુજબ ટ્રાંસવાલના દરેક હિંદીને ફરીથી રજિસ્ટર થવાનો આગ્રહ કર્યો. આ સંબંધી બહુ ચર્ચા થયા બાદ હિંદી કોમના આગેવાનો સાથે એવી કબૂલાત થઈ કે હિંદીઓ મરજિયાત રજિસ્ટર થાય. લૉર્ડ મિલ્નરે એવી ખાતરી આપેલી કે એક વખત મરજિયાત રજિસ્ટર થયા બાદ બીજી વખત રજિસ્ટર થવાની જરૂર નહીં પડે અને રજિસ્ટર થનારને સ્થાયી રહીશ ગણી શકાશે. પણ લૉર્ડ મિલ્નરની એ ખાતરી ખોટી નીવડી. પ્રસંગ એવો ઊભો થયો કે ટ્રાંસવાલની સરકારે તે કાંઈ સાંભળ્યું નહીં, અને સને ૧૯૦૬ની સાલમાં 'ડ્રાફ્ટ ઑર્ડિનન્સ'નો કાયદો પસાર કર્યો. તે કાયદા મુજબ આખી હિંદી કોમને, સ્ત્રીપુરૂષ અને છોકરાંને, ફરીથી ફરજિયાત રજિસ્ટર થવાનું આવ્યું. આ નવો કાયદો હિંદી કોમને બોમ્બગોળા જેવો ચમકાવનારો થઈ પડ્યો. હિંદી કોમ તો લૉર્ડ મિલ્નરની ખાતરીથી નિરાંતે બેઠી હતી, પણ તે ખાતરી ભૂંસાઈ

ગયેલી હિંદીઓએ જોઈ. વળી પાડોશના બીજા પ્રાંતોની સરકાર ટ્રાંસવાલનું અનુકરણ કરી હિંદીઓનો નિકાલ કરવા તત્પર બની હતી. દક્ષિણ આફ્રિકામાં આવી રંગદ્વેષની રાજનીતિ ચલાવવામાં બધા પ્રાંતોની સરકાર ફતેહમંદ થાય તો હિંદી પ્રજાને દક્ષિણ આફ્રિકામાંથી ભાગ્યા સિવાય છૂટકો નહોતો.

આ તો મુત્સદ્દી રાજપુરુષોની બાજી! પણ સામાન્ય રીતે જાહેર રસ્તામાં કે રેલવે ગાડીમાં, ટ્રામવેમાં કે બગીચામાં, જ્યાં જ્યાં ગોરાકાળાનું ઘર્ષણ થાય ત્યાં ત્યાં હિંદીઓને અપમાન જ સહન કરવાનું આવતું. આવાં અપમાનો ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાના પોતાના વસવાટ દરમ્યાન અનેક વેઠ્યાં છે, તેની વિગતો આત્મકથામાંથી વાચકને મળી રહેશે.

## ૯

## ‘ગાંધીભાઈ’

સને ૧૮૯૩ની સાલમાં ગાંધીજી નાતાલ ગયા. દક્ષિણ આફ્રિકાના હિંદીઓના ત્યાર પછીના સામાજિક જીવન સાથે ગાંધીજી વણાયેલા છે. ગાંધીજી ત્યાં ગયા હતા ધંધા અર્થે પણ આપણી ઇચ્છા પ્રમાણે સર્વ કાંઈ બની શકે ખરું? માનવી પોતાની પ્રકૃતિના બંધનથી એવો બંધાયેલો છે કે તેમાંથી મુક્ત થવું મહા કઠણ છે. અથવા માનવી તો વિધિનું સોગઠું છે, એટલે આપણે એમ કહી શકીએ કે આ સંસારના પટ પરથી અસત્ય અને હિંસાનો નાશ કરી સત્ય અને અહિંસાના દિવ્ય શસ્ત્રથી સંસારનો ઉદ્ધાર કરવાની તૈયારી અર્થે વિધિએ ગાંધીજીને દક્ષિણ આફ્રિકા મોકલ્યા હતા. તે ત્યાં એકવીસ વરસ રહ્યા તે દરમિયાન તેમણે ભારે તપ આદર્યું. શરીરને વિવિધ આસનોમાં સ્થિત કરી યોગરદમ તાપણી ધખાવી દેહદમનથી જ તપની સાધના થાય છે એવું કાંઈ નથી. જીવનના દરેક અંગનું ક્ષણે ક્ષણે નિરીક્ષણ કરી ચિત્તશુદ્ધિમાં મગ્ન રહી, સત્યના પરમ ધ્યેયની

આરાધના કર્યાં કરવી અને એમ કરતાં કરતાં સંબંધમાં આવતા અનેક પીડિત માનવબંધુઓનાં હૃદયોને સ્નેહયુક્ત આશ્વાસન આપી આ કષ્ટમય સંસારમાં તેમના ઘા રૂઝવવા માટે પોતાનું આત્મસમર્પણ કરવું, એ તપ, એ સાધના શ્રેષ્ઠ છે. ગાંધીજીએ આવી સાધના દક્ષિણ આફ્રિકામાં કરવા માંડી. દક્ષિણ આફ્રિકાની એકવીસ વરસની કારકિર્દીની ક્ષણેક્ષણ આ તપશ્ચર્યામાં જ વ્યતીત થયેલી આપણને જણાશે. તેમાં પ્રથમથી આજ સુધી ક્યાંયે ક્ષતિ નથી આવી, કોઈ પણ કાર્યમાં પોતાનું કર્તાપણું માની પોતાની જાતને આગળ લાવવાનો પ્રયત્ન નથી દેખાયો. આ શુદ્ધ જીવનની તપશ્ચર્યાનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. તેમ જ આ પ્રકરણોનો એ હેતુ પણ નથી. પરંતુ દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડતનું કાંઈ પણ વર્ણન આપતાં ગાંધીજીને કેન્દ્રમાં રાખવા જ પડશે. તલમાં તેલ જેમ ઓતપ્રોત રહેલું છે, અને દૂધમાં ઘી જેમ ઓતપ્રોત રહેલું છે, તેમ દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનમાં ગાંધીજી ઓતપ્રોત રહેલા છે. ગાંધીજી સિવાય દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનનું વર્ણન કરવું એ આત્મા સિવાયના જડ દેહનું વર્ણન કરવા જેવું થાય. એટલે આ પ્રકરણ મારે લખવું પડે છે. વીસેક વરસ પહેલાં પાંચ સાત હજાર માઈલ દૂરના મુલકમાં શું શું બન્યું તેની જાણ આપણામાંના ઘણાને નથી. તેમને આ પ્રકરણ ઘણું મદદરૂપ થઈ પડશે.

ગાંધીજીને દક્ષિણ આફ્રિકામાં દાખલ થતાં એવા અનુભવો થયા કે જેથી તેમનું જીવન બદલાયું—ઘડાયું. એ બધા અનુભવો પોતાની આત્મકથામાં તેમણે વર્ણવ્યા છે. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ પૈસા પેદા કરવા ગયેલા. જેઓ ત્યાં ગયેલા તેઓ પૈકીના મોટા ભાગે પોતાની માદરી ભાષાનો પણ કક્કો ઘૂંટ્યો નહીં હોય. કોઈ પણ સાધને લક્ષ્મી મેળવવાની એમને તીવ્ર ઇચ્છા હતી અને તે ઇચ્છાથી પ્રેરાઈ કરેલા શ્રમથી ધનપ્રાપ્તિ તો તેમણે કરી; પણ જાતિ-અભિમાન શું, સ્વમાન શું, માન અપમાન શું, સ્વાધિકાર શું, સ્વહક શું, એની કાંઈ ગમ તેમને નહોતી. આવા ભાઈઓના જૂથ વચ્ચે ગાંધીજી જઈ ચડ્યા. જે મુકદ્દમાને અંગે પોરબંદરના રહીશ અને

ડરબનની એક આબરૂદાર વેપારી પેઢીના માલિક અબદુલ્લા શેઠના આમંત્રણથી એક વરસ માટે ગાંધીજી ત્યાં ગયેલા, તેનો નિકાલ તેમણે કોરટમાં લડીને ન આણ્યો પણ સમાધાન વૃત્તિથી, બન્ને પક્ષકારોના હૃદયમાં એકબીજા પ્રત્યે મહોબત ઊભી કરી તે ઝઘડાનો એમણે નિકાલ કર્યો. આ શાન્તિ અને સ્નેહના દૂતનું દક્ષિણ આફ્રિકામાં પ્રથમ કાર્ય ઘણું અપ્રસિદ્ધ અને મામૂલી છતાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનરૂપી મહેલની પ્રથમ ઈંટરૂપ હતું. આ ઈંટ માંડ્યા પછી તરત જ દેશ પાછા આવવા તે તૈયાર થયા. પ્રથમ મળતી સ્ટીમર માટે તૈયારી કરવા માંડી. એટલામાં તેમણે છાપામાં વાંચ્યું કે નાતાલના હિંદીઓનો મતાધિકાર નાતાલની સરકાર પાછો ખેંચી લેવાની પેરવીમાં છે. આ વાત તેમને ન ગમી. મતાધિકાર જેવો કીમતી હક મળેલો કેમ જતો કરાય? પણ ત્યાંના શેઠિયાઓ તો મતાધિકાર એટલું શું તે કાંઈ જાણે નહીં. તેઓનો કોઈ ગોરો વકીલ કે અન્ય ઓળખીતો કોઈ દિવસ તેમને તેમની ખુશામત કરી કચેરીમાં લઈ જાય અને તેમના મત માટેની સહી કરાવે એટલું જ આ શેઠ લોકો જાણે. ગાંધીજીએ બધા વેપારીઓને અને મહેતાઓને ભેગા કર્યા, અને મતાધિકાર એટલે શું તે તેમને સમજાવ્યું. પણ જતો મતાધિકાર પાછો કેમ વળે? તે તો જવાનો જ. છતાં હિંદી કોમના પ્રથમ પ્રયત્ન તરીકે તે વખતે ગાંધીજીએ હિંદીઓનો મતાધિકાર રદ કરવાના કાયદા સામે વિરોધ કરીને જ સંતોષ માન્યો અને એક અરજી તૈયાર કરી સેંકડો હિંદીઓની સહીઓ કરાવી સરકાર ઉપર મોકલાવી દીધી. ગાંધીજીના આ પ્રથમ કાર્યથી ડરબનના અને મુખ્યત્વે કરીને નાતાલના હિંદીઓનું ધ્યાન તેમના તરફ ખેંચાયું. આ અરજ કરવાની ખાતર દેશ તરફ આવવાની પોતાની તૈયારી તેમણે માંડી વાળી. આ તેમના સરળ સ્વભાવ અને સેવાભાવથી હિંદીમાત્રનું ધ્યાન તેમના તરફ ખેંચાયું. તેમને જે મળ્યો, જે તેમની પાસે આવ્યો, જેણે તેમની સાથે વાત કરી, જે પોતાનું દુઃખ તેમને કહેવા આવ્યો, તે સર્વ સપડાઈ ગયા સમજવા: તે ગાંધીઘેલા થઈ જતા. આ કારણે, જેઓ તેમને ઓળખતા તેઓ તેમને ગાંધી સાહેબ, બારિસ્ટર સાહેબ

વગેરે સંબોધનથી નહીં, પણ વહાલસોયા 'ગાંધીભાઈ'ના સંબોધનથી ઓળખતા — બોલાવતા, હાલના અનેક વિશેષણોથી અલંકૃત થયેલા 'મહાત્માજી'ના સંબોધનમાં જે મીઠી મોહની હશે તેનાથી પણ કદાચ વિશેષ મીઠાશ તે સમયના 'ગાંધીભાઈ'ના સંબોધનમાં હશે!

## ૧૦

# નાતાલ ઇન્ડિયન કૉંગ્રેસ

દક્ષિણ આફ્રિકામાં રહ્યા પછી ગાંધીજીએ વકીલાત શરૂ કરી. વકીલો પેટ સારુ વકીલાત કરે છે. ગાંધીજીએ પેટ કાજે વકીલાત ન કરી. તેમણે પ્રજાની વકીલાત કરવા માંડી. કોરટમાં વકીલ તરીકે તો તે કોઈ કોઈ પ્રસંગે જ ઊભા રહેતા. તેમણે કોરટમાં વકીલાત કરીને જેટલા કેસની પતાવટ કરી છે તેના કરતાં અનેકગણા કેસો ઘેર બેઠાં બેઠાં પતાવ્યા છે. વકીલ તરીકે તેમણે પોતાની ફરજ સંસારમાં શાન્તિ ફેલાવવાની માની. વકીલોએ પોતાનો ધંધો કલેશ અને કજિયા વધારવાનો માન્યો છે, અને તેઓ તેવું જ કરે છે. છતાં ડોળ એવો બતાવે છે કે જાણે શાન્તિના ફિરસ્તા ન હોય! ગાંધીજીને પ્રચલિત વકીલાતના ધંધા પ્રત્યે ઘણો જ અણગમો હતો, અને એવી વકીલાત તેમણે કોઈ દિવસ કરી નથી. 'સત્યની શોધ' તો તેમનું જીવનસૂત્ર હતું. તે સૂત્ર પણ તેઓ વકીલાતને લાગુ પાડતા. પોતાના અસીલનો કેસ સાચો હોય તો જ કોરટમાં જઈ તેની વકીલાત કરતા. પણ આવા કેસોમાંય કોરટમાં જતા પહેલાં ઘરમેળે કે લવાદ મારફતે સમાધાની કરાવવાને પ્રથમ ખૂબ પ્રયત્ન કરતા. એમ ન બને ત્યારે અદાલતમાં કેસ લઈને ઊભા રહેતા અને આવા કેસમાં તેમના અસીલના લાભમાં પરિણામ આવતું. આથી સામાન્ય રીતે તેમને વિષે એમ મનાતું કે જે કેસ ગાંધીજી હાથમાં લે તે સાચો જ હોય. કેટલાક દાખલા એવા પણ બનેલા કે કેસની અધવચમાં કે

આખરમાં ગાંધીજીને ખાતરી થઈ હોય કે તેમના અસીલે તેમને જૂઠી જ વાતો કહીને છેતર્યા છે અને તેની બાજુ ખોટી છે, એટલે ગાંધીજીએ અધવચમાંથી એવા કેસોને છોડી દીધેલા.

પરંતુ આવી સ્વચ્છ અને પ્રમાણિક વકીલાત કરવાના પ્રસંગો તેમને ઝાઝા મળે તે પહેલાં હિંદી કોમની સેવાનું ક્ષેત્ર તેમની નજરે પડ્યું. અને તે દિવસે દિવસે વિશાળ થતું ગયું. તેથી તે કામ કરવાને એક જવાબદાર મંડળ ઊભું કરવાની તેમને જરૂર જણાઈ. સને ૧૮૯૪ના મે માસની તારીખ ૨૨મીએ તેમણે નાતાલ ઇન્ડિયન કોંગ્રેસની સ્થાપના કરી. ડરબનમાં નાતાલના મુખ્ય ગણાતા વેપારીઓને તેમ જ બીજા લોકોને બોલાવ્યા અને પદ્ધતિસર ધારાધોરણ નક્કી કરી તે મંડળની સ્થાપના કરી. ડરબનના શેઠ દાઉદ મહમદને તેના પ્રમુખ નીમ્યા અને ગાંધીજી તેના મંત્રી થયા. દર વરસે ત્રણ પાઉન્ડની ફી રાખી. આ સંસ્થાએ પહેલું જ જે કામ હાથ ધર્યું તે સ્વતંત્ર હિંદી મજૂરો ઉપર નંખાતા ત્રણ પાઉન્ડના નવા કર સામે વિરોધ કરી તે રદ કરવાની અરજ કરવાનું હતું. તે કામ કોંગ્રેસે બહુ જ ફતેહમંદ રીતે બજાવ્યું. કોંગ્રેસ લોકપ્રિય તો બહુ થઈ; તેણે કોમની સેવા પણ ઘણી કરી; પણ તેને નિભાવવામાં આર્થિક મુશ્કેલીઓ નડવા લાગી. જે જે કેસો કોમને લગતા હોય, એટલે કે સરકાર સામેનો કોઈ હિંદીનો કેસ હોય અને તેના ચુકાદાથી સમગ્ર હિંદી કોમના હિત ઉપર સારીનરસી અસર થાય એમ હોય એવા દરેક કેસની ફી ગાંધીજી ઓછામાં ઓછી લે અને તે પરભારી કોંગ્રેસના ફંડમાં જાય. ઘણા અસીલોની ફી ફક્ત કોંગ્રેસના સભ્ય થવા પૂરતી જ હોય. આ રીતે કોંગ્રેસની આર્થિક સ્થિતિને ગાંધીજી પહોંચી વળતા. તેના વાર્ષિક સભ્યો કરવાને તો લગભગ આખા નાતાલમાં તેમને મુસાફરી કરવી પડેલી. આમ નાતાલ ઇન્ડિયન કોંગ્રેસના મુખ્ય ચાલક ગાંધીજી જ હતા.

જાહેર સંસ્થા ચલાવવામાં તેના પૈસાની વ્યવસ્થા સંબંધી ગાંધીજી બહુ જ કાળજી રાખતા. મને યાદ છે કે, સાબરમતી આશ્રમમાં પોતાની અનેક પ્રવૃત્તિ અને સમસ્ત દેશની અસહકારની લડતના સતત

કામમાં પણ આશ્રમના ચોપડા તેમણે બહુ જ કાળજીપૂર્વક તપાસ્યા છે અને ચોપડામાં જમાખર્ચ કરવાની પદ્ધતિમાં ભૂલ હોય તે પણ તેમણે સુધરાવી છે. આશ્રમમાં જે કાંઈ ભેટ આવે તેનો પોતાને ગમે તેવો ઉપયોગ કરવાનો તેમને અધિકાર છે. પણ નાતાલ ઇંડિયન કોંગ્રેસ વિષે એમ ન કહી શકાય. એક પ્રસંગે એમ બન્યું કે તેમના પરિચયમાં આવેલ એક ભાઈ આર્થિક તંગીમાં આવી પડ્યા. તેમણે ચારેય બાજુએ નજર ફેરવી. ગાંધીજી સિવાય તાત્કાલિક મદદ કરી શકે એવું કોઈ તેમને જણાયું નહીં. તે પોતે ગાંધીજી પાસે ગયા. ગાંધીજી પાસે અંગત રકમ નહોતી. પેલા ભાઈને ના કહે તો તેને નિરાશા થાય, અને તેના મનમાં ગાંધીજી વિષે કેવોય ખ્યાલ આવે! પણ શું થાય? ગાંધીજીને સૂઝી આવ્યું કે મહાસભાની સિલક બેંકમાં પોતાને નામે છે. બેચાર દિવસમાં પાછી આપી જવાની શરતે મહાસભાની સિલકમાંથી આશરે ત્રણસો પાઉન્ડનો ચેક ગાંધીજીએ તે ભાઈને લખી આપ્યો. આ ચેક લખી આપ્યો તો ખરો, પણ તેમને તરત વિચાર આવ્યો કે મહાસભાના પૈસા તે માણસ પર ઉપકાર કરવાને ખાતર આપવાનો પોતાને શો અધિકાર? ક્ષણેક પછી મહાસભાને જરૂર પડી તો શું થાય? તેમને લાગ્યું કે પોતે મહાસભાના પૈસા ઉચાપત કરી મહાપાપ કર્યું છે. ત્રણસો પાઉન્ડની રકમ એ કાંઈ નાની નહોતી. આ વિચારમાં સાંજ પડી. ખાવાનું પણ ભાવ્યું નહીં. સૂવા જતાં ઊંઘ ન આવી. "મેં આવું પાપ કેમ કર્યું? મહાસભાના પૈસા તે ભાઈને મારી મહોબત ખાતર આપવાનો મને શો અધિકાર? તે પૈસા તરત ન મળ્યા, અને મળે તે પહેલાં આવી કંગાલ દશામાં મારું અચાનક મૃત્યુ થયું, તો મહાસભાનું ઋણ હું શી રીતે આપી શકું?" આવા વિચાર જેમ જેમ તેમને આવતા ગયા તેમ તેમ તેમના હૃદયને અનહદ વેદના થતી ગઈ. તેમણે પ્રભુને પ્રાર્થના કરવા માંડી, અને હૃદયમાં દૃઢ સંકલ્પ કર્યો કે, "ભવિષ્યમાં જાહેર સંસ્થાની રકમનો ઉપયોગ અંગત કારણે કદી ન કરવો." આવી પ્રતિજ્ઞાથી હૃદયનું દરદ ઓછું તો થયું, પણ તે રકમ ગમે તેમ કરી જલદી મેળવવી જોઈએ. બીજે દિવસે સવારમાં પણ એ જ ધ્યાન! નાહીધોઈ પરવારી નવ

વાગ્યે ઓફિસે ગયા. ત્યાં જતાં કારકુને તરતમાં આવેલો તાર તેમના હાથમાં મૂક્યો. નાતાલ અને ટ્રાંસવાલની વચ્ચેની સરહદ પરના એક ગામની અદાલતમાં સરહદમાં ગેરકાયદેસર દાખલ થવા બાબતમાં નેવું હિંદીઓ ઉપર વૉરન્ટ નીકળેલું હતું અને બધાઓને અદાલતમાં લાવવામાં આવ્યા હતા. ત્યાં તે પોતે પહેલી જ ગાડીમાં જઈ પહોંચ્યા. નેવું માણસો સંબંધે બધી હકીકત પૂછી ચોક્કસ માહિતગાર થયા. અને પછી તેમને કહ્યું કે, પોતે કેસ હાથમાં લે છે. પણ શરૂઆતમાં દરેકે પોતાની ફીના ત્રણ ત્રણ પાઉન્ડ આપી દેવા જોઈએ. અને તે ઉપરાંત દરેકે નાતાલ મહાસભાના સભ્ય થવું જોઈએ. બધાએ તરત તે સ્વીકારી લીધું. ત્યાં ને ત્યાં જ પૈસા લેવાયા અને સભ્યની પાવતીઓ અપાઈ. બધા પૈસા મહાસભાને નામે પોતાની ડાયરીમાં જમા કર્યા. અને પછી તેમના કેસો હાથમાં લીધા. અદાલતમાં કેસો ચાલ્યા. બધાય માણસો કાયદેસર જ નાતાલના રહીશ હતા, પણ અભણ લોકોને સમજાવતાં આવડે નહીં, પોતાની વાતને યોગ્ય વ્યવસ્થાપૂર્વક શી રીતે અદાલતમાં રજૂ કરવી તેની ગમ નહીં, અને કાયદાનું પણ ભાન નહીં, એટલે સત્તાવાળાને ગંભીર ગુના જેવું લાગેલું. પણ ગાંધીજીએ ત્યાં ગયા બાદ થોડા જ કલાકમાં અદાલતને તેઓના નિર્દોષપણાની ખાતરી કરી આપી અને બધાને છોડાવ્યા.

નાતાલ ઇન્ડિયન કૉંગ્રેસે નાતાલના હિંદીઓ સંબંધે ઘણું કામ કર્યું અને એ નાતાલના હિંદીઓની સત્તાવાર સંસ્થા થઈ પડી. પણ પાછળથી સત્યાગ્રહની લડતમાં ગાંધીજીને ટ્રાંસવાલમાં જ રહેવાનું થયું એટલે તેમને ગેરહાજરીને કારણે તેનું મંત્રીપદ છોડવું પડ્યું. તેમની જગ્યાએ એક ભાઈ આવ્યા ને તે ભાઈની બિનકાળજીથી તે સંસ્થાની અવ્યવસ્થા થઈ.

છેવટે જ્યારે નાતાલની અંદર સત્યાગ્રહ શરૂ થયો ત્યારે તે મૃતપ્રાય જેવી મહાસભાની સંસ્થા મારફત કામ થઈ શકે તેમ નહોતું. કારણ કે પ્રજાને તે સંસ્થામાં તે વખતે વિશ્વાસ નહોતો. તેથી ગાંધીજીએ નાતાલ ઇંડિયન અસોસિયેશન નામક બીજી સંસ્થા સ્થાપી, અને છેલ્લી લડતનું બધું કામ તેની મારફતે ચલાવ્યું.

## ૧૧

# સત્યાગ્રહની શરૂઆત

સને ૧૮૯૪થી ૧૯૦૬ સુધી દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનમાં ખાસ કાંઈ ઊહાપોહ નથી થયો. તેમના સામાન્ય દુઃખની કહાણી તો રોજની થઈ પડી હતી. જ્યાં ત્યાંથી સામાજિક જીવનમાં હિંદીઓને પડતી હાડમારીની કથા સાંભળવા મળે અને ગાંધીજી એ બધા વિષના ઘૂંટડા ધીરજથી ગળ્યા કરે. પ્રસંગ પડ્યે કોમની સેવા કરવા તત્પર રહે. જોહાનિસબર્ગમાં મરકીની ઉત્પત્તિ હિંદી લોકેશનમાં થઈ એ તો ભારે ચોંકાવનારી બીના હતી. ગોરી પ્રજા અને ગોરી સરકાર આ ચેપી રોગથી બહુ જ ડરે છે પણ ગાંધીજીએ સમયસૂચકતા વાપરી, બેચાર ચુનંદા માણસો મેળવી જીવના જોખમે તાત્કાળિક ઉપાયો યોજ્યા, તેથી મરકી અટકી અને ભવિષ્યના ભારે જોખમમાંથી હિંદી કોમ અને અન્ય કોમો પણ બચી ગઈ. વળી બોઅર લડાઈ શરૂ થઈ. જે સરકારના રક્ષણ નીચે આપણે રહીએ છીએ અને જેના રાજ્યનો કે સત્તાનો લાભ ઉઠાવીએ છીએ અગર ભવિષ્યમાં ઉઠાવવાની ઇચ્છા રાખીએ છીએ, તે સત્તાના અણીને પ્રસંગે આપણાથી બનતી મદદ આપવી એ આપણી ફરજ છે, એવી સમજથી બોઅર લડાઈને પ્રસંગે ગાંધીજીએ ઘાયલ થયેલા સૈનિકોની સારવાર કરનારી એક ટુકડી ઊભી કરી. તેઓ લડાઈના ક્ષેત્રમાં ખૂબ ઘૂમ્યા અને બંદૂકોની ગોળીઓ તેમ જ તોપોના ગોળાઓની નીચે રહીને અનેક ઘવાયેલા સિપાઈઓને ઉઠાવી ઉઠાવી તેમની સારવાર તેમણે કરી. આ ઉપરાંત નાતાલમાં ઝૂલુ બળવાના પ્રસંગે પણ એ જ સેવાનું કામ કરી તેમણે સેંકડો ઘવાયેલા ઝૂલુઓની સારવાર પણ કરી. આ સમય દરમિયાન ગાંધીજીએ પોતાના જીવનના અખતરા પણ ઘણા કર્યા. ધંધામાં કે લડાઈના ક્ષેત્રમાં જ્યાં જાય ત્યાં, ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં તેમણે આત્મનિરીક્ષણનું કામ હરેક ક્ષણે જારી રાખ્યું અને તેને

પરિણામે અનેક અખતરા કર્યા. નાતાલમાં ફિનિક્સ સેટલમેન્ટ સ્થાપ્યું. ત્યાં ઇન્ટર નૅશનલ પ્રિંટિંગ પ્રેસ નામનું છાપખાનું ઊભું કરી ઇન્ડિયન ઓપીનિયન પત્ર પ્રગટ કરવા માંડ્યું. ત્યાં રહેનારા ભાઈઓ જીવનમાં અમુક સિદ્ધાંતો પાળે અને જાતમહેનત કરીને સાદી અને ઉચ્ચ જિંદગી ગુજારે એવા હેતુથી સ્થપાયેલી આ સંસ્થાએ દક્ષિણ આફ્રિકાના હિંદીઓના રાજકીય જીવનમાં અને ગાંધીજીના ઘડતરમાં ભારે ભાગ ભજવ્યો છે. તેની કેટલીક હકીકત આપણે આગળ ઉપર વિચારવાના છીએ, એટલે હાલ આપણે સત્યાગ્રહની લડતના ગણેશ શી રીતે મંડાયા તે જોઈએ.

લૉર્ડ મિલ્નરે આપેલી ખાતરીને ઉડાવી દઈને સને ૧૮૮૫નો ડચ રાજ્યના વખતનો જૂનો કાયદો તાજો કરીને ટ્રાંસવાલની ધારાસભાએ સને ૧૯૦૬ના સપ્ટેમ્બરની ૧૨મી તારીખે 'એશિયાટિક એમેન્ડમેન્ટ ઍક્ટ' પસાર કર્યો. તેને હિંદીઓએ ખૂની કાયદાને નામે ઓળખ્યો. તે ખૂની કાયદો પસાર થવાથી હિંદીઓનાં દિલ ઊકળી ઊઠ્યાં. તેની કલમોનો સાર નીચે પ્રમાણે છે :

૧. ટ્રાંસવાલમાં રહેવાનો હક ધરાવનાર બધાં હિંદી પુરુષ, સ્ત્રી અને આઠ વરસ ઉપરનાં બાળકબાળિકાએ એશિયાઈ દફતરમાં પોતાનાં નામ નોંધાવી પરવાના મેળવવા. ૨. એ પરવાના લેતી વખતે જૂના પરવાના અમલદારને સોંપી દેવા. ૩. નોંધવાની અરજીમાં નામઠામ, જાત, ઉંમર, વગેરે આપવાં. ૪. નોંધનાર અમલદારે અરજદારના શરીર ઉપર મુખ્ય નિશાનીઓ હોય તે નોંધી લેવી. ૫. અરજદારનાં બધાં આંગળાંની અને અંગૂઠાની છાપ લેવી. ૬. ઠરાવેલી મુદ્દતની અંદર જે હિંદી સ્ત્રીપુરુષ આ પ્રમાણે અરજી ન કરે તેનો ટ્રાંસવાલમાં રહેવાનો હક રદ થાય. ૭. અરજી ન કરવી એ કાયદેસર ગુનો ગણાય. તેને સારુ જેલ મળી શકે, દંડ થઈ શકે અને કોરટની મુનસફી મુજબ હદપાર પણ કરી શકાય. ૮. બચ્ચાંઓની અરજી માબાપે કરવી જોઈએ, ને નિશાનીનાં આંગળાં લેવાને સારુ બચ્ચાંને અમલદારોની સમક્ષ રજૂ કરવાની જવાબદારી પણ માબાપની ગણાય. ૧૬ વર્ષની ઉંમરે પહોંચ્યા પછી બાળકે પોતાના પરવાના

પાકા કરાવી લેવા. ૯. જે પરવાના અરજદારને આપવામાં આવે તે હરકોઈ પોલીસ અમલદારની પાસે જ્યારે અને જ્યાં માગવામાં આવે ત્યારે અને ત્યાં હાજર કરવા જ જોઈએ. એ પરવાના હાજર ન કરવા એ ગુનો ગણાય અને તેને સારુ કેદ અથવા દંડની સજા કોરટ કરી શકે. ૧૦. આ પરવાનાની માગણી રસ્તે ચાલતા મુસાફરની પાસે પણ કરી શકાય. ૧૧. પરવાના તપાસવાને સારુ અમલદાર ઘરપ્રવેશ પણ કરી શકે. ૧૨. ટ્રાંસવાલ બહારથી દાખલ થતાં હિંદી સ્ત્રીપુરુષોએ તપાસ કરનાર અમલદારની પાસે પોતાના પરવાના રજૂ કરવા જ જોઈએ. ૧૩. અદાલતમાં કોઈ કામસર જાય અથવા મહેસૂલ ઑફિસમાં વેપારની કે બાઇસિકલ રાખવાની રજાચિઠ્ઠી લેવા જાય ત્યાં પણ અમલદાર પરવાના માગી શકે. એટલે કે કોઈ પણ સરકારી ઑફિસની અંદર તે ઑફિસને લગતા કાંઈ કામે જાય તો અમલદાર હિંદીને દાદ આપવા પહેલાં તેની પાસેથી તેનો પરવાનો માગી શકે. ૧૪. આ પરવાનો રજૂ ન કરવો અથવા તે વિષેની જે કાંઈ પણ હકીકત અમલદાર માગે તે આપવાનો ઇન્કાર કરવો તે પણ ગુનો ગણાય, અને તેને સારુ કેદ અથવા દંડની સજા કોરટ કરી શકે.

આ કાયદો પસાર થવા અગાઉથી હિંદીઓમાં ભારે ખળભળાટ થઈ રહ્યો. અને હિંદી કોમના આગેવાનોએ સરકારી મુખ્ય અમલદારોની બહુ મુલાકાતો લીધી ત્યારે તે કાયદામાંથી સ્ત્રીઓ અને બાળકોને રજિસ્ટર કરવામાંથી બાતલ કરવામાં આવ્યાં. આ કાયદો પસાર થયાની વાત જાણી હિંદીઓની લાગણી ઉશ્કેરાઈ. તે ખૂની કાયદાથી જુલમી રાજનીતિ અખત્યાર થઈ શકતી હતી. લૉર્ડ મિલનરે આપેલાં વચનો સાવ ભૂંસાઈ જતાં હતાં અને હિંદીઓને ધીમે ધીમે ટ્રાંસ-વાલમાંથી હાંકી મૂકવાની તે કાયદાની નેમ હતી.

કાયદો પસાર થયો તે જ દિવસે જોહાનિસબર્ગમાં એક જંગી સભા ભરાઈ. આઠ હજાર પૈકી ત્રણ હજાર હિંદીઓ તે સભામાં ભેગા થયા. ગાંધીજીએ ઇન્ડિયન ઓપીનિયન દ્વારા આવા કાયદાનું પરિણામ હિંદી કોમ ઉપર કેવું આવે તેની જાણ લોકોને આપી

હતી. કાયદો પસાર થાય તો પછી શું કરવું? ગાંધીજીએ તેનો ઉપાય ટ્રાંસવાલ સરકારના ખ્યાલમાં ન આવે તેવો શોધી કાઢ્યો હતો. સરકારે તો એમ માનેલું કે બધાયે બૂમો પાડ્યા કરશે, વિરોધ કર્યા કરશે, અને પછી વખત વીત્યે શાંત થઈ જશે. હિંદીઓથી કાંઈ સશસ્ત્ર બળવો થવાનો હતો? તેમનામાં તેમ કરવાની તાકાત પણ ક્યાં હતી? અને એવો હિંસાત્મક બળવો કરે એવું તો સરકાર ઇચ્છે પણ ખરી. તેમને પછી હિંદીઓને ટ્રાંસવાલમાંથી ઘડીના છઠ્ઠા ભાગમાં હાંકી મૂકવાનું કારણ મળે. પણ સરકારી મુખ્ય માણસોને સહેજે ખ્યાલ નહીં હોય કે ગાંધીજી હિંદી પ્રજાને હિંસાત્મક બળવાના અવેજમાં અહિંસાત્મક સત્યાગ્રહનું શસ્ત્ર વાપરવાનું શીખવશે. તે દિવસે મળેલી સભામાં ભારે ઉત્સાહ જામ્યો. જે ત્રણ હજાર હિંદી મરદોએ ત્યાં નિશ્ચય કર્યો, તેમાં એક પણ નામર્દ ન નીવડ્યો. ખૂની કાયદાનો અમલ થવો ન થવો આપણા હાથમાં છે. જ્યાં સુધી આ કાયદો રદ ન થાય ત્યાં સુધી તેને તાબે નહીં થતાં જેલમાં જવાને તૈયાર થવું એવો ઠરાવ રજૂ થયો અને સભામાં સર્વને પૂછવામાં આવ્યું ત્યારે "અમારે એ ઠરાવ કબૂલ છે" એવા એક-સામટા અવાજથી ગગન ભેદાયું. ગાંધીજીનું હૃદય તો મલકાયું, પણ તે સાથે નવી જોખમદારીના ભાનથી ગંભીર બન્યું.

હજી પણ પ્રજાને લડવું ન પડે તો સારું એવા વિચારથી ખૂની કાયદાને શહેનશાહની બહાલી ન મળે એ માટે હિંદીઓનું એક ડેપ્યુટેશન ઇંગ્લંડ ગયું. તેમાં ગાંધીજી મુખ્ય હતા. ત્યાં જઈ જે પ્રયાસ કર્યો તેનું પરિણામ એ આવ્યું કે તે કાયદા પર શહેનશાહની સહી ન થઈ અને ડેપ્યુટેશનની મુરાદ બર આવી. ડેપ્યુટેશને વળી બીજું એક મહત્ત્વનું કામ કર્યું. દક્ષિણ આફ્રિકાના હિંદીઓને મદદ કરનારી એક કમિટી સ્થાપી. તેમાં મદ્રાસના માજી ગવર્નર લૉર્ડ એમ્પથીલ પ્રમુખ અને સર મન્ચેરજી ભાવનગરી કાર્યવાહક કમિટીના પ્રમુખ નિમાયા. એ કમિટીએ છેક છેવટ સુધી દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સુંદર સેવા બજાવી. ડેપ્યુટેશન તો પાછું આવ્યું અને ઘડીભર તો લાગ્યું કે હવે શાંતિ થઈ ગઈ. પણ તે શાન્તિ થોડા વખત

માટે જ હતી. શહેનશાહે ટ્રાંસવાલના એ કાયદાને બહાલી ન આપી, એ વડી સરકારનું પગલું સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનના અંદરના વહીવટમાં હાથ નાખવા સમાન ગણાયું. આથી ટ્રાંસવાલની ગોરી પ્રજાનો રોષ વધુ તીવ્ર અને દૃઢ થયો. બીજે જ વરસે જ્યારે કાઉન્સિલનું બંધારણ નવું થયું અને પહેલી કાઉન્સિલ મળી ત્યારે તે જ ખૂની કાયદો તેણે ફરીથી, સને ૧૯૦૭ના માર્ચ માસની ૨૨મી તારીખે, સર્વાનુમતે પસાર કર્યો. હિંદીઓના મત અને લાગણીનો સહેજ પણ ખ્યાલ તેણે ન કર્યો! તેવી જરૂર પણ તેમને ન જણાઈ. આ ખૂની કાયદો મે માસની તારીખ ૨ જીના રોજ શહેનશાહને મંજૂર રાખવો પડ્યો.

ટ્રાંસવાલની સરકારના આ પગલાથી હવે લડત ચલાવ્યા સિવાય હિંદીઓનો છૂટકો જ નહોતો. છતાં ગાંધીજીએ વિચાર્યું કે ઝઘડો ન થાય તો સારું. તેમણે ફરીથી સુલેહનો પ્રયત્ન કરવા માંડ્યો. કાયદો રદ થાય તો સરકારની કાર્યવાહીની સુગમતાની ખાતર તેમણે મરજિયાત રજિસ્ટર થવાની ઇચ્છા બતાવી એટલું જ નહીં, પણ તે કામ પૂરું થાય ત્યાં સુધી સરકારને જોઈતી મદદ કરવાનું પણ જણાવ્યું. પણ સત્તાના મદથી અને રંગદ્વેષથી અંધ બનેલી સરકારને તે રુચ્યું નહીં. તેને તો ટ્રાંસવાલમાંથી હિંદીઓની હસ્તી નાબૂદ કરવી હતી. એમ ન જ બનવા દેવાનો હિંદીઓનો નિર્ધાર હતો. એટલે અંતે તેમને સત્યાગ્રહની લડત શરૂ કરવી પડી.

સને ૧૯૦૭ના જુલાઈ માસમાં તે કાયદા પ્રમાણે હિંદી પ્રજાને રીતસર સૂચના આપવામાં આવી કે દરેક હિંદીએ કાયદેસર રજિસ્ટર થવું. આ કામ માટે સરકારી અમલદારો ટ્રાંસવાલ પ્રાંતમાં મુસાફરી કરવા લાગ્યા. પણ તેમનું કાંઈ વળ્યું નહીં. આથી કાયદાનો અમલ થવાને જે મુદત મુકરર કરી હતી તેમાં વધારો કર્યો અને સરકારે ભારે દમામ સાથે જાહેર કર્યું કે કાયદાને તાબે થવા વિશેષ તક હિંદીઓને આપવામાં આવે છે, તે પ્રમાણે આપેલી મુદતમાં તાબે નહીં થાય તો કોમને ખેદાનમેદાન થવું પડશે. આમ સરકારે ધમપછાડા તો ઘણાયે માર્યા પણ પ્રતિજ્ઞા લીધેલા હિંદીઓ પૈકી ૯૫ ટકા તો

મક્કમ જ રહ્યા, અને આઠ હજાર હિંદીઓ પૈકી ફક્ત ચારસો જણનાં નામ રજિસ્ટરે નોંધાયાં. સરકારી હુકમનો અમલ ન થાય એ સત્તાથી કેમ જોઈ રહેવાય? તેણે પોતાનું હથિયાર ઉગામ્યું. કેટલાક હિંદી આગેવાનોને દેશ છોડી ચાલ્યા જવાની સૂચના આપી અને તેમ ન કરે તો કેદ કરવાની પણ ધમકી આપી. પણ આગેવાનો કાંઈ એમ ચાલ્યા જાય તેવા નહોતા. સરકારે છેવટે તેમને પકડ્યા. થોડી મુદતમાં તો પકડાપકડી વધવા માંડી. ગાંધીજીને તો પહેલા જ પકડ્યા હતા અને સને ૧૯૦૮ના જાન્યુઆરીની ૧૦મી તારીખે બે માસની સજા કરવામાં આવી હતી. આમ સેંકડો જણને જેલમાં પૂરવામાં આવ્યા. સરકારને તો નવાઈ લાગી. તેઓને જેલમાં મોકલ્યા તે તો કાયદો પળાવવાની ખાતર, પણ કાયદો તો પળાયો જ નહીં, સરકારની ધારાપોથીમાં જ રહ્યો. એટલે સરકાર પાછી પડી. આ સમયે સરકારી કારોબારીની લગામ જનરલ સ્મટ્સના હાથમાં હતી. તેમણે સુલેહનો પ્રયત્ન કર્યો. મિ. કાર્ટરાઈટ નામના એક પ્રખ્યાત પત્રકારની મારફતે આ સુલેહ થઈ. તે ગૃહસ્થ જેલમાં ગાંધીજીને મળ્યા. અંતે એવા કરાર થયા કે હિંદી પ્રજાએ મરજિયાત રજિસ્ટર થવું. ત્રણ માસની અંદર દરેક હિંદી રજિસ્ટર થઈ જાય તો પછી ખૂની કાયદો રદ કરવો. આ કરાર ઉપર બન્ને પક્ષની સહીઓ થઈ, અને જેલના દરવાજા અધવચ ખૂલી ગયા. વીસ દિવસે પૂરા ન થયા ત્યાં તો તા. ૩૦મી જાન્યુઆરીને દિવસે બધાયે સત્યાગ્રહીઓને મુક્ત કરવામાં આવ્યા અને કાયદો રદ કરવાનું વચન આપવામાં આવ્યું. દક્ષિણ આફ્રિકાની હિંદી પ્રજાને સત્યાગ્રહના ચમત્કારનું આ પ્રથમ દર્શન થયું.

# ૧૨

# લોહીના પાટાનું સાંધણ

કાયદો નહીં પાળવાની અને તેના બદલામાં આવી પડતાં દુઃખો ઉઠાવવાની પ્રતિજ્ઞા હિંદી કોમે ઉત્તમ રીતે પાળી અને તેને પ્રતાપે સરકારને હિંદીઓ સાથે સમાધાની કરવી પડી. હિંદી કોમની પ્રથમથી જે માગણી હતી તેનો સ્વીકાર થયો કે બધાએ મરજિયાત રજિસ્ટર થવું અને સરકારે ખૂની કાયદો રદ કરવો. પણ હવે તો આ મરજિયાત રજિસ્ટર થવામાં કેટલાક હિંદીઓને દોષ જણાયો. કેટલાકને આગેવાનોનો મુદ્દો સમજાયો નહીં. જ્યારથી સમાધાની થઈ ત્યારથી કોમના એક ભાગમાં વિરોધી સૂર સંભળાવા માંડ્યા. છતાં સમાધાની પ્રમાણે રજિસ્ટર થવાનું શરૂ થઈ ગયું. એક ઇમિગ્રેશન કાયદો સરકારે પસાર કર્યો હતો. આ ઇમિગ્રેશન કાયદામાં સરકારે રંગભેદ દાખલ કરીને મિ. ચેમ્બરલેનની રંગભેદ વિનાની રાજનીતિને પાણીચું આપ્યું હતું. આ ઇમિગ્રેશન કાયદો અને એશિયાટિક ઍમેન્ડમેન્ટ ઍક્ટ એ બે કાયદાના અમલથી ટ્રાંસવાલમાં હિંદીઓની સ્થિતિ બહુ ખરાબ થતી હતી. વળી તેના અમલથી ગમે તેવો કેળવાયેલો હિંદી હોય તોપણ ટ્રાંસવાલમાં પગ ન મૂકી શકે. પણ આગેવાનોનો વિશ્વાસ હતો કે, સમાધાનીની શરત કોમ પાળશે અને ત્રણ માસમાં બધાયે રજિસ્ટર થઈ જશે, તો તે કાયદા સરકાર રદ કરશે અને તેથી સરકારી રાજનીતિમાં રંગભેદ બિલકુલ રહેશે નહીં. આથી ઝપાટાબંધ રજિસ્ટર થવાનું વાતાવરણ ઊભું થયું. એવામાં એક ચોંકાવનારો બનાવ બન્યો.

કેટલાક ભાઈઓ મરજિયાત અને ફરજિયાતનો ભેદ સમજ્યા નહીં. એ તો એમ સમજ્યા કે મરજિયાત કે ફરજિયાત ઝેર ખાધું એટલે જીવ જાય જ. પણ આ સાદી અને સરળ સમજમાં કેટલાક વિઘ્નસંતોષી લોકોએ ઝેર રેડ્યું. ગાંધીજીએ સરકારની આ વાત

સ્વીકારી હિંદી કોમને દગો જ દીધો છે એવી વાત તેમણે ઊભી કરી. વળી એક વખત રજિસ્ટર નહીં થવાની પ્રતિજ્ઞા કુરાનશરીફ હાથમાં લઈ કરાવવી અને પછી તે પ્રતિજ્ઞા તોડીને 'મરજિયાત'ને નામે રજિસ્ટર થવાનું કહેવું એ તેઓને બેહૂદું લાગ્યું. આવી ગેરસમજથી કેટલાક ભોળા પઠાણ ભાઈઓ ધૂંધવાયા. અને તેમાં કેટલાક દ્વેષીલા લોકોએ ફૂંક મારી. આવા વાતાવરણથી જોહાનિસબર્ગના હિંદીઓમાં એવી વાત થવા માંડી કે, કેટલાક પઠાણો ગાંધીજી ઉપર હુમલો કરે એવો સંભવ છે. આ વાત ગાંધીજી અને તેમના સાથીઓને કાને પણ આવી. ગાંધીજીના એક જર્મન મિત્ર મિ. કેલનબેક તેમની સાથે રહેતા હતા અને જીવનના અનેક અખતરામાં તેમને સાથ આપતા હતા. તેમણે આ વાત જાણી. તેમને લાગ્યું કે આવો કોઈ હુમલો થવા ન દેવો અને થાય તો ગાંધીજીને ઈજામાંથી બચાવવા એ પોતાની ફરજ છે. એટલે ગાંધીજી જાણે નહીં તેમ ગાંધીજી જ્યાં જાય ત્યાં પોતે પણ સાથે જ જતા. એક દિવસ ગાંધીજી પોતાની ઓફિસમાંથી બહાર જવાના હેતુથી કોટ પહેરતા હતા. પાસેની જ ખીંટીએ મિ. કેલનબેકનો કોટ ટિંગાડેલો હતો. તેના ખિસ્સામાં રિવૉલ્વર જેવું કાંઈ ગાંધીજીને લાગ્યું. ગાંધીજીએ જોયું તો રિવૉલ્વર નીકળી. ગાંધીજીએ મિ. કેલનબેકને બોલાવ્યા અને પૂછ્યું: "આ રિવૉલ્વર ખિસ્સામાં કેમ ફેરવો છો?"

શ્રી કેલનબેકે સંકોચાતાં જવાબ આપ્યો: "કાંઈ નહીં, એ તો અમસ્તી."

ગાંધીજીએ હસતે મોઢે પૂછ્યું: "રસ્કિન અને ટૉલ્સ્ટૉયનાં પુસ્તકોમાં કોઈ સ્થળે આવ્યું છે કે કારણ સિવાય પણ રિવૉલ્વર ખિસ્સામાં રાખવી?"

આ મજાકથી શ્રી કેલનબેક વધારે સંકોચાયા અને બોલ્યા: "મને ખબર પડી છે કે કેટલાક ગુંડાઓ તમારા ઉપર હુમલો કરવાના છે."

"અને તેમાંથી મારું રક્ષણ કરવા તમે ઇચ્છો છો?" ગાંધીજીએ ગંભીર ભાવે પૂછ્યું.

"હા, અને એટલા માટે જ હું તમારી પાછળ પાછળ રહું છું."

શ્રી કૅલનબૅકનો જવાબ સાંભળી ગાંધીજી હસી પડ્યા અને બોલ્યા: "ઠીક, ત્યારે તો હું નિશ્ચિંત બન્યો. મારું રક્ષણ કરવાની પરમેશ્વરની બધી જવાબદારી તમે જ ઉપાડી લીધી જણાય છે. અને જ્યાં સુધી તમે હયાત છો ત્યાં સુધી મારે મારી જાતને સાવ સલામત જ માની લેવી. મારા પ્રત્યેના સ્નેહને લીધે પરમેશ્વરનો હક પણ પચાવી લેવાની તમે ઠીક હિંમત કરી!"

ગાંધીજીનાં આ ગંભીર વાક્યો સાંભળીને શ્રી કૅલનબૅક વિચારમાં પડ્યા. તેમને પોતાની ભૂલ જણાઈ.

ગાંધીજી બોલી ઊઠ્યા: "શો વિચાર કરો છો? આ પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાનાં લક્ષણ નથી. મારા રક્ષણની ચિંતા તમે રાખતા નહીં. એ તો સર્વશક્તિમાન પ્રભુ ચિંતા કરતો બેઠો છે. આ રિવૉલ્વર લઈ મારું રક્ષણ કરવાના ચાળા જવા દો."

શ્રી કૅલનબૅકે નમ્રભાવે કહ્યું: "મારી ભૂલ થઈ. હું હવે તમારા રક્ષણની ચિંતા કરીશ નહીં." એમ કહી તેમણે રિવૉલ્વર ખિસ્સામાંથી કાઢી દૂર મૂકી દીધી.

શ્રી કૅલનબૅકને પ્રભુશ્રદ્ધાનો મહામૂલો પાઠ મળ્યો. ત્યાર બાદ કદી તેમણે એવી ચિંતા કરી નથી. સને ૧૯૧૪ના છેવટના સમાધાન પછી પણ આવો જ પ્રસંગ ઊભો થયેલો, અને ગાંધીજી ઉપર પાછો હુમલો થાય એવા ભણકારા સંભળાયેલા. ત્યારે તે સંબંધે યોગ્ય સાવચેતી રાખવા એક મિત્રે શ્રી કૅલનબૅકને લખેલું ત્યારે શ્રી કૅલનબૅકે જવાબ આપેલો કે: "'ભાઈ' પોતાનું રક્ષણ કરવા સમર્થ છે. તેમની ચિંતા કરવાની મારે કે તમારે જરૂર નથી."

આ ઉપરનો પ્રસંગ વીત્યે થોડા દિવસ થયા ને ગાંધીજી ઉપર હુમલો થયો. તા. ૧૦મી ફેબ્રુઆરીને રોજ ગાંધીજી રજિસ્ટર થવાને ઑફિસે જવાના છે એવી ખબર બહાર પડી હતી. તે દિવસે સવારે નવ દસના સુમારે ગાંધીજી પોતાની ઑફિસમાંથી નીકળ્યા. સાથે થંબી નાયડુ, પ્રમુખશ્રી ઈસપ મિયાં અને શ્રી પી. કે. નાયડુ હતા. ચારેય આગેવાનો રજિસ્ટર થવાના હતા. એશિયાટિક ઑફિસ

તરફ જતાં તેમના ઉપર જે કરપીણ હુમલો થયો તેનું અને તે પછીનું કેટલુંક વર્ણન ગાંધીજીના પોતાના શબ્દોમાં આપી દઉં તો જ સારું. તેમના પોતાના વર્ણનમાં કવિત્વ અને કરુણા રહેલાં છે.

"ઑફિસ પાંચેક મિનિટના રસ્તા જેટલી રહી હશે એટલામાં મીર આલમ મારે પડખે આવ્યો. મીર આલમે મને પૂછ્યું: 'કહાં જાતે હો?' મેં જવાબ આપ્યો, 'મૈં દશ અંગુલિયાઁ દેકર રજિસ્ટર નિકલવાના ચાહતા હૂઁ. અગર તુમ ભી ચલોગે તો તુમ્હારે અંગુલિયાઁ દેનેકી જરૂરત નહીં હૈ. તુમ્હારા રજિસ્ટર પહલે નિકલવાકે મૈં અંગુલિયાઁ દેકર મેરા નિકલવાઊંગા.' આટલું હું કહી રહ્યો ત્યાં તો મારી ખોપરી ઉપર પછવાડેથી એક લાકડીનો ફટકો પડ્યો. હું તો બેભાન થઈને ઊંધો પડ્યો. પછી જે થયું તેનું મને ભાન ન હતું. પણ મીર આલમે તેમ જ તેના સાથીઓએ વધારે લાકડીઓ મારી અને પાટુઓ પણ મારી. તેમાંની કેટલીક ઈસપ મિયાંએ તથા થંબી નાયડુએ ઝીલી. તેથી ઈસપ મિયાંને પણ થોડો માર પડ્યો અને થંબી નાયડુને પણ પડ્યો. આટલામાં શોરબકોર થયો. આવતાજતા ગોરાઓ ભેગા થઈ ગયા. મીર આલમ તથા તેના સાથીઓ ભાગ્યા. પણ તેમને ગોરાઓએ પકડી લીધા. દરમિયાન પોલીસ પણ આવી પહોંચી. તેમને પોલીસને હવાલે કરવામાં આવ્યા. પડખે જ એક ગોરાની ઑફિસ હતી તેમાં મને ઊંચકી લઈ ગયા. થોડી વારે મને ભાન આવ્યું તો મેં મારા મોં ઉપર નમેલા રેવરન્ડ ડોકને જોયા. તેમણે મને પૂછ્યું: 'તને કેમ છે?' મેં હસીને જવાબ આપ્યો: 'મને તો ઠીક છે, પણ મારા દાંત અને પાંસળીઓ દુખે છે.' મેં પૂછ્યું, 'મીર આલમ ક્યાં છે?' તેમણે કહ્યું, 'તે તો પકડાઈ ગયા છે. અને તેની સાથે બીજા પણ.' મેં કહ્યું, 'તેઓ છૂટવા જોઈએ.' ડોકે જવાબ આપ્યો, 'એ બધું તો થઈ રહેશે. અહીં તો તું એક પરાયી ઑફિસમાં પડેલો છે. તારો હોઠ ફાટી ગયો છે. પોલીસ તને ઇસ્પિતાલમાં લઈ જવા તૈયાર છે. પણ જો મારે ત્યાં તું આવે તો મિસિસ ડોક અને હું તારી બનતી સારવાર કરીશું.' મેં કહ્યું, 'મને તો તમારે ત્યાં લઈ જાઓ. પોલીસના

કહેણને સારુ તેનો આભાર માનજો. પણ તમારે ત્યાં આવવું મને પસંદ છે, એમ એ લોકોને કહેજો.' આટલામાં એશિયાટિક ઑફિસર પણ આવી પહોંચ્યા. એક ગાડીમાં મને આ ભલા પાદરીને ત્યાં લઈ ગયા. ડૉક્ટરને બોલાવવામાં આવ્યા હતા. દરમિયાન મેં એશિયાટિક અમલદાર મિ. ચીમનીને કહ્યું: 'મારી ઉમેદ તો તમારી ઑફિસમાં આવીને દશ આંગળાં આપી પહેલો પરવાનો કઢાવવાની હતી. તે તો ઇશ્વરને મંજૂર ન હતું. પણ હવે મારી વિનંતિ છે કે તમે હમણાં જ કાગળિયાં લઈ આવો અને મને રજિસ્ટર કરો. હું આશા રાખું છું કે મારા પહેલાં બીજાને નહીં કરો.' તેમણે કહ્યું, 'એવી શી ઉતાવળ છે? હમણાં ડૉક્ટર આવશે. તમે આરામ લો. પછી બધું થઈ રહેશે. બીજાઓને પરવાના આપીશ તોપણ તમારું નામ પહેલું રાખીશ.' મેં કહ્યું: 'એમ નહીં. મારી પણ પ્રતિજ્ઞા છે કે જો હું જીવતો રહું તો અને ઇશ્વરને મંજૂર હોય તો સૌ પહેલાં હું પોતે જ પરવાનો કઢાવું. તેથી મારો આગ્રહ છે કે તમે કાગળિયાં લઈ આવો.' આથી તે ગયા. મારું બીજું કામ એ હતું કે ઍટર્ની જનરલ એટલે સરકારી વકીલને તાર કરવો કે મીર આલમ અને તેના સાથીઓએ મારી ઉપર હુમલો કર્યો છે તેને સારુ હું તેમને દોષિત ગણતો જ નથી. ગમે તેમ હોય તોપણ હું તેમની ઉપર ફોજદારી ચાલે એમ ઇચ્છતો નથી. મારી ઉમેદ છે કે મારી ખાતર તમે તેમને છોડી મૂકશો. એ તારના જવાબમાં મીર આલમ અને તેના સાથીઓને છોડી મૂકવામાં આવ્યા.

"પણ જોહાનિસબર્ગના ગોરાઓએ ઍટર્ની-જનરલ ઉપર આવા પ્રકારનો સખત કાગળ લખ્યો: 'ગુનેગારોને સજા થવા વિષે ગાંધીના વિચારો ગમે તેવા હોય, તે આ મુલકમાં ન ચાલી શકે. તેને જે માર પડ્યો છે તે વિષે એ ભલે કશું ન કરે, પણ ગુનેગારોએ ઘરને ખૂણે માર નથી માર્યો. સરિયામ રસ્તા વચ્ચે ગુનો થયો છે. એ જાહેર ગુનો ગણાય. કેટલાક અંગ્રેજો પણ ગુનાનો પુરાવો આપી શકે તેમ છે. ગુનેગારોને પકડવા જ જોઈએ.' આ હિલચાલને લીધે સરકારી વકીલે મીર આલમ અને તેના

સાથીઓને ફરી પાછા પકડયા, અને તેઓને છ છ મહિનાની ટીપ મળી. માત્ર મને સાક્ષી તરીકે બોલાવવામાં નહોતો આવ્યો.

"ફરી આપણે દરદીની કોટડી ભણી નજર કરીએ. મિ. ચીમની કાગળિયાં લેવા ગયા એટલામાં ડૉક્ટર આવી પહોંચ્યા. તેમણે મને તપાસ્યો. મારો ઉપલો હોઠ ચિરાઈ ગયો હતો, તે સાંધ્યો. પાંસળીઓ વગેરે તપાસીને તેને લગાડવાની દવા આપી. મને જ્યાં સુધી તે ટાંકા ન તોડે ત્યાં સુધી બોલવાની મનાઈ કરી. મને કોઈ જગ્યાએ ઘણી સખત ઈજા થઈ નહોતી, એવું તેણે નિદાન કર્યું. અઠવાડિયાની અંદર હું બિછાનું છોડી શકીશ અને સામાન્ય પ્રવૃત્તિમાં પડી શકીશ. માત્ર એકેક મહિના શરીરને બહુ પરિશ્રમ ન આપવાની જરૂર રહેશે. આમ કહીને તે વિદાય થયા. આમ મારું બોલવાનું બંધ થયું. પણ મારા હાથ ચાલી શકતા હતા. કોમની પ્રત્યે પ્રમુખની મારફતે મેં એક ગુજરાતી કાગળ લખી પ્રગટ કરવા મોકલ્યો, તે નીચે આપું છું:

"'મારી તબિયત સારી છે. મિ. અને મિસિસ ડોક મરી પડે છે. અને હું થોડા દિવસમાં પાછો નોકરી ઉપર ચડીશ. જેઓએ માર માર્યો છે તેમની ઉપર મને ગુસ્સો નથી. તેમણે અણસમજથી આ કામ કર્યું છે. તેમની ઉપર કોઈ કામ ચલાવવાની જરૂર નથી. જો બીજાઓ શાંત રહેશે તો આ કિસ્સાથી પણ આપણને લાભ જ છે. હિંદુએ જરા પણ મનમાં રોષ રાખવાનો નથી. આમાંથી હિંદુ મુસલમાન વચ્ચે ખટાશ પેદા થવાને બદલે મીઠાશ થાય એમ ઇચ્છું છું ને ખુદા–ઈશ્વરની પાસે તેવું માગું છું.

"'માર પડ્યો ને વધારે પડે તોપણ હું તો એક જ સલાહ આપીશ. તે એ કે ઘણે ભાગે બધાએ દશ આંગળાં આપવાં. તેમાં જ કોમનું અને ગરીબોનું ભલું તથા રક્ષણ થાય છે.

"'જો આપણે ખરા સત્યાગ્રહી હોઈશું તો મારથી કે ભવિષ્યના દગાની બીકથી જરાયે ડરીશું નહીં.

"'જેઓ દશ આંગળાં બાબત વળગી રહ્યા છે તેને હું અજ્ઞાન સમજું છું.

"'હું ખુદાની આગળ માગું છું કે કોમનું ભલું કરે, તેને સત્ય રસ્તે ચડાવે, અને હિંદુ તથા મુસલમાનને મારા લોહીના પાટા વડે સાંધે.'"

આ કાગળની અસર આશ્ચર્યકારક થઈ. પ્રજામાં શાંતિ ફેલાઈ. અરસપરસનો વસવસો દૂર થયો. વળી ગાંધીજીએ હુમલો કરનાર પઠાણો પર ફરિયાદ ન કરી અને પોતે તેમને છોડી મુકાવ્યા તેથી તેઓના હૃદયમાં પણ તેની ચમત્કારિક અસર થઈ. તે પઠાણો પાછળથી ગાંધીજીને મદદકર્તા થઈ પડ્યા. સને ૧૯૧૪ની સાલમાં એક પ્રસંગે ટ્રાંસવાલમાં એક સભામાં ગાંધીજીને આમંત્રણ કરવામાં આવ્યું ત્યાં કેટલાક મુસલમાનોએ તોફાન મચાવ્યું, અને ગાંધીજી પર જીવલેણ હુમલો થવાની તૈયારી હતી તેવામાં જ તે પઠાણો પૈકી મીર આલમ પઠાણ હાથમાં મોટો છરો પકડી આગળ ધસી આવ્યો અને બોલ્યો: "ગાંધીભાઈને સહેજ પણ ઈજા કરનારને ઠાર મારી નાખીશ એની ખાતરી રાખજો." આ વિકરાળ પઠાણથી તોફાનીઓ દબાયા, અને વેરાઈ ગયા. આમ ગાંધીજીના જીવનથી કોમનું વાતાવરણ પણ શુદ્ધ થવા માંડયું. તેમને આરામ થયા પછી તે નાતાલ ગયા. ડરબનમાં રાત્રે એક સભા થઈ તેમાં પણ તોફાનીઓનું એક તરકટ રચાયેલું હતું. કેટલાક મિત્રોએ તે સભામાં થનાર તોફાન વિષે ગાંધીજીને ચેતવ્યા હતા અને ત્યાં નહીં જવાનો આગ્રહ કર્યો હતો, પણ ગાંધીજીએ જણાવેલું કે કોમ મારો શેઠ છે, અને હું કોમનો સેવક છું. કોમના ભાઈઓ મને ફરમાવે અને હું ન જાઉં તે મને ન શોભે. આમ તોફાનની આગાહી મળવા છતાંયે ગાંધીજી નીડર બની સભામાં ગયા. સભામાં ધાંધાટ મચી રહ્યો. રાત્રીનો વખત. હુમલો થવાની તૈયારી. સભાસ્થાનની વીજળી બત્તીઓ એકાએક બંધ થઈ ગઈ. પણ ગાંધીજીયે જાણે નહીં તેમ 'કોલોનિયન બોર્ન' યુવકોની એક ટુકડીએ મિ. જેકમુડલે નામના એક પ્રસિદ્ધ બોક્સરની સરદારી નીચે તે સભામાં બેઠેલી, તેણે યોગ્ય સમયે ગાંધીજીનું રક્ષણ કર્યું.

આમ સમાધાનીને અંગેની ઘણી ગેરસમજૂતને કારણે, જે અનિષ્ટ બનાવો બન્યા તેથી ભવિષ્યમાં તેના પ્રેરકોને પસ્તાવાનો સમય આવ્યો. પણ ગાંધીજીની આત્મિક સાધનામાં આ પ્રસંગોએ અદ્‌ભુત સામર્થ્ય સીંચ્યું.

## ૧૩

## પાછી લડત શરૂ થઈ

ગાંધીજીની તબિયત સારી થયા પછી તેમણે પોતાની બધી પ્રવૃત્તિ સમાધાનીનો અમલ કરવા કરાવવામાં કેન્દ્રિત કરી. ત્રણ માસમાં તો દરેક હિંદી સમાધાનીની શરત પ્રમાણે રજિસ્ટર થઈ ગયો. સામા પક્ષ સાથે સમાધાની થયા પછી તે સમાધાની પવિત્ર બને છે ને સમાધાની પ્રમાણે વર્તન કરવું એ આપણી ફરજ બને છે. સમાધાની કર્યા પછી સામેનો પક્ષ પોતાની શરતો પાળશે કે નહીં એવી શંકા રાખી પોતે પોતાનાં વચન પાળવામાં શિથિલતા કરવી એ વિશ્વાસઘાત, વચનભંગ ગણાય. સામો પક્ષ પોતાની ખાનદાની નહીં બતાવે અને વચનભંગ કરી આપણો વિશ્વાસઘાત કરશે એવી શંકા રાખી આપણે પણ તેવું જ વલણ રાખવું એ આત્મઘાતક છે. સ્થૂળ દૃષ્ટિથી તો આપણા પક્ષને દગો થવાથી આપણો ઘાત થતો જણાશે પણ સત્યની લડતમાં એમ નથી જ બનતું. સત્યની લડતના પરિણામનો આધાર આપણી સત્ય આચરવાની શક્તિ પર છે. સામા પક્ષના અસત્યાચરણ પર કે અધર્મ પર નથી. એમ બને ખરું કે આપણી પૂરી કસોટી થાય. પણ જેમ જેમ આપણી કસોટી થતી જાય તેમ તેમ આપણે કંચનની જેમ વધુ શુદ્ધ બનીએ છીએ. ટ્રાંસવાલની સમાધાની વિષે પણ એમ જ બન્યું.

સને ૧૯૦૮ના જાન્યુઆરીની ૩૦મી તારીખે સમાધાની થઈ અને તારીખ ૨૪મી જૂને સત્યાગ્રહની લડત પાછી શરૂ થઈ. હિંદીઓએ પોતાનું વચન બરોબર પાળ્યું છતાં ત્યાંની સરકારે પોતાનું વચન

પાળવાની ના પાડી. ખૂની કાયદો રદ કરવાની તેણે ધસીને ના પાડી, અને જે નામો રજિસ્ટર થયાં છે તે મરજિયાત નહીં પણ કાયસદેર થયાં છે એમ જણાવ્યું. સરકારની આ જાહેરાતથી હિંદીઓ ચમક્યા. કેટલાકે સરકારને બદમાસ કહી, કેટલાકે ગાંધીજીને ભોળા કહ્યા. કેટલાકે તો ગાંધીજીને રૂબરૂ કહ્યું કે, "તમે અમારું માનશો નહીં, પણ જનરલ સ્મટ્સ તો કપટી છે. તેણે તમને દગો દીધો. આપણે બધા રજિસ્ટર ન થયા હોત તો જખ મારીને કાયદો રદ કરત. તેના વચન પર વળી વિશ્વાસ શો કરવો?" આમ અનેક વચનો ગાંધીજીને સંભળાવવામાં આવ્યાં. ગાંધીજી કહે: "આપણે આપણું વચન પાળવું જોઈએ. તેણે આપણને દગો દીધો તેમાં આપણને કાંઈ નુકસાન નથી. મને દગો દીધો છે એટલે હું તો લડીશ જ. અને તમે માનતા હો કે, મારી સાથેનો દગો તે તમને પણ લાગુ પડે છે તો તમે પણ મારી સાથે સામેલ થાઓ. હવે આપણે વધારે શક્તિશાળી થઈ સત્યની લડત લડવાને વધુ લાયક બનીશું."

હિંદીઓના આગેવાનોએ સરકારને પત્રો લખ્યા પણ તેના જવાબ તદ્દન નિરાશાજનક મળ્યા. છેવટે જે ધારાસભામાં ખૂની કાયદાને સહેજ સુધારોવધારો કરીને પસાર કરવામાં આવ્યો હતો તેમાં તે બિલ રજૂ થયા પહેલાં હિંદી કોમે એક અરજી મોકલી. પણ તે અરજીને પાર્લમેન્ટે અવગણી કાઢી. નિર્બળ અને જંગલી ગણાતી કોમની અરજી રાજ્યકર્તા કોમે કદી પણ સાંભળી છે? પોતાની અરજીનો આવો ફેંસલો થયેલો જાણી હિંદીઓના આગેવાનોએ એકઠા મળી ચર્ચા કરી છેવટનો પત્ર સરકારને લખી જણાવ્યો કે અમુક મુદત પહેલાં ખૂની કાયદો રદ કરવામાં નહીં આવે તો હિંદીઓ મરજિયાત લીધેલાં રજિસ્ટર એકઠાં કરી બાળી નાખશે, અને તેમ કરવાથી જે કાંઈ સહન કરવું પડશે તે પ્રફુલ્લ ચિત્તે સહન કરશે.

આ નિશ્ચયપત્ર વાંચી જનરલ સ્મટ્સનો પિત્તો ઊછળ્યો. તેણે તો આ નિશ્ચયપત્રને હિંદી કોમ તરફની ધમકી માની ખૂની કાયદો પાર્લમેન્ટમાં રજૂ કરતાં હિંદીઓના પત્રને 'અલ્ટિમેટમ' કહીને

પાર્લમેન્ટના સભ્યોનું ધ્યાન ખેંચ્યું. પાર્લમેન્ટના સભ્યો પણ ગુસ્સે થયા અને સર્વાનુમતે તે કાયદો પસાર કરાવતાં જનરલ સ્મટ્સને જરાયે મુસ્કેલી ન નડી. જનરલ સ્મટ્સ અને ધારાસભાના સભ્યોને હિંદીઓનો પત્ર ધમકી રૂપે લાગ્યો તેનું પણ કારણ હતું. પત્રમાંની બે વસ્તુઓ તેમને ભારે પડી. "કાયદો નાબૂદ નહીં કરો તો હિંદીઓ મરજિયાત કઢાવેલાં રજિસ્ટરો બાળી દેશે." એ તો અમલી નિશ્ચય થયો. અને "માગેલી વસ્તુ નહીં મળે તો અમે પણ અમુક પગલું ભરીશું." એ તો સમાનતાનો હક થયો. આ બે વસ્તુઓમાં દક્ષિણ આફ્રિકાની ગોરી સરકારને હિંદીઓની ઉદ્ધતાઈ જણાઈ. પણ હિંદીઓએ તો તેથી પણ આગળ પગલું ભર્યું. તેમણે તો સરકારના જવાબની રાહ જોયા સિવાય દિવસ મુકરર કરી પોતાની ઇચ્છાને વધારે નિશ્ચયાત્મક બનાવી. આ મુદતને તેમણે અલ્ટિમેટમ ગણ્યું. આવું અલ્ટિમેટમ આપવાનો પ્રસંગ ગાંધીજીને અહીં આવ્યા પછી ઉપસ્થિત થયેલો તે આ પરિસ્થિતિને મળતો હોવાથી તથા ગિરમીટની બૂરી પદ્ધતિ બંધ કરવા સંબંધીનો હોવાથી અહીં નોંધવો અસ્થાને નહીં ગણાય. તે નીચે પ્રમાણે છે:

ગાંધીજી હિંદુસ્તાન આવ્યા ત્યાર બાદ સને ૧૯૧૭માં હિંદની નામોશીરૂપ ગિરમીટની પ્રથા બંધ કરવાની હિલચાલ ગાંધીજીએ ઉપાડી. આ હિલચાલમાં તો હિંદનાં બધાંયે રાજદ્વારી મંડળો સામેલ થયાં. મુંબઈના કાવસજી હૉલમાં મુંબઈના બધાયે આગેવાનો એક જ વ્યાસપીઠ ઉપર ભેગા થયા. લિબરલ કે મૉડરેટ, નેશનલિસ્ટ કે ઇન્ડિપેન્ડન્ટ, સહકારી કે સમાજસુધારકો, વગેરે બધા પક્ષના આગેવાનો પહેલવહેલા એક જ કાર્ય પરત્વે એક વ્યાસપીઠ ઉપર હાજર થયા. પ્રમુખ સર જમશેદજી જીજીભાઈ, ગિરમીટ રદ કરવાનો ઠરાવ મૂકનાર ગાંધીજી, તેને અનુમોદન આપનાર શ્રી તિલક મહારાજ. ઠરાવ સંબંધે શરૂઆતમાં વાટાઘાટ કરતાં ઘણાઓનો એવો આગ્રહ હતો કે ઠરાવમાં હિંદી સરકારે આ ગિરમીટની પદ્ધતિ દેશની આબરૂ ખાતર પણ તરત જ બંધ કરવી જોઈએ એવી માગણી કરવી. ગાંધીજીએ જોયું કે આપણા બળથી

ગિરમીટ તરત નાબૂદ કરવાની માગણી કરતા હોઈએ તો એવા ઠરાવથી સરકારને ખરેખર મુશ્કેલીમાં મૂકવા જેવું છે. અને વિના બળે કેવળ શબ્દાડંબરની ખાતર "તરત જ" શબ્દ વાપરવાનો હોય તો અંગ્રેજ પ્રજાને મન તે શબ્દનો કાંઈ અર્થ નથી. તેથી ગાંધીજીએ બધા આગેવાનોમાં આ પ્રશ્ન વિષે કેટલી તીવ્રતા છે તેનું માપ કાઢી લીધું, અને તે ઠરાવમાં ફેરફાર કર્યો. અમર્યાદિત ઠરાવ હતો તેને "તા. ૩૧મી મે પહેલાં" શબ્દો મૂકીને મર્યાદિત કર્યો. આખા દેશના દરેક મુખ્ય મુખ્ય શહેરમાંથી "તા. ૩૧મી મે પહેલાં ગિરમીટની ગુલામીની પ્રથા બંધ થવી જોઈએ" એ માગણીના સેંકડો તાર વાઇસરૉય ઉપર ગયા. ગાંધીજીએ આ સંબંધે વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડની મુલાકાત લીધી ત્યારે તેમણે "તા. ૩૧મી મે"ની નાખેલી મુદત વિષે વાંધો લીધેલો. કારણ કે તાબેદાર પ્રજા આમ મુદતી માગણી કરે તેનો અર્થ એ જ થાય કે પ્રજા સત્તાવાળાઓ પાસે જે માગણી કરે છે તેની પાછળ તેનો અમલ કરાવવાને પૂરતું બળ રહેલું છે. વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડને હિંદીઓની આ માગણી અકારી લાગી. તાબાની પ્રજા આવી ઉદ્ધત માગણી કરે તે તેમને રુચ્યું નહીં. પણ ગિરમીટના પ્રશ્ન પાછળના હિંદી પ્રજાના નિશ્ચયબળની ખાતરી થયેલી હોવાથી તેમણે તરત જ તે પ્રથાને હિંદસંરક્ષણ કાયદાને આધારે મુલતવી રાખવાનો હુકમ કર્યો અને હિંદી પ્રધાન દ્વારા કાયમની નાબૂદ કરાવી. ગાંધીજીએ આ કાર્યપદ્ધતિનો પ્રથમ અખતરો દક્ષિણ આફ્રિકામાં ખૂની કાયદાને નાબૂદ કરવાનો નિશ્ચયપત્ર ટ્રાંસવાલની સરકારને મોકલીને કરેલો. તે સરકારને ખૂંચે એ સ્વાભાવિક હતું, પણ તેની ચર્ચા ગોરાઓમાં એવી થઈ કે તેથી હિંદી લોકોનું વાતાવરણ ઉગ્ર થયું, અને તેઓ લડત માટે તૈયાર થયા. જનરલ સ્મટ્સે ભરી ધારાસભામાં "હિંદીઓ બિનજવાબદાર ચળવળિયાના નચાવ્યા નાચશે તો કચડાઈ મરશે," એવી ચેતવણી આપી. બીજી બાજુએ હિંદીઓએ પણ કેડ કસી.

આમ હિંદી કોમનું વાતાવરણ ગરમ થવા માંડ્યું. તેમાં વળી એક નવું જોમ પ્રગટ્યું. આ વખતની લડતમાં નાતાલના

હિંદીઓ પણ સામેલ થઈ શકે તેમ હતું. ઇમિગ્રેશન કાયદાને લીધે બહારનો કોઈ પણ હિંદી ગમે તેવો કેળવાયેલો હોય તે છતાં ટ્રાંસવાલમાં દાખલ થઈ શકતો નહોતો. આ કાયદો પણ મુખ્યત્વે હિંદી કોમની વિરુદ્ધ હોવાથી રંગભેદથી ભરેલો અપમાનકર્તા હતો. અને હિંદુસ્તાનના શ્રી ગોખલેજી કે શ્રી ફિરોજશાહ મહેતા જેવા ગમે તેવા ભણેલાગણેલા કે અગ્રગણ્ય નેતા ટ્રાંસવાલમાં દાખલ થઈ શકતા નહીં. પણ ગોરી ચામડીનો કોઈ પણ કંગાલ અને નિરક્ષર મવાલી ત્યાં દાખલ થઈ શકતો. આમાં તો હિંદુસ્તાનનું અને ન્યાયભાવનાનું બન્નેનું અપમાન હતું. આ કાયદાનો સામનો કરવો જ જોઈએ. એટલે લડતનું ક્ષેત્ર વધ્યું. નાતાલ પ્રાંત જે સત્યાગ્રહની લડતથી અલગ હતો તેને તેમાં સામેલ થવાનું આમંત્રણ મળ્યું. આ લડત થતાં પહેલાં પણ ગાંધીજીએ સમાધાનીના પ્રયત્ન કર્યા હતા. સરકારે કહ્યું, “ અમુક હિંદીઓને બાધિત ગણવામાં આવે અને ઇમિગ્રેશન કાયદામાં રંગભેદ રાખવા દેવામાં આવે તો તે કાયદો બંધ કરવામાં આવશે.” ગાંધીજી આવું તો ન જ કબૂલ કરે. તેમણે ચોખ્ખી ના પાડી, અને બીજી લડત શરૂ થઈ.

આ શરૂઆત ડરબનના પારસી યુવાન શ્રી સોરાબજી શાપુરજી અડાજણિયાએ કરી. સોરાબજી પારસી કોમના ભૂષણરૂપ હતા. પ્રભુઇચ્છાથી થોડાં વર્ષ ઉપર તે ભાઈ ગુજરી ગયા. તે સમયે તેમણે હિંમતથી લડતની પ્રથમ શરૂઆત કરી હતી. સરકારને ચેતવણી આપીને તારીખ ૨૪ જૂન સને ૧૯૦૮ના રોજ ટ્રાંસવાલમાં તે દાખલ થયા. સરકારે તેમને પકડયા. અને તારીખ ૨૦મી જુલાઈના રોજ વૉલક્રસ્ટના મૅજિસ્ટ્રેટે તેમને એક માસની સજા કરી. આ મુદ્દત દરમિયાન લોકોનો જુસ્સો વધ્યો. તારીખ ૧૨મી જૂનના રોજ સરકારના વચનભંગ સામે પોતાનો પુણ્યપ્રકોપ દર્શાવવા એક ગંજાવર સભા થઈ અને તેમાં બે હજાર મરજિયાત રજિસ્ટરો બાળી મૂકવામાં આવ્યાં એટલું જ નહીં પણ જેઓએ પોતાનાં મરજિયાત કઢાવેલાં રજિસ્ટર બાળી મૂકયાં તેમણે સરકારને ખુલ્લો પડકાર કરી પોતાનાં નામ જાહેર કર્યાં. આમ બાળી મૂકેલાં

રજિસ્ટરોની નોંધ ટ્રાંસવાલ ઇન્ડિયન એસોસિયેશનને દફતરે રાખવામાં આવી હતી અને એ નોંધ પાછળથી સમાધાન વખતે સરકારે કબૂલ રાખી હતી. હવે સરકારના એ કાયદાની કિંમત કેટલી રહી ? કાયદા સામે લડવાની આ રીત સરકારને વસમી લાગી. તે ચમકી ઊઠી. તેણે વળી આગેવાનોને બોલાવ્યા. પ્રિટોરિયામાં બંને પક્ષના આગેવાનોની એક પરિષદ ભરી. મધ્યસ્થ તરીકે મિ. આલ્બર્ટ કાર્ટરાઇટને રાખ્યા, અને વાટાઘાટ થઈ, પણ તેથી કાંઈ દહાડો વળ્યો નહીં. સરકારે ઇમિગ્રેશન કાયદામાં અને રજિસ્ટ્રેશનના કાયદામાં કાંઈક સુધારા કરવાનું જણાવ્યું, પણ કાયદો રદ કરવાની ના પાડી. એટલે પરિષદથી કાંઈ વળ્યું નહીં. છતાં સરકારે એક નવો કાયદો કરી ઉપલક સુધારા કર્યા; એવું માનીને કે સત્યાગ્રહીઓ એ સુધારાથી મનાશે. પણ સત્યાગ્રહીઓએ ફેરફાર કબૂલ ન રાખ્યો. લડત જામી.

શ્રી સોરાબજીની શરૂઆત પછી નાતાલના આગેવાનોનો દરોડો પડ્યો. ત્યાંના કેટલાક મુખ્ય વેપારીઓ શ્રી દાઉદ શેઠ અને પારસી રૂસ્તમજી વગેરે નાતાલની હદ ઓળંગી ટ્રાંસવાલમાં પેઠા. સરકારે તેમને પણ લાયકાત પ્રમાણે સજા કરી. આમ એક બાજુ લડત શરૂ થઈ, અને બીજી બાજુ રોડેશિયા પ્રાંતે પણ હિંદીઓને બાતલ રાખવાનો ઇમિગ્રેશન કાયદો કર્યો, પણ વડી સરકારે તેને મંજૂરી ન આપી. શરૂ થયેલા સત્યાગ્રહની આ તાત્કાળિક અસર ગણાય. નાતાલની મદદથી ટ્રાંસવાલના હિંદીઓનો ઉત્સાહ વધ્યો. તેમણે પણ વેપારના કે અન્ય જે જે કાયદા હતા તે તોડી તોડીને સરકારને ખુલ્લી રીતે પડકારવા માંડી. આ બીજી લડત તો પહેલી કરતાં પણ અનેકગણી ઉત્સાહવાળી નીવડી. ટ્રાંસવાલના જેલો અને કાચી જેલો ચિકાર ભરાઈ ગઈ. થોડાં અઠવાડિયાંમાં તો ટ્રાંસવાલ જેવા નાના પ્રાંતમાં સજાઓની સરેરાશ દરરોજની ચાળીસથી પિસ્તાળીસ આવવા લાગી ! વગર પરવાને હિંદીઓ ફેરીઓ કરે, વગર પરવાને વેપાર કરવા બેસી જાય, વગર રજાએ ટ્રાંસવાલના હિંદી નાતાલમાં જઈને પાછા ટ્રાંસવાલમાં દાખલ થાય અને પકડાય. આમ સંખ્યાબંધ માણસો પકડાયા.

સરકારે પણ આ હિંદી જુસ્સાને કચડી નાખવા કેડ કસી. તેણે જોયું કે હિંદીઓના હૃદયમાંથી જેલની સજાનો ભય ભાગી ગયો છે, એટલે તેણે ટ્રાંસવાલની જેલોમાં પકડાયેલા હિંદી સત્યાગ્રહીઓ પર જુલમ કરવા માંડ્યો. તેમની પાસે પથ્થરો ફોડાવવા માંડ્યા. વળી ફંડાકામ પણ કરાવવા માંડ્યું. પણ તેથી સત્યાગ્રહીઓ કાંઈ ડર્યા નહીં, એટલે સરકારે બીજો રસ્તો શોધી કાઢ્યો. સેંકડો માણસોને પોર્ટુગીઝ સંસ્થાન ડેલાગોઆ બે બંદરેથી સ્ટીમરમાં હિંદ તરફ ચડાવી મદ્રાસમાં ઉતારી દીધા. આવી બે ટુકડીઓ સને ૧૯૦૯માં મદ્રાસમાં ઉતારી. જેમને હિંદ મોકલ્યા હતા તેમાં મોટો ભાગ મદ્રાસ તરફના વતનીનો હતો. તેમાં ઉત્તર હિંદના તેમ જ મુંબઈ તરફના વતનીઓ પણ હતા. આ સઘળા લોકોને કાંઈ પણ સૂચના કે તૈયાર થવાનો વખત આપ્યા સિવાય સ્ટીમરમાં ચડાવી દીધા હતા. તેમને હિંદની ભૂમિ તો સાવ અજાણી હતી. તેઓ બધા ટ્રાંસવાલમાં જ જન્મેલા હતા, હિંદમાં કોઈ તેમનું સગુંવહાલું નહોતું, ઊભું રહેવાની જગ્યા નહોતી. આવી નિરાધાર દશામાં અજાણ્યા માણસોને કાંઈ પણ ખાવાપીવાના કે ઓઢવાના સાધન સિવાય અજાણ્યા મુલકમાં ધકેલી મૂકવા એ તે કાંઈ ઓછી ક્રૂરતા ગણાય? પણ આથી એક ફાયદો થયો. આ લોકોની દેશપારીથી હિંદની આખી પ્રજા વધુ જાગ્રત થઈ. દક્ષિણ આફ્રિકાના પોતાના ભાઈઓની ગૂંચવાડા ભરેલી હકીકત તરફ આજ સુધી જે દુર્લક્ષ હતું તે દૂર થયું. ચારેય બાજુથી તે સામે વિરોધ પ્રગટ્યો, પ્રકોપ પ્રગટ્યો. મદ્રાસમાં શ્રી ગણેશ નટેશને બધાયે દેશપાર થયેલા ભાઈઓની બધી રીતની સારવાર કરી. અને પોતાના ઇંડિયન રિવ્યુ માસિક દ્વારા તેમ જ અન્ય વર્તમાનપત્રો મારફતે ઊહાપોહ કર્યો. પરિણામે મદ્રાસ, કલકત્તા, મુંબઈ, દિલ્હી, અલ્હાબાદ વગેરે મુખ્ય શહેરોમાં આગેવાનોએ સભાઓ ભરી દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ પ્રત્યે ગુજરતા જુલમો સામે વિરોધ દર્શાવી તેમને યોગ્ય મદદ આપવા પોતાની તૈયારી બતાવી અને તે તરફ હિંદી સરકારનું ધ્યાન ખેંચ્યું.

ઇંગ્લંડમાં પણ ગાંધીજીના પ્રયત્નથી સ્થપાયેલી લૉર્ડ એમ્પથીલના પ્રમુખપદ નીચેની કમિટીએ પણ ઘણી મદદ કરી. તેણે વળી સરકાર સાથે અને વર્તમાનપત્રોમાં દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સત્યાગ્રહની લડત સંબંધે ઘણી જરૂરી ચર્ચા કરી ઇંગ્લંડની પ્રજાનું અને સરકારનું ધ્યાન ખેંચ્યું.

ટ્રાંસવાલના કેટલાક ન્યાયપ્રિય ગોરાઓએ પણ મદદ કરી. મિ. વિલિયમ હૉસ્કેનના પ્રમુખપણા નીચે હિંદીઓને મદદ કરવાને ગોરાઓની એક કમિટી સ્થપાઈ. તે કમિટીએ લંડન ટાઈમ્સને પોતાનું નિવેદન મોકલ્યું. અને વળી તે જ અરસામાં નાતાલ અને રોડેશિયામાં હિંદીઓ વિરુદ્ધ કાયદાઓ ઘડાયા તેની સામે આ કમિટીએ ઘણો વિરોધ કર્યો. આવા પ્રયત્નને અંતે તે કાયદા તો સરકારને રદ કરવા પડ્યા.

આમ ચારેય બાજુથી નૈતિક સહાનુભૂતિ મળવા માંડી; છતાં ખરું જોર તો હિંદીઓએ બતાવવાનું હતું. શ્રી જોસેફ રોયપન બૅરિસ્ટર, શ્રી થંબી નાયડુ, શ્રી પી. કે. નાયડુ, શ્રી ક્રિસ્ટોફર વગેરે અનેક કેળવાયેલા અને દક્ષિણ આફ્રિકામાં જન્મેલા હિંદીઓએ આ સત્યાગ્રહની લડતમાં સરસ ભાગ લીધો. બધા બબ્બે ચાર ચાર વખત જેલયાત્રા કરી આવ્યા. શ્રી સોરાબજી તો સાત ફેરા કરી આવ્યા. શ્રી પ્રાગજી દેસાઈ પણ પાંચ છ વખત કરી આવ્યા. આ બધાય ભાઈઓનો ઉત્સાહ અનેરો હતો. જેલોમાં અનેક દુઃખો વેઠવાં પડ્યાં, જુલમ સામે ઉપવાસ કરીને સામનો કરવો પડ્યો, છતાં તેમના ઉત્સાહમાં ઓટ ન આવી. આવી લગભગ બે હજાર સજાઓ ટ્રાંસવાલની આઠ હજારની વસ્તીમાંથી થયેલી. ગાંધીજીને આ બીજી લડતમાં બે વખત સજા થઈ હતી. ૧૯૦૮ના સપ્ટેમ્બરની ૭મી તારીખે વોલક્રસ્ટમાં ગાંધીજીને પકડ્યા અને અઠવાડિયા પછી તેમનો કેસ ચલાવી ત્યાંના મૅજિસ્ટ્રેટે બે માસની સજા કરી હતી. વળી, સને ૧૯૦૯ના જાન્યુઆરીની ૧૫મી તારીખે વોલક્રસ્ટમાં બીજી વખત તેમને પકડ્યા હતા અને ૨૪મી તારીખે કેસ ચલાવી ત્રણ

માસની સજા કરી હતી. આમ હિંદીઓએ અનેક વખત જેલમાં જઈને અનેક હાડમારીઓ વેઠી. આવી હાડમારીઓથી શ્રી નાગાપન જેવા ઉત્સાહી યુવાનનું જેલમાંથી નીકળ્યા બાદ તરત જ મૃત્યુ થયું, કેટલાકનાં શરીર ઘસાઈ ગયાં, અને કેટલાક ખેદાનમેદાન થઈ ગયા. આમાં શ્રી કાછલિયા શેઠનો ત્યાગ વિરલ ગણાય. ટ્રાંસવાલ ઇન્ડિયન ઍસોસિયેશનના તે પ્રમુખ હતા. એટલે તેમના પ્રત્યે તો સરકાર અને ગોરી પ્રજાનું ધ્યાન ખેંચાય જ. ગોરા વેપારીઓએ શ્રી કાછલિયા શેઠ પર દબાણ કર્યું કે તેમણે આ હિલચાલથી દૂર રહેવું. ગોરા વેપારીઓ કાછલિયા શેઠના લેણદાર રહ્યા. દક્ષિણ આફ્રિકાના વેપારમાં વેપારીની બધી મૂડી રોકાયેલી હોય અને તેની પાસે દુકાનમાં પોતાની મૂડી કરતાં અનેકગણો માલ હોય. પેઢીની આબરૂ પર ગોરા વેપારીઓ હિંદી વેપારીઓને મુદતી બાંધણીનો માલ આપે. સત્યાગ્રહની લડતમાં રોકાયેલું તન અને મન વેપાર શી રીતે સાચવી શકે? વળી તેમાં માગતાવાળાઓનો હેતુપૂર્વકનો તગાદો. પણ શ્રી કાછલિયા શેઠે રૂવું સરખુંયે ચાર્યું નહીં. લેણદારોની સભા ભરાઈ, શ્રી કાછલિયા શેઠને બોલાવ્યા અને ખૂબ ધમકીઓ અપાઈ: "તમારી આબરૂ લઈશું. તમારો વેપાર ભૂંસાઈ જશે. તમારો માલ ધૂળ સાટે હરાજ થશે અને અમે અમારી લેણી પાઈએ પાઈ મેળવવામાં સહેજ પણ વિલંબ કરીશું નહીં. માટે તમે આ હિલચાલથી દૂર રહો." આવી ધમકીઓના જવાબ શ્રી કાછલિયા શેઠે દૃઢતાથી આપ્યો: "તમારા દ્વેષભાવથી મારો વેપાર ફના થવાનો હોય તો ભલે થાય, પણ સ્વીકારેલી દેશસેવા કરવામાં મારાથી પાછું પગલું તો ન જ ભરાય." શ્રી કાછલિયા શેઠ પહાડ સમાન મક્કમ રહ્યા. દ્વેષી ગોરા વેપારીઓએ દાવા કર્યા. શ્રી કાછલિયા શેઠે પૂરી પ્રામાણિકતાથી પોતાની દુકાનનો બધો વેપાર કોર્ટને સોંપી દીધો, કેટલાંયે વરસોથી જામેલો પોતાનો વેપાર ફના થવા દીધો. આ બધુંય સહન કરીને મુશ્કેલીઓની ભઠ્ઠીમાંથી શ્રી કાછલિયા શેઠ શુદ્ધ કંચન સમા બહાર નીકળ્યા. છેવટે ગોરા વેપારીઓએ અને હિંદી કોમે તેમની મર્દાઈની તો કિંમત કરી જ. લડત પૂરી થયા

બાદ શ્રી કાછલિયા શેઠની આબરૂ વેપારી તરીકે પણ સારી ગણાઈ, અને તેઓ પાછા આબાદ થયા.

આમ મૂઠી જેટલી ટ્રાંસવાલની હિંદી કોમના કેટલાયે વેપારીઓ, યુવાનો અને બહેનોની કસોટી થઈ. કસોટીથી તેમની શક્તિ વધી અને તેમને વિજય મળ્યો.

## ૧૪

## हिंद स्वराज

સત્યાગ્રહની લડત આમ શરૂ થઈ અને થાળે પાડી. સરકારે માનેલું કે સત્યાગ્રહીઓ થાકશે, પણ સત્યાગ્રહી કોઈ પણ જમાનામાં થાક્યો જણાયો નથી. હમેશાં ધરપકડ થયાં જ કરે. એટલામાં લડતમાં એક નવું મોજું આવ્યું. દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ બે ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ કર્યો. એક હિંદુસ્તાન તરફ અને બીજું ઇંગ્લંડ તરફ. મેસર્સ પોલાક, એમ. એ. કામા, એમ. જી. નાયડુ, અને ઈ. એસ. કુવાડિયાને હિંદુસ્તાન મોકલવાનું ઠર્યું. મેસર્સ એમ. કે ગાંધી, ઈ. એમ. કાછલિયા, હાજી હબીબ, અને વી. એ. ચેટિયારને ઇંગ્લંડ મોકલવાનું ઠર્યું. ટ્રાંસવાલની સરકારને આ રુચ્યું નહીં. ડેપ્યુટેશન બંને દેશોમાં જાય એટલે ટ્રાંસવાલની સરકાર અને તેના રાજ્યકારોબારની ફજેતી અને વગોણાં થાય. એ તે કેમ સહન કરે? એટલે સરકારે બંને ડેપ્યુટેશનના સભ્યો પૈકી શ્રી કાછલિયા, કુવાડિયા, કામા તથા ચેટિયારને પકડ્યા. સરકારના આ પગલાથી કોમમાં વધુ ઉત્સાહ આવ્યો અને ડેપ્યુટેશનનો કાર્યક્રમ તો કાયમ જ રહ્યો. બંને ડેપ્યુટેશનો વિદાય થયાં. ઇંગ્લંડ તરફ રવાના થયેલા ડેપ્યુટેશનમાં ગાંધીજી અને શ્રી હાજી હબીબ હતા. તેઓ સને ૧૯૦૯ના સપ્ટેમ્બરમાં વિલાયત પહોંચ્યા. ત્યાં તેમણે લૉર્ડ ક્રૂની મુલાકાત લીધી. આ સમયમાં દક્ષિણ આફ્રિકાનું યુનિયન સ્થાપવાનો વિચાર કરવાને દક્ષિણ આફ્રિકાના બધા પ્રધાનો ઇંગ્લંડમાં હાજર હતા. વડી સરકારે સાથે સાથે

હિંદીઓના પ્રશ્નનો પણ નિકાલ કરવાનો આગ્રહ કર્યો. પણ જનરલ સ્મટ્સે કેમેય કરી માન્યું નહીં. ટ્રાંસવાલમાં રંગભેદ વિનાનો સામાન્ય કાયદો ઘડવાને તેણે ઘસીને ના પાડી. રંગભેદનો કાયદો કરવા વિષે તેનો એટલો બધો દુરાગ્રહ હતો કે વડી સરકારનું દબાણ મુદ્દલે કામ આવી શકયું નહીં. એ દૃષ્ટિએ તો ઇંગ્લંડનું ડેપ્યુટેશન નિષ્ફળ નીવડયું કહેવાય. પણ તે સિવાય બીજું કામ ઘણું થયું. આ સમયે ગાંધીજીએ જે સખત કામ કર્યું તે તેમના સાથી શ્રી હાજી હબીબે એક સભામાં માર્મિક શબ્દોમાં વર્ણવ્યું હતું. ડેપ્યુટેશન ટ્રાંસવાલ પાછું આવ્યું ત્યાર બાદ જોહાનિસબર્ગમાં મુસલમાન ભાઈઓએ મિ. હાજી હબીબને માનપત્ર આપવા એક સભા ભરી. તેમાં શ્રી ગાંધીજીને પણ આમંત્રણ આપ્યું. શ્રી હાજી હબીબની સેવાની કદર ઘણા ભાઈઓએ તેમનાં વખાણ કરીને કરી. કેટલાકોએ ડેપ્યુટેશનના સભ્ય તરીકે તેમણે ઇંગ્લંડમાં જે સેવા બજાવેલી તેનું વર્ણન પણ કર્યું. ગાંધીજીએ પણ શ્રી હાજી હબીબની સેવાવૃત્તિ, તેમનો સરળ સ્વભાવ, દેશ પ્રત્યેનો તેમનો ભક્તિભાવ વગેરેનું વર્ણન કર્યું. તે બધાના જવાબમાં શ્રી હાજી હબીબે મજાકમાં જણાવ્યું કે, “મારા મુસલમાન ભાઈઓ મને જે માન આપે છે તેનું કારણ હું બરાબર સમજું છું. ઇંગ્લંડના ડેપ્યુટેશનમાં ગાંધીભાઈની સાથે મને તેમણે મોકલ્યો, અને તેમાં મેં જે સખત કામ કર્યું તેની કદર કરી મને માન આપે તેમાં જરાયે ખોટું નથી. અને મેં ખરેખર કામ તો બહુ જ કર્યું છે. મારા કામની અને તેની અસરથી થતા શ્રમની હું શી વાત કરું? આપણા ગાંધીભાઈ રાત્રે જે પત્રો લખતા તેનાં સરનામાંનાં કવરો ઉપર પોસ્ટની ટિકિટો ચોંટાડીને રાત્રે એક વાગ્યે થાકીને હું લોથ થઈ જતો. આવા મારા સખત કામ માટે મને તમે બધા ભાઈઓ માન આપતા હો તો જરૂર હું તેને માટે લાયક છું.” આવા રમૂજી શબ્દોમાં શ્રી હાજી હબીબે ગાંધીજીના સખત કામનું વર્ણન કર્યું હતું. પણ આ ડેપ્યુ-ટેશનના કામ ઉપરાંત ગાંધીજીએ જે કામ કર્યું તેને પ્રતાપે પોતાના અને હિંદ ભૂમિના ભાવિ જીવનની રૂપરેખા દોરાઈ. આ સમયમાં દેશભક્ત વિનાયક સાવરકર, શ્રી શ્યામજી કૃષ્ણ વર્મા, શ્રી હરદયાળ

વગેરે હિંદનું ક્રાન્તિકારી મંડળ ઇંગ્લંડમાં હતું. તેમની સાથે ઘણી છૂટથી હિંદના ભાવિ વિષે ચર્ચા થઈ. હિંસા અને અહિંસા, સત્યાગ્રહ, વિપ્લવ અને જે સ્વરાજને માટે આ બધાં સાધનોનો વિચાર થતો હતો તે સ્વરાજ કેવું હોવું જોઈએ વગેરે અનેક ચર્ચાઓ થઈ. ગાંધીજીની ચર્ચા એટલે ચર્ચા ખાતર કરેલી ચર્ચા નહીં, પણ તે પ્રમાણે વર્તન કરવા ખાતર કરેલી ચર્ચા. એ બધી ચર્ચામાં જે વિચાર્યું તેને પરિણામે સ્ટીમર કીલ્ડોનલ કેસલમાં તા. ૧૩મી નવેમ્બરના રોજ ઇંગ્લંડથી રવાના થયા ત્યાર બાદ સ્ટીમરમાં જ તેમણે हिंद स्वराज નામનું પુસ્તક લખ્યું. એ પુસ્તકના વસ્તુનું કે તેના ગુણદોષનું વર્ણન કરવું તે મારી શક્તિ બહારનું કામ છે. તે પુસ્તક જેણે નથી વાંચ્યું તે ગાંધીજીની પ્રવૃત્તિ કે સત્યાગ્રહની લડત નહીં સમજી શકે એવી મારી નમ્ર માન્યતા છે. હિંદનું સ્વરાજ અને તે મેળવવાને જરૂરનાં સાધનો, સત્યાગ્રહ વગેરેની નવીન વિચારશ્રેણીના દોહનરૂપ એ પુસ્તક છે. તે પુસ્તક સને ૧૯૦૯ની સાલમાં તેમણે લખ્યું. આજે ચોત્રીસ વરસ થયાં છતાં ગાંધીજીની હરેક પ્રવૃત્તિ તે પુસ્તકમાં જણાવેલા સૂત્રના મૂર્તસ્વરૂપે વિકાસ પામેલી છે. ચોત્રીસ વર્ષ ઉપર ગાંધીજીએ રેંટિયો દીઠો નહીં હોય. સને ૧૯૧૬–૧૭ની સાલમાં તેમણે પહેલવહેલો જૂનોપુરાણો રેંટિયો કોઈ ઘરના માળિયાના બગદામાંથી તાજો ઉતારેલો જોયેલો. ત્યારે તેનાં દર્શન કરીને જાણે કે હિંદના તારણહારનાં દર્શન કર્યાં હોય એટલો આનંદ તેમને થયેલો. આવા રેંટિયાને ચોત્રીસ વર્ષ ઉપર તેમણે વગર દીઠે પણ હિંદનો તારણહાર માનેલો. સમગ્ર જગતના કલ્યાણ અર્થેનું ગાંધીજીનું આ પ્રથમ પુસ્તક છે. તેને હિંદની સ્વરાજગીતા કહી શકાય.

ગાંધીજીનું हिंद स्वराज પ્રકટ થયું તેના ઉપર ઇંગ્લંડમાં અને દક્ષિણ આફ્રિકામાં ભારે ઊહાપોહ થયો. તેમાં જણાવેલા વિચાર તે યુગને સારુ નવા હતા. જે પ્રથા, જે વર્તન, જે પદ્ધતિ દેશને માટે અને માનવજાતને માટે લાભદાયક અને શ્રેયસ્કર ગણાતી આવી છે તેના ઉપર ગાંધીજીએ કાપ મૂક્યો. જે ધંધો અને ધંધાદારીઓ

પ્રતિષ્ઠિત અને પરોપકારી ગણાતા તેમની અવગણના કરી તેમને અનર્થકારી ગણી કાઢ્યા. જે દશા કનિષ્ઠ અને દુઃખદ ગણાતી તેને ઉચ્ચ ગણી. આવા વિચારોથી ઘણા વિચારમાં પડ્યા, ઘણા અકળાયા અને ઘણા ગુસ્સે થયા. એવા મિત્રો અને અપરિચિત ગૃહસ્થોએ ગાંધીજી સાથે સવાલ જવાબ કર્યા. આ સ્થળે હું તેવા એક બે પત્રો આપું તો हिंद स्वराज માં જણાવેલા વિચારો વિષે સ્પષ્ટતા થશે.

"સં. ૧૯૬૬ના ફાગણ વદિ ૭

"ચિ. મગનલાલ,

"તમારો કાગળ મળ્યો. તમે જવાબ સમજી શકો તેથી તે પાછો મોકલું છું.

"તમે શંકાઓ ઉઠાવી છે તેનો ખુલાસો આપવા પ્રયત્ન કરીશ. પણ તેથી પૂરતી સમજ કદાચ નહીં પડે. જો સ્વરાજનું લખાણ ફરીથી એક બે વખત વાંચી જશો, તો જે ખુલાસા તમે માગ્યા છે તે તેમાં જ વખતે મળી આવશે.

"જેટલે સુધી આપણે સુધારો ગ્રહણ કર્યો છે, તેટલે દરજ્જે આપણે પાછા હઠવું પડશે તેમાં શંકા નથી. આટલો ભાગ સર્વથી મુસ્કેલ છે, પણ કર્યે છૂટકો છે. આપણે ખોટે માર્ગે ચડીએ તો પાછા ફર્યા વિના નથી ચાલતું. જે ભોગવીએ છીએ તેને વિષે વીતરાગ થયે છૂટકો છે. તેમ થતા પહેલાં તેની તરફ તિરસ્કાર આવવો ઘટે છે. જે કંઈ સાધનો ફાયદાકારક દેખાય તે તો છૂટવાનાં નથી. તેમાં દેખીતા ફાયદા કરતાં હાનિ વિશેષ છે એમ જેને સાબિત થશે તે જ તે વસ્તુ છોડશે. મને તો લાગે છે કે જલદી કાગળો મોકલી શકીએ છીએ તેથી કંઈ ફાયદો થયો નથી. જ્યારે આપણે રેલ વગેરે સાધનો જતાં કરશું ત્યારે કાગળોની ઉપાધિમાં નહીં પડીએ. જેમાં વસ્તુતાએ દોષ નથી, તે ચીજનો અમુક અંશે ઉપયોગ કરી શકાય. આપણે જેઓ સુધારામાં ઘેરાયા પડ્યા છીએ, તે તેટલા વખત સુધી પોસ્ટ વગેરેનો ઉપયોગ કરી શકીએ છીએ. જ્ઞાનપૂર્વક ઉપયોગ કરતાં તેમાં ગાંડા નહીં બનીએ. અને વ્યવસાયો વધારવાને બદલે દિવસે દિવસે ઘટાડશું. જે આમ સમજશે તે જે ગામડાંઓમાં પોસ્ટ કે

રેલ નહીં હોય ત્યાં લઈ જવાનો મોહ નહીં રાખે. સ્ટીમર વગેરે પાખંડો એકાએક નહીં જાય ને બધા તે નહીં તજે, તેવી દહેશતથી તમારે ને મારે બેસી રહી તેનો ઉપયોગ વધારવાની જરૂર નથી. એક માણસ પણ તેનો ઉપયોગ ઓછો કરશે અથવા તેમ કરતો બંધ થશે તો બીજા તે પ્રમાણે કરતાં શીખશે. બીજા કરે અથવા નહીં પણ તેમ કરવું સારું છે તેવું માનનાર તો કર્યે જ જશે. સત્ય ફેલાવવાની આ જ શૈલી છે. બીજી જગતમાં જોઈ નથી.

"પાર્લમેન્ટનો મોહ જવો એ કઠણ કામ છે. ચામડી ઉખેડતા, બાળતા, નાક કાન કાપતા એ જંગલીપણું હતું. પણ જંઘીસખાન, તૈમુર લેન વગેરેના જુલમ કરતાં પાર્લમેન્ટનો જુલમ વિશેષ છે. તેથી આપણે તેમાં ભમીએ છીએ. આધુનિક જુલમ તે મોહજાળ છે, તેથી તે વધારે ખરાબી કરે છે. એક માણસના સ્વતંત્ર જુલમને પહોંચી શકાય. પણ લોકોને નામે લોકો ઉપર જુલમ થાય તેને પહોંચી વળવું બહુ મુશ્કેલ છે. બન્યું છે તો એવું કે અસલ કોઈ ગંડુરાજા કેટલાક ડાહ્યા હતા તેમ નીકળી આવતા. એડવર્ડ એકલા રાજ્ય કરતા હોય તો ઠીક જ, પણ અંગ્રેજમાત્ર તમારો ને મારો રાજા છે. આ વાક્યનો અર્થ વિચારી જોજો. આમાં દુનિયાના મોહની વાત નથી. સાધારણ બુદ્ધ હિંદની તો એમ જ માને છે કે પાર્લમેન્ટ તે પાખંડ છે. સુધારામાં પડી અસાધારણ બુદ્ધિ પણ પાર્લમેન્ટમાં મોહ પામે છે.

"પીંઢારાની આગળ દયા કામ ન કરે એ તો તમે આત્માના અસ્તિત્વ ઉપર હાથ નાખ્યો, અથવા તમે તેના ગુણનો ઇન્કાર કર્યો. પતંજલિ ભગવાને દયા આદિનું મહત્ત્વ એવું બતાવ્યું છે કે તેનો વિચાર કરતાં પણ રસના ઘૂંટડા આવે છે. મૂળ વાત એ છે કે આપણામાં બીકે ઘર કર્યું છે. તેથી સત્ય, દયા વગેરે ગુણો ખીલી શકતા નથી. તે પછી માનીએ છીએ કે દયા કંઈ ક્રૂર માણસો ઉપર કામ કરતી નથી. દયા ખાય તેની ઉપર આપણે દયા ખાઈએ એ તો દયા નથી પણ દયાનો બદલો છે.

"આપણું રક્ષણ કોઈ મફત કરે તોપણ આપણે નબળા ગણાઈએ અને પૈસા આપીને લઈએ તોપણ નબળા. પીંઢારા વગેરેના ત્રાસથી છૂટવાને જો આપણે સારુ ત્રાહિત માણસની મદદ માગવી ઘટે તો આપણે સ્વરાજને લાયક નથી. જો શરીરબળથી તેઓને માત કરવા હશે તો તે શરીરબળ આપણે પોતે ખીલવવું પડશે. પછી કર આપવાની જરૂર નહીં જણાય. સ્ત્રી હકથી ધણીનું રક્ષણ માગે છે પણ તે અબળા જ ગણાય.

"સ્વરાજ જે સમજે તેને માટે છે. તમે ને હું તો આજે જ ભોગવી શકીએ. તેમ બધાને શીખવું પડશે. કોઈનું અપાવેલું તે પરરાજ્ય છે. પછી અપાવનાર હિંદી હો કે અંગ્રેજ.

"ગોરક્ષા પ્રચારિણી સભા તે ગૌવધ પ્રચારિણી સભા કહી તે વાસ્તવિક ગણાય. તેનો હેતુ ગાયને છોડવવી અથવા મુસલમાનો ઉપર દબાણ ચલાવી, બચાવ કરવાનો છે.

"પૈસા આપી ગાયને છોડવવી તેમાં તો બચાવ નથી, પણ કસાઈને કૂડ કરતાં શીખવવાનો રસ્તો છે. મુસલમાનો ઉપર દાબ કરતાં તેઓ વધારે વધ કરે, પણ જો તેઓને રીઝવીએ અથવા તો તેઓની સામે સત્યાગ્રહ ચલાવીએ તો તેઓ ગાયની રક્ષા કરે. આમ કરવાને સારુ ગોરક્ષા પ્રચારિણી સભાની જરૂર ન હોય. તે સભા તો હિંદુને હિંદુપણું શીખવનારી હોવી જોઈએ.

"બળદને ઓછું અનાજ આપી, પરોણા મારી, બહુ કામ લઈ, રિબાવીને મારવો તેના કરતાં તો તરવારના એક ઝટકાથી મારવો એ વધારે ઠીક છે. રામચંદ્રજી વગેરેના દાખલા અક્ષરાર્થે લેતાં બહુ ગૂંચવાડામાં પડવા જેવું છે. દશ મસ્તકવાળો ને વીશ ભુજાવાળો રાવણ માણસના શરીરરૂપે હોવાનો સંભવ મને નથી લાગ્યો પણ તેને મહાન વિષયી જડ પદાર્થ માની, રામચંદ્રજીરૂપી ચૈતન્યે તેનો નાશ કર્યો, એ અક્કલમાં ઊતરે તેવી વાત છે. મદ, મોહ, મહા-મમતા-રજની-તમ-પુંજને દૂર કરનારા દિવાકરની સેના એવું રૂપ તુલસીદાસજીએ રામચંદ્રજીને આપ્યું છે. જ્યારે આપણામાં મદ, મોહ અને મમતા નહીં હોય ત્યારે તમને એમ જણાય છે કે કોઈ પણ શરીરનો

નાશ કરવાનો અંશ જેટલો પણ આપણામાં રહી શકે? જો ના કહો તો મદ, મોહ, મમતા રહિત રામચંદ્રજી, દયાના નિધિ રામચંદ્રજી રાવણનો નાશ શી રીતે કરી શકે? છતાં જ્યારે તેમની વિભૂતિને આપણે પામશું, લક્ષ્મણજીની જેમ (પેડે) ચૌદ વર્ષ નિદ્રા તજશું, બ્રહ્મચર્ય પાળશું, પછી જોઈ લઈશું કે શરીરબળનો ક્યાં ઉપયોગ જણાય છે.

"પાયનમનથી બધું પતે છે એમ કહેવા માગું છું. ટ્રાંસવાલનો દાખલો ઠીક આપ્યો. ઉપરનો ભાવ છે, એમ મોઢેથી કહેવું બસ નથી. તે ભાવ કસોટીએ ચડવો જોઈએ. હરિશ્ચંદ્રનું સત્ય સત્ય ઠર્યું તે પહેલાં કેટલાં સંકટો વેઠવાં પડ્યાં તે વિચાર કરો. સુધન્વાની ભક્તિ ખરી ઠરી તેના પહેલાં તેને શું સહન કરવું પડ્યું તેનો ખ્યાલ કરો. એ બધી દંતકથા છે એમ માની લેવાનું કંઈ કારણ નથી. નામરૂપ જુદાં હોવાનો સંભવ છે. જેણે એ કથાઓ રચી છે, તેણે અનુભવ આપેલો છે. ટ્રાંસવાલમાં પણ જે લવારી મારા જેવા કરી રહ્યા છે, તેની કસોટી થાય છે. વળી એમ પણ સમજજો કે ઘણા જે સત્યાગ્રહી ગણાતા હતા તે નાટકી નીવડ્યા છે. હવે ખરા સત્યાગ્રહી કોને ગણવા? દયા વગેરે ગુણ ધરાવનારને. દુઃખ ન ભોગવવું પડે એવું ક્યાંયે નથી લખ્યું. અને દુઃખ એટલે શું? મન એ જ બંધન મોક્ષનું કારણ છે, એવું ગીતાવાક્ય છે. સુધન્વા ઊકળતા તેલમાં પડ્યા હતા. દુઃખ દેનારે દુઃખ માન્યું. સુધન્વાને તો પોતાની ભક્તિનો પ્રાદુર્ભાવ દેખાડવાનો અવસર રૂડો આવ્યો.

"બધા એકી વખતે ગરીબ થાય અથવા તો પૈસાદાર થાય એવું તો નથી બનવાનું. પણ સારાસારનો વિચાર કરતાં એવું તો જણાઈ રહે છે કે ખેડૂતોની ઉપર દુનિયા નભે છે. ખેડૂતો ગરીબ જ છે. વકીલ જો પરમાર્થની શોભા કરે તો તેણે આજીવિકા અંગમહેનતથી મેળવી વકીલાત મફત કરવી. વકીલ આળસુ છે એ તમને એકાએક નહીં જણાય. પાછળથી મોજશોખ કરશું, મોટા બનશું, પૈસા કમાશું, એ લગનીમાં, વિષયી થાકતો છતાં વિષયમાં લીન રહે છે તેમ, વકીલાતનો વિષયી થાકતો છતાં કાળજાતૂટ મહેનત

કરી પાછળથી એશઆરામમાં વખત ગુમાવવા માગે છે. હેતુ એ છે. આમાં કંઈક અતિશયોક્તિ રહેલી છે તેનું મને ભાન છે. પણ બહુ અંશે ઉપરનો વિચાર ઠીક છે.

"દાક્તરી ટોળી દેશસેવા શી કરવાની હતી? પાંચ કે સાત વર્ષ સુધી મુડદાં ચૂંથી, હિંસા કરી, નકામાં સૂત્રો ગોખી, શું ધાડ મારવી રહી? શારીરિક રોગ મટાડવાની શક્તિથી દેશને શો લાભ થાય? સમૂળગો શરીરમોહ વધે. દરદો કેમ ન થાય એ યોજના રચવી તે તો આપણે વૈદકશાસ્ત્રથી અજ્ઞાન છતાં જાણી શકીએ. આનો અર્થ એમ નથી કે વૈદો ન જ ઘટે. તે તો આપણી પાછળ રહેશે જ. કહેવાનો હેતુ એ છે કે તે ધંધાને ભારે રૂપ આપી, તેમાં ઘણા જુવાનો સેંકડો રૂપિયા અને કેટલાંક વર્ષ ખુએ છે, તે ન ખોવાં ઘટે. વિલાયતની વૈદોથી રતીભાર પણ ફાયદો આપણને નથી થયો ને નથી થવાનો એ જાણી લેવાની જરૂર છે.

"તમારી શંકાઓના જવાબ તો હવે થઈ રહ્યા. હિંદુસ્તાનના ઉદ્ધારનો ભાર નકામો માથે ન ઊંચકજો. તમારો પોતાનો જ ઉદ્ધાર કરજો. એટલો ભાર ઘણો જ છે. બધું તમને પોતાને જ લાગુ પાડજો તમે જ હિંદુસ્તાન છો એમ જાણવામાં આત્માની પ્રૌઢતા રહેલી છે. તમારે ઉદ્ધારે હિંદુસ્તાનનો ઉદ્ધાર છે. બાકી તો આળપંપાળ છે. તમને રસ લાગે તો મચ્યા રહેજો. બીજાની ફિકર તમારે ને મારે કરવાની જરૂર નથી રહેતી. બીજાની ફિકર કરતાં આપણે આપણું ભૂલી જઈ બધું ખોઈશું. આ પરમાર્થ દૃષ્ટિએ વિચારજો, સ્વાર્થ દૃષ્ટિએ નહીં જ. વિશેષ પૂછવું ઘટે તો પૂછજો.

લિ. મોહનદાસના આશીર્વાદ"

## ૧૫

# કામચલાઉ સમાધાની

બીજું ડેપ્યુટેશન જે હિંદમાં આવ્યું તેમાં તો મિ. પોલાક એકલા જ હતા. તેમણે હિંદમાં આવી શ્રીયુત ગોખલેજીનો મદદ લીધી. સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીએ આખા હિંદભરમાં બધાં મોટાં શહેરોમાં સભા બોલાવવાની ગોઠવણ કરી. શ્રીયુત પોલાકે પોતાની સાદાઈ, સરળતા, હિંદી કોમના પ્રશ્ન સંબંધે તેમની સંપૂર્ણ માહિતી, હિંદી કોમ પ્રત્યેની પોતાની લાગણીપૂર્ણ સહાનુભૂતિ વગેરેને લીધે હિંદમાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં દુઃખો વિષે ખૂબ જાગૃતિ આણી. જેલમાં મૃત્યુ પામેલ હિંદી યુવાનો વિષેની અને દેશપાર થયેલા હિંદીઓ પૈકી ભાઈ નારાયણ સ્વામીના ડેલાગોઆ બેમાં થયેલ હૃદયદ્રાવક મૃત્યુ વિષેની હકીકતો જાણી હિંદી જનતાની લાગણી ઉશ્કેરાઈ. ચારેય ખૂણેથી ટ્રાંસવાલ સરકારની હિંદીઓને દેશપાર કરવાની જુલમી નીતિનો સખત વિરોધ થયો. આ સમયે શ્રી રતન તાતાએ ગાંધીજીને પચીસ હજાર રૂપિયા મદદ અર્થે મોકલી આપીને આર્થિક મદદની પણ શરૂઆત કરી, અને હિંદનાં રાજારજવાડાંએ પણ તેમાં હિસ્સો આપ્યો. લગભગ દશ હજાર પાઉંડની મદદ તે વખતે હિંદમાંથી ગઈ હતી. આમ લગભગ એક વરસની સતત હિલચાલથી વડી સરકારનું ધ્યાન પણ ટ્રાંસવાલના હિંદીઓની હાડમારી સંબંધે ખેંચાયું. તેણે કોઈ પણ પ્રકારે હિંદીઓને ટ્રાંસવાલમાંથી દેશપાર કરવાનું બંધ કરાવ્યું, અને જેઓને દેશપાર કરેલા તેઓને પાછા જવાની પરવાનગી અપાવી. શ્રીયુત પોલાક જ્યારે હિંદથી દક્ષિણ આફ્રિકા તરફ પાછા ફર્યા ત્યારે સર્વ દેશપાર થયેલા સત્યાગ્રહીઓને લઈને તા. ૨૮ સપ્ટેમ્બરે ડરબન બંદરે ઊતર્યા. લૉર્ડ એમ્પ્થીલે પણ ઉમરાવોની સભામાં ટ્રાંસવાલ સરકારની આ જુલમી નીતિ સામે ભારે ઝુંબેશ ઉઠાવેલી. આ બધાયે સંજોગોથી જનરલ

સ્મટ્સ અને તેના ગોઠિયાઓ સહેજ પાછા હઠ્યા. પણ તેમનાં દિલ બદલાયાં નહીં. દિલમાં તો એમ હતું કે ટ્રાંસવાલમાં એક પણ હિંદીને ન રહેવા દેવો. પણ તે શું કરે? હિંદી પ્રજા પણ પોતાનો બચાવ કરવાને પૂરતી શક્તિમાન હતી. આ અરસામાં દક્ષિણ આફ્રિકાનું યુનિયન સ્થપાયું. સને ૧૯૧૦ના જૂનની પહેલી તારીખે દક્ષિણ આફ્રિકાનું યુનિયન જાહેર થયું અને તે ચારેય પ્રાંતો એક સત્તા નીચે આવ્યા. આ સમયનો લાભ લેવા વડી સરકારે પ્રયત્ન કર્યો, અને યુનિયનમાં વસતા હિંદીઓની લડત વાજબી હોઈ તેનો નિકાલ કરવાનું દબાણ યુનિયનના પ્રધાનો ઉપર કર્યું. તેમાં તેણે નીચે પ્રમાણે મુદ્દા રજૂ કર્યા:—

૧. સને ૧૯૦૭નો ખૂની કાયદો રદ કરવો.

૨. કાયદામાંથી જાતિભેદ દૂર કરવો.

૩. કેળવાયેલા હિંદીઓને દર વરસે કોમની જરૂરિયાત પ્રમાણે દાખલ કરવા.

૪. યુનિયનના બીજા પ્રાંતોમાં પણ હિંદીઓના હકનું ભવિષ્યમાં રક્ષણ કરવું.

યુનિયનના પ્રધાનોને નાછૂટકે આ રજૂઆતો સાથે મળતા થવું પડ્યું. આખરે સને ૧૯૧૧માં ઇમિગ્રેશન બિલ યુનિયન ગૅઝેટમાં પ્રસિદ્ધ થયું. છતાં તેમાં કાંઈ ભલીવાર ન આવ્યો. જેની દાનત શુદ્ધ ન થઈ હોય તેની પાસે અનેક ભલામણો રજૂ કરવાથી કાંઈ સંગીન કામ થાય નહીં. એ તો આળપંપાળ જ કરે. યુનિયન સરકારે પણ એમ જ કર્યું. ઇમિગ્રેશન બિલથી કાંઈ હેતુ સધાયો નહીં, અને હિંદીઓના મનનું સમાધાન થયું નહીં. નવા બિલમાં ટ્રાંસવાલ સિવાયના બીજા પ્રાંતના હિંદીઓના હકનું જરાયે રક્ષણ થતું ન હતું. ખૂની કાયદો રદ કરવામાં આવ્યો પણ રંગભેદ રદ કરવામાં ન આવ્યો. એટલું જ નહીં, પણ યુનિયન સ્થપાયા પછી રંગભેદ વધ્યો. બધાયે પ્રાંતોના ગોરા લોકોમાં જે રંગદ્વેષ વહેંચાયેલો હતો તે પણ યુનિયનમાં એકઠો થયો અને તીવ્રરૂપે પ્રગટ્યો. આ પ્રસિદ્ધ

થયેલું બિલ પાર્લમેન્ટમાં દાખલ થતા પહેલાં હિંદી આગેવાનોએ તેનો ભારે વિરોધ કર્યો. સરકાર સાથે આ સંબંધે લખાણુ ચલાવ્યું.

વડી સરકારની રજૂઆતોને આ નવા બિલમાં લેશમાત્ર ગણકારવામાં નહોતી આવી. આગેવાનોએ માગણી કરી કે નવા બિલમાં ફક્ત ટ્રાંસવાલના હિંદીઓને રાહત મળે એવો કાયદો કરવો અને બીજા પ્રાંતોને જેમના તેમ રહેવા દેવા. પણ સરકારે તે કબૂલ કર્યું નહીં, એટલે બધાયે પ્રાંતોના હિંદીઓ તરફથી પોકારો થયા. એને પરિણામે તે બિલ યુનિયન પાર્લમેન્ટમાં પસાર ન થયું. પણ સરકારે કામચલાઉ સમાધાનીની ગોઠવણુ કરી. સને ૧૯૧૨ની સાલની પાર્લમેન્ટની બેઠકમાં નવું બિલ પસાર ન થાય ત્યાં સુધી કોઈ પણ વાંધા પડતા કાયદાનો અમલ સરકાર બંધ રાખે, અને હિંદીઓ સત્યાગ્રહની લડત બંધ રાખે. સને ૧૯૧૨ની પાર્લમેન્ટમાં બિલને દાખલ કરવામાં આવ્યું, પણ પ્રથમ વર્ષ જેવી જ તેની દશા થઈ, તેથી વળી તે બિલ એક વર્ષ વધારે લંબાવવામાં આવ્યું અને કામચલાઉ સમાધાનીની મુદત પણ લંબાઈ.

## ૧

# દક્ષિણ આફ્રિકામાં દેશભક્ત ગોખલેજી

દેશભક્ત ગોપાલ કૃષ્ણ ગોખલેજીને, દક્ષિણ આફ્રિકામાં જઈ, ત્યાંના પોતાના દેશબન્ધુઓની સારીનરસી દશાનું અવલોકન કરી જવાની વિજ્ઞપ્તિ ગાંધીજી તરફથી ઘણા સમયથી વારંવાર થયા કરતી હતી. એટલામાં દક્ષિણ આફ્રિકામાં કામચલાઉ સુલેહના કારણથી કાંઈક શાન્તિ થઈ. હિંદુસ્તાનમાં પણ દિલ્હી દરબારને કારણે, વાતાવરણ મીઠી લાગણીવાળું થયું હતું. આવે પ્રસંગે શ્રી ગોખલેજી દક્ષિણ આફ્રિકા જાય તો મીઠી લાગણીમાં કાંઈક ઉમેરો થાય, અને હિંદીઓના પ્રશ્નનો ઉકેલ સરસ રીતે થાય. આજ સુધી હિંદુસ્તાનના કોઈ પણ નેતા સંસ્થાનોમાં નહોતા ગયા. મુંબઈના તાજ વિનાના રાજા સર ફિરોજશાહ વડી ધારાસભાને ધ્રુજાવતા હતા. શ્રી ગોખલેજી હિંદ અને વડી સરકાર વચ્ચેની મીઠી સાંકળરૂપે રહી બધે શાંતિ રહે એવા પ્રયત્ન કરતા હતા. સંસ્થાનોના ગોરાઓને હિંદ અને હિંદની પ્રજાનો ખ્યાલ ન હતો; અને હતો તો તે એટલો જ કે હિંદની પ્રજા તો સાવ અભણ, અનેક કુરિવાજોથી કુત્સિત થયેલી, નિર્માલ્ય અને બિનસંસ્કારી છે; આવી પ્રજાનું સ્થાન સંસ્થાનોમાં હોય તો તે ગોરી પ્રજાના નોકરચાકર તરીકેનું જ હોય: લાકડાં પાણી વહેનાર મજૂર તરીકેનું જ હોય. સંસ્થાનોમાં સ્વતંત્ર રહી, સ્વતંત્ર વેપાર કરી, કે સ્વતંત્ર ગૃહસ્થ તરીકે જીવનનિર્વાહ કરતા અને ગોરા સમાજની સમાનતાનો દાવો કરતા હરીફ તરીકેનું સ્થાન તો તેને ન જ મળે. આવો સંસ્થાનવાસીઓનો ખ્યાલ હતો. આ ખ્યાલના મૂળમાં તો હિંદુસ્તાનની રાજકીય ગુલામી જ હતી. તાબેદાર પ્રજા વિષે રાજ્ય કરતી પ્રજા બીજું શું ધારી શકે? અને

તેમનું જ અનુકરણ બીજા દેશોના લોકો પણ કરે. કોઈ પણ સંસ્થાન કરતાં બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓ વિષેનો આવો હલકો ખ્યાલ વિશેષ પ્રમાણમાં છે. વળી દક્ષિણ આફ્રિકામાં તો ગોરા લોકોને હિંદીઓનો પ્રથમ પરિચય ગિરમીટિયા મજૂરોનો જ થયેલો. એટલે પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું. જાણે સમસ્ત હિંદ એવા ગિરમીટિયા મજૂર જેવા અભણ અને બિનસંસ્કારી લોકોથી જ ભરેલું ન હોય! તેઓ હિંદી વેપારીને 'કુલી વેપારી,' બેરિસ્ટરને 'કુલી બેરિસ્ટર' અને ડૉક્ટરને 'કુલી ડૉક્ટર' તરીકે અપમાનભરી દૃષ્ટિથી જોતા. ગાંધીજી જેવી એક વ્યક્તિ તેમની દૃષ્ટિએ પડેલી, પણ તેમની કિંમત તો ઊંડી નજરથી જુએ તેને માલૂમ પડે. બાકી તેમની સરળતા અને જીવનની સાદાઈથી ગોરા લોકો અંજાઈ ન જ જાય. શ્રી ગોખલેજી ત્યાં ગયા ત્યારે તેમનું ગૌરવ, ગંભીરતા, સંસ્કારિતા, રાજ્યકારણમાં અજબ નિપુણતા અને સામ્રાજ્યમાં સારી પ્રતિષ્ઠા જોઈને ત્યાંના ગોરાઓની આંખ ઊઘડી. શું હિંદીઓ પણ આવા મુત્સદ્દી અને બાહોશ હોઈ શકે, એવા પ્રશ્ને તેઓનાં દિલ બેચેન કરી મૂક્યાં. વળી શ્રી ગોખલેજી દક્ષિણ આફ્રિકામાં ગયા ત્યારે ત્યાંની હિંદી પ્રજાએ તેમનો સત્કાર પણ એવો બાદશાહી અને ભવ્ય કરેલો કે ગોરાઓ તો અંજાઈ જ ગયા. ઘણાઓએ ગાંધીજીને પૂછેલું કે, "ગોખલેજી સાવ સાદા છે, તમને પણ, સાદાઈ ગમે છે, તો પછી ગોખલેજીના સત્કારમાં હજારો રૂપિયાનું શા માટે પાણી કરવું?" જવાબમાં ગાંધીજીએ જણાવેલું કે, "ગોખલેજીને આપણે બાદશાહી સન્માન આપવું જ જોઈએ. તે અહીં સરળ સાદા ગોખલેજી તરીકે નથી આવતા પણ હિંદની તેત્રીસ કરોડ પ્રજાના પ્રતિનિધિ તરીકે આવે છે. આપણા આગેવાનને યોગ્ય માન નહીં આપીએ તો જેઓ આપણને અપમાને છે તેઓ તેના તરફ માનની દૃષ્ટિથી શી રીતે જોશે? આવે પ્રસંગે ખર્ચ સામે જોવું તે સાદાઈ નથી પણ અવિવેક અને આપણા હૃદયની કંગાલિયત છે. માટે શહેનશાહને પણ દક્ષિણ આફ્રિકામાં માન ન મળી શકે એવું ભવ્ય માન શ્રી ગોખલેજીને આપવું એ હિંદીઓનું

પરમ કર્તવ્ય છે." અને થયું પણ એમ જ. શ્રી ગોખલેજી દક્ષિણ આફ્રિકામાં જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં લોકોના ઉત્સાહનો પાર નહોતો. અજ્ઞાન ગોરાઓ હિંદીઓના આગેવાનને જોઈને પાછા હઠે, ભણેલાઓ તેમનાં દિમાગ અને વિદ્વત્તા જોઈ આશ્ચર્ય પામે, ઉચ્ચ કોટિના ગોરાઓ તેમની કાર્યદક્ષતા, શાંત મુત્સદ્દીગીરી અને આચારવિચારની શ્રેષ્ઠતા જોઈ માથું નમાવે, ગિરમીટિયા હિંદીઓ માને કે આપણો કોઈ રાજા આવ્યો, અને અન્ય હિંદીઓ માને કે, હિંદની લાજ વધારનારો કોઈ ભવ્ય ફિરસ્તો આવ્યો. અને કામ પણ એવું જ થયું.

સને ૧૯૧૨ની સાલમાં શ્રી ગોખલેજી લંડનથી પરબારા દક્ષિણ આફ્રિકા ગયા. દક્ષિણ આફ્રિકાનું વાતાવરણ કેવું રંગદ્વેષી હશે તેની વાનગી તો તેમને લંડનથી જ મળી હતી. પોતે જે સ્ટીમરમાં ઊપડવાના હતા, તેના એજન્ટને તેમણે પહેલા વર્ગની જગા મુકરર કરી રાખવા સૂચના મોકલી. આ સૂચના મળતાં જ એજન્ટ વિચારમાં પડ્યો. પહેલા વર્ગના વિભાગમાં તો બધા ગોરાઓ જ હોય. એક કેબિનમાં બે જગા હોય તેમાંની એક ગોરાને અને સાથેની બીજી હિંદીને અપાય? બીજી સ્ટીમરમાં ગમે તેમ હોય પણ આ તો ઇંગ્લંડથી દક્ષિણ આફ્રિકા તરફ જતી સ્ટીમર, એટલે એજન્ટે જગા નથી એવી ખબર આપી. તપાસ કરતાં જગા તો છે એવી ખબર પડી. એજન્ટે ના કેમ પાડી તેનું કારણ શ્રી ગોખલેજીએ જાણ્યું. એટલામાં આ વાત તે વખતના હિંદી પ્રધાન લૉર્ડ ક્રૂએ જાણી. તેમણે તુરત જ ખટપટ કરી શ્રી ગોખલેજી માટે પહેલા વર્ગની જગા મેળવી. દક્ષિણ આફ્રિકાની મુસાફરીમાં રેલવેમાં કે અન્ય જગ્યાએ આવો કટુ અનુભવ શ્રી ગોખલેજીને ન થાય તે માટે યુનિયન સરકારે પૂરતી કાળજી રાખી. તેમની મુસાફરી માટે રેલવેનું ખાસ સલૂન રોક્યું અને સાથે યુનિયન સરકારનો એક મોટો અમલદાર રહે એવી ગોઠવણ કરી, કે જેથી દક્ષિણ આફ્રિકાની શ્રી ગોખલેજીની મુસાફરી દરમિયાન રંગદ્વેષથી ટેવાયેલો કોઈ અમલદાર કે ગૃહસ્થ ન ઇચ્છવા જોગ પ્રસંગ ભૂલચૂકથી પણ ઊભો ન કરે.

શ્રી ગોખલેજી કેપકૅસેલોનીના કેપટાઉન બંદરે ઊતર્યા. ત્યાં ગાંધીજી અને અન્ય સેંકડો હિંદીઓએ તેમનું સ્વાગત કર્યું. શ્રી ગોખલેજી અને ગાંધીજી બંને ભેટ્યા. એક હિંદનો યોદ્ધો, બીજો દક્ષિણ આફ્રિકાનો યોદ્ધો — જાણે બંને સહોદર — મોટા નાના ભાઈ હોય, એકબીજાના હૃદયમાં કાંઈ જ ભિન્નતા ન હોય. અન્યોન્યના દાસાનુદાસ. શ્રી ગોખલેજીએ ગાંધીજીને જણાવ્યું: "જો ગાંધી, બહુ દિવસથી કહેતો હતો તે તારો* બોલાવ્યો હું આવ્યો. હવે હું અહીંથી વિદાય થાઉં ત્યાં સુધી મારો જે ઉપયોગ કરવો હોય તે કરી લેજે. હું કંઈ જાણું નહીં. મારી જાતને અને મારી પ્રવૃત્તિને હું તને સોંપું છું. તું જાણે ને તારું કામ જાણે. પાછળથી મારો દોષ કાઢીશ નહીં કે ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં આવીને કાંઈ કર્યું નહીં."

આમ કહી ગોખલેજીએ ગાંધીજી ઉપર પ્રથમથી જ પ્રેમ-ભૂરકી નાખી. ગાંધીજી પણ તાબે થયા. ત્યારથી ગાંધીજીએ પોતાને શ્રી ગોખલેજીની તબિયતના અને પ્રવૃત્તિના જોખમદાર માન્યા, અને તેઓ પોતે જ તેમના ખાનગી મંત્રી થયા. કયે વખતે શું કરવું જોઈએ, ત્યાંની પરિસ્થિતિ કેવી છે, વગેરે બધી માહિતી ગાંધીજી તેમને આપે, મુલાકાતો ગોઠવે, કાર્યક્રમ તયાર કરે, સભાઓની વ્યવસ્થા કરે, હિંદી તેમ જ યુરોપિયન આગેવાનોના પરિચય કરાવે, અને ઉપરાંત ગોખલેજીનું અંગત સર્વ કામ પણ કરે. તેમનાં લૂગડાં ધોવાં, તેમની પથારી પાથરવી, તેમનું પાયખાનું સાફ કરવું, દાતણ પાણી કે નાહવાની તજવીજ કરવી, અને જમવાની વ્યવસ્થા કરવી એ બધું ગાંધીજી જ કરતા. તેમણે તો ગોખલેજીની સેવા કરવાનો અલભ્ય પ્રસંગ પ્રાપ્ત થયો માન્યો, અને તે લાભ તમણે સારી પેઠે લીધો. કેપટાઉનનું સ્વાગત, જાહેરસભા, ત્યાંની મુલાકાતો ત્યાંની માહિતી ભેગી કરવાનું પત્યા બાદ શ્રી ગોખલેજી કિંબરલી ઊપડ્યા. ત્યાંના હિંદીઓ સાથે બે દિવસ રહ્યા. ત્યાંની હીરાની ખાણે જોઈ.

* શ્રી ગાંધીજી જ્યારે ગોખલેજી અને પોતાના સંબંધની વાત કરે છે ત્યારે ગોખલેજીની તેમની સાથેની વાતચીતનું વર્ણન કરતા પોતા માટે એકવચન વાપરે છે જે મેં અહીં કાયમ રાખ્યું છે.

ખાણોના માલિકોની ગોખલેજીએ મુલાકાત લીધી અને ત્યાંથી જોહાનિસબર્ગ ઊપડ્યા. જોહાનિસબર્ગ તો ટ્રાંસવાલનું મુખ્ય મથક. ત્યાં તો લગભગ પંદર દિવસ પોતે રહેવાના હતા. જોહાનિસબર્ગનો ઉત્સાહ ભારે હતો. કિંબરલીથી ખાસ શણગારેલી સ્પેશિયલમાં તે જોહાનિસબર્ગ ગયા. સ્ટેશન અને શહેર સુંદર રીતે શણગારેલું હતું. દમામભરેલું ગંજાવર સરઘસ નીકળ્યું તેની પણ વ્યવસ્થા સુંદર હતી. જોહાનિસબર્ગમાં લગભગ એક પખવાડિયું શ્રી ગોખલેજીને આરામ લેવો પડ્યો. તેમાં અડવાડિયું તો પથારીવશ જ રહ્યા. માથાનો દુખાવો, સહેજ તાવ અને નબળાઈને કારણે ગાંધીજીએ તેમને જરાયે તસ્દી આપી નહીં. જોહાનિસબર્ગ પાસેના માઉન્ટ વ્યુ નામની જગ્યાએ શ્રી કૅલનબેકના બંગલામાં તેમને સાવ શાંતિમાં રાખ્યા. આ પ્રસંગે ગાંધીજીએ પોતે પોતાના સ્વાનુભવના ઉપચારો શ્રી ગોખલેજી ઉપર કર્યા. માટીના પાટા પેટ ઉપર ને માથા ઉપર મૂક્યા. 'સ્ટીમબાથ', અને 'કયુનીબાથ', ખોરાકમાં ફેરફાર વગેરે ઉપચારોથી શ્રી ગોખલેજીની તબિયત સારી થઈ. આ પંદર દિવસનાં મીઠાં સ્મરણો યાદ કરીને હજી પણ ગાંધીજી તેના આનંદમાં મગ્ન થઈ જાય છે. શ્રી ગોખલેજી કેવા આનંદી અને મીઠા હતા અને વળી જરૂર પડયે કેટલા કડક હતા તેનો અનુભવ તેમની સારવારમાં રહેનારાઓને સારી પેઠે થયો. હમેશાં કાંઈ ને કાંઈ આનંદ જામતો.

એક દિવસ એક સંન્યાસી શ્રી ગોખલેજીને મળવા આવ્યા. તેમની સાથે વાતચીત કરીને જોહાનિસબર્ગના હિંદુઓની અલગ સભામાં દશ મિનિટ હાજર રહેવાનું વચન તેમની પાસેથી લઈ ગયા. બીજે દિવસે ગાંધીજીને ખબર પડી કે જોહાનિસબર્ગના હિંદુઓ ગોખલેજીને અલગ માનપત્ર આપે છે. આવી વાત જાણીને ગાંધીજી તો ચમક્યા. ગોઠવણ એવી હતી કે શ્રી ગોખલેજીને આપવાનાં બધાંય માનપત્રો એક મુખ્ય મેળાવડા મારફત આપવાં. આમ થાય તો જ મુખ્ય મેળાવડો શોભે અને ખેંચાખેંચ ન થાય. પણ હિંદુ મેળાવડામાં દશ મિનિટ જઈ આવવાની ખાતરીનો અર્થ પેલા સંન્યાસીએ એવો

કર્યો કે, હિંદુઓનું અલગ માનપત્ર લેવાનું ગોખલેજીએ સ્વીકાર્યું છે. આમ થાય તો બધી બાજી બગડે. કોમેકોમ શ્રી ગોખલેજીને સન્માન આપવામાં અલગ પડી જાય. ગાંધીજીએ આ વાત જાણી એટલે ગોખલેજીને પૂછ્યું: "તમે હિંદુઓ તરફનું અલગ માનપત્ર લેશો એવી ખાતરી સ્વામીજીને આપી છે?"

ગોખલેજીએ જવાબ આપ્યો: "નહીં, નહીં, મને તેમણે બહુ આગ્રહ કર્યો એટલે મેં હિંદુઓની સભામાં દશ મિનિટ જઈ આવવાનું કહ્યું છે."

આ સાંભળી ગાંધીજીએ તેમને બધી હકીકત સમજાવી. જે સ્વામીજી ગોખલેજીની ખાતરી લઈ ગયા હતા તેમનો વાસ્તવિક પરિચય આપ્યો. સ્વામીજીનો પૂરો પરિચય પામ્યા પછી ગોખલેજી બોલી ઊઠ્યા: "ગાંધી, તેં મને પહેલેથી કેમ આ માણસ વિષે ચેતવ્યો નહીં?"

"પણ તમે જ આપણી શરતથી ઊલટા વર્ત્યા તેનું શું? અજાણ્યા માણસને આવી ખાતરી આપ્યા પહેલાં તમારે મને પૂછવું જોઈએ ને?" ગાંધીજીએ હસીને જવાબ આપ્યો.

"અને મારા સેક્રેટરી તરીકે તારી ફરજ નહીં કે અમુક માણસ સાથે કાંઈ પરિચય કરતાં પહેલાં તારે મને ચેતવવો?" ગોખલેજીએ ભવાં ચઢાવીને પૂછ્યું.

"બીજા માણસના એવા બિનજરૂરી ફોલ્લા ફોડવાનું કામ મનુષ્ય તરીકે મારું નથી."

"બહુ સારું. હું જાણું છું તું બહુ હોશિયાર છે તે. હવે તને લાગતું હોય કે મારી ભૂલ થઈ છે તો તું સુધારી લેજે."

અને ખરેખર આ નજીવી વાતમાંથી તો મોટો પહાડ થઈ ગયો. પણ ગાંધીજીએ તરત જ સઘળી બાજી સુધારી લીધી. હિંદુઓને સંતોષ થયો અને સમગ્ર હિંદી કોમનો મેળાવડો પણ સરસ શોભ્યો.

આમ રોજ રોજ બંને વચ્ચે વિનોદવાર્તા થયાં જ કરે.

## ૨

# દાસાનુદાસ ગોખલેજી

પંદર દિવસ જોહાનિસબર્ગમાં રહ્યા તેમાં ગોખલેજીએ વધારે લહાવા લીધા કે ગાંધીજીએ લીધા તેનો નિર્ણય મારાથી થઈ શકે તેમ નથી. એ તો બંનેનાં હૃદય જાણે. અને બંનેનાં હૃદય તો પોતપોતાનો લહાવો જ અન્યથી વધુ આહ્લાદજનક માને. ગોખલેજી કાંઈ વાંચતા હોય ને બૂમ મારે: "અરે પેલો મારો ધોબી ક્યાં ગયો?"

ગાંધીજી પાસેના ખંડમાંથી ઉતાવળા આવે અને પૂછે: "કેમ, શું છે સાહેબ?"

"શું કેમ છે? ભાન નથી રહેતું. જોને મારું ખમીસ કેટલું મેલું થયું છે?"

"હાજી, હમણાં જ ધોઈ લાવું છું," એમ કહી ગાંધીજી હર્ષભેર ખમીસ લઈ જાય અને પોતે ધોઈ લાવે.

થોડી વાર થાય ને ગોખલેજી પોતાની પથારીની ચાદર વિખેરી નાખે અને બૂમ મારે: "અરે મારી પથારી પાથરનારો ક્યાં ગયો? ચાદર બરાબર કેમ પાથરી નથી?"

ગાંધીજી આવે અને "જી સાહેબ" કહીને ચાદર બરાબર પાથરી જાય.

આવી રીતે ગોખલેજી દિવસમાં કેટલીયે વખત ગાંધીજીને 'મારો નોકર', 'મારો ધોબી', 'મારો હજામ', 'મારું પાયખાનું સાફ કરનાર' વગેરે સંબોધનથી બોલાવે અને ગાંધીજી હર્ષભર્યે હૃદયે આવીને હાજર થાય. ગોખલેજીનું બધુંય અંગત કામ કોઈએ ન કરવું પણ પોતે જ કરવું એવી ગાંધીજીની તીવ્ર ઇચ્છા અને આગ્રહ હતાં. ગોખલેજી એ જાણતા હતા, તેથી કાંઈક મજાક, કાંઈક આનંદ અને ઊંડા સ્નેહભાવે ઊભરાઈને આમ કહ્યા કરતા હતા.

આ સ્થાને એકાદ સ્નેહસ્મરણ હું વર્ણવું તો ઠીક પડશે. એક દિવસે ફિનિક્સ આશ્રમમાં રાત્રે અમે વાતોએ વળગ્યા હતા. શ્રી ગોખલેજી જોહાનિસબર્ગમાં હતા ત્યારે તો હું નાતાલમાં હતો. એટલે ગોખલેજી અને ગાંધીજીના સ્નેહસંબંધ વિષેની કેટલીક હકીકત મેં ગાંધીજીને જ પૂછી. જવાબમાં ગાંધીજીએ પોતે હૃદયના ઉમળકાસહિત નીચેનો રમૂજી અને સ્નેહભીનો પ્રસંગ વર્ણવ્યો. તે હું એમના જ શબ્દોમાં ઉતારું છું. એ પ્રસંગની વસ્તુ સચવાઈ છે. વર્ણનમાં કાંઈક ફેરફાર થયો હોય તો તેને માટે હું ક્ષમા યાચું છું.

ગાંધીજીએ કહેવા માંડ્યું :

"દક્ષિણ આફ્રિકામાં ગોખલેજીએ પગ મૂક્યો ત્યારથી પોતાની જાતને તેમણે મને જ સોંપી દીધી. નાનું બાળક પોતાની માને પોતાની બધી ચિંતા સોંપી દે છે તેમ તે પોતાની કશી ચિંતા રાખતા નહોતા. તેમની અંગત દેખરેખ મારે રાખવી, તેમનો કાર્યક્રમ મારે તૈયાર કરવો, અને અમુક પ્રસંગે શું બોલવું તે પણ કેટલીક વખત મારે સૂચવવું. આ કારણથી તે મને ઘણી વખત પ્રેમથી 'મારો ધોબી', 'મારો હજામ', 'મારો અરદાસી', 'મારો રસોઇયો', 'મારો રક્ષક' અને 'મારો ભંગી', વગેરે ઉપનામોથી બોલાવતા. નજીવી બાબતમાં પણ મારી રજા માગે. હું ખૂબ કામમાં હોઉં તોપણ મને બોલાવે, અને પૂછે કે : 'મારે એક નારંગી ખાવી છે તે હું ખાઉં?' હું કહું કે : 'તેમાં મને શું પૂછો છો? ઇચ્છા હોય તો ભલે ખાઓ.' ત્યારે ગંભીર ભાવે જવાબ આપે : 'અરે, હું તો મારી જાતને તને સોંપી બેઠો છું.'

"એક દિવસ પ્રિટોરિયામાં એવું બન્યું કે, તેમની તબિયત સારી નહીં હોવાથી ફળાહાર સિવાયના બીજા ખોરાકની મેં તેમને બંધી કરી. ફળાહારમાં પણ ગણતરીથી ફળ આપું. તેમને ભૂખ લાગે એટલે તેઓ મને બોલાવે. ગુસ્સાનો દેખાવ કરી મને ધમકાવે : 'મને ખબર નહોતી કે તું આવો નગુણો હોઈશ. કલકત્તાની કોંગ્રેસ વખતે મેં તારી કેવી કાળજી રાખી હતી તેનું તને ભાન છે? એક માસ સુધી મિષ્ટાન્ન જ જમાડ્યાં હતાં. તેના બદલામાં તું અહીં એક બે કેળાં

પણ મને આજીજી કરવા છતાં વધારે આપતો નથી અને મને ભૂખે મારે છે! છતાં પાછો સેવાવૃત્તિનો અને સાધુતાનો ડોળ કરે છે!'

"હું કહું: 'ક્યાં ના કહું છું? જોઈએ તેટલાં ખાઓને!'

"ત્યારે તે બોલે: 'નહીં, તારે આપવું હોય તો આપ, મને લેવાની કાંઈ દરકાર નથી.'

"અને હારીને હું આપું.

"આ દિવસોમાં જોહાનિસબર્ગમાં ખાણાનો કાર્યક્રમ હતો. ત્યાં ઘણા પ્રસિદ્ધ પુરુષો આવવાના હતા. તેમનું ઐતિહાસિક ભાષણ અહીં થવાનું હતું. ખાણામાં અનેક જાતની મિષ્ટ વાનીઓ તૈયાર કરવામાં આવી હતી. બધી વાનીઓ નિરામિષ હતી. એટલે ખાણાને દિવસે સવારે ગોખલેજીએ મને પૂછ્યું: 'કેમ ગાંધી, આજે મને બધુંય ખાવાની છૂટ છે ને?'

'કારણ શું?'

'આજે તો ખાણું છે ને?'

'તેથી શું થઈ ગયું?'

'અરે, વાત શું કરે છે? મારા માનમાં ખાણું થાય, ખાણામાં અનેક સ્વાદિષ્ટ વાનીઓ હોય, ભારે મિષ્ટાન્ન હોય, અને મારે ખાધા સિવાય ચાલે? આજે તો રજા આપવી જ પડશે.'

'હું તો રજા નહીં આપું. તમારે ખાવું હોય તો ખાજો.'

'વારુ ઠીક, જા. હું જોઉં છું કે, તું કેવી રજા નથી આપતો!'

"સાંજે પાંચ વાગ્યે ને સમય થયો. મોટર આવીને ખડી થઈ. હું તેમની પાસે ગયો. તે તો નિરાંતે વાંચ્યા કરે. મેં કહ્યું: 'મોટર આવી છે તૈયાર થાઓ.'

'ક્યાં જવું છે?'

'ખાણાને વખત થયો.'

'મારે કાંઈ નથી આવવું. તમે બધા જાઓ.'

"હું સમજી ગયો છતાં બોલ્યો: 'તમારા વિના અમે જઈને શું કરીએ?'

'ઘણીયે જાનો વરરાજા વિનાની જતી હશે તેમ તમે પણ જાઓ.'

"હું તો ચૂપ રહ્યો. વળી પાછો બોલ્યો: 'મોડું થશે.'

'ભલેને મોડું થાય. મારો તો નિશ્ચય છે કે ત્યાં જઈને ગમે તે ખાવાની રજા મને તું ન આપે ત્યાં સુધી મારે અહીંથી ઊઠવું જ નહીં.'

"પાંચ તો ત્યાં જ વાગ્યા. પણ તેમનું તો રૂંવું સરખું પણ ન ફરક્યું. અંતે થાકીને મેં કહ્યું: 'ઊઠો હવે, પહેરો કપડાં. તમારી મરજીમાં આવે તે ખાજો.'

'તારી રજા?' આનંદમાં આવીને તેમણે મને પૂછ્યું.

'હા હા, મારી રજા, ઊઠો.'

"મારી રજા સાંભળી ઊઠતાં ઊઠતાં બોલ્યા: 'બસ, હવે હું ઊઠીશ. એ તો તું સત્યાગ્રહી ખરોને! એટલે સામા સત્યાગ્રહથી જ તું હારે. જોયો મારો સત્યાગ્રહ? કબૂલ કર કે તું હાર્યો.'

'હા, હા, હું હાર્યો, હું તો સદાયે તમારાથી હારેલો છું જ તો.'"

આટલું બોલી ગાંધીજી શાંત થયા, ઊંડા વિચારમાં પડ્યા અને કાંઈ કાંઈ સ્નેહસ્મરણોને યાદ લાવીને બોલી ઊઠ્યા: "એ તો દાસાનુદાસ છે."

આમ ગોખલેજીને ગાંધીઘેલા ગણવા કે ગાંધીજીને ગોખલેઘેલા કહેવા એનો નિર્ણય કરવો મુશ્કેલ છે. એમ કહેવું વધારે સત્ય છે કે ગોખલેજી ગાંધીઘેલા હતા અને ગાંધીજી ગોખલેઘેલા છે. ગોખલેજી ગાંધીજીના સ્નેહની તીવ્રતા અનુભવતા હતા. તેથી તેમણે દક્ષિણ આફ્રિકાના વસવાટના દિવસોમાં ઘણી વખત ગાંધીજીને કહેલું કે: "તું ભારે જાલિમ છે. સામાના હૃદય પર પ્રેમની એવી ભૂરકી ફેંકે છે કે તે બિચારો તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને અને તને રાજી કરવાને તણાઈ મરે. મારું શરીર ગમે તેવું અસ્વસ્થ હોય, હું ગમે તેવા જરૂરના કામમાં હોઉં, છતાં તારું કામ આવતાં હું તે

કરવામાં ગાંડોતૂર બની જાઉં છું અને તારા કામમાં જ મચ્યો રહું છું."

આમ બંને મહાપુરુષોની વિનોદવાર્તામાંથી બંનેના હૃદયની અપૂર્વ સુંદરતાનાં દર્શન થતાં.

ત્યાંની મિજલસનું ગોખલેજીનું ભાષણ એક પ્રવીણ રાજદ્વારીને છાજે તેવું હતું. તેમના ભાષણની છટા, અંગ્રેજી ભાષા ઉપરનો તેમનો કાબૂ, શ્રોતાઓના હૃદયમાં સચોટ અસર થાય એવી તેમની દલીલ કરવાની સરળ શૈલી, તે સાથે હૃદયનું સમતોલપણું, બંને બાજુ જોઈ પોતાનો નિર્ણય બાંધવાનો વિવેક: એ બધાનો સંગમ જોઈ ગોરાઓ તો આશ્ચર્ય પામ્યા. દક્ષિણ આફ્રિકાના ઘણા ગોરા આગેવાનો તેમને મળ્યા. છાપાંના પ્રતિનિધિઓ પણ તેમને મળ્યા. તે બધાની પાસે પોતાની ન્યાયયુક્ત માગણી મૂકી બધાઓને જીતી લીધા. તેમણે પોતાની માન્યતા તેમને સ્પષ્ટ રીતે કહી દીધી હતી: "તમારા દેશમાં કેવા માણસને પેસવા દેવો તે તમારી મુન્સફીની વાત છે. તે માટે તમે કોઈ પણ દેશને કે કોઈ પણ અમુક કોમને અપમાનકારક ન હોય એવા કોઈ પણ કાયદાની મદદથી ન ઇચ્છવા યોગ્ય માણસ પર તમારા દેશમાં પગ મૂકવાનો પ્રતિબંધ મૂકો એ વાજબી છે. હું પણ મારા દેશમાં એમ જ કરવાને ઇચ્છું. પણ જે લોકો અહીં આવી ગયેલા છે, જેઓએ પોતાનું વતન જ આ દેશને બનાવી દીધું છે, અગર લાંબી મુદત રહી જેઓ અહીં મિલકત કરી બેઠા છે, તેમ જ જેઓ જાતમહેનતથી પોતાનું ગુજરાન ચલાવે છે, તેમની પ્રત્યે તમારું વર્તન ગૃહસ્થને છાજે તેવું રાખો. તેમાં તમે ભેદભાવ ન રાખો. ગુણદોષનો પ્રતિબંધ મૂકી ગમે તેને તમે અટકાવો, પણ રંગભેદનો પ્રતિબંધ મૂકી તેને તમે દાખલ થતા અટકાવશો નહીં. આવા લોકોને તમારા દેશના નાગરિક ગણો. તેમને સાથે રાખી તેઓની પ્રત્યે પ્રેમભર્યું વર્તન રાખો. આટલું કરો તો મારે બીજું કાંઈ જોઈતું નથી."

આવી વાસ્તવિક અને નૈતિક દલીલથી ગમે તેવો હરીફ પણ તેમની વાત સ્વીકારી લેતો. પ્રિટોરિયામાં યુનિયનના પ્રધાનોને પણ

ગોખલેજી મળેલા. બધા પ્રાંતો વિષે ખૂબ ચર્ચા કરી. નાતાલના સ્વતંત્ર હિંદી મજૂરો ઉપર જે ત્રણ પાઉંડનો કર હતો તેને નાબૂદ કરવાને પણ ખૂબ કહ્યું. પ્રધાનોએ તેમને ખાતરી આપી કે બીજી પાર્લમેન્ટમાં તે નાબૂદ કરવામાં આવશે. ટ્રાંસવાલમાં ત્રણેક અઠવાડિયાં રહીને તે નાતાલમાં ગયા.

નાતાલમાં પણ એની એ જ ધમાલ. સ્વાગતનાં સરઘસો, માનપત્રોના મેળાવડા, મુલાકાતો વગેરે કાર્યક્રમથી આખા દક્ષિણ આફ્રિકાનું વાતાવરણ સરસ કેળવાયું. નાતાલમાં તો ગોરા જમીનદારોના મંડળે પણ તેમને નિમંત્ર્યા. કેટલાક જમીનદારોએ પોતાના મુકામ પર આમંત્રણ આપીને તેમનું સ્વાગત કર્યું. હિંદી ગિરમીટિયા મજૂરોનાં ટોળેટોળાં તેમનાં દર્શન કરવાને ઊતર્યાં. 'ગોખલેરાજા દેશમાંથી આવ્યા છે' એ વાતાવરણ ગિરમીટિયા મજૂરોની હરેક ખરાકમાં જણાતું. નાતાલમાં હતા તે દરમિયાન ગોખલેજી ફિનિક્સ પણ જઈ આવ્યા. આમ દક્ષિણ આફ્રિકાની મુસાફરી પૂરી કરી તેઓ ડરબન બંદરેથી વિદાય થયા. ગાંધીજી તેમની સાથે ગયા અને ઝાંઝીબાર સુધી વિદાયગીરી આપી આવ્યા. દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનમાં આ સાધુચરિત નેતાની મુલાકાત અદ્વિતીય ગણાય. તેનાં મારાં સ્મરણ હજી પણ તાજાં છે.

# ૩

# શ્રી હરમન કૅલનબૅક

આ પ્રકરણમાં ગાંધીજીના એક જર્મન મિત્રનો પરિચય આપવા માગું છું. તેમણે ગાંધીજીના જીવનમાં, દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનમાં અને સત્યાગ્રહની લડતમાં ઊંડો રસ લીધો છે અને સુંદર ભાગ ભજવ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ તો શ્રી કૅલનબૅકનો પરિચય શ્રી પોલાક, શ્રી વેસ્ટ અગર તો મિસ શ્લેશિન કરતાં વધુ અગત્યનો નથી. છતાં આ પ્રકરણો લખવામાં મારો એક હેતુ ગાંધીજીના જીવનના કેટલાક સુંદર પ્રસંગો વર્ણવવાનો પણ છે, અને તે હેતુથી આ પ્રકરણ લખવા ધારું છું. ગાંધીજીના સાથીઓના જીવન વિષેની કે તેમની સાથેના તેમના અંગત પરિચયની કથા લખવી એ તો ઉત્તમ રીતે તેઓ પોતે જ કરી શકે, અને કેટલેક અંશે તેમણે आत्मकथामां અને दक्षिण आफ्रिकाना सत्याग्रहना ઇતિહાસમાં તેમ કર્યું પણ છે. પણ હું જોઉં છું કે તેમાં તેમણે અનેક મર્યાદાઓ મૂકી છે. ઘણી હકીકત તેમણે હેતુપૂર્વક નથી આપી. તેવી હકીકત હું જે કાંઈ જાણું છું તે મારી શકિત અનુસાર ગમે તેવી કંગાલ ભાષામાં પણ વર્ણવી નાખું એ મને ઠીક લાગે છે. વળી ઐતિહાસિક દૃષ્ટિએ તો નહીં પણ ગાંધીજીના જીવનના અને તેમના આદર્શોના ઉપાસકની દૃષ્ટિએ પણ એવાં વર્ણન જરૂરી છે. આ પ્રકરણોમાં ઘણાં એવાં વર્ણન એ જ દૃષ્ટિએ આપ્યાં છે. હું માનું છું કે વાચકમિત્રને તે રુચશે જ.

શ્રી હરમન કૅલનબૅક એક જર્મન ગૃહસ્થ હતા. તેમણે પોતાની ભરજુવાનીમાં જર્મન લશ્કરમાં સિપાઈનું કામ કરેલું. અને જીવનનો એક ભાગ વ્યતીત કરવા દક્ષિણ આફ્રિકામાં ગયેલા. સ્થપતિ (આર્કિટેક્ટ) તરીકે તે હોશિયાર હતા. પેદાશ તો ઘણી સારી હતી. જાતે એકલા હતા. આગળ બેકે ધરાળ નહીં અને પાછળ બેકે ઉલાળ

નહીં, એટલે મોજશોખ અને વૈભવની તો વાત જ શી કરવી ? લગ્ન તો કરેલું નહીં, એટલે જીવન પણ બિનજવાબદાર. જીવનની અવનવી લહરીઓના અનુભવના જિજ્ઞાસુ, એટલે અનેક પાશ્ચાત્ય વ્યક્તિઓની પેઠે જે વિષય પરત્વે ધ્યાન દેતા તેમાં જ નિમગ્ન થઈ જતા. શ્રી કેલનબેક પોતાના ધંધા સાથે જીવનની બીજી બાજુ પ્રત્યે પણ લક્ષ આપતા. અંતરને કાંઈ સંતોષ મળે એવી વસ્તુની પણ શોધ કરતા. તેમને અન્યાય ન કરતો હોઉં તો કદાચ એમ પણ હોય કે ફક્ત જીવનની વિવિધતા મેળવવાના સ્થૂલ હેતુથી પણ તેઓ તેવી પ્રવૃત્તિ કરતા હોય. ગમે તેમ પણ તેમના ધંધારોજગાર અને વૈભવમાં તેમને જે આનંદ મળતો તેથી તેમને સંતોષ નહોતો. તે સંતોષને તે ઢૂંઢયા કરતા. જોહાનિસબર્ગમાં થિયોસૉફિકલ સોસાયટીની શાખા હતી. ત્યાં પણ તેઓ પોતાની ધાર્મિક વૃત્તિ પોષવા જતા. અને ક્ષુધાની શાંતિ માટે નિરામિષ ભોજનગૃહમાં જતા. આ બે સંસ્થાઓમાં તેમને ગાંધીજીનો ભેટો થયો. શ્રી કેલનબેક સ્વભાવે સરળ અને બહુ ભોળા, તેમ જ જિજ્ઞાસુ વૃત્તિના હતા. ટ્રાંસવાલમાં પ્રચલિત રંગભેદની વૃત્તિ પણ તેમનામાં ઠીક ઠીક હતી. હિંદીને દેખતાં પણ તેમને સૂગ ચડતી. પણ પોતે જેને જીવનની વિવિધતા ગણતા તેમાં ગાંધીજી જેવા એક હિંદીને પ્રવીણ થયેલા અને રંગાયેલા જોઈ તેમના પ્રત્યે એમનું લક્ષ ખેંચાયું. પ્રથમ તો એક પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે, શું હિંદી જેવી અસંસ્કારી પ્રજામાં જીવનને વિવિધતાવાળું અને સમૃદ્ધ બનાવવાના અખતરા કરનારા ગાંધી જેવા પ્રવીણ માણસો પણ હોય છે? પછી તો તેમણે ગાંધીજી સાથે પ્રસંગ પાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તેઓ ભેગા થાય અને ચર્ચાઓ કરે. એક દિવસ તેમણે ગાંધીજીને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું. ગાંધીજીએ ઉપકાર સાથે એ આમંત્રણ એક શરતે સ્વીકાર્યું કે, તેમની સાથે શ્રી કાછલિયા અને અન્ય એક બે ગાંધીજીના સાથીઓને પણ આમંત્રણ દેવાં; કેલનબેક રાજી હોય તો તેઓને લઈને પોતે જાય. કેલનબેકને આમ અન્ય હિંદીઓને પોતાને ત્યાં આમંત્રણ આપવાનો ઉમળકો તો તે વખતે ન જ થયો. પણ ગાંધીજી પ્રત્યે તેમના હૃદયમાં આદર વસ્યો હતો, તે આદરની ખાતર પણ તેમણે તે કબૂલ રાખ્યું અને

અન્ય બે ત્રણ સાથીઓને પણ કેલનબેકે આમંત્રણ આપ્યું. આમ ગાંધીજીએ શ્રી કેલનબેકના હૃદયમાં વાસ કરી રહેલી કાળી ચામડીની સૂગને નસાડવાને પ્રથમ પગલું ભર્યું, અને શ્રી કેલનબેકે તે જ દિવસે જાણ્યું કે હિંદીઓમાં પણ ઘણા પુરુષો એવા છે કે જેમને બુદ્ધિશાળી અને સંસ્કારી ગણી શકાય. આ ભ્રમ ભાંગ્યો એટલે પછી તો ગાંધીજીની ઑફિસમાં પણ શ્રી કેલનબેકે જવા માંડ્યું. ધર્મ અને ખોરાક સંબંધે અનેક ચર્ચાઓ થવા માંડી. અને સાથે સાથે ટૉલ્સ્ટૉય અને રસ્કિનનાં પુસ્તકો ખરીદીને વાંચવા માંડ્યાં. આ નવીન વાચનથી ગાંધીજીના આદર્શો પ્રત્યે તેમને વધુ આકર્ષણ થયું. ગાંધીજીએ પોતાના કુટુંબને નાતાલ મોકલેલું હતું. કેલનબેકે ગાંધીજીને પોતાની સાથે જ રહેવાનું આમંત્રણ આપ્યું. પ્રેમભાવે થયેલું આમંત્રણ તેમણે સ્વીકાર્યું. આ ટાણે તો ગાંધીજી અને કેલનબેક વચ્ચે મિત્રતાનો સંબંધ જામેલો હતો. જોહાનિસબર્ગથી બે ત્રણ માઈલ દૂર 'માઉન્ટન વ્યૂ' નામની સુંદર જગ્યા છે ત્યાં જોહાનિસબર્ગમાં ધંધો કરતા ઘણા ધનવાન ગોરાઓના બંગલા હતા. ત્યાં કેલનબેકનો પણ બંગલો હતો. ત્યાં બન્ને જણે સાથે રહેવાનો નિર્ણય કર્યો. ગાંધીજી ત્યાં રહેવા ગયા. પણ કેલનબેકનો મોજશોખ તેમને ખૂંચ્યો. મકાન પોતાનું હોવા છતાં પોતાની જ જાત પાછળ દર માસે લગભગ બારસો રૂપિયા તે ખર્ચતા હતા! સામાન્ય રીતે સોથી એકસો પચીસ રૂપિયા બસ થઈ પડે. આટલો બધો ઉડાઉ ખર્ચ ગાંધીજીને ખૂંચ્યો.

ગાંધીજી ત્યાં રહેવા ગયા તેને બીજે જ દિવસે કેલનબેકે સાંજના કહ્યું: "ફરવાનો વખત થયો છે. ચાલો આપણે ફરવા જઈએ."

"જોહાનિસબર્ગમાં રહેતા લોકો ફરવાને અહીં આવે છે તો આપણે પાછું જોહાનિસબર્ગ તરફ જવું? હવા તો અહીંની સારી છે. અને ફરવા જવું એ શ્રમ માટે હોય તો ચાલો, ખરપડીઓ પકડો. બગીચામાં જ કામ કરીએ એટલે શારીરિક શ્રમ થશે અને તે સાથે બગીચાનું કામ પણ થશે." આમ કહી ગાંધીજીએ કેલનબેકને બગીચાના કામમાં લીધા, પોતે પણ કામે વળગ્યા, અને બન્નેએ કામ કરતાં કરતાં અનેક વિષયો ઉપર વાતો કરવા માંડી. આમ સવારે

ઊઠતાં અને સાંજના બન્ને જણ બગીચામાં નિયમિત કામે વળગે જ. થોડે દિવસે શ્રી કૅલનબૅકને જણાયું કે બગીચાને માટે બે માળી રાખ્યા છે તે ખર્ચ હવે નિરર્થક છે, જેથી તેમણે તેમને રજા આપી.

એક દિવસ ગાંધીજી સ્નાન કર્યા પહેલાં પોતાનું ખમીસ ધોતા હતા. કૅલનબૅકે તે જાણ્યું એટલે તે બોલી ઊઠ્યા: "અરે ભાઈ, તમે શાને ધુઓ છો ? આ ધોબી છે ને ?" ગાંધીજીએ જવાબ આપ્યો: "ગઈ કાલથી મારાં લૂગડાં મારી જાતે જ ધોવાનાં શરૂ કર્યાં છે. મને તેટલી નવરાશ મળે છે અને મારામાં તેટલી શક્તિ પણ છે. એટલે મારાં લૂગડાં તો હું પોતે જ ધોઈશ."

શ્રી કૅલનબૅક હવે શું કરે ? ગાંધીજી પોતાનાં લૂગડાં ધુએ અને કૅલનબૅક ધોબી પાસે ધોવડાવે એ કેમ બને ? તેમણે પણ ત્યારથી પોતાનાં લૂગડાં પોતે ધોવાનું શરૂ કર્યું. પરિણામે ધોબીભાઈ ફાજલ પડ્યા, ને તેમનેય વિદાય કર્યા.

આ સ્થાને એક પ્રસંગ નોંધવા જેવો છે. ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતમાં બીજી વખતે જેલમાંથી જે દિવસે છૂટવાના હતા તે દિવસે શ્રી કૅલનબૅક એક નવી મોટર ખરીદીને ગાંધીજીને જેલને દરવાજે લેવા ગયા. ગાંધીજી જેલમાંથી બહાર આવ્યા. બધાને મળ્યા. શ્રી કૅલનબૅકે મોટરમાં બેસવાની વિનંતી કરી. ગાંધીજીએ પૂછ્યું: "કોની મોટર છે?" શ્રી કૅલનબૅકે જણાવ્યું: "મારી છે. હમણાં જ ખરીદી લાવ્યો."

"શા માટે ખરીદી લાવ્યા?" ગાંધીજીએ પૂછ્યું.

"આપને લઈ જવાને. મને દિલ થઈ આવ્યું." શ્રી કૅલનબૅકે સંકોચથી જવાબ આપ્યો.

"ઠીક ત્યારે, કૅલનબૅક. આ મોટર તમે હાલ તરત જ લિલામને મથકે મૂકી આવો. હું તેમાં નહીં બેસું. મારે માટે તમને આ મોહ શો ? તમે મૂકીને પાછા આવો ત્યાં સુધી હું અહીં જ ઊભો રહીશ."

શ્રી કૅલનબૅક તરત જ મોટર લઈને લિલામને મથકે મૂકી આવ્યા તેઓ પાછા ફર્યા ત્યાં સુધી ગાંધીજી તેમને લેવા આવેલા અન્ય

મિત્રો સાથે ત્યાં જ ઊભા રહ્યા. અને પછી બધા પગપાળા પોતાને સ્થાને ગયા.

શ્રી કૅલનબૅકે કેટલાક માસ ગાંધીજી સાથે ગાળ્યા, તે દરમિયાન ખોરાકના ફેરફાર ઉપર વાત આવી. અલૂણો રાંધેલો ખોરાક બન્ને ખાતા હતા. પણ આપણો ખોરાક પણ અકુદરતી છે, સૂર્યના તાપથી પાકેલો ખોરાક જ કુદરતી ગણાય. પાકેલા ખોરાકને વળી અગ્નિથી પકવવો એ આપણી સ્વાદેન્દ્રિય પોષવાને માટે છે, અગર તો આપણી બૂરી આદતને આભારી છે. આ ચર્ચા ઉપરથી ફળાહાર કરવાનો બન્નેએ વિચાર કર્યો. જરૂર પડે તો એકલી ઘઉંની ભાખરી ફળ સાથે લેવાનો વિચાર રાખ્યો. પણ આ વિચારનાં જણાયું કે રસોઇયો પણ બિનજરૂરી છે. પછી તો રસોઇયાને ખાલી પોતાનું જ પકાવવાનું રહેતું હતું. એટલે તેને પણ વિદાયગીરી આપી. આમ કરતાં, થોડી મુદ્દતમાં ગાંધીજીએ કૅલનબૅકને નકરા કરી મૂક્યા. અને દર માસે બારસો રૂપિયા ખર્ચનાર કૅલનબૅકનું ખર્ચ માસિક ૧૦૦થી ૧૨૦ રૂપિયા પર આવીને ઊભું.

દિન પ્રતિદિન શ્રી કૅલનબૅકમાં અજબ ફેરફાર થતો ગયો, અને હિંદીઓ પ્રત્યે એમની મમતા તો એટલી વધી કે તે પોતે હિંદીમય થઈ ગયા. પાશ્ચાત્ય ઢબની રહેણીકરણીમાં તેમને અસ્વાભાવિકતા લાગી, વધુ પડતી ટાપટીપ લાગી અને આછકલાપણું જણાયું. હિંદી રહેણીકરણી તેમને કુદરતને વધુ અનુકૂળ અને વધુ નજીક જણાઈ. સને ૧૯૧૩–૧૪-માં ફિનિક્સ આશ્રમમાં હિંદી રહેણીમાં ફરતા કોઈ ગૌરાંગ સાધુનો ખ્યાલ હું કરું છું ત્યારે મારી દૃષ્ટિ સામે ટૂંકીશી ધોતલી પહેરી ઉઘાડે શરીરે બગીચાનાં ફૂલ અને ફળઝાડની કાળજીપૂર્વક સારવાર કરતા શ્રી કૅલનબૅક આવીને ઊભા રહે છે. હું પૂછું, "મિ. કૅલનબૅક, તમે આ છોડવાને કાપકૂપ કરો છો તેમાં આટલી બારીકી અને ચીવટ કેમ રાખો છો?" જવાબમાં ભરેલે મોઢે તે બોલે, "મિ. રાવજીભાઈ, તમે જાણો છો? કોઈ ડૉક્ટર નાના બાળકને નસ્તર મૂકે અને જેટલી ચીવટ રાખે છે તેટલી ચીવટ ફળફૂલના ઝાડને કાપકૂપ કરતાં રાખવી જોઈએ. આ ઝાડના વાસ્તવિક વિકાસ અર્થે જ એનું આ 'પ્રુનિંગ'—

કાપકૂપ કરવામાં આવે છે. આપણી જેમ વનસ્પતિને પણ જીવ હોય છે. તેને બેકાળજીથી કાપીએ, અને ત્યાં જરૂરી લેપ વગેરે ન લગાડીએ તો તે છોડને દુઃખ થાય અને તેનું દુઃખ વધે. હું તો આ વનસ્પતિમાં એ સુખદુઃખની લાગણીઓ જોઉં છું.' હું આ દયામય હૃદયને સમજું અને હૃદયમાં જ તેને નમન કરું. કામ કરતાં ઘણી વખત તેમની હડફેટમાં આવી જવાય અને પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે સહેજ વિવેક વાપરીને કોઈ બોલે, "Very sorry"—"ઘણો દિલગીર છું" તો તરત જ કેલનબેક બોલી ઊઠે, "Please don't speak a lie, you do not seem to be sorry" "મહેરબાની કરી જૂઠું નહીં બોલો. તમે દિલગીર થયા હો એવા દેખાતા તો નથી." આમ તેમને બાહ્ય–ઉપરચોટિયો વિવેક ગમતો નહીં

ફિનિક્સ આશ્રમની સોળ જણની ટુકડીની વ્યવસ્થા કરવા વોલક્રસ્ટમાં બે ત્રણ દિવસ પહેલાં તેમણે રહેઠાણ કરેલું. કોઈ ગોરા ગૃહસ્થના મકાનની ઓરડી થોડા દિવસ માટે તેમણે ભાડે રાખેલી. પાછળથી ગોરા લોકોએ જાણ્યું કે શ્રી કેલનબેક તો હિંદી સત્યાગ્રહીઓને મદદ કરનાર છે અને તે માટે જ અહીં આવ્યા છે. એટલે તેમને ઓરડી ખાલી કરવાનું કહ્યું. શ્રી કેલનબેક ખુશીથી પોતાનો બિસ્તરો લઈ અમે હિંદી લત્તામાં જ્યાં પડાવ નાખ્યો હતો ત્યાં આવ્યા. મેં તેમને પૂછ્યું : "મિ. કેલનબેક, તમને અહીં રહેતાં અતડું તો નહીં લાગે ને?" તેમણે હસતાં હસતાં જવાબ આપ્યો : "મારા જીવનમાં એક સમય એવો હતો જ્યારે હું રંગની સૂગથી ભરેલો હતો. પણ અત્યારે તો કોઈ ગંદું હિંદી બાળક રડતું હોય તો તેને પ્રેમથી ઉપાડી લઈ તેના નાકની લીંટ સાફ કરી, રમાડીને છાતી સરસું ચાંપવાનું મને મન થઈ જાય છે." આવા સરળ–હૃદયી શ્રી કેલનબેકના જીવનનો લાભ આપણે અહીં ન લઈ શકયા. તેમના હૃદયમાં ઉમંગ તો ભારે હતો કે, 'હિંદમાં 'ભાઈ' સાથે જઈશું અને તે પુરાણી પુણ્યભૂમિમાં રહી અનન્ય સાધના કરીશું.' પણ પ્રભુએ તે ઇચ્છયું ન હતું. તેઓ ગાંધીજી સાથે હિંદુસ્તાન આવવા નીકળ્યા હતા. બન્ને ઇંગ્લંડ થઈને અહીં આવવાના હતા. ઇંગ્લંડ પહોંચતાં જ બ્રિટન યુરોપીય લડાઈમાં હોમાયું.

શ્રી કેલનબૅકને, તે જર્મન હોઈ, ત્યાં જ અમુક મુદ્દત રહેવું પડયું. ગાંધીજી સાથે હિંદ આવવાની પરવાનગી સરકારે તેમને ન જ આપી. લડત પૂરી થતાં તેઓ પરબારા પાછા જોહાનિસબર્ગ ગયા અને સ્થપતિ તરીકેનો પોતાનો ધંધો કરવા લાગ્યા. હજી પણ શ્રી કેલનબૅક જોહાનિસબર્ગમાં રહે છે. અને આપણી સ્વતંત્રતાની લડતમાં ભારે રસ લે છે.

## ૪

## 'ફિનિક્સ આશ્રમ'

આ પ્રકરણોમાં ટૉલ્સ્ટૉય ફાર્મ વિષે મેં કાંઈ લખ્યું નથી. ગાંધીજીએ दक्षिण आफ्रिकाना सत्याग्रहना ઇતિહાસમાં ટૉલ્સ્ટૉય ફાર્મ વિષે પૂરતું લખ્યું છે. વળી તે વિષે મારી જાતમાહિતી નહીં જેવી જ ગણાય. એટલે ગાંધીજીએ સુંદર ભાષામાં જાતઅનુભવે તે ઇતિહાસમાં તેનું જે વર્ણન કર્યું છે તેનું પિષ્ટપેષણ કરવું નિરર્થક છે. ફિનિક્સમાં તો હું રહેલો અને મારા જીવનનાં બે ધન્ય વરસ મેં ત્યાં ગાળેલાં. એ સમયના ગાંધીજીના સહવાસથી મારા જીવન પર જે અસર થઈ તેની સુવાસથી હજી હું કાંઈક નભી રહ્યો છું એમ હું માનું છું. તેથી આ પ્રકરણોમાં ફિનિક્સને ભૂલું તો હું નગુણો લેખાઉં. તેથી મારી સ્મૃતિમાં જે કાંઈ છે તે મારી શક્તિ પ્રમાણે વાચક પાસે રજૂ કરવા પ્રયત્ન કરીશ.

ડરબનથી ઉત્તર દિશાએ દરિયા કાંઠે જતી રેલવે લાઈન પર ચૌદ માઈલ દૂર ફિનિક્સ નામનું સ્ટેશન છે. ત્યાં વસ્તી જેવું કાંઈ નથી. પણ આજુબાજુ શેરડી તથા વૉટલ નામના (બાવળની એક જાત) ઝાડનું વાવેતર હોવાથી તેના માલિકોનાં મકાનો તથા મજૂરોની કોટડીઓ અહીંતહીં આવેલી છે. આ ફિનિક્સ સ્ટેશનથી ઊતરતાં પૂર્વ તરફ અઢી માઈલ દૂર ગાંધીજીએ બે જમીનના ટુકડા વેચાણ

રાખેલા; એક વીસ એકરનો, અને બીજો એંશી એકરનો. સને ૧૯૦૪ની સાલમાં આ જમીન તેમણે ખરીદેલી. જોહાનિસબર્ગમાં વકીલાત કરતાં કરતાં તેમણે જીવનના અનેક અખતરા શરૂ કરેલા. તેમના હરકોઈ અખતરાનું મધ્યબિંદુ આત્મશુદ્ધિ હતું. આત્મશુદ્ધિના પ્રયત્નમાં જિજ્ઞાસુવૃત્તિથી જે કાંઈ સારું લાગે તેને તેઓ પકડી લે અને આચારમાં મૂકે. દક્ષિણ આફ્રિકામાં તે ગયા પૈસા પેદા કરવા: પોરબંદરના કબા ગાંધીની વ્યાવહારિક પ્રતિષ્ઠા કાયમ રાખવા, અને બને તો સવાઈ કરવા. પણ ત્યાં ગયા બાદ એક જ વરસમાં એવો નિશ્ચય થયો કે, પૈસા પેદા કરવા કરતાં દેશસેવા થઈ શકે તો તે કરવાને ત્યાં વધુ રહેવું. તે જ વૃત્તિથી તેઓ સને ૧૮૯૪થી ૧૯૦૪ સુધી વકીલાત અને દેશસેવા બન્ને સાથે સાથે કરતા રહ્યા. છતાં તે મુદ્દત દરમયન પણ ધનપ્રાપ્તિ કરવાની વૃત્તિના કરતાં સેવાધર્મની વૃત્તિનું ત્રાજવું નીચું નમતું જ જતું હતું. આ વૃત્તિમાં પણ જે કાંઈ ધનપ્રાપ્તિ થાય તે પણ સેવા અર્થે જ ખર્ચાય. આમ દશ વર્ષ વીતી ગયાં. છતાં જીવનના આદર્શની સ્થિરતા થઈ નહીં: જીવનનૌકા કઈ દિશાએ હંકારવી અને ક્યાં તેનું લંગર નાખવું તેનો કાંઈ નિશ્ચય થયો નહીં. પણ જે જેને શોધે છે તેને તે જડે છે. ગીતાજીમાં શ્રી પ્રભુએ બોલ્યું છે કે, "મને જે રૂપે ભજીશ તે રૂપે હું તને મળીશ." ભગવાન ક્રાઇસ્ટ કહે છે કે, "બારણું ઠોક અને તે ઊઘડશે." સાચા હૃદયની પ્રાર્થના કયા ભક્તની પ્રભુએ સાંભળી નથી? એક દિવસ ગાંધીજી સને ૧૯૦૪માં જોહાનિસબર્ગથી ડરબન જતા હતા. સ્ટેશન ઉપર શ્રી પોલાકે તેમના હાથમાં એક પુસ્તક મૂક્યું. તે પુસ્તકનું નામ अनटु धिस लास्ट હતું. ટ્રેનમાં જેમ જેમ તે પુસ્તક વાંચતા ગયા તેમ તેમ તેમને અનેરો આનંદ થતો ગયો. તેમને એમ લાગ્યું કે પોતે જે માગતા હતા તે તેમને મળી ગયું. જાણે પ્રભુએ નાનીશી ચોપડી મોકલી હોય એમ તેમણે માન્યું. ડરબન પહોંચતાં તેમણે તે પુસ્તક પૂરું કર્યું, અને સાથે સાથે હૃદયમાં નિશ્ચય પણ થયો. કેવો નિશ્ચય?—"વકીલાતનો ધંધો બંધ કરવો. જાતમહેનત કરી શ્રમજીવી થવું, એ ધાર્મિક અને

નૈતિક જીવનનું મુખ્ય સાધન છે. વકીલાત પર કે દાક્તરી પર જીવવાનો કોઈને અધિકાર નથી. તો પછી કોઈ પણ ધંધામાં ધનનો પરિગ્રહ કરવાનો અધિકાર હોય જ શાનો! પોતાના પરસેવાની રોટી ઉપર જ પોતાનો અધિકાર છે. તે જ રોટી નીતિથી પેદા કરેલી ગણાય. એવું શ્રમજીવી જીવન જ જીવવા યોગ્ય છે. તે ભવિષ્યમાં શાંતિ આપે છે."

આ વાચનના વિચારો તેમના મગજમાં તાજા હતા. એટલામાં શ્રીયુત મદનજીત — જે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના હિતાર્થે इन्डियन ओपोनियन નામનું છાપું ચલાવતા હતા અને જેમાં ગાંધીજીનાં લખાણ તથા આર્થિક મદદનો મોટો ફાળો હતો — તેમણે દેશ જવાનો વિચાર કર્યો. દક્ષિણ આફ્રિકાના હિંદીઓના પ્રશ્ન માટે એક વર્તમાનપત્રની જરૂર તો હતી જ, તેથી ગાંધીજીએ તે વર્તમાનપત્ર પોતાના હાથમાં લેવાનો વિચાર કર્યો. જોહાનિસબર્ગ જેટલે દૂર રહી ડરબનમાં પ્રગટ થતું છાપું ચલાવવામાં તેમણે મુશ્કેલીઓ જોઈ. બધી પરિસ્થિતિનો વિચાર કરી ગાંધીજીએ રસ્કિનના પુસ્તકમાં વાંચેલા વિચારોને અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો. તેમના ભત્રીજા શ્રી છગનલાલ ગાંધી इन्डियन ओपो-नियन અઠવાડિક પત્રમાં શ્રી મદનજીત સાથે કાર્ય કરતા હતા તેમને ગાંધીજીએ પોતાનો નિશ્ચય જણાવ્યો. શ્રી છગનલાલે તેમની યોજનામાં સામેલ થવા ઇચ્છા બતાવી. શ્રી આલ્બર્ટ વેસ્ટે પણ ગાંધીજીની ઇચ્છા વધાવી લીધી. શહેરથી દૂર સ્ટેશન નજીક કોઈ જમીન વેચાતી લઈ ત્યાં इन्डियन ओपोनियननું પ્રેસ લઈ જવું; એવા કાય કરનાર મેળવવા કે જેઓ ઉપરની વિચારશ્રેણી પ્રમાણે જીવન જીવવાનું પસંદ કરતા હોય; હિંદી કોમની સેવા અર્થે છાપું ચલાવવું; તેમાં કામ કરનારાઓ દિવસના અમુક સમયમાં પોતાના મકાનની આજુ-બાજુની જમીનમાં જાતમહેનત કરી ખેતીવાડી કરે, અને તેમાંથી પોતાની અને પોતાનાંની જરૂરિયાતને પહોંચી વળવા પ્રયત્ન કરે, નાછૂટકે અમુક નક્કી કરેલી રકમ પ્રેસમાંથી લે; જીવનમાં પરિગ્રહ કરવાનો વિચાર કરે નહીં, સરલ જીવન અને ઉચ્ચ વિચારો રાખવા

અને કોમની સેવા કરવી;—આ વિચારો શ્રી વેસ્ટને ગમ્યા, અને તે પોતે તેમાં જોડાવા તૈયાર થયા. ભાઈ મગનલાલ ગાંધી તે વખતે સ્ટેન્ગારમાં ધંધાર્થે રહેતા હતા. તેમને બોલાવીને ગાંધીજીએ પોતાનો નિશ્ચય જણાવ્યો અને તેમાં સામેલ થવાને સૂચવ્યું. તેમણે પણ હા પાડી. આમ કામ કરનારાઓનું જૂથ ઊભું કરી, લીધેલી જમીન ઉપર તેઓ માટે મકાનો તૈયાર કર્યાં. એક કુટુંબને રહેવા પૂરતું મકાન અને તેની જ સાથેની ત્રણ એકર જમીન, એમ દશ કુટુંબને માટે દશ મકાન તૈયાર કરાવ્યાં. આ જમીનમાં પાણીનો એક નાનો ઝરો પણ હતો. તે ઝરાની બાજુમાં પ્રેસ માટેનું કામચલાઉ ૭૫ × ૫૦ ફૂટ લાંબુ પહોળું મકાન બાંધ્યું. ડરબનથી પ્રેસ તથા છાપાની ઑફિસ ત્યાં ફેરવવામાં આવી. પ્રેસનું નામ ઇન્ટરનૅશનલ પ્રિન્ટિંગ પ્રેસ હતું તે કાયમ રાખ્યું. શ્રી છગનલાલ તથા શ્રી વેસ્ટ તેના મુખ્ય વ્યવસ્થાપક હતા. અનુભવી અને શક્તિશાળી, જીવનના ઉચ્ચ હેતુથી પ્રેરાઈ હિંદી કોમની સેવાના કાર્યમાં પોતાનું જીવન અર્પનાર ગોરા મિત્ર શ્રી આલ્બર્ટ વેસ્ટને વિષે ગાંધીજીએ પોતાને હાથે જ લખ્યું છે તેથી વિશેષ હું શું લખી શકું ? પ્રામાણિકતા, ઉદ્યોગીપણું, અને સેવાભાવ એ ગુણો મેં તેમનામાં વિશેષપણે જોયા. વરસો સુધી ત્યાં રહ્યા પણ હિંદી કામ કરનારાઓ સાથે તેમણે ભેદભાવ જાણ્યો નથી. હું જ્યારે ત્યાં હતો ત્યારે તો તે કુટુંબ-વાળા હતા. જ્યારે છાપું સંભાળી લેવા ગાંધીજીએ તેમને જોહાનિસબર્ગથી ડરબન મોકલ્યા ત્યારે તે એકલા હતા, વિવાહિત નહોતા. જોહાનિસબર્ગમાં છાપખાનાનો ધંધો ચલાવતા હતા. ગાંધીજીના કાર્યમા મદદ કરવાના શુદ્ધ હેતુથી અમુક કલાકની અંદર પોતાના ધંધાની બધી વ્યવસ્થા ભાગીદારને સોંપી તેમણે ડરબન જઈને ઇન્ડિયન ઓપીનિયન પત્ર સંભાળ્યું. ત્યાર પછી લગભગ બાર વરસ સુધી તે પ્રેસ અને છાપાના વ્યવસ્થાપક તરીકે રહ્યા. તે વખતે દરેક કામ કરનારાના ખર્ચની રકમ ત્રણ પાઉન્ડ નક્કી કરેલી તે તેમણે સ્વીકારી લીધી. દક્ષિણ આફ્રિકામાં તેમના જેવા બાહોશ ધંધાદારી માટે આ પગાર ઘણો જ ઓછો

ગણાય. પણ તે કાંઈ પગાર માટે નહોતા રહ્યા. ફિનિક્સના આદર્શમાં જોડાયા ત્યારે પગારમાં દર માસે ત્રણ પાઉન્ડ મળતા હતા અને વધુમાં જાતમહેનત કરી જમીનમાંથી બની શકે તેટલું પેદા કરવાનો હક્ક હતો. જ્યારે શ્રી વેસ્ટ પરણ્યા અને પોતાની પત્ની, બહેન તથા વૃદ્ધ સાસુને ગાંધીજીની સલાહથી ફિનિક્સમાં લાવ્યા, ત્યારે તેમની ઓછામાં ઓછી જરૂરિયાતના હિસાબે તેમણે આઠ પાઉન્ડ લેવા માંડ્યા. એક સામાન્ય હિંદી મહેનાને માસ દીઠ પાંચ પાઉન્ડ તો ખર્ચ આવતું. એવા ખર્ચાળ પ્રદેશમાં ચાર માણસના ગુજરાન માટે આઠ પાઉન્ડ ઘણા જ ઓછા ગણાય. પણ આ ત્યાગ અને સાદાઈ શ્રી વેસ્ટને પસંદ હતાં. ગાંધીજીના જીવનના આદર્શોમાં તે રચ્યાપચ્યા રહેતા. અને જ્યાં સુધી તેમના તે આદર્શો જળવાયા ત્યાં સુધી તેઓ ત્યાં ટકીને રહ્યા

શ્રી મગનલાલ ગાંધીના નામથી તો ગુજરાત પરિચિત છે. તે અને તેમના વડીલ બંધુ શ્રી છગનલાલ ગાંધી પણ ત્યાં સ્થાયી થયા. ભાઈ ગોવિંદસ્વામી નામના એક મદ્રાસી ગૃહસ્થ પણ આ કાર્યમાં પહેલેથી હતા. તે પણ સભ્ય તરીકે જોડાયા હતા. અને બીજાં બે કુટુંબો પગારદાર તરીકે રહેતાં હતાં. આમ ફિનિક્સમાં કાર્ય કરનારાઓની વ્યવસ્થા હતી.

સને ૧૯૧૨માં સાધુચરિત દેશભક્ત ગોખલેજી દક્ષિણ આફ્રિકા ગયા બાદ અને સરકારની સાથે થયેલી કામચલાઉ સમાધાની બાદ, ગાંધીજી ટૉલ્સ્ટૉય ફાર્મની બધી વ્યવસ્થા સમેટી લઈને નિશાળના વિદ્યાર્થીઓ સાથે ફિનિક્સમાં સ્થાયી થયા, ત્યારથી ફિનિક્સમાં આશ્રમજીવન શરૂ થયું.

ગાંધીજીએ ત્યાં જ સ્થાયી રહેવાનું કર્યું, ત્યાર પછી ફિનિક્સના આદર્શો પ્રમાણેના જીવનનું સખત પાલન થવા માંડ્યું. ત્યાંના વસવાટ દરમ્યાનના કેટલાક પ્રસંગોનું વર્ણન આગળ આવે છે. પણ ગાંધીજીએ પોતે આ સંસ્થા વિષે શી આશા રાખેલી, તેમનો શો હેતુ હતો અને વ્યક્તિ તેમ જ સમાજના જીવનમાં તેનું સ્થાન કેવું હોવું જોઈએ, તે સંબંધેનો કેટલોક ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવી શકશે.

ફિનિક્સમાં રહેનારાઓએ કેટલાંક વ્રતો પાળવાનાં હતાં :

(૧) બ્રહ્મચર્ય પાળવું જોઈએ. (૨) સૂક્ષ્મ સત્યવ્રત પાળવું જોઈએ. (૩) કામ મુખ્યત્વે અંગમહેનતનું એટલે ખેતીનું. (૪) અક્ષરજ્ઞાન વધારવાનો હેતુ હોય તે ભૂલી જવો; સહેજે અને જરૂર પડ્યે વધે તે ભલે. (૫) અક્ષરજ્ઞાન કરતાં ચારિત્ર દઢાવવું એ આપણું કર્તવ્ય છે એમ મન સાથે નિશ્ચય કરવો. (૬) ન્યાતના કે કુટુંબના અન્યાય સામે નિર્ભયપણે થવાનો વિચાર રાખવો. (૭) ચોખ્ખી ગરીબાઈ ધારણ કરવી.

ઉપરના નિયમો વ્યક્તિ માટે હતા તે ઉપરાંત સમાજ માટે તેમનો આદર્શ નીચે મુજબ હતો :

૧. સત્ય એ પરમસાધ્ય વસ્તુ છે. તે પરમાત્મા — પ્રભુ છે.

૨. અહિંસા એ સાધ્ય મેળવવાનું સાધન છે.

૩. સત્ય અને અહિંસાના ધોરણ ઉપર આ સમાજનું બંધારણ નભે તો જ સ્થિરતા, સંગીનતા, અને આઝાદી આવે.

આવા વિચાર દર્શાવતા તેમના કેટલાક પત્રો, જેમાં ફિનિક્સ સંસ્થા વિષે તેમણે નિર્દેશ કર્યો છે, તે હું નીચે આપી દઉં તો, મને લાગે છે કે, ગાંધીજીએ ફિનિક્સ વિષે કેવી કેવી આશાઓ બાંધેલી તે સમજી શકાશે.

"વિપદને સારુ ધૈર્યના સિવાય બીજો ઇલાજ નથી. સાધન તો જે ટ્રાન્સવાલમાં તે જ દેશમાં. એ વિષે મનમાં શંકા નથી. પણ . . . નો કાગળ બતાવી આપે છે કે આપણે તૈયાર તો ફિનિક્સ જેવા સ્થળમાં જ થઈ શકીશું. સ્મશાનમાં સૂતાં પણ નીડર રહેવું એ કર્તવ્ય છે, પણ સ્મશાનમાં સૂવાનું શરૂ કરનાર માણસ સૂતાં જ ભયે મરી રહે એવો સંભવ છે. તેમ તમારું ને મારું હિંદુસ્તાન હાલ સ્મશાનરૂપ છે. તેમાં પથારી કરી મીરાંબાઈનું ભજન 'બોલ મા બોલ મા' વગેરેનું કરી શકીએ એ તૈયારી અહીં કરવી ઘટે છે — કરવી પડે છે . . . કોઈ પણ પ્રકારે અને કોઈ પણ કાળે મળતા મોતને વધાવી લેવા જેટલું બળ મારામાં આવશે એમ આભાસ આવ્યા કરે છે. તેવું સર્વને આવો એવું ઇચ્છું છું."

"તમે સહજ વિચાર કરો તો જોઈ શકો કે, કોણ કોને કાઢે એ સવાલ ઊભો થતો જ નથી. જ્યારે ફિનિક્સની હાલત પૂરી નબળી થશે ત્યારે કાઢવા-રાખવાપણું નહીં રહે. પણ જેને ખરો રંગ હશે તે જ રહેશે. તે વેળા તો કોણ રહેશે એ સવાલ ઊઠવાનો છે. આજે પગાર નથી આપતા પણ ખોરાકી અપાય છે. તેમાં પણ ઓછું કરી, કષ્ટ વેઠી, સૂકી રોટી ખાઈ કોણ રહેશે એ જ સવાલ છે... ફિનિક્સ પણ ફિનિક્સમાં જ રહેશે એવું ક્યાં છે? જ્યાં ફિનિક્સનો હેતુ છે ત્યાં ફિનિક્સ છે.... આપણે તૈયારી બધી હિંદને સારુ કરીએ છીએ.... મારો આત્મા તમે સમર્થ માનતા હો તેવો જ તમારો છે. આપણા આત્મા વિષે કશો ભેદ નથી. પણ તમારામાં એટલું અનાત્મપણું, લાંબી ભીરુતા, સંશય, અનિશ્ચય, વગેરે હોય તે કાઢી નાખો એટલે આપણે બંને સરખા જ છીએ. તફાવત એ જ રહ્યો છે કે, મહાપ્રયાસે મેં ઘણા મદ કાઢ્યા છે તેટલા અને તેથી વધારે તમે દૃઢતાપૂર્વક સાહસ કરશો એટલે કાઢી શકશો."

"વકીલાત મારે ફરી ન કરવી પડે તેમાં જ ઠીક છે એમ બહુ ઇચ્છયા કરું છું. મારી હયાતીમાં આપણે ફિનિક્સમાં સંપૂર્ણ ગરીબાઈ ભોગવીએ એમ હું પણ ઇચ્છું છું. તેવો વખત ઈશ્વર પાસે માગું છું. પણ ચિહ્ન તો બધાં વિપરીત જોઉં છું.... આવતી કાલે પાઈ નથી ને કેમ થશે, એવો અલભ્ય લાભ આપણને નથી મળવાનો એમ થયા કરે છે. એ લાભ હું અલભ્ય ગણું છું. કેમ કે તે સ્થિતિ દુનિયાના મુખ્ય ભાગની છે, તે સ્થિતિ બુદ્ધાદિની હતી, ને હવે પછી હશે. તે વિના આત્મારામ ન જાણી શકાય એમ ચોક્કસ થયા કરે છે.... એ આપણને જ્ઞાન શીખવ્યું પણ તે શુષ્ક જ્ઞાન એમ લાગે છે. ખરું તો નરસિંહ મહેતાએ ને સુદામાજીએ શીખવ્યું એમ દૃઢ રીતે લાગે છે. ઇંદ્રિયોના ભોગ ભોગવી કહેવું કે હું નથી કરતો પણ ઇંદ્રિયો પોતાનું કાર્ય કરે છે, હું તો કૃષ્ણ છું, વગેરે વાક્યો તદ્દન મિથ્યાવાદી જેવાં છે. જેણે તદ્દન ઇંદ્રિયદમન કર્યું છે ને શરીરયાત્રાને જ સારુ જેની ઇંદ્રિયો વ્યાપાર કરે છે, તેનાથી જ તે વાક્ય બોલી શકાય. આ હિસાબે આપણામાંથી એક પણ માણસ તે વાક્ય બોલવાને

લાયક નથી ને જ્યાં લગી ખરી ગરીબાઈ નહીં આવે ત્યાં લગી તેવું આપણને મળવાનું નથી. રાજા વગેરે પુણ્યના પ્રતાપે રાજા થાય છે એવું માનવાનું કારણ નથી. કર્મના પ્રતાપે થાય છે એટલું જ કહેવાય. પણ તે પુણ્યકર્મ જ એમ કહેવું એ આત્માના ગુણ તપાસતાં તદ્દન ખોટું લાગે છે. આ વિચારો તમને બધાને ખરા લાગે ને તમે, જે પ્રૌઢ પદવીનો હું ચિતાર આપું છું તે આપણે બધા ભોગવીએ એવું ઇચ્છશો, તો એવો વખત ઈશ્વર વખતે આપે પણ ખરો."

"અત્યારે રાતના સાડાનવ વાગ્યા છે. કેપટાઉનથી હવે પાંચ દહાડાની મજલ છે. હું જમણે હાથે લખીને થાક્યો છું એટલે હવે તમારી ઉપર કાગળ ડાબે હાથે લખું છું. મારે પરબારું જેલ જવાનું થશે એવો સંભવ છે, તેથી આ કાગળ લખું છું.

"મારા જેલ જવાથી તમે તો રાજી જ થશો એમ માની લઉં છું, કેમ કે તમે સમજુ છો. લડતનું રહસ્ય એ છે કે, આપણે જેલ જઈ રાજી થવું ને રાજી રહેવું.

"ફિનિક્સ વિષે તમે સવાલ પૂછ્યો તે ઠીક કર્યું. આપણે આત્માને કેમ શોધી શકીએ ને દેશસેવા કેમ કરી શકીએ એ પહેલું વિચારવું પડશે. ત્યાર પછી ફિનિક્સ શું છે તે સમજાવી શકાય. આત્માને શોધવા સારુ પ્રથમ તો નીતિ દઢાવવી જોઈએ. નીતિ એટલે અભય, સત્ય, બ્રહ્મચર્ય વગેરે ગુણોનું સંપાદન કરવું તે. આમ કરતાં દેશસેવા તેની મેળે થઈ શકે છે. તે કરવામાં ફિનિક્સ બહુ સહાયકારક છે. મારો વિચાર એવો છે કે, શહેરોમાં, જ્યાં માણસો બહુ સાંકડથી રહે છે ત્યાં, જ્યાં ઘણી લાલચો રહેલી છે, ત્યાં નીતિ મેળવવી બહુ કઠણ છે. તેથી જ્ઞાની પુરુષોએ ફિનિક્સ જેવું એકાંત સ્થળ બતાવ્યું છે. ખરી નિશાળ અનુભવ છે. જે અનુભવ તમને ફિનિક્સમાં મળ્યો તે બીજે ન મળત. આત્માને શોધવાના વિચાર પણ ત્યાં જ થઈ શક્યા. . . ."

"તમારો સ્નેહ વીસરાતો નથી. બાની તમે જીત મેળવી એ મહાભારત કામ થયું સમજું છું. બાએ પોતાનો સ્વભાવ બહુ ફેરવ્યો છે, એમ અહીં અનુભવું છું.

"તમે જે જે વ્રતો લીધાં છે તેમાં દૃઢ રહેજો. તેને ઝોડની માફક વળગજો. તો પછી તમે મ...ને જીતશો, જગત જીતશો, ને તમારી પોતાની ઉપર સ્વરાજ મેળવી હિંદ સ્વરાજ પણ મેળવશો. એટલે બધી જીતોની એક જ કૂંચી છે એવો આપણો ધર્મ છે. આ પ્રૌઢ ધર્મની સરળતા તેમ જ વિષમતાનો પાર નથી.

"જે સાદાઈથી આપણે રહેતા હતા તેમાં વિશેષતા કરજો. હું ત્યાં હતો ત્યાં સુધી તમે છૂટા હતા. હવે કેદમાં છો એમ સમજજો. સ્વાદેંદ્રિયને ફેલાવા ન દેશો. આ લેવાય ને આ પણ લેવાય એમ વિચારવાને બદલે આ ઉપાધિ ઓછી થઈ ને હવે પેલી ઓછી કરીશું એમ કરીને જય મેળવજો.

"તમારી રહેણીના બધા સમાચાર મને આપતા રહેજો. તમે તથા ભાઈ પ્રા...સહોદર ભાઈ છો એમ જાણી રહેજો. ખેતીમાં ચિત્ત પરોવજો, આખા ફિનિક્સમાં સુવાસ ફેલાવી ફિનિક્સને ધર્મક્ષેત્ર બનાવજો. ચાલતાં સુધી મૌન ધારણ કરજો.

"તામિલને ન છોડજો. મુત્તુ વગેરેની સાથે બોલવાની ટેવ પાડી દેજો."

"તમારો કાગળ મળ્યો. . . . સ્તંભ એકાએક પડ્યા એ મને પણ ચોંકાવે છે. જેની ઉપર અમૂલ્ય લેખ હતા તે સ્તંભ આ હોય તો ખોટું થયું. તમે તો યથાર્થ કર્યું છે. તમે શંકાનું નિવારણ કરાવીને તોડ્યા એટલે બરોબર જ કર્યું. મને આ સ્થળ બતાવજો. પછી વધારે ખબર પડશે. આંબલી શિથિલતા ન આપે એમ માનું છું. ખોરાક વધારે લેવાયો હોવો જોઈએ.

"ફિક્શન એટલે કલ્પિત વાત. રામાયણ મહાભારતમાં ઇતિહાસ ઓછો છે ને કલ્પના વધારે છે એ નિઃશંક વાત છે. તે બંને ધર્મપુસ્તક છે. અને કરોડો તો તેને ઇતિહાસ કરતાં વધારે માને છે. ને તે યોગ્ય છે. ભરત જેવા જ રામના ભાઈ ભરત ન થયા હોય, પણ તેવા ભરત હિંદમાં તો પાક્યા છે; ત્યારે તુલસીદાસ તેને કલ્પી શક્યા. જેને વિષે રામાયણમાં ચીતરેલા ગુણો છે તેની વંદના ભારતવર્ષ કરે છે.

"સત્યાગ્રહ કરવાના કારણથી કરેલી મહેનત બરબાદ જઈ ફિનિક્સ ઉજ્જડ થાય તો કંઈ જ ચિંતા ન કરીએ. શાંત સ્થિતિએ ખેતી કરીએ. અશાંતિમાં ભીખ માગીએ, મજૂરી કરીએ કે ભૂખે મરીએ. કરેલું કર્મ વ્યર્થ નથી જતું એ નિરપવાદ કાયદો છે એમ દૃઢ વિશ્વાસ રાખવો. ફરીથી ખેતી કરવાનો યોગ આવે તો કરીએ. ન આવે તો નિશ્ચિંત રહીએ. ખેતી સાધ્ય નથી પણ સાધન છે. સ્થૂલ રીતે લોકસેવા એ સાધ્ય છે, સૂક્ષ્મ રીતે મોક્ષ સાધ્ય છે. બનેને સાધવાનું એક સાધન ખેતી છે. સાધ્ય મળવામાં તે ઉપાધિરૂપ થાય ત્યારે તેને છોડી દઈએ.

"ક... જે છૂટ લે છે તે અનર્થ છે. છતાં એવાને સારુ આપણે તિતિક્ષા જાળવવી યોગ્ય છે. તે એમ માનીને કે કોઈ કાળે પણ તે રસાદિનો ત્યાગ કરશે. આપણો સંગ તેને સારુ તો સત્સંગ જ છે. તેને સારુ જેટલું સરળ કરી શકાય તેટલું કરીએ. ક... ને લાગુ પડતો નિયમ બધાને લાગુ ન પાડીએ. એટલે આવી બાબતોમાં એક જ નિયમ ન જાણીએ. ક... પણ હદ મેલે તો કામ ન આવે.

"ફિનિક્સ સંસ્થા એમ કહ્યા કરીએ છીએ તેનું કારણ પૂજ્યશ્રી ગોખલે છે. બીજાઓ અને પોતે તુરત સમજી શકે તેથી તેમણે આપણી સંસ્થાને સારુ ફિનિક્સ એ સંજ્ઞા રાખી. ફિનિક્સના ઘણા ઉદ્દેશો તે અહીંની સંસ્થાના છે, ને પોતે ફિનિક્સના ઉદ્દેશ સમજતા હતા તેથી ફિનિક્સ નામ રાખ્યું. આપણે તે કંઈ હમેશાં રાખવાનું નથી. ક્યાંક સ્થાયી થઈશું ત્યારે નામ શોધીશું. ... રંગૂનમાં ઠીક અનુભવ થયા છે.

બાપુના આશીર્વાદ"

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાંથી લંડન ગયા અને ફિનિક્સની નિશાળ અને શ્રી મગનલાલ ગાંધી આદિ દેશમાં આવ્યા. તે બધા શરૂઆતમાં ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનમાં રહેલા. તેનો તથા શ્રી મગનલાલને હિંદની બીજી સંસ્થાનો અનુભવ થયેલો તે ઉપરથી તેમણે ફિનિક્સવાસીઓ જે શાંતિનિકેતનમાં રહેતા હતા તેમના જીવન વિષે લખેલું અને પૂછેલું. તેના જવાબમાં ગાંધીજીએ લંડનથી એક પત્ર લખ્યો હતો. બીજી સંસ્થાઓના અનુભવ પછી ફિનિક્સ

સંસ્થાના સંબંધમાં તેમણે બાંધેલો છેવટનો અભિપ્રાય તે પત્રમાં દર્શાવેલો છે. તે પત્ર અહીં ઉતારું છું:

"તમારા બધાના કાગળો મળ્યા છે. મારી લાચાર દશામાં બધાને કાગળ નથી લખતો. તેથી આ બધાને સારુ સમજી બધા તો મને લખ્યા જ કરશો.

"તમે છાશની છૂટ મારા આવ્યા પછી મારી પાસેથી માગવાના છો, પણ તે હું અહીંથી જ આપું છું. ત્યાંની સ્થિતિ જોઈ જે કાંઈ છૂટ લેવી યોગ્ય લાગે તે લેજો અને પૂછવાની રાહ ન જોશો. બધામાં સંયમ જાળવવાની વાત યાદ રાખીને કાર્ય કરશો એ બસ છે.

"ખેતી એ ખરી પ્રાર્થના તથા પરોપકાર છે એ તમારો નિશ્ચય બરોબર છે. ખેતી કરતાં, ખાતાં, રમતાં, ભમતાં, નાહતાં કે બીજી કોઈ પણ વખતે હરિનું નામ લેવું એ યોગ્ય છે, એટલું જ નહીં પણ આપણી ફરજ છે. જે રામમય થવા ઇચ્છે, પ્રયત્ન કરે, તેને અમુક વખતની જરૂર નથી. છતાં જુવાનને સારુ નિયમની જરૂર છે. ત્યારે જે વખત ખેતીનો નથી તે ખાસ પ્રાર્થનાને સારુ નીમવો. એટલે કે, સમી સવારે જ્યારે અંધારું હોય ત્યારે, શાસ્ત્રો કહે છે કે અરુણોદય પહેલાં, સંધ્યાદિ કરવાં. આપણે જે રાતનો વખત રાખ્યો છે તે બરોબર છે.

"ખેતી કરવામાં જે ઉત્સાહ રાખ્યો છે તેમાં વધારો કરજો. ફળઝાડો વાવજો. . . . તમારામાંના મોટેરા દરેક શિક્ષકની કાંઈક ચાકરી ઉપાડી લેશો તો સરસ છે.

"બને તેટલો સામાન હાથે કરજો. ન થાય તે વિના ચલાવવાની ટેવ પાડજો. આપણે ખેતીમાંથી ને જાતમજૂરીમાંથી આપણો નિર્વાહ કરતાં શીખી લઈએ તો બધું કમાયા ને બધું શીખ્યા. મારે પણ એ જ શીખવાનું છે. પણ હું તો કદાચ શીખ્યા વિના દેહ છોડીશ. તમારે વિષે તેમ ન થાઓ.

"ત્યાં ગુરુદેવને અડચણ પડે એમ હોય ને પૂરતી જગ્યા ન હોય તો તંબૂમાં રહેવાની કે બીજી સગવડની માગણી કરજો.

"મને એમ તો રહ્યું જ છે કે, ફિનિક્સના આશયો અથવા રહેણીથી ઊંચે જાય એવી સંસ્થા હાલ જગતમાં નથી એમ જણાય છે. હોય તો તેને સુધરેલો વર્ગ નથી જાણતો. તમારા બધાના પર એ જ છાપ પડી છે એ સારું છે. મારી તબિયત ઠેકાણે નથી આવી તેટલામાં બાને ગઈ કાલથી સખત રક્તસ્રાવ શરૂ થયો છે. પ્રભુની ઇચ્છા શી છે તે જણાતું નથી. છતાં તમે બધાં નિશ્ચિંત રહેજો.

"મારા ખોરાકમાં વનસ્પતિના ક્ષાર પૂરા નથી તેથી દાક્તર એલિન્સને કંદમૂળ ખાવાની અને ભાજીની ભલામણ કરી. તેથી આ ભયંકર સ્થિતિમાં પણ અખતરા કરું છું. મારો ખોરાક આમ છે: સવારના બેથી ત્રણ ચમચા ત્યાંથી લીધેલા સૂકા બનાના ને ફલી મેળવીને તેનો ક્વાથ. તેમાં ટમાટાં પણ નાખું છું, ને એક ચમચી તેલ. બપોરે એક નાનું ગાજર ને અરધી નાની ટર્નિપ કાચી તથા ઘઉં ને કેળાના આટાની બનાવેલી બિસ્કિટ આઠ ઉકાળીને ખાઉં છું. કોઈ વેળા ગાજર ટર્નિપને બદલે કાચી કૅબેજનાં બે પત્તાં વાટીને લઉં છું. સાંજે બે ચમચા ભાત ઉકાળીને તેની સાથે ઉપર પ્રમાણે કાચું શાક તથા પલાળેલાં અંજીર અને સાથે બનાના તથા ઘઉંના આટાની રોટીની નાની કકડી. આ પ્રમાણે હાલ ચાલે છે. ઉદ્દેશ એવો છે કે પકવેલું મેલીને કાચા ઉપર જવું, ને ઘઉં છોડી તેને બદલે 'નટ' ઉપર પાછા ઊતરવું. સવારે બે 'એપલ' લઉં છું. કાચું શાક ખાવાને હવે લગભગ એક માસ થયો તેથી નુકસાન તો નથી જોયું. કાચું શાક ખવાય એમ તમે કહેતા પણ મને ઘૂંટડો નહોતો ઊતરતો. અહીં ઘણા કાચું શાક ખાતા જણાય છે. આમાં ઘણા વિચારોનો સમાવેશ થાય છે. પણ તે તો નથી લખી શકતો. તે હવે પછી. દૂધ ઘીનું છેવટનું પણ મેં અહીં લીધું છે. દાક્તરો બહુ વળગ્યા એટલે પણ ન લઉં તો લથડું એમ લાગવાથી લેવાયું છે. હવે હું તો તે વસ્તુ આ જન્મારે નથી જ ખાવાનો. બીજાં વ્રતો ત્યાં લઈશું. દરમિયાન પ્રસંગોપાત્ત અહીં લેવાય તો કહેવાતું નથી."

# ૫

# પુત્રવત્સલ ગાંધીજી

ગાંધીજીએ પોતાનો જીવનપંથ નક્કી કરવા માંડ્યો. આ સમાજમાં જે વિચાર વર્તનને પ્રગતિ તરીકે આપણે માનીએ છીએ તે તેમને પ્રગતિવિરોધક લાગ્યાં. અને દિનપ્રતિદિન તેમની તે માન્યતા દઢ થતી ગઈ. આ સંસાર જે દિશામાં આગળ ધપે છે તે જાણે કે અધોગતિના ઊંડા ગર્તમાં પડવા ધસતો હોય તેમ તેમને જણાયું. પાશ્ચાત્ય સંસ્કૃતિ આત્માવિહોણી અને અધાર્મિક હોઈ, તેમને સંસારના વિનાશનું મૂળ જણાઈ. આધુનિક કેળવણી, માનવતાને પણ આંજી નાખે એવા યુનિવર્સિટીના દાંભિક દેખાવ, બૌદ્ધિક શિક્ષણની કાર્યપદ્ધતિ, બુદ્ધિબળ અને કેળવણીને નામે થતો પ્રજાત્વનો અને મનુષ્યત્વનો હ્રાસ જોઈ, તે કેળવણી અને તેની ભવ્ય દેખાતી સંસ્થાઓ ઉપરનો તેમનો મોહ નષ્ટ થયો. સાચી કેળવણી કેવી હોઈ શકે તેની સંકલના તેમણે પોતાના હૃદય સાથે ઘડવા માંડી અને પોતાના પુત્રોને તેવી જ કેળવણી આપવી તેવો તેમણે નિર્ણય કર્યો. હિંદ સ્વરાજ કે આત્મ સ્વરાજ, મોક્ષ મેળવવાને શું શું કરવું જોઈએ, કેવી રહેણીકરણી જોઈએ, કેવો અભ્યાસ જોઈએ, કેવી કેળવણી જોઈએ, કેવું વર્તન જોઈએ, તેને યોગ્ય જીવન ઘડવાને તેનું કેવું ઘડતર જોઈએ, આવા વિચારોના મંથનમાં ગાંધીજીએ પોતાનો જીવનપલટો કેવી રીતે કર્યો તે વિસ્તારથી તેમણે **આત્મકથા**માં વર્ણવ્યું છે. એ ઉદ્દેશથી તેમણે ફિનિક્સ સંસ્થા સ્થાપી અને આખા કુટુંબને પોતાના વિચારોથી રંગવા માંડ્યું. આ પ્રસંગે તેમના જ્યેષ્ઠ પુત્ર હરિલાલ ગાંધીને અસંતોષ થયો. ગાંધીજી સાધુતા તરફ પ્રયાણ કરે છે તેમ તેમને લાગ્યું. કૌટુંબિક દશા સંતોષકારક નથી, પોતાને અને અન્ય નાના ભાઈઓને કેળવણી આપવાને હજી ગાંધીજીએ કાંઈ સાધન ભેગું કર્યું નથી. અને વળી આ નવા વિચાર! તેનો અમલ કરવાને આકરું

વર્તન; આ બધું શાને માટે! જાહોજલાલી, વૈભવ, માનપ્રતિષ્ઠા, અને ધન મેળવવાને બદલે ફક્ત દેશસેવાના અને સાધુતાના પંથે વિચરતા ગાંધીજી પ્રત્યે તેમના હૃદયમાં અસંતોષ ધૂંધવાવા લાગ્યો. શરીરશ્રમ કરવો, ધંધા કરવો, ઉદ્યોગ કરવો, બીમારોની સારવાર કરવી, સંયમ, યમ, નિયમ પાળી, વ્રતો કરી સંસારની સેવા માટે તૈયાર થવું, અને મોક્ષ માટે ભાથું બાંધવું એ વાતો શ્રી હરિલાલને ન ગમી. આધુનિક કેળવણીની સંસ્થાઓમાં પારંગત થઈ પરીક્ષાઓ પસાર કરી, ઉપાધિઓ મેળવીને જીવન આગળ ધપાવવાની મહત્ત્વાકાંક્ષા તેમના હૃદયમાં જાગેલી તે કેમેય કરી શમે નહીં. બાના મનમાં પણ એમ જ થયાં કરે. 'એમણે શું ધાર્યું છે? છોકરાંને અભણ રાખવાં છે? બધાંને લંગોટી પહેરાવવી છે? ગરીબ ભિખારી રાખવાં છે?' આ ઉદ્‌ગારો બા વારંવાર કાઢ્યાં કરે. ગાંધીજી તેમને પ્રસંગ મળે ત્યારે સમજાવે, પણ ખરી રીતે તો હૃદય કેમેય માને નહીં. હરિલાલ તો ઘણી વખત એમ કહે કે: તમે બૅરિસ્ટર થયા અને દેશસેવા કરવા શક્તિ મેળવી, તેમ અમે શક્તિ મેળવીએ અને ધનપ્રાપ્તિ કરીએ, ત્યાર પછી સાધુતાનો અને દેશસેવાનો વિચાર કરીશું. આ વિચારોએ શ્રી હરિલાલના હૃદયમાં ઘર કર્યું. તેમને લાગ્યું કે, જ્યાં સુધી તે બાપુજી સાથે રહેશે ત્યાં સુધી તે તેમના પાશમાંથી છૂટી શકશે નહીં, માટે તેમણે તેમની પાસેથી છટકવાનો વિચાર કર્યો.

એક દિવસ ફિનિક્સમાં ગાંધીજીએ જાણ્યું કે ભાઈ હરિલાલ જોહાનિસબર્ગથી ચાલ્યા ગયા છે અને પહેલી જ સ્ટીમરમાં દેશ તરફ ઊપડવાના છે. તે સંબંધે તેમનો પત્ર પણ મળેલો. ગાંધીજીને આ ખબર અસહ્ય લાગી. હરિલાલ તેમનાથી છાનામાના ચાલ્યા જાય તે તેમને ન ગમ્યું. પુત્રવત્સલ ગાંધીજીને હરિલાલના આ વર્તનથી બહુ લાગી આવ્યું. તે મૂંઝાયા અને વિહ્વળ બની બોલવા લાગ્યા કે, 'હરિલાલ ચાલ્યો ગયો? મારાથી અસંતોષ પામી ચાલ્યો ગયો? તને આ શું સૂઝયું? હરિલાલ, તેં આ શું કર્યું? મને મળ્યો પણ નહીં? હું એટલો બધો અકારો નિર્દય લાગ્યો? હરિલાલ, તું કેમ ચાલ્યો ગયો?' આમ વિહ્વળતાથી ગાંધીજીએ બે દિવસ હૃદયમાં

બેચેની ભોગવી, વ્યથા અનુભવી. હરિલાલ સ્ટીમરમાં દેશ તરફ ઊપડે તે પહેલાં ડેલાગોઆ બે તાર કરી પાછા બોલાવ્યા અને હરિલાલ પાછા આવ્યા ત્યાં સુધી પુત્રવત્સલ ગાંધીજીએ વિહ્‌વળતા ભોગવી. આમ છતાં ગાંધીજી વિચારોમાં મક્કમ હતા. પોતાના વિચારોમાં તેમણે સહેજ પણ ક્ષતિ આવવા ન દીધી. હરિલાલને સમજાવવાને પ્રયત્ન કર્યો. ખૂબ ચર્ચા કરી. પણ અંતે હરિલાલથી ન સમજાયું; અને દેશમાં આવી, અમદાવાદ રહી અભ્યાસ શરૂ કરવાનો પોતાનો નિર્ણય કાયમ રાખ્યો. ગાંધીજીએ પોતાનો વિરોધ છોડી દીધો. તેમના સંતોષની ખાતર તેમને દેશમાં જવા દીધા, અભ્યાસ માટેના ખર્ચની વ્યવસ્થા કરી આપી. પણ ત્રણ વરસ સુધી લાગલાગટ જ્યારે જ્યારે હરિલાલના નાપાસ થયાના ખબર આવે ત્યારે ત્યારે તે બોલી ઊઠે કે, 'એમ જ થાય, બીજું થાય જ નહીં. તેને મોહ લાગ્યો છે. અને નિષ્ફળતા સિવાય મોહ તૂટે નહીં. ઠીક થયું!'

પણ ગાંધીજીના જીવનપ્રવાહનો હરિલાલે વિરોધ કરી બંડ ઉઠાવ્યું તેની અસર બીજા ભાઈઓ ઉપર પણ થઈ. ભાઈ મણિલાલ વિચાર કરતા થયા હતા. બાને પણ હરિલાલનો વિયોગ સાલે. તેમની ટોકણી મણિલાલને હોય કે કંઈક અભ્યાસ કરો. ભણો. પણ શું ભણે? ગાંધીજી પાસે વાત કરે અને ગાંધીજી કેળવણીનો — સાચી કેળવણીનો પાઠ સમજાવે. તે કેળવણીના પાઠ કેવા હશે? તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું.

૬

# ગાંધીજી અને કેળવણી

ગાંધીજી પોતાની જીવનસાધનામાં તો પડ્યા હતા, પણ તેમને તો પોતાનાં છોકરાંને પણ તેમાં નાખવા હતાં. એ પ્રયત્નમાં ભાઈ હરિલાલે તેમની સામે બંડ ઉઠાવ્યું તે આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા. એ બીનાથી આપણા વિષયમાં નવો વિચાર ઉદ્ભવે છે. તેમના કેળવણી વિષેના કેવા વિચાર હશે? ભાઈ હરિલાલે અભ્યાસ માટે જે ઇચ્છા દર્શાવી અને ગાંધીજીના પુત્ર તરીકે દક્ષિણ આફ્રિકાના સંજોગોમાંથી કેળવણી માટે દેશ આવવાનો તેમણે નિશ્ચય કર્યો, અને તેમ કરતાં ગાંધીજીથી છાના નીકળી પડ્યા; તે બધા ઉપરથી એમ જણાય છે કે ગાંધીજી જે કેળવણી લઈને બૅરિસ્ટર થયા તેવી કેળવણી લઈને જીવનને આગળ ધપાવવાની ભાઈ હરિલાલની જે મહાત્વાકાંક્ષા હતી તે ગાંધીજીને પસંદ નહીં હોય.

આ પ્રસંગ તો હું ફિનિક્સમાં ગયો તે પહેલાં બનેલો, એટલે ભાઈ હરિલાલનો મને પરિચય નહોતો. છતાં મારા ફિનિક્સ ગયા પછી મેં ભાઈ મણિલાલ, રામદાસ અને દેવદાસની દિનચર્યા જોઈ ત્યારે મને પણ વસવસો ઉપજ્યો હતો. મને પણ એમ લાગેલું કે આ છોકરાઓને કોઈક ઉત્તમ વિદ્યાલયમાં કે મહાવિદ્યાલયમાં ભણાવવાને બદલે અહીં શું ભણાવવાને ગાંધીજીએ રાખ્યા છે? ભાઈ મણિલાલના હાથમાં પુસ્તક તો નિશાળનો જે બે ત્રણ કલાકનો સમય હોય તે વખતે જ દેખાય. બાકી તો આખો દિવસ તે બીજા જ વ્યવસાયમાં હોય. સવારે કોદાળી પાવડો લઈ બગીચામાં કામ કરે, શાકભાજીનાં નવાં બી નાખે, કે બી માટે નવા ક્યારા કરે, કે ફળના છોડને નવા કાપ મૂકે. બે કલાકના આ કામ પછી વળી જાજરૂની બકેટ સાફ કરે. તેને વ્યવસ્થિત રીતે ક્યારામાં ભેળવી દે. વળી બપોરે સુથારી કામમાં ગાળે. કબાટ બનાવે કે ટેબલ બનાવે. વળી બપોર પછી

પ્રેસમાં બીબાં ગોઠવવા જાય, પ્રૂફ સુધારે વગેરે આખા દિવસમાં તેમને અનેક વસ્તુ પર ધ્યાન આપવાનું હોય. ઉપરાંત કોઈ બીમાર હોય તો તેની સારવાર કરવાનું કાંઈક કામ પણ તેમને સોંપેલું હોય. આ બધું હું જોઉં ત્યારે મને પ્રશ્ન થાય કે આ છોકરાઓ આગળ શી રીતે ધપશે?

પણ ગાંધીજીએ તો કેળવણીનું એક નવું ધોરણ ઊભું કરેલું. તેમણે એક નાની સરખી નિશાળ ઊભી કરી હતી. તેમાં સત્યાગ્રહી કાર્યકરોનાં છોકરાં, પ્રેસના કાર્યકરોનાં છોકરાં અને પોતાનાં તથા પોતાની પર શ્રદ્ધા રાખનાર કેટલાક સ્નેહીઓનાં છોકરાં હતાં. આમ પચીસ ત્રીસ છોકરાં ગાંધીજીના વાલીપણા નીચે કુટુંબીજન તરીકે ત્યાં રહેતાં અને ગાંધીજીના ધોરણે અભ્યાસ કરતાં. એ ધોરણ કયું? તે ધોરણનો કાંઈક ખ્યાલ તેમણે **હિંદ સ્વરાજ** માં આપ્યો છે. જે માણસનું શરીર એવું કેળવાયું હોય કે તે તેના અંકુશમાં રહી શકે, તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે, તેની બુદ્ધિ શુદ્ધ હોય, શાંત હોય ને ન્યાયદર્શી હોય, તેનું મન કુદરતના કાયદાઓથી ભરેલું હોય, ને તેની ઇન્દ્રિયો તેને વશ હોય. તેની અંતર્વૃત્તિ વિશુદ્ધ હોય, તે માણસ નીચ કામને ધિક્કારતો હોય તથા પોતાના સરખા બીજાઓને ગણતો હોય, તે કુદરતના નિયમ પ્રમાણે ચાલતો હોય, કુદરત તેનો સારો ઉપયોગ કરે કારણ કે તે માણસ પોતે કુદરતનો સારો ઉપયોગ કરતો હોય, તો આવો માણસ કેળવાયેલો — સાચી કેળવણી પામેલો ગણાય. આપણે જેને કેળવણી કહીએ છીએ, જે માટે આપણે મોટી મોટી પાઠશાળાઓ અને વિદ્યાપીઠો સ્થાપીએ છીએ તેમાં જે વિષયો શિખવાડાય છે તેથી માણસને ઉપર જણાવેલી કેળવણી નથી મળતી. કેવળ ભૂગોળવિદ્યા, ખગોળવિદ્યા, ભૂસ્તરવિદ્યા કે બીજગણિત શીખવાથી મન સંયમી નહીં બને, પ્રામાણિક નહીં બને, ન્યાયપ્રિય નહીં બને, સત્યનિષ્ઠ નહીં બને. શરીર પણ તેથી એવું નહીં કેળવાય કે તે તેના અંકુશમાં રહી શકે. તેને કરવાનું કામ પ્રસન્ન ચિત્તે, સરળતાથી તે નહીં કરી શકે. તો પછી તે વિદ્યાઓ શીખવાનો શો અર્થ? એથી કેવળ એ બધું શીખવું તેને ગાંધીજી

પૂરી તથા ખરી કેળવણી નથી માનતા. એ એમ માને છે કે એક ખેડૂત પ્રામાણિકપણે ખેતી કરી રોટી પેદા કરી પોતાનું અને પોતાનાંનું ગુજરાન ચલાવે છે, તેને સામાન્યતઃ સંસારની નીતિરીતિનું જ્ઞાન છે, તે પુત્ર તરીકે પોતાની ફરજ સમજે છે અને તે પ્રમાણે પોતાનાં માબાપ પ્રત્યે વર્તે છે, પિતા તરીકેની ફરજનું પણ પોતે સારી રીતે પાલન કરે છે, પોતાની પત્ની પ્રત્યે પણ વફાદાર સ્નેહીને છાજે તેવું પવિત્ર વર્તન તે રાખે છે, પોતાના સગાંસ્નેહીઓ કે જે સમાજમાં તે રહે છે તે સમાજ પ્રત્યે કેમ વર્તવું તેનું પણ તેને પૂરતું જ્ઞાન છે, તે નીતિના નિયમો સમજે છે અને પાળે છે, તે પોતાને પેદા કરનાર કિરતાર પ્રત્યે સ્નેહભાવે શ્રદ્ધા રાખી તેનાં તનુજોને પોતા સરખાં ગણી સર્વ સાથે નમ્રભાવે વર્તે છે, આમ છતાં તેને અક્ષરજ્ઞાન નથી, તે પોતાની સહી પણ કરી શકતો નથી, પણ એટલા ઉપરથી તેને બિનકેળવાયેલો ગણવો એ બરાબર નથી.

ગાંધીજી એમ માને છે કે કેળવણી જે હાલ પ્રાથમિક શાળાઓમાં અપાય છે તે તો અક્ષરજ્ઞાન છે. તે તો એક સાધન ગણાય, સાધ્ય નહીં. માણસો પોતાની વૃત્તિ પ્રમાણે તેનો ઉપયોગ કરે છે અને આ સંસારમાં તેનો સારો ઉપયોગ કરતાં દુરુપયોગ પ્રમાણમાં બહુ થયો છે. વળી પાઠશાળાઓમાં જે વિષયો શીખવાય છે તે તો વિદ્યાપીઠોનાં પ્રમાણપત્રો મેળવવા માટે છે. તેનો ઉપયોગ તો તે દ્વારા પેટિયું ભરવા માટે જ થાય છે. એ તો ગુજરાનનું એક સાધન થઈ પડ્યું છે અને તેનો ઉપયોગ પણ પરહિત કરતાં પરના ભોગે પોતાના જ હિતમાં વધારે થાય છે તે આપણે જોઈએ છીએ. કેળવણી વિષેની ગાંધીજીની આ વિચારસરણીને કારણે તેમણે પોતાની ગૃહશાળામાં તે પ્રમાણે કાર્યક્રમ રાખ્યો હતો.

પણ જેમ ભાઈ હરિલાલને તેમ જ ભાઈ મણિલાલ કે રામદાસનેય આ કેળવણીથી સંતોષ નહોતો. એ કારણે ગાંધીજી પ્રસંગોપાત્ત તેમને સાચી કેળવણી વિષે સમજ આપતા. દૂર હોય તો પત્ર દ્વારા સાચી કેળવણીના પાઠ સમજાવતા. તેવા કેટલાક પત્રો તેમણે ભાઈ

મણિલાલ અને ભાઈ રામદાસ ઉપર લખ્યા છે તે વાંચવાથી ગાંધીજીનો પ્રયત્ન સમજી શકાશે.

"ચિ. મણિલાલ,

"તમને 'શું કરવાનું છે?' એવો સવાલ થવાથી તમે ગભરાયા. તમારી વતી હું જવાબ આપું તો એમ કહું કે તમે તમારી ફરજ બજાવવાના છો. હાલનો ધંધો માબાપની સેવા કરવાનો છે, જેટલું ભણવાનું મળે તેટલું ભણવાનો છે અને ખેતી કરવાનો છે. આગળ ઉપરની ચિંતા તમે કરતા નથી. તે ચિંતા તમારાં માબાપને છે. જ્યારે તેઓ મરી જશે ત્યારે તમે તે ચિંતા ભોગવશો. આટલો નિશ્ચય હોવો જોઈએ કે બારિસ્ટરી કે દાક્તરી ધંધો નથી કરવાનો. આપણે ગરીબ છીએ અને ગરીબ રહેવા માગીએ છીએ. પૈસાની જરૂર માત્ર ભરણપોષણને ખાતર રહે છે. ફિનિક્સને ચડાવવું તે આપણું કર્મ છે, કેમ કે તે વાટે આપણે આત્માને શોધી શકીએ છીએ ને દેશસેવા કરી શકીએ છીએ. એટલું ખાતરીથી માની લેજો કે તમારી ચિંતા હું સદાય કર્યા કરું છું. માણસજાતનો ખરો ધંધો એ જ છે કે તેણે પોતાનું ચારિત્ર ઘડવું. કમાવાને અર્થે કંઈ ખાસ શીખવું પડે એવું નથી. જે માણસ-જાતિનો રસ્તો કદી છોડતો નથી તે માણસ કદી ભૂખે મરતો નથી, અને તેવો વખત આવે તો ડરતો નથી. તમે નિશ્ચિંત રહી જે અભ્યાસ ત્યાં બને તે કર્યા કરજો. આ લખતાં તને મળવાનું અને મારી છાતીમાં ચાંપવાનું મન થઈ જાય છે. અને તેમ નથી કરી શકતો તેથી આંખમાં પાણી આવી જાય છે. બાપુ તમારી ઉપર નિર્દયતા વાપરવાના નથી, એ ખાતરીથી માનજો. જે હું કરું છું તે તમારું ભલું સમજીને જ કરું છું. તમે બીજાઓની સેવા કરો છો એ કદી રઝળનાર નથી એમ માનજો.

લિ.

બાપુના આશીર્વાદ"

આમ કેળવણી કે અભ્યાસની બાબતમાં ભાઈ રામદાસને પણ ગાંધીજીએ નીચેનો પત્ર લખ્યો હતો :

"ચિ. રામદાસ,

"પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાયે મોટાઈ ન માની લેવી, એ ખરી કેળવણી છે. આ તમે જેમ જેમ ઉંમરે વધશો તેમ તેમ વધારે અનુભવશો. માંદા માણસોની સેવા કરવી એના જેવો ઉત્તમ માર્ગ બીજો શો હોય? ધર્મનો ઘણો સમાવેશ તેમાં થઈ જાય છે.

"જ્યાં સુધી દૃઢ નીતિ જાળવો, તમારી ફરજ બજાવ્યા કરો, ત્યાં સુધી હું તો તમારા અક્ષરજ્ઞાન વિષે નિશ્ચિંત છું. જો મારું કાર્ય શાસ્ત્રમાં જે યમ નિયમ કહ્યા છે તે જળવાય તો બસ છે. તમે શોખને અર્થે અથવા તમે વધારે લાયક થાઓ તેટલા સારુ અક્ષરજ્ઞાન વધારો તેમાં હું સહાયભૂત થાઉં. તમે તે ન કરો તો હું ઠપકો દઉં એમ નહીં બને. છતાં મનમાં એક નિશ્ચય કરો તો તેને વળગી રહેવા પ્રયત્ન કરજો. તમે પ્રેસમાં શું શું કરો છો તે હાલ લખજો. ક્યારે ઊઠો છો, ખેતરનું શું કરો છો વગેરે લખશો. લિ.

બાપુના આશીર્વાદ"

"ચિ. મણિલાલ,

"તમે મિ. વેસ્ટ વગેરેની ચાકરી કરો છો એ તમારો સર્વથી ઉત્તમ અભ્યાસ છે. જે માણસ પોતાની ફરજ બજાવે છે તે સદાય અભ્યાસ કરે છે. તમે લખો છો કે અભ્યાસને રજા દેવી પડી છે. એમ નથી. તમે ચાકરી કરતાં અભ્યાસ જ કરો છો. અક્ષરજ્ઞાનને રજા દેવી પડી એ કહેવું બરાબર છે. તેમ રજા દેવામાં અડચણ નથી. અક્ષરજ્ઞાન પાછળથી મેળવાય, પણ ચાકરી કરવાનો અવસર પાછળથી આવે તેમ ન કહી શકાય. . . . .એટલું પણ મનમાં કોતરી રાખજો કે તમારું મન સ્વચ્છ છે, એટલે ચાકરી કરતાં તમે માંદા નહીં પડશો, ને તેમ છતાં પડશો તો હું નિશ્ચિંત રહીશ. તેમ ઘડાઈને જ તમે ને હું બધા સંપૂર્ણ થઈશું. સારી રહેણી રહેતાં શીખવું એ અભ્યાસ છે. બાકી બધું મિથ્યાભ્યાસ છે.

લિ.

બાપુના આશીર્વાદ"

"ચિ. મણિલાલ,

"તમે કયા ધોરણમાં છો એમ પૂછે તેનો જવાબ નથી આપી શકતા? હવે આપવો કે 'બાપુના ધોરણમાં છું.' તમને ભણવાનો વિચાર કેમ થયા કરે છે? કમાવાને સારુ થતો હોય તો તે ઠીક નહીં; કેમ કે દાણો તો ઈશ્વર સહુને આપે છે. તમે મજૂરી કરીને પણ પેટ ભરી શકો છો. વળી આપણે તો ફિનિક્સમાં અથવા તો એવા કામમાં મરવું છે; ત્યાં વળી કમાવાની વાત શી? તમારે દેશને ખાતર ભણવું હોય તો તે તો હાલ પણ કરો છો. જો આત્માને ઓળખવાને સારુ ભણવું હોય તો તે તો સારા થતાં શીખવાનું છે. તમે સારા છો એમ સહુ કોઈ કહે છે. હવે બાકી રહ્યું તમારે વધારે કામ કરવા ભણવાનું. તેને સારુ ઉતાવળની જરૂર નથી. જે ફિનિક્સમાં થાય તે કરજો. પછીથી જોઈ લઈશું. તમારા વિષે હું ચિંતા રાખું છું એમ જો તમને ખાતરી હોય તો તમે ચિંતા છોડજો."

"સુલેહ થવાની હવે થોડી જ આશા છે. તેથી આ કાગળ મંગળવારે લખી નાખું છું. કેમ કે હવે હતું તેના કરતાં વધુ કામ રહેવાનો સંભવ છે. . . . અહીં હું જેમ જેમ જોતો જાઉં છું, તેમ તેમ મને લાગે છે કે, કંઈ ખાસ કેળવણી અહીં વધારે સરસ લઈ શકાય છે એમ માનવાનું કારણ નથી. કેટલીક કેળવણી અહીં દોષવાળી છે એમ પણ જોઉં છું. છતાં થોડો વખત તમે બધા અહીં રહી જઈ શકો એવી પણ મનમાં ઈચ્છા રહ્યા કરે છે. આપણે આપણું કર્તવ્ય રીતસર કર્યા કરીશું તો તેમાં જે થવાનું હશે તે થશે. તમે દૃઢતાપૂર્વક ત્યાં ભણો એ અહીં આવવાની તૈયારી જેવું છે."

* * *

ગાંધીજી સને ૧૯૦૮માં ટ્રાંસવાલની જેલમાં હતા ત્યારે ભણવાની ચિંતાવાળા ભાઈ મણિલાલને નીચે પ્રમાણેનો પત્ર લખ્યો હતો:

"ચિ. મણિલાલ,

". . . હવે જેલમાં મેં પુષ્કળ વાંચ્યું છે. હું ઇમર્સન, રસ્કિન, મૅઝિની વાંચું છું. ઉપનિષદો પણ વાંચતો રહ્યો છું. શિક્ષણ

એટલે અક્ષરજ્ઞાન નહીં પરંતુ ચારિત્રની ખિલવણી — ધર્મભાવનું ભાન, — એ મત મારા સઘળા પ્રકારના વાચનથી મજબૂત થાય છે. આપણી ભાષામાં તેને આપણે કેળવણી શબ્દથી ઓળખીએ છીએ. જો કેળવણીનો ઉદ્દેશ આવો જ હોય — અને મારી ધારણા મુજબ માત્ર આ જ ખરો ઉદ્દેશ છે — તો હું જણાવીશ કે તમે ઉત્તમ પ્રકારની કેળવણી લઈ રહ્યા છો.

"બાની ચાકરી કરી તેની ઉગ્ર પ્રકૃતિ સહી લેવી. ચિ. હરિલાલની ગેરહાજરીમાં ચિ. ચંચીને લાગી આવે નહીં તેમ તેની જરૂરિયાતો અટકળથી ધારી લઈ તેની કાળજી રાખવી અને રામદાસ અને દેવીદાસની સંભાળ રાખવી, તે સર્વ કરતાં વધારે સારું શિક્ષણ શું હોય? આ કામમાં તમે પાર ઊતરશો તો તમને અર્ધ ઉપરાંત કેળવણી મળી ચૂકી એવું માનવાને મને શો વાંધો હોય?

"ઉપનિષદ ઉપરની નથુરામજીની પ્રસ્તાવનાના એક વાક્યથી મારા મન ઉપર ભારે અસર થઈ છે. તે કહે છે કે પહેલી બ્રહ્મચર્ય અવસ્થા તે છેલ્લી સંન્યસ્ત અવસ્થા જેવી જ છે. આ તદ્દન વાસ્તવિક છે. નિર્દોષ અવસ્થામાં એટલે માત્ર બાર વર્ષની ઉંમર સુધી જ મોજમજા ભોગવાય છે. છોકરો પાકી ઉંમરનો થયો કે તુરત જ તેણે તો જોખમદારી સમજતાં શીખવું જોઈએ. આ વય પછી દરેક જણે આચારવિચારમાં સત્ય અને અહિંસા સંબંધી સંયમ પાળવો જોઈએ. આ કામ કંટાળો ઉપજાવે એવા અભ્યાસની પદ્ધતિએ નહીં પરંતુ સ્વાભાવિક વિનોદ તરીકે થવું જોઈએ.

"રાજકોટના ઘણા છોકરાઓ મને સાંભરે છે. તમારી હાલની ઉંમર કરતાં હું નાનો હતો ત્યારે મને પિતાશ્રીની સેવાચાકરીમાં ખરો આનંદ મળતો. બારમા વર્ષ પછીથી મેં મોજમજાનો છાંટોયે જોયો નહોતો. જો ખરા સદ્દગુણોનું અનુકરણ તમે કરો, સદ્દગુણમય તમારું જીવન બની જાય, તો કેળવણીનો મારો આદર્શ તમે પૂર્ણ કર્યો છે. આ ગુણોથી સજ્જ થઈ તમે આલમના કોઈ પણ ખૂણેખાંચરે તમારું ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન — ઈશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચડી શકશો.

"આનો અર્થ એમ નથી કે તમારે અક્ષરજ્ઞાન ન મેળવવું; પણ આ બાબત એવી છે કે તમારે તે મેળવવા માટે આકળા ન થવું જોઈએ. તે માટે તમારે પૂરતો અવકાશ છે અને પરની સેવામાં ઉપયોગી નીવડે એવા હેતુથી જ તે શિક્ષણ લેવાનું છે.

"ભવિષ્યમાં આપણે નસીબે ગરીબાઈ છે તે ભૂલતા નહીં. જગતને વધારે વિચારું છું તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે. શ્રીમંતાઈ કરતાં, તવંગર થવા કરતાં, ગરીબ રહેવામાં ગરીબાઈનાં ફળો વધારે સુંદર અને વધારે મીઠાં છે.

લિ.

બાપુના આશીર્વાદ"

ગાંધીજીએ हिंद स्वराजના પોતાના પુસ્તકમાં ચારિત્ર દઢાવવું, સદાચારી બનવું, મન અને ઇન્દ્રિયોને સંયમમાં રાખતાં શીખવું, પોતાના વર્તનમાં અન્યનું અહિત ન થાય બલ્કે પોતાનું વર્તન પરહિતમાં જ પરિણમે એવું નિઃસ્વાર્થી રાખવું વગેરે ચારિત્રશીલવાળા થવામાં જ કેળવણીની સાર્થકતા બતાવી છે. એવી કેળવણી શી રીતે અપાય તે વિચારનો અમલ તેમણે પોતાની શાળામાં જ કરવા માંડ્યો, અને પોતાના દીકરાઓને તે રસ્તે જ દોર્યા છે, એ આપણે ઉપરના પત્રવ્યવહારથી જોયું. એ વિચારોને પોતાના જીવનમાં ઉતારતાં તેમને મુશ્કેલીઓ પણ નડી, છતાં તે તેના અમલમાં મક્કમ રહ્યા એ જ તેમની જીવનસાધનાની મહત્તા છે.

"બ્રાહ્મણોને માન આપવામાં આપણી અંતર્દશા પવિત્ર રાખવાની છે. તેઓના પ્રત્યે કટાક્ષ નથી કરવાનું. જેમ ખાનદાન કુટુંબનો માણસ હોય તેને જોઈને આપણને દયા ઊપજે ને તેની તરફ માન પણ ઊપજે, તેમ વેશ્યાના પુત્રને સારુ સ્વાભાવિક રીતે આપણને માન ન હોય. પણ મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે, બ્રાહ્મણોના દુરાચારને ટેકો આપવો. તેઓ નકામા ભીખ માગવા નીકળે ત્યારે તમે અભ્યાસમાંથી ઊઠી ચપટી લોટ આપો તો અભ્યાસ ગુમાવો. એમાં બ્રાહ્મણોને માન આપ્યું હું ન ગણું, પણ તમારી ભીરુતા અથવા અવિચાર.

"હું નિશાળની કેળવણીની વિરુદ્ધ નથી, પણ છાપની વિરુદ્ધ છું. હાલની નિશાળમાં એક બાધ માસ્તરો નીતિવાન નહીં તે; ને છોકરાઓ તેનાથી અળગા રહે એ બીજો બાધ. કેટલાક વિષયોમાં નકામો વખત જાય છે એ ત્રીજો બાધ; અને એ નિશાળો ઘણી વેળા આપણી બેડીની નિશાનીરૂપ હોય છે એ ચોથો બાધ.

"તમે દૂધ દહીંને તજો નહીં એ ઠીક છે. પણ તેને પ્રધાનપદ ન આપજો."

"હું સારી નિશાળથી વિરુદ્ધ નથી. પણ ઘણા છોકરાવાળી નિશાળ સારી ન થઈ શકે એમ માનું છું. વળી નિશાળ એ જ કે જ્યાં છોકરાઓ ચોવીસ કલાક રહે. તહીં બે પ્રકારનાં શિક્ષણ મળે છે.

"આપણાં શાસ્ત્રો બધાં વિચારપૂર્વક ને જ્ઞાનપૂર્વક લખાયાં છે એમ માની લેવાનું કારણ નથી — એ પણ શાસ્ત્ર છે. જેમાં શુદ્ધ જ્ઞાન છે એ જ શાસ્ત્ર છે એમ અર્થ કરીએ તો પછી કહી શકાય કે બધાં શાસ્ત્રો જ્ઞાનપૂર્વક લખાયાં છે. એ વિચાર પ્રમાણે જેમાં નરમેધાદિની વાતો આવે છે તેને અજ્ઞાન માનવું. તે વાત શુદ્ધ શાસ્ત્રોમાં પાછળથી પણ આવી હોય. આ શોધખોળ કરવાની આત્માર્થીને જરૂર નથી. તે ઇતિહાસ જાણનારને કામની વસ્તુ છે. આપણે દરેક લખાણ કે બોલમાંથી તત્ત્વ ગ્રહણ કરવાનું છે. બધાં શાસ્ત્રોને શાસ્ત્રો માની તેમાંના અનર્થને અર્થ કહી બેસાડવાની ભાંજગડમાં આપણે પડીએ શાના? હિંદુસ્તાનમાં તેમ જ બીજી જગ્યાએ જ્ઞાન ને અજ્ઞાનની જોડી સાથે રહેલી છે. એટલે કાળીને ભોગ વગેરે અન્યાયો આપણા ધર્મને નામે ચાલતા જોઈએ છીએ તે દૂર કરવાની ખટપટમાં પણ આપણે પડી ન શકીએ. આપણું પહેલું સૂત્ર એ છે કે, આત્માને જાણવો. એ પાઠ ભણ્યા, જાણ્યા પછી બધું પોતાની મેળે ઉકેલીને સમજી શકાશે.

"વિભીષણ નિઃસ્વાર્થ બુદ્ધિથી પ્રભુ રામચંદ્રજીને મળ્યા હોય એ તદ્દન વાસ્તવિક હતું. સગા ભાઈનો પણ દોષ પ્રભુથી કોણ છુપાવે! અને ભાઈનો અનર્થ દૂર કરવા પ્રભુની સહાય પણ મગાય.

"ભાગવતનો શ્લોક તમે ટાંકયો. તેના શબ્દાર્થને વળગાય તેમ નથી. કૃષ્ણની લીલા કૃષ્ણ જ જાણે. તે કામનાવાળા થઈને કામ કરે તોપણ આપણે સ્થૂલ પ્રાણીથી તેમ ન થાય. તેની પ્રભુતા તેને છૂટ આપે તે આપણાથી ન લેવાય. બાકી તો કૃષ્ણને વિષે ભાગવતના લખનારે પોતાના જ્ઞાનની હદ પ્રમાણે લખ્યું. ખરા કૃષ્ણને કોઈ જાણતું નથી."

## ૭

# પ્રથમ દર્શન

હું સને ૧૯૦૯ની સાલમાં વિદ્યાર્થી હતો ત્યારથી **अिन्डियन ओपीनियन** વાંચતો. તે સાલની આખરમાં તે પત્રના અંકોમાં हिंद स्वराज પકેલવકેલું છપાયેલું. તે વાંચતાં મને અત્યંત આનંદ થયો. સને ૧૯૧૦માં નાતાલ ગયા પછી મારી તીવ્ર ઝંખના એ જ હતી કે, ગાંધીજીનાં દર્શન ક્યારે થાય? શ્રી ગોખલેજી નાતાલ પધાર્યા ત્યારે સભાઓ અને મેળાવડામાં મેં દૂરથી તેમને જોયેલા. તેથી દર્શન કર્યાનો સંતોષ ન જ થાય. શ્રી ગોખલેજીને હિંદ તરફ વિદાય કર્યા બાદ ટ્રાન્સવાલ થઈ તેઓ પાછા નાતાલ આવ્યા. મને ખબર પડતાં હું ડરબન ગયો. શ્રી રુસ્તમજી શેઠને ત્યાં તેમનાં દર્શન થયા. હું પાયે પડ્યો. જાણે પુરાણું પિછાન હોય અને મીઠા મિલનથી હૃદયને ટાઢક વળી હોય તેમ મને લાગ્યું. સાંજના મને તેમણે પૂછ્યું, "કેમ, ફિનિક્સ આવવું છે ને?" મેં હા પાડી. સાંજે ડરબનથી ફિનિક્સ ગયા. ત્યાં હું પહેલાં મારા એક સ્નેહીને મળવાને ગયો હતો. પણ તે વખતે તો ગાંધીજી ત્યાં રહેવા ગયેલા નહોતા. રાત્રે વાળુ કરી પ્રાર્થનામાં ભળ્યો. ઠીક રસ પડ્યો. અજાણ્યો હોઈ રાત્રે કાંઈ વાત ન કરી શક્યો, અને તેથી સૂઈ ગયો. બીજે દિવસે સવારે બધાં ઊઠ્યાં. નિશાળના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ, શિક્ષકો અને શિક્ષિકાઓ, ગાંધીજી, બા, વગેરે ઊઠી દાતણપાણીથી પરવારી

નાસ્તો કરવા બેઠાં. કયુની પદ્ધતિએ બનાવેલી પાંઉરોટી, નારંગીની છાલનો મુરબ્બો, અને શેકેલા ઘઉંની બનાવેલી કૉફીનો નાસ્તો કર્યો. નાસ્તામાંથી પરવાર્યા બાદ સાત વાગ્યે ખેતીને કામે લાગ્યા. ગાંધીજીએ બે પાવડા તૈયાર કર્યા. એક પોતે લીધો અને બીજો મને આપ્યો. બગીચામાં ફળઝાડના ક્યારા ગોડવાનું કામ બંનેએ શરૂ કર્યું. મને યાદ છે તે પ્રમાણે તો, અમુક કામ કરવાના હેતુથી મેં જિંદગીમાં આ પ્રથમ જ પાવડો પકડેલો. છતાં હાલ ગાંધીયુગમાં ખેડૂત તરીકે ઓળખાવામાં મગરૂરી મનાય છે તેથી મને પૂછતાં હું પણ એમ જ કહું કે હું ખેડૂત છું. ઘાસને ગોડતાં ગોડતાં અમે બંને વાતોએ વળગ્યા. સેવાભાવ, દેશસેવામાં તેવી ભાવનાની જરૂરિયાત, દેશસેવામાં બ્રહ્મચર્યનું સ્થાન, બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનાર ભાઈ કે બહેનને નડતી મુશ્કેલીઓ, વગેરે વિષે વાતો કરી. બ્રહ્મચર્ય પાળવા પ્રયત્ન કરનાર કેટલીક વ્યક્તિઓની હકીકત તેમણે મને કહી. બ્રહ્મચર્ય પાળવામાં પુરૂષને તેની પત્ની તરફથી કે સ્ત્રીને તેના પતિ તરફથી હરકત થતી હોય તે પ્રસંગે શું કરવું, કેવું વર્તન રાખવું, તેની ચર્ચા થઈ. દુરાચારીની પત્નીએ સ્વપતિ પ્રત્યે કેવું વર્તન રાખવું અને દુરાચારિણીના પતિએ સ્વપત્ની પ્રત્યે કેવું વર્તન રાખવું તેની પણ ચર્ચા થઈ. આમ વાતોમાં કેટલું કામ થયું તે જણાયું નહીં, અને કેટલો સમય ગયો તે પણ જણાયું નહીં. બરાબર અઢી કલાક પૂરા થયા બાદ અમે કામ છોડયું. વાતો કરીને અનેક પ્રશ્નોના ઉકેલ મળવાથી મને અનહદ આનંદ થયો. એ આનંદ તો હૃદયને થયો, પણ શરીર તો અઢી કલાકની સખત મહેનતથી થાકયું હતું. નાહી ધોઈને જમ્યો. અને ભાઈશ્રી મગનલાલ ગાંધીને ત્યાં જઈને બેઠો. વાતોમાં થાક્યોપાક્યો ત્યાં જ સૂઈ ગયો. આખું શરીર દુ:ખવા માંડયું. ચાલતાં પણ પગ અને શરીર દુઃખે. બે દિવસના આરામ પછી સ્ટેશન સુધી ચાલી શકવા જેટલો સ્વસ્થ થયો. ત્યાંથી સ્ટેન્ગાર જવાની બાપુજીની રજા માગી, પ્રણામ કર્યા. તેમણે આશીર્વાદ આપ્યા અને હુકમ આપ્યો, "નિરાંતે વેપાર કરજો. પણ વેપારમાં પ્રામાણિકતા સાચવજો. પ્રામાણિક વેપાર કરતાં શ્રીકૃષ્ણની સેવાનો જ આનંદ મેળવશો. પ્રહ્લાદ રાક્ષસોમાં રહ્યો,

છતાં પણ નિર્દોષ રહ્યા અને રામને ન ભૂલ્યો, તેમ તમે વેપારમાં રહ્યા છતાં સત્યને ન ભૂલશો. આમ કરતાંયે ત્યાં રહેવું અસહ્ય થઈ પડે તો અહીં ખુશીથી આવજો."

ટૂંકામાં હું સ્ટેન્ગાર ગયો. બાપુજીએ આપેલા હુકમને મધ્યબિંદુ સમજી વર્તવા માંડ્યું. કેટલાયે માસ ગયા. વેપાર કરવો વધુ ન ગમ્યો, દિલનું દર્દ અસહ્ય થઈ પડ્યું. થોડા માસ પછી સ્ટેન્ગારથી પરવારી, ભાગીદારને બધી જોખમદારી સોંપી ચાલી નીકળ્યો. ફિનિક્સમાં જઈ ગાંધીજીનો આશરો લીધો.

## ૮

# ગાંધીજીની દોરવણી

ગાંધીજીનાં દર્શન તો થયાં, પણ તેથી મને સંતોષ ન થયો. બે દિવસ ફિનિક્સમાં રહેવાથી મારી તૃષા ન છીપી. ફિનિક્સમાં જઈ રહેવાની મારી આતુરતા વધી. પણ શું કરવું? અનેક ઉપાધિ હતી. બધી બાહ્ય ઉપાધિઓ કરતાં અંતરની ઉપાધિ ભારે હતી. હૃદયની નિર્બળતાને કારણે પ્રલોભનો વળગ્યા કરે. આ સારું કે તે સારું, તેનો નિર્ણય થઈ શકે નહીં. અને નિર્ણય ન થાય ત્યાં સુધી ગાંધીજીને કહેવાય પણ કેમ? હું જે વેપારમાં પડ્યો હતો તેની જવાબદારી મારી હતી. તેમાં મારો ભાગ હતો. આખો વેપાર મને સોંપી મારા કાકાશ્રી દેશ તરફ આવેલા હતા. આ સ્થિતિમાં મારાથી વેપાર પણ છૂટે નહીં. વળી વેપારમાંથી છૂટા થઈ આમ જાહેર સંસ્થામાં જોડાવું અને ધનપ્રાપ્તિનું ઊજળું ભવિષ્ય વણસાડી નાખવું એની સામે મારાં માતાપિતા અને પત્નીનો વિરોધ હતો. તે બધાં અહીં બેઠાં બેઠાં પોતાનો વિરોધ બતાવ્યાં કરતાં હતાં. મેં પ્રથમથી મારો વિચાર તો જણાવ્યો જ હતો કે, મારી વૃત્તિ પ્રમાણે વેપાર કરતાં વેપારને તો એકંદરે લાભ થશે એવી મારી શ્રદ્ધા છે; પણ તે શ્રદ્ધા તેઓનામાં નહોતી. તેમને એમ લાગ્યું કે, ઘરધંધો

છોડી હું ત્યાગી થઈ જવાનો છું. વેપાર કરવો તો સ્વચ્છ વેપાર કરવો, મેલો વેપાર કરવો નહીં, એવી દલીલ કરવી નહીં. ઘરાકને દગો ન કરવો પણ તેને રીઝવીને, તેની આંખે કરીને, આપણે જે માલ તેને આપવો હોય તે આપવામાં પાપ ક્યાં છે?— એવી દલીલ તેમની હતી. આ વિષે મતભેદ વધતો ગયો. મારા મનની તીવ્રતા વધતી ગઈ. આ સંબંધે મેં તેમની સાથે પત્રવ્યવહાર કર્યો તેમ ગાંધીજી સાથે પણ કર્યો. આ પ્રકરણમાં હું, ફિનિક્સ સંસ્થા તથા ઉચ્ચ અને પ્રામાણિક જીવન અને દેશસેવા સંબંધે પૂજ્ય ગાંધીજીની કેવી વિચારશ્રેણી હતી અને મારા હૃદયના મંથનકાળમાં તેમણે મને કેવી રીતે દોર્યો, તે આપવા માગું છું. આવી રીતે જ હું અનેક વિષયો સંબંધી તેમના વિચારને રજૂ કરી શકીશ.

નાતાલ પ્રાંતના સ્ટેન્ગાર ગામમાં હું રહેતો હતો, અને ત્યાં મારો વેપાર હતો. તેમાંથી છૂટા થઈ ફિનિક્સમાં રહેવાનો અને તેમના વિચાર અનુસાર જીવનપલટો કરી દેશસેવા કરવાની તાલીમ લેવાનો મેં મારો વિચાર તેમને જણાવ્યો. તેના જવાબમાં તેમણે મને નીચેનો પત્ર સને ૧૯૧૧માં લખ્યો:

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ,

તમારો કાગળ મળ્યો. તમારા કાગળ ઉપરથી હું સમજું છું, તમારી ઇચ્છા ફિનિક્સમાં કામ કરવાની છે. એ વિચાર સરસ છે. હું તમને ઉત્તેજન આપીશ. પણ તમારાથી તે જીરવી શકાશે એ વિષે મને શક છે. ત્યાં રહી (૧) બ્રહ્મચર્ય પાળવું જોઈએ. (૨) સૂક્ષ્મ સત્યવ્રત પાળવું જોઈએ. (૩) કામ મુખ્યત્વે અંગનું સમજવું, એટલે કોદાળી પાવડાનું. (૪) અક્ષરજ્ઞાન વધારવાનો હેતુ હોય તો તે ભૂલી જવો. સહેજે અને જરૂર પડ્યે વધે તે ભલે. (૫) અક્ષરજ્ઞાન કરતાં ચારિત્ર દઢાવવું એ આપણું કર્તવ્ય છે, એમ મન સાથે નિશ્ચય કરવો. (૬) ન્યાતના કે કુટુંબના અન્યાયની સામે નિર્ભયપણે થવાનો વિચાર રાખવો. (૭) ચોખ્ખી ગરીબાઈ ધારણ કરવી.

"આ બધું તમારાથી થઈ શકે અથવા તમારે તે કરવાની ઇચ્છા હોય તો જ ફિનિક્સમાં આવવાનો વિચાર કરવો. ત્યાં જિંદગી દિવસે

દિવસે કઠણુ થશે એમ માનવું ને કઠણુ થાય એ સુખની વાત છે એમ સમજવું.

"જો તમારો વિચાર માર્ચ મહિનામાં આવવાનો થાય તો ઉપરના વિચારો ખીલવજો. કાગળ લખ્યા કરજો.

લિ.

મોહનદાસના યથાયોગ્ય"

મારા પિતાશ્રીને ગાંધીજી સાથે પરિચય હતો. તેમણે જ્યારે મારા પત્ર દ્વારા મારા વિચાર જાણ્યા ત્યારે તેમણે ગાંધીજીને એ સંબંધે પત્ર લખ્યો. એ ઉપરથી ગાંધીજીએ પોતાનો મારા સંબંધમાં વિચાર ફેરવ્યો હોય એમ ભાસ થયો. મારા એવા પત્રના જવાબમાં ગાંધીજીએ મને નીચેનો પત્ર લખ્યો :

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ,

"તમારો કાગળ મળ્યો. મેં મારા વિચાર ફેરવ્યા નથી, પણ તમારા પિતાશ્રી તમને ફિનિક્સમાં આવવાની મનાઈ કરે તો મારો ધર્મ છે કે તમને મારે ના પાડવી. ને તમારો ધર્મ તેવો જ છે. (પણ જો તમારી પાસે તમારા પિતાશ્રી ચોખ્ખો અધર્મ કરાવે તો તેમાંથી મુક્ત થવા તમને હું ફિનિક્સમાં લઈ શકું છું. મને લાગે છે કે, જ્યારે નીતિની સાંકડામાં આપણે આવી પડીએ ત્યારે અમુક પગલાં ભરવાની માબાપ ના પાડે તો તેમાં મૂંગા બેસવા બંધાયા છીએ; પણ જ્યારે અમુક પાપ કરવા માગે ત્યારે ન કરીએ. આમાં પ્રહ્લાદજીના દાખલા ઉપરાંત કંઈ પણ બતાવી શકાય તેમ નથી. વળી પિતાના હુકમથી શારીરિક દુઃખ બધું ઉઠાવીએ, આત્મિક દુઃખ હોય નહીં.)

"તમે વેપારમાં રહી શકો છો ને નીતિ જાળવી શકો છો. તેમાં તમારું શિક્ષણ છે. જે જિંદગી ભોગવવાની તમે ઇચ્છા રાખો છો તેની તે તૈયારી થશે. વળી તમે અડગ પ્રામાણિકપણું તમારા વેપારમાં આચરી શકશો તો તમે તમારા વેપારમાં ઉપકાર કરી શકશો. કોઈ પણ ઘરાક આવે તેની પાસેથી એક જ ને તે અમુક નફો (સાધારણ) આપનારું જ દામ લેવું. જે વસ્તુ

આપણને ત્યાજ્ય છે તે ના વેચવી. . . . ઘરાકની સાથે વિનયથી વાતો કરવી. તેઓની માલ વેચવા સારુ ખુશામત ન કરવી. નોકરો હોય તો તેની તરફ ભાઈ છે એમ જાણી ચાલવું, વગેરે બધું સહેજે જાળવી શકાય. તમને વેપારમાં રહી લાલચમાં પડવા જેવું છે, એમ નહીં લાગવું જોઈએ. કેમ કે તમને તો વેપાર અનીતિને ખાતર જ પસંદ નથી. તમે તો માત્ર પિતાશ્રીની આજ્ઞાને આધીન થવાના કારણથી જ વેપાર કરશો, એટલે ત્યાં પ્રામાણિકપણું મેળવવું એ સહેલ લાગવું જોઈએ. પૈસાનો લોભ નથી એમ તમે જણાવો છો. જે સ્થિતિને વિષે આપણે વીતરાગ હોઈએ તે સ્થિતિમાં રહેતાં આપણે દુઃખ પામીએ, પણ ભ્રષ્ટ તો ન જ થઈએ. પ્રહ્લાદજી રાક્ષસોની વચ્ચે વિષ્ણુના ભક્ત રહ્યા તે કંઈ તેને મુશ્કેલ હતું એમ મને નથી લાગતું. કેમ કે રાક્ષસી પ્રવૃત્તિ વિષે પોતે સંપૂર્ણપણે વીતરાગી હતા.

"માણસ શણીએ બેઠો પણ પોતાનાં વ્રત જાળવી શકે છે. એ વેળાયે જળવાય એ જ ખરું વ્રત છે. જો નીતિ એ આપણને સ્વાભાવિક થઈ પડે, આપણા હાડમાં ઘર કરે, તો તે જળવાય જ. અને તેટલે દરજ્જે તેને કેળવવી એ આપણું થવાનું કર્તવ્ય છે. તમારી સારી ઇચ્છા ફળો એવું ઇચ્છું છું.

લિ.

મોહનદાસના યથાયોગ્ય"

ગાંધીજીના ઉપરના પત્રોની દોરવણીથી મારે માથે આવી પડેલી જવાબદારી તટસ્થ હૃદયથી પૂરી કરવામાં હું પરોવાયો. અને મારા ભાગીદાર કાકા દેશમાંથી પાછા ત્યાં આવ્યા ત્યારે તેમને બધો વેપાર સોંપી હું છૂટો થઈ ફિનિક્સ ગયો અને ત્યાંનો થઈ રહ્યો.

ત્યાં રહ્યા બાદ અને છેલ્લી સત્યાગ્રહની લડત પૂર્ણ થયા બાદ વળી એક પ્રસંગે મારું હૃદય વિહ્વળ બન્યું. મારાં પૂજ્ય માતુશ્રીનો વત્સલતાભર્યો પત્ર મને મળ્યો તે વાંચી હું બેચેન બન્યો. પ્રેમાળ માતાનાં દર્શન માટે હું તલપાપડ થઈ રહ્યો. ગાંધીજી તે વખતે કેપટાઉન હતા. તેમને મારાં માતુશ્રીના પત્રની અને તેથી ઉત્પન્ન

થયેલી મારી વિહ્વળ દશાનું વર્ણન કરતો એક પત્ર મેં લખી મોકલ્યો. તેના જવાબમાં તેમણે નીચેનો પત્ર લખી મને સાંત્વન આપ્યું:

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ,

"તમારો કાગળ આજે એટલો મોડો મળ્યો કે આજની ટપાલમાં હું તમને કાગળ ન લખી શકું ને તાર પણ ન પહોંચાડી શકું. તાર તો હવે સોમવારે જ કરીશ.

"જ્યાં માતાના પ્રેમની વાત છે, જ્યાં પુત્રની વત્સલતાનો સવાલ છે, ત્યાં ત્રાહિત માણસે સલાહ આપવી એ ધર્મસંકટ છે. છતાં મારે સલાહ આપ્યે છૂટકો છે. તમારા પિતાશ્રીના કાગળ ઉપરથી જે નિર્ણય પર તમે આવ્યા તે વખતે તમારાં માતુશ્રીના ઉદ્‌ગારોનો ખ્યાલ આપણે બાંધી શક્યા હતા. તેમનો કાગળ આવવાથી નવી વાત દાખલ થતી નથી. પણ નવી લાગણી ઉત્પન્ન થઈ છે ને પ્રેમભાવે સ્વાભાવિક રીતે તમારા હૃદયમાં પ્રધાનપદ મેળવ્યું છે. હવે જો તમે નિર્મોહી થઈ નિર્ણય કરી શકો તો તમારો પ્રેમ નિર્મળ અને દિવ્ય સ્વરૂપ લઈ શકે છે. તમારો પ્રેમ તમે આખા જગતને આપી શકો છો. એટલે તેમ કરવાનો પ્રયત્ન કરી શકો છો. એ જ માતૃભક્તિનો ઉદ્દેશ છે. બીજી ભક્તિ તે સ્થૂલ, લૌકિક અને માત્ર દેહ પ્રત્યે છે. એમાંથી મુક્ત થવાનાં પદો તમે બહુ વેળા ગાઓ છો. 'આ સંસાર અસાર વિચારી' ગાઈને તેનો અંતરધ્વનિ વિચારી જજો. 'જીવને શ્વાસ તણી સગાઈ'નો શો ધ્વનિ છે? ફિનિક્સની ને બીજી રહેણીમાં એ તફાવત છે કે આપણે જે વિષે વાંચીએ છીએ તેને આપણામાં દાખવવા પ્રયત્ન કરીએ છીએ. તમારા હિંદુસ્તાન જવાની અસર ક્ષણિક છે, પંદર કે પાંચ દિવસને અંતે તો રોવાનું જ છે. ત્યાર પછી તો વિયોગ જ છે.

"વળી આપણે એવી જિંદગી ભોગવવા ઇચ્છીએ છીએ કે આપણી પાસે એક પાઈ પણ ન રહે. એવા ગરીબ માણસ આવે વખતે શું કરે તે વિચારજો.

"તમારાં માતપિતાનાં દર્શન કરવાની ભાવના સદાય રહે એ ઉત્તમ છે. તે ઉદ્‌ગારને હાલ દબાવી તમારું જીવન વિશેષ વીતરાગી બનાવવું એ તમારું કર્તવ્ય છે. તમારું ચારિત્ર ઘડવાને સારુ જ તમે

દેશવટો ભોગવો છો. આ સ્થિતિ તમારે વનવાસની છે. તેમાં જ તમે તમારાં માતપિતાને શોભાવશો. તમે સ્વચ્છંદ નથી કરી શકતા, પણ દિવસે દિવસે આત્મોન્નતિ કરો, દિવસે દિવસે સંયમી થાઓ, એટલે હાલ તમે દેશ જવાની ફરજમાંથી મુક્ત છો.

"આ વિચારો કરવામાં પ્રેસની સ્થિતિનો જરાયે વિચાર નથી કર્યો. તમારી આત્મોન્નતિ શામાં છે એ જ વિચારીને મેં સલાહ આપી છે.

"છતાં જો લૌકિક માતૃભક્તિ તમને દેશ તરફ જ ખેંચે ને તમે અહીં રહેવાથી શાંતચિત્ત ન થઈ શકો તો તમારે સુખેથી જવું. મારું લખવું સલાહરૂપે સમજી તમે સ્વતંત્ર રીતે નિર્ણય ઉપર આવજો ને તે પ્રમાણે કરજો.

લિ.

મોહનદાસના યથાયોગ્ય"

૯

# ગાંધીજીની વાત્સલ્યભરી શુશ્રૂષા

હિંદના હાલના મુક્તિના રણસંગ્રામમાં સત્યાગ્રહાશ્રમે જે ભાગ ભજવ્યો છે તે જ ભાગ દક્ષિણ આફ્રિકાની લડતમાં ફિનિક્સ આશ્રમે ભજવ્યો હતો. ત્યાંનું જીવન ભવિષ્યની લડત માટે લાયક થવાની તૈયારીરૂપ હોય એમ જણાતું હતું. ખરી રીતે તો સમગ્ર જીવન માટે આપણે લાયક થઈએ તેવી જ તાલીમ ફિનિક્સમાં મળતી હતી. એટલે ત્યાંની રહેણીકરણી વિષે થોડુંક લખવું ઉપયોગી થઈ પડશે. સતત સાધનાના પ્રતાપે ગાંધીજી ગાંધીજી બન્યા છે. તેમના પ્રથમ જીવનપ્રયોગ તેમણે ફિનિક્સમાં કરેલા. તેમના ખોરાક વિષેના વિચાર, હવાપાણી સંબંધેના વિચાર, દરદીની સારવાર વિષેની પદ્ધતિ વગેરે અગત્યના અખતરા તેમણે મોટે ભાગે ફિનિક્સમાં કરેલા, અને તે અખતરા મેં જોયા છે તથા કેટલેક અંશે હું તેમાં સાથી બન્યો છું તેનું આ ફિનિક્સના

જીવનનું વર્ણન કાંઈક આપું તો હું મારી મર્યાદાથી બહાર ગયો ગણાઈશ નહીં.

હું ફિનિક્સમાં દાખલ થયો કે તુરત મને કેટલાયે વિષયોનો સ્વાનુભવ થવા લાગ્યો. નાનપણથી જ મને સંધિવા હતો. દેશમાં અને નાતાલ ગયા પછી ત્યાં ઘણી દવા કરી હતી. વૈદો અને દાક્તરો દવા કરી થાકેલા. પણ સંધિવા ખસે નહીં અને અવારનવાર દેખા દીધા જ કરે. સને ૧૯૧૨ના આખરી ભાગમાં હું ફિનિક્સમાં રહેવા ગયો. ગાંધીજી ત્યાં હવે સ્થાયી રહેતા હતા. ત્યાં ગયા બાદ ત્યાંના વાતાવરણમાં હું પણ આવી પડ્યો. મેં ખોરાકમાં ફેરફાર કર્યો. પહેલાં તો મનને જે જે ભસકા થાય તે પૂરા કરવાને હું તૈયાર રહેતો. સ્વાદેન્દ્રિયના બધા ચટકા હું પૂરા કરતો. મરીમસાલા અને મિષ્ટાન્નમાં બાકી રહેતું નહીં. સંયમની તો વાત જ શાની હોય! એટલે ઉપર ઉપરની ખૂબ દવાઓના જોરથી મારું દર્દ પણ ઉપરચોટિયું મટી જતું; પણ શરીરમાં તો ઘર કરીને રહેલું. ફિનિક્સમાં ગયા પછી મારા મનને જોઈતો ખોરાક બંધ થયો. શરીર અને તેમાં રહેનાં આત્માની પુષ્ટિ માટે શું જોઈએ તેનો જ વિચાર કરવાનો રહ્યો. મરી, મસાલા, ખાંડ, ગોળ, દૂધ, દહીં વગેરે ખાવાનું બંધ કર્યું. સંયમની દૃષ્ટિએ ખોરાક લેવા માંડ્યો. ધીમે ધીમે અન્નાહાર પણ બંધ કર્યો ને ફક્ત ફળાહાર શરૂ કર્યો. પરિણામ એ આવ્યું કે અનેક સ્વાદિષ્ટ આહારના અને દવાના બોજા નીચે જે દરદ દબાઈને બેઠું હતું તેને સ્વાભાવિક માર્ગ મળ્યો. ફળાહાર શરૂ કર્યાને એક માસ પૂરો થયો નહીં હોય ને શરીરના બધા સાંધાએ સંધિવા દેખાયો. બધા સાંધા જકડાયા. ઊઠતાં, બેસતાં, કે હરતાંફરતાં બહુ પીડા થવા માંડી. હાજતે જવાનું પણ મુશ્કેલ બન્યું. ચાર દિવસમાં તો હું ત્રાસી ગયો. ગાંધીજી તો આ બધું જાણે જ. લગભગ આખો દિવસ સાથે જ હોઈએ. કોને શો શો ખોરાક આપવો અને કયા દરદીની શી શી સારવાર કરવી તે તેમને જ માથે. જેમ આત્માના તેમ શરીરના વૈદ પણ તે જ થયેલા. મારું દરદ જોઈને ગાંધીજીએ મને હાથમાં લીધો. મારો ખોરાક તો ફળનો જ ચાલુ રખાવ્યો. ફક્ત લીંબુ,

ખાટી નારંગી વગેરે જે ફળ સહેજ પણ ખટાશવાળાં હોય તે બંધ કરાવ્યાં. કાચાં કે પાકેલાં ટમેટાં જેમ બને તેમ વધારે આપવાનાં શરૂ કર્યાં. શરીરને કાંઈ તેલી પદાર્થ જોઈએ. ઘીથી શરીરમાં મેદ જામે, તેલથી કાંઈ કોઠાની ગરમીને કારણે બંધકોશ દાખવે, તેથી ઑલિવના ફળનું તેલ (જેને આપણે જેતૂનનું તેલ કહીએ છીએ તે) શરૂ કર્યું. ફિનિકસમાં તે જ તેલ વપરાતું. ઑલિવ ઑઈલ રેચક છતાં પૌષ્ટિક છે. કોઈ પણ વસ્તુમાં પ્રમાણથી વધારે લેવાય તો કાંઈક અંશે એરંડિયાના જેવી વાસ આવે, પણ પ્રમાણસર લેવાય તો બહુ જ સ્વાદિષ્ટ લાગે છે. આમ ખોરાકમાં સહેજ ફેરફાર કર્યો. ખોરાકના ફેરફાર સાથે બીજા પણ ઉપચાર શરૂ કર્યા.

સવારમાં પથારીમાં હું હોઉં ત્યારે મને શંકા થાય કે આજે તો બિલકુલ ઉઠાશે નહીં. એવામાં ગાંધીજી આવે. તેમના આવવાનો સહેજ અણસારો જણાય કે તુરત હું ગમે તેમ કરી બેઠો થાઉં અને ઊભો થવા પ્રયત્ન કરું. તેમને પગે પડું. મારા માથા ઉપર તેઓ હાથ મૂકે. તે હાથમાં કેવું વાત્સલ્ય! કેવું માધુર્ય! અજવાળું થયું હોય તો મારી જીભ જુએ, અને મને તેમ અન્યને દાતણ આપીને ચાલ્યા જાય. દાતણપાણીથી પરવાર્યા બાદ હું એક અલગ ઓરડીમાં જાઉં. નિર્મેલા સમયે ગાંધીજી ત્યાં આવે. આશરે બશેર ત્રણ શેર હુંફાળા પાણીને સાબુવાળું કરે, પાણી ધોળું થઈ જાય તેટલો સાબુ ભેળવે. તેમાં આશરે બે રૂપિયાભાર સ્વચ્છ એરંડિયું નાખે, અને પિચકારીથી ગુદા વાટે મારા પેટમાં તે પાણી દાખલ કરે. પેટમાં સહન થઈ શકે તેટલું પાણી દાખલ થાય એટલે સહેજ એરંડિયાવાળા હાથ કરી, પેટમાંનું પાણી અંદરના ભાગમાં ફરી વળે અને આંતરડાંમાં બાઝેલો મળ વછૂટે એવી રીતે, ગાંધીજી મારું પેટ ચોળે. પેટમાં ગયેલું પાણી આમ બેત્રણ મિનિટ અને સહન થઈ શકે તો વધારે વખત પેટમાં ગોટાવા છતાં અંદર રાખી મૂક્યા બાદ હાજતે જવાનું. પાણી સાથે પેટનો મળ નીકળી જાય પછી પાણીથી ભરેલા ટબમાં છાતી અને સાથળની વચ્ચેનો ભાગ પાણીમાં રહે એમ બેસીને પેટ ચોળ્યા કરવાનું. આશરે અરધો કલાક પેટ ચોળ્યા કરીને ઠંડા પાણીમાં નાહી નાખવાનું. આમ

દર એકાંતરે દિવસે ગાંધીજી મને પિચકારી આપતા; અને વચલે દિવસે 'સ્ટીમબાથ' (વરાળથી સ્નાન) કરાવતા. એની રીત એવી છે કે સ્ટવ ઉપર તપેલીમાં પાણી ખૂબ ઊકળે એટલે તેને ખુરસી નીચે મૂકવો. ખુરસીમાં ગોદડી અગર કામળાની ગડી કરી, તેની ઉપર નવસ્ત્રા બેસવું. પછી સાવચેતીથી ચારેય બાજુ બેત્રણ કામળો એવી રીતે લપેટવી કે સ્ટવને અને શરીરને સહેજેય પવન ન લાગે. આ ક્રિયા બંધ ઓરડીમાં જ થવી જોઈએ. કામળો લપેટીને તુરત જ સ્ટવની ગરમી ઓછી કરવી. સ્ટવ ઉપરનું પાણી જોઈતી વરાળ આપતું રહે અને ઠંડું પડી ન જાય તે પૂરતો જ સ્ટવ સહેજ સળગતો રહેવા દેવો. શરીર પૈકી ડોકું ખુલ્લું રહેવા દેવું. પાંચ મિનિટમાં તો વરાળ શરીરના બધા ભાગમાં ફરી વળશે. જે ભાગો વાની અસરથી જકડાયા હોય ત્યાં વરાળ વધુ લાગે એવી રીતે શરીરની ચાળવણી કરવી. શરીરે પરસેવાના ઝેબેઝેબ વછૂટે છે. જ્યારે ખુલ્લા રાખેલા કપાળ પર પરસેવાના મોતિયા બાઝે અને સહેજ સહેજ અકળામણ થાય ત્યારે પાસે રહેલા માણસે કાળજીથી ખુરસી નીચેનો સ્ટવ તદ્દન બંધ કરી નાખવો. પછી ધીમેથી બધી કામળો લઈ લેવી. શરીર ખુલ્લું થયા બાદ સ્વચ્છ ટુવાલથી શરીર ઉપરનો પરસેવો લૂછી નાખવો. આ વખતે શરીરને પવન ન લાગે એની ખાસ કાળજી રાખવી. શરીર લૂછી સ્વચ્છ પાણીથી નાહવું. આમ દર ત્રીજે દિવસે સ્ટીમબાથ પણ ગાંધીજી મને આપતા. પિચકારીથી મારો કોઠો સાફ થયો. ટમેટાં તો સંધિવાનાં શત્રુ. તે તો બહુ જ નિર્દોષ. તેનો જેમ બને તેમ વધારે ઉપયોગ કર્યો. હું બીજો જે ખોરાક લેતો તે પણ એવો કે જેથી નુકસાનકારક તત્ત્વ વધતું બંધ થયું. અને સ્ટીમબાથથી પરસેવા વાટે ગંદાઈ ગયેલું નમાલું લોહી કમી થઈ જકડાઈ ગયેલા સાંધા છૂટવા માંડ્યા. આમ ત્રણ માસમાં મારા શરીરનું લોહી શુદ્ધ થઈ ગયું. ધીમે ધીમે ખોરાકમાં પણ ફેરફાર કર્યો. મુખ્યત્વે ઘઉંની રોટી, ઑલિવ ઑઇલ, અને પાકાં ટમેટાંનો ખોરાક રાખ્યો. દિનપ્રતિદિન મારા દરદમાં ઘણો સુધારો થયો. સંધિવા તો શરીરમાં ફર્યા કરે. આજે પગના ઢીંચણે હોય, કાલે હાથનાં કાંડાંએ હોય અને પરમ દિવસે કેડ

કે હાથનાં આંગળાં સજ્જડ થઈ ગયાં હોય. પણ તેનો દુખાવો કમી થવા માંડ્યો. આમ દરરોજનું દરદ અને તેનો ઉપચાર ચાલુ હોવા છતાં, મને યાદ નથી કે, હું કદીયે પથારીવશ રહ્યો હોઉં. પથારીવશ ન રહેવું અને બને તેટલો શ્રમ કર્યે જવો એ પણ એક આવશ્યક ઉપચાર હતો. મારી દિનચર્યા નીચે પ્રમાણે હતી :

ફિનિક્સમાં સવારની સામુદાયિક પ્રાર્થનાનો નિયમ નહોતો, એટલે બીમારીના સમયે હું ૭ વાગ્યે જ ઊઠતો.

| | |
|---|---|
| ૬–૦ થી ૭–૦ | દાતણપાણી અને શૌચાદિ ક્રિયા. |
| ૭–૦ થી ૮–૦ | નિશાળમાં વિદ્યાર્થીઓ સાથે. |
| ૮–૦ થી ૯–૦ | દરદનો ઉપચાર કરવો. પિચકારી કે સ્ટીમબાથ એકાંતરે દિવસે લેવાં. |
| ૯–૦ થી ૧૦–૦ | રસોડામાં. ત્યાં ગાંધીજીની સાથે કામ કરવું. ઊભા ઊભા કચુંના બ્રેડ–રોટીનો લોટ બાંધી રોટી તૈયાર કરવી. |
| ૧૦–૦ થી ૧૨–૦ | જમવાનું તથા આરામ. |
| ૧૨–૦ થી ૨–૦ | પ્રેસમાં કૉમ્પોઝિટરનું કામ કરવું. |
| ૨–૦ થી ૪–૦ | બગીચામાં શરીરથી બની શકે તેવું ગોડવાનું કે ફળ વીણવાનું કામ. |
| ૪–૦ થી ૫–૦ | રસોડામાં પરચૂરણ કામ. |
| ૫–૦ થી ૬–૦ | જમવાનું. |
| ૬–૦ થી ૭–૦ | આરામ, હરવાફરવાનું. |
| ૭–૦ થી ૭–૩૦ | પ્રાર્થના. |
| ૭–૩૦ થી ૮–૩૦ | ગાંધીજી સાથે સાંજના વાર્તાલાપ અને અનેક વિષયો પર ચર્ચા. ખાસ કરીને તે દિવસ દરમ્યાન જે કંઈ નવો–જૂનો બનાવ બન્યો હોય તે ઉપર ચર્ચા. કેટલીક વખતે પ્રાર્થના પછી શ્રી તુલસીકૃત રામાયણ અને ગીતાજીનું વાચન. |
| ૯–૦ થી ૬–૦ | ઊંઘ. |

ફિનિક્સ આશ્રમનો આ સામાન્ય કાર્યક્રમ. નિશાળના વિદ્યાર્થીઓને દિવસના ત્રણ કલાક નિશાળમાં, બે કલાક ખેતીમાં અને બે કલાક પ્રેસમાં ગાળવા ઉપરાંત બીજું પરચૂરણ કામ હોય. ઉપરાંત તેઓ રાત્રે પણ વહેલામોડા વાંચે. આમ લગભગ આખો દિવસ વાતાવરણ અભ્યાસ અને શ્રમના કારણે શુદ્ધ વિચાર અને તેથી ઉત્પન્ન થતા શુદ્ધ આચારનું હોય, એટલે અભ્યાસની ખામી જણાતી નહીં. વળી બગીચામાં ગાંધીજી સાથે કામ કરતાં કરતાં પણ જુદા જુદા વિષયો પર ચર્ચા તો હોય જ. રસોડામાં કામ કરતાં પણ અગત્યના બનાવની કે કોઈ મહાપુરુષની કે કોઈ ઉત્તમ ગ્રંથની ચર્ચા થયા કરે.

આવી રીતે શ્રમ સાથે જ્ઞાન મળ્યા કરતું. મારી તબિયત કહેવા જેવી સારી થઈ ત્યારે તો હું સવારે ત્રણ કે ચાર વાગ્યે જ ઊઠતો. છ કલાકથી વધારે સૂવું તે ગુનો ગણાતો.

આમ સતત ત્રણ માસ મારી સારવાર ચાલી. ગાંધીજીને ભાગ્યે જ કોઈ દિવસ બહાર જવાનું થતું. મને ખોરાકમાં એક ચીજ આપે તો બીજે દિવસે શરીર પર તેની અસર કેવી થાય છે તે જુએ. તે પ્રમાણે બીજે દિવસે ખોરાકમાં ફેરફાર કરે. સાત્ત્વિક ખોરાક તથા પિચકારીના ઉપચારથી કોઠો એવો સ્વચ્છ રહેતો કે વિજાતીય પદાર્થ અંદર જાય કે તુરત જ તેની અસર દેખાય.

આમ અત્યંત વાત્સલ્ય, સ્નેહ અને ચીવટથી સતત ત્રણ માસ સુધી મારી સારવાર થઈ. એ બધા પ્રસંગોની યાદ આવતાં હું શરમિંદો બનું છું. શરૂઆતમાં જ્યારે હું જલદીથી ઊઠવાબેસવાને શક્તિમાન ન હતો ત્યારે પિચકારી આપ્યા બાદ ગાંધીજી મારો ઝાડો તપાસે, ખોરાક પચેલો છે કે નહીં તે જુએ, તેમ જ મને તે વિષે સૂચના આપી માહિતગાર કરે. પછી ઝાડાવાળું વાસણ પોતે સાફ કરી નાખે. આમ મારા બાળપણમાં મારી સ્નેહાળ માતાએ વિના સૂગે, જે માતૃભાવે મારી સારવાર કરેલી તેવા જ માતૃભાવનો — વાત્સલ્યનો લહાવો મને આ ત્રણ માસ ગાંધીજી તરફથી મળ્યો.

વીસ વીસ વરસનાં વહાણાં વાયાં છતાં હજી પણ એ મીઠું દશ્ય મારા હૃદયમાં તાજું જ છે. મારા શરીરમાં ઘર કરી રહેલો સંધિવા તો ભાગ્યો જ. ને ત્યાર પછી આજ સુધી કોઈ પણ દિવસ મારા શરીરમાં તે જણાયો નથી. પણ સદ્‌ભાગ્યે તે સંધિવાની જગ્યા બીજી એક વસ્તુએ લીધી : મને બીમારની સારવાર કરતાં સારી આવડી; મારા હૃદયમાં બીમારની સારવાર કરવાનો પ્રેમ ઉદ્‌ભવ્યો. મારી બીમારી ખલાસ થઈ ત્યાર બાદ ગાંધીજીને કોઈ દિવસ બહાર જવું પડે તો વિદ્યાર્થી કે અન્ય બીમારની સારવાર કરવાનું કામ મારું થઈ પડયું. તેઓ મને જ સોંપે. પોતાના બીમારીના પ્રસંગે કે ઉપવાસના પ્રસંગે તેમની સેવાનો લાભ મને મળતો. અહીં દેશમાં આવ્યા બાદ ગાંધીજીની કે અન્યની બીમારીમાં મારી સારવારથી સર્વને સંતોષ થયેલો મેં જાણ્યો છે.

ટાઇફોઇડ જેવા ભયંકર જ્વરના કેટલાક દરદીઓને પણ ગાંધીજીએ ઉપરની સાદી સારવારથી બચાવ્યા છે, અને એક પણ કેસ નિષ્ફળ નીવડયો નથી. મિ. ગેબ્રિયલ આઇઝેક નામના એક અંગ્રેજ ગૃહસ્થ સત્યાગ્રહની લડતમાં હિંદીઓની મદદમાં હતા. લડત પછી એ ભાઈ ટાઇફોઇડમાં સપડાયા. તે વખતે તેઓ ફિનિકસમાં જ રહેતા હતા. ગાંધીજીએ તેમની સારવાર કરી. ચૌદ દિવસ સુધી ફક્ત ખાટા લીંબુનો રસ ઊકળતા પાણીમાં મેળવીને આપ્યા કર્યો. બીજું કાંઈ નહીં. બીમારી ભયંકર ન નીવડી : ઊતરતી વાર થઈ; જોખમમાંથી તે બચ્યા, ધીમે ધીમે ભયમુક્ત થયા. એટલામાં ગાંધીજીને સમાધાની અર્થે કેપટાઉન જવાનું થયું. મિ. આઇઝેકને મારા હવાલે સોંપ્યા. તે ભાઈને બંધકોશ ન થાય અને પાચન થાય એવો ખોરાક આપવો. નિયમિત હાજતે જાય એવી કાળજી રાખવી, બંધકોશ જેવું જણાય તો માટીના પાટાનો કે પિચકારીનો ઉપચાર કરવો, વગેરે સારવાર મારે કરવાની હતી. તે ભાઈ એક દિવસ ડરબન ગયા. જતા પહેલાં મેં ચેતવ્યા કે રખેને તે ભાઈ કોઈ હોટેલની મુલાકાત લે. તેમણે મારી સૂચનાનો અમલ ન કર્યો, એટલું જ નહીં, પણ ત્યાંથી 'મેરી બિસ્કિટ'નું એક ટિન પણ લેતા આવ્યા, અને

છાનુંમાનું પોતાની પાસે રાખી જ્યારે જ્યારે મન થાય ત્યારે ત્યારે ખાવા લાગ્યા. મને તો તેની ખબર જ નહીં.

એક દિવસ તેમને બંધકોશ જણાયો, સહેજ તાવ પણ આવ્યો. તુરત જ પિચકારી વગેરેના ઉપચાર કર્યા. પિચકારી આપ્યા પછી તેમનો ઝાડો તપાસતાં અંદર મીઠા લીંબુના રેસા અને ઘઉંના લોટનો નહીં પચેલો ભાગ જણાયો. મને શંકા આવી. તેમને પૂછ્યું પણ તેમણે કાંઈ માન્યું નહીં. નિયમિત જે ખોરાક તેમને આપવામાં આવે તે ઉપરાંત બગીચામાંથી નારંગી, મીઠાં લીંબુ સારાં મોટાં જોઈને તોડી લાવે અને તે સાથે પેલાં બિસ્કિટ પણ ખાયાં કરે. હું એકાએક તેમની કોટડીમાં ગયો અને વિવેકથી જણાવ્યું કે, "મને શક છે તમે વધારેપડતું કાંઈક ખાઓ છો. જેથી હું તમારી જડતી લેવા આવ્યો છું. ગાંધીજીએ તમારી જોખમદારી મને સોંપી છે એટલે તમને માઠું લાગશે છતાં સહેજ અવિવેકી બનીને પણ મારે મારી ફરજ બજાવવી પડશે. મારા અવિવેક માટે ક્ષમા આપશો."

આમ બોલીને મેં તેમની પથારી અને સામાન તપાસવા માંડ્યો. તેમાંથી બિસ્કિટનું ટિન અને ચાર નારંગી નીકળ્યાં. ટિન અરધું ખાલી થયેલું હતું. મારા વડીલ જેવા મિ. આઇઝેક ઝીલા પડી ગયા. મેં કહ્યું : "ખોરાકની બાબતમાં તો અહીં સખત અપરિગ્રહ પળાય છે. કોઈની પાસે પણ આમ ખોરાકની સિલક ન રહી શકે. વળી આપ તો બીમાર છો."

તેમણે અતિશય નમ્રતાથી કહ્યું, "હું ઘણો દિલગીર છું. મારાથી સંયમ ન પાળી શકાયો, જેથી મેં ચૂપકીથી ખાવા માંડ્યું. પણ તમે આ બાબત ગાંધીજીને ન લખશો. તેમને માઠું લાગશે. એટલું હું તમારી પાસેથી માગી લઉં છું."

મેં કહ્યું : "દરરોજના પત્રમાં બાપુજી તમારી તબિયત પુછાવે છે અને તેના જવાબમાં આ વિષે ન લખું તો હું બેવફા કહેવાઉં. છતાં તમે તમારી ભૂલ સુધારશો એવી તમે આપેલી ખાતરી વિષે પણ હું તેમને લખી જણાવીશ. ટાઇફોઈડમાંથી બચેલા દરદીને લાંબી મુદત સુધી સાચવવો જોઈએ."

મિ. આઇઝેક પોતે* ફિનિક્સના સંયમમાં ન રહી શક્યા. ઉતાવળ કરી જોહાનિસબર્ગ ગયા. ત્યાં ગયા પછી સ્વાદેન્દ્રિય ખૂબ તૃપ્ત કરવાની પ્રવૃત્તિમાં પડ્યા. રોગે ઊથલો ખાધો. ફિનિક્સમાંથી ગયાં મહિનો ભાગ્યે જ થયો હશે અને માઠા સમાચાર મળ્યા કે મિ. ગેબ્રિયલ આઇઝેક મરણ પામ્યા છે.

ગાંધીજીને દવા કરતાં સારવાર ઉપર વધારે શ્રદ્ધા છે. તેથી તેમની પાસે રહેનારની બીમારી પ્રસંગે પોતે જ તેની સારવારમાં રોકાઈ જતા અને જોખમ વહોરીને પણ ગમે તેવા ભયંકર દર્દની પણ કુદરતી ઉપચાર અને ખોરાકના ફેરફારથી સારવાર કરતા. આજ સુધી તેમાં તેઓ ફતેહ પામ્યા છે. આવી સારવાર પ્રસંગે તેમણે સને ૧૯૧૪ના સપ્ટેમ્બર માસમાં લખેલ પત્ર ઉપરથી આપણે તે વિષે જાણી શકીશું :

"ચિ. મગનલાલ,

"તમને હું હમણાં કાગળ નથી લખી શક્યો.

"આજે તબિયત સારી છે એટલે લખવા બેઠો છું. હજુ પથારીવશ જ છું, ને બીજા દસ દિવસ તો રહેવું જ પડશે એમ જણાય છે. આ વેળાની વેદના તો હદ હતી, ને મારા મત પ્રમાણે તેનું કારણ મેં દાક્તર-મિત્રોનું માન્યું તે જ હતું. બધાનો આગ્રહ થયો તેથી જેને વિષે મેં અંતિમ બાધા નહોતી લીધી તે વસ્તુઓ લેવાનું કબૂલ કર્યું. દાળ, ભાત, શાક ખાધાં ચાર દિવસ. ચારે દિવસ વેદના વધી ને જેને સારુ લેવાનું કહેલ તે ન ગઈ. પાંચમે દહાડે મીઠું ખાધું. તે દિવસે વેદના અસહ્ય થઈ. છઠ્ઠે દિવસે દાક્તરોને તજ્યા ને મારા જ ઉપચારો ઉપર આવ્યો. વેદના તદ્દન શમી ને હરસ પણ ગયા. છતાં વચમાં મારી જ મૂર્ખાઈને લીધે પાછું દરદ ઊપડ્યું. મીઠું ખાવાને દિવસે બળખામાં લોહી જિંદગીમાં પહેલું પડ્યું. તે હજી ચાલે છે. તેથી એક વેજિટેરિયન ગોરો ડૉક્ટર મારો ઓળખીતો છે તેને મિ. કેલનબેક લાવ્યા. તેણે કહ્યું, મીઠાની જરૂર નથી. પણ કંદમૂળની જરૂર જણાવી, તથા ઉપવાસથી કાયા તદ્દન ગઈ છે તેથી હાલ તુરતમાં તેલ, નટ વગેરે નહીં લેવાય એમ સૂચવ્યું. એથી હાલ

હું બાલીંનું પાણી, આઠ ઔંસ લીલો મેવો ને આઠ ઔંસ ટર્નિપ, ગાજર, પટેટા ને કૅબેજ આદિ મળીને તેના ઉકાળા પર રહું છું. શરીર નંખાઈ ગયું છે. મને આમાંયે સંપૂર્ણ વિશ્વાસ નથી. પણ મારી ચાવી મને પૂરી હાથ લાગી નથી તેથી આ અખતરો અજમાવું છું. દુખાવો બંધ છે. બળખામાં લોહી જારી છે. ખાવામાં સ્વાદ હાલ તો રહ્યો જ નથી એટલે સ્વાદેન્દ્રિયને વશ રાખવાનો આ ભારે અવસર મળ્યો છે. તેણે લીંબુ પણ બંધ કર્યાં છે. એટલે તેલ વિના ટર્નિપ, ગાજર ને કૅબેજનો ઉકાળો ખાવો તેમાં સ્વાદ જરાયે નથી રહેતો, છતાં હું આનંદપૂર્વક ખાઈ જાઉં છું. પ્રથમ તો બાલીંનું પાણી ખરાબ લાગ્યું. હવે તો તે પણ સહન થાય એવું લાગે છે. તમને વિગતવાર લખું છું, પણ ગભરાવાનું કારણ નથી. હું ઠેકાણે આવીશ એવી ઉમેદ છે, ને તે ફળાહારથી જ અવાશે એમ હજુ મન કહ્યાં કરે છે. અનુભવે શું બને છે તે જોવાનું છે. દૂધ લેવાનો આગ્રહ મિત્રો કર્યાં કરે છે. તેની મેં ચોખ્ખી ના પાડી છે. તેને વિષે જણાવ્યું છે કે મને બાધા છે એટલે તે તો મોત આવતાં પણ નહીં જ લઉં.

"બાની શક્તિ અજબ છે. તેને મારા ઉપચારો ઉપર વિશેષ વિશ્વાસ બેસતો જાય છે.

"અહીં મારે ઇન્ડિયા ઑફિસ સામે સત્યાગ્રહ ઉપાડવો પડ્યો છે તેની વિગત બીજા કાગળમાં આપીશ.

"ફિનિક્સના ઉદ્દેશો બધા અસહ્ય સંકટો સહીને (વેઠીને) પણ પાળજો. . . . બધાની તબિયત કેમ રહે છે, ત્યાં ગયા પછી વાતાવરણની અસર છોકરાઓના આત્મા ઉપર કેવી થઈ છે વગેરે ખબર વિસ્તારપૂર્વક જણાવજો.

લિ.

બાપુના આશીર્વાદ"

# ૧૦

# ગાંધીજીના ખોરાકના અખતરા

ફિનિક્સમાં ખોરાકના અખતરા બહુ થયેલા. એ અખતરા ગાંધીજીએ ખાસ કરીને સંયમ અને બ્રહ્મચર્યની દૃષ્ટિએ કરવા માંડેલા. બ્રહ્મચર્યનો કેટલોક આધાર ખોરાક ઉપર છે. બ્રહ્મચર્યવ્રત પાળનારે સ્વાદેન્દ્રિયનો સંયમ પાળવો જ જોઈએ. જેણે ઈંદ્રિયો જીતી તેણે જગત જીત્યું, એ સાવ સત્ય છે, અને એટલું જ સત્ય 'જેણે જીભ જીતી તેણે ઇન્દ્રિયો જીતી' એ પણ છે. ઘણા પ્રવીણ દાક્તરો તેમ જ ખોરાકમાં સુધારા કરનારા વિચારકોએ તો શારીરિક તંદુરસ્તીની અને આર્થિક દૃષ્ટિએ ખોરાકના અખતરા વિચાર્યા છે; પણ ગાંધીજીએ તો ધાર્મિક દૃષ્ટિએ, સંયમની દૃષ્ટિએ ખોરાકનો વિચાર કર્યો. ગાંધીજીએ દાક્તર મૂર તથા દાકતર જુસ્ટનાં પુસ્તકોમાંથી ખોરાકના ગુણદોષ ઉપરની સ્થૂલ દૃષ્ટિએ જાણ્યા. પછી ગાંધીજી તેમાં આગળ વધ્યા અને તેમણે શોધી કાઢ્યું કે શારીરિક અને આર્થિક દૃષ્ટિએ ખોરાકના ગુણદોષ જોવા, જાણવા એ સ્થૂલ દૃષ્ટિ છે. સંયમ અને બ્રહ્મચર્યની દૃષ્ટિએ ખોરાકના ગુણદોષ જોવા એ જ સત્ય દૃષ્ટિ છે. કેટલાક પાશ્ચાત્ય દાક્તરોએ શોધ્યું છે કે, હરેક કંદ કે ફળમાં કુદરતી મીઠું હોય છે જ. અન્નમાં પ્રમાણમાં ઓછું હશે તો ભાજીપાલામાં વધારે હશે. તો બંને વસ્તુ તેના પ્રમાણમાં વિના નિમકે પણ લેવાય તોય તંદુરસ્તી માટે બસ છે. તેમાં વધારે મીઠાશ લાવવા બનાવટી નિમક નાખવું એ તંદુરસ્તી માટે જરૂરી નથી, પણ ઊલટું કાંઈક નુકસાનકારક છે. ગાંધીજીએ આ દૃષ્ટિનો વિકાસ કર્યો અને વિચાર્યું કે, મીઠાશથી સ્વાદેન્દ્રિય ફાલી આત્માનો સંયમરૂપી કિનારો તૂટ્યો, અને તેથી બ્રહ્મચર્યપાલન મુશ્કેલ થઈ પડ્યું. કારણ કે અન્ન તેવા ઓડકાર. હૃદયની વૃત્તિઓ ઉપર પણ સાત્ત્વિક અગર તામસી ખોરાકની સારી માઠી અસર થાય છે જ. આ વિચારશ્રેણી ગાંધીજીએ

આપણી પાસે રજૂ કરી, તે ઉપર જ તેમણે ખોરાકના બધા અખતરા કર્યા, અને તે એટલે સુધી કે કેટલાક અખતરા તો તેમને માટે ધર્મસંકલ્પરૂપ થઈ પડયા. એ અખતરામાં સર્વસામાન્ય અખતરો અલૂણા ખોરાકનો હતો. એ અખતરો તેમણે કસ્તૂરબાની માંદગી પ્રસંગે શરૂ કરેલો. સને ૧૯૦૮માં કસ્તૂરબા બીમાર પડયાં. ડૉકટરે એવી સલાહ આપી કે, કસ્તૂરબા નિમક અને કઠોળનો ત્યાગ કરે તો તેમની તબિયત સુધરે. ગાંધીજીએ દાક્તરે કરેલી સૂચના કસ્તૂરબાને કહી. નિમક અને કઠોળ સિવાય શી રીતે ચાલે? છતાં કઠોળ તો છોડાય, પણ નિમક તો છોડાય જ નહીં. તેની દલીલમાં કસ્તૂરબાથી બોલી જવાયું: "કઠોળ અને મીઠું છોડવાનું તમને કોઈ કહે તો તમે જ ન છોડો." ગાંધીજી માટે આ વાકય બસ હતું. તેમણે તુરત જ આ વાત પકડી લીધી અને બોલ્યા: "તું છોડે કે ન છોડે, પણ આજથી એક વરસ માટે નિમક અને કઠોળનો હું ત્યાગ કરું છું."

ગાંધીજીના ખોરાકના અખતરાની શુભ શરૂઆત અહીંથી થઈ. જોહાનિસબર્ગમાં રહીને તે અખતરાઓને અમલમાં મૂકવાનો તેમણે પ્રયત્ન કર્યો. ફિનિક્સમાં તો આ અખતરા સ્થાયી બન્યા. તેમના જીવનનો તે એક ભાગ બન્યો. ફિનિકસમાં ખોરાક તદ્દન સાદો બન્યો. રસોડું તો સર્વસામાન્ય હતું: બધાઓ માટે નહીં પણ વિદ્યાર્થીઓ તથા શિક્ષકો માટે. જેઓ પ્રથમના રહીશ હતા તેઓ તો પોતાના કુટુંબ સાથે અલગ અલગ રસોડે ખાતાપીતા. આ રસોડામાં સવારે ઘઉંની કૉફી અપાતી. આખા ઘઉંને ખૂબ શેકી તેને દળી નાખવા, પછી તેને કૉફી તરીકે વાપરવા. ખાંડ અને દૂધ તે કૉફીના ઉકાળામાં નાખીને પીવાથી લગભગ કૉફીના જેવો જ સ્વાદ લાગે છે. બુંદની કૉફીમાં રહેલો નશો આમાં લેશ પણ નથી હોતો. આ કૉફી સાથે 'કયુની' રોટી, ખજૂર, મુરબ્બો કે કોઈ ફળ હોય તો તે આપવામાં આવતું. બપોરે રોટી, ભાખરી, ભાત, દાળ, શાક અપાતાં. દાળ કે શાકમાં મરીમસાલાનો ઉપયોગ નહોતો થતો. મરચાં પણ નહીં. ફક્ત મીઠું નાખવામાં આવતું. ઘીને બદલે જેતૂનના તેલનો ઉપયોગ થતો.

વળી કેટલાક વ્રતધારી હોય, અલૂણાવ્રતવાળા હોય, ખાંડ ન ખાનારા હોય, કે કઠોળ ભાત નહીં ખાવાના વ્રતવાળા હોય, એ બધાઓ માટે પણ યોગ્ય વ્યવસ્થા થતી. જેલની માફક એક જ મોટા કટોરામાં બધું ખાવાનું હોય. લાકડાના ચમચાનો ઉપયોગ પણ કરવામાં આવતો.

આ ખોરાકમાં પણ કેટલીક વખત ફેરફાર થતો. ગાંધીજીને દૂધનો ઉપયોગ કરવાનું ગમતું નહીં, અને તેમાં વળી ડબાના 'કન્ડેન્સ્ડ' દૂધનો તેમને અણગમો હતો. છતાં જોઈતું દૂધ ન મળવાને કારણે ડબાનું દૂધ વાપરવું પડતું. મને એક દિવસ તેમણે કહ્યું: "આપણે દૂધ બંધ કરવું છે. મને દૂધનો ઉપયોગ હૃદયમાં ખૂંચે છે. બદામની મીંજોમાંથી દૂધ કાઢી તેનો ઉપયોગ થાય એમ મને લાગે છે." મેં કહ્યું: "જરૂર હું તે પ્રમાણે કરી જોઈશ." બદામની મીંજોને ખલની અંદર પાણીમાં ઘૂંટી તેનું દૂધ કાઢ્યું. દૂધને વાપર્યું. છતાં પીનારાઓને જરાયે ફેર જણાયો નહીં. ગાંધીજી રાજી થયા. પણ તેમને એક વિચાર સૂઝ્યો અને બોલ્યા: "રાવજીભાઈ, આમ બદામની મીંજનું દૂધ કરી કૉફીની અંદર નાખવું એ આપણને પાલવે નહીં. બહુ જ ખર્ચાળ થઈ પડે. ભોંયશીંગના દાણાના દૂધનો અખતરો તમે કરી જોજો." બીજે જ દિવસે અરધો રતલ શીંગદાણાને પીસી, ખલમાં પાણી સાથે લસોટીને દૂધ કાઢ્યું. તે દૂધ કૉફીમાં વાપર્યું. કોઈનેય ખબર ન પડી. કૉફી પીનારાઓને ખાસ ફરક જણાયો નહીં. ત્યારથી ફિનિક્સમાંથી દૂધને વિદાય મળી.

સ્વાદ કોઈ વસ્તુમાં નથી, પણ આપણી વૃત્તિમાં છે, એ ગાંધીજી જાણતા હતા અને તે પૂરતા સાવધાન હતા. સાદા અન્ન અને મિષ્ટાન્નના બધાયે રસાસ્વાદ ફળાહારમાં પણ છે. સ્વાદેન્દ્રિયને ફળાહારમાં પણ ચળાવી શકાય છે. એટલે ગાંધીજીએ ફળાહાર ઉપર પણ અંકુશ મૂકવા માંડ્યો. આમ ખોરાકના અખતરા કરતાં તેમને તેમ જ તેમની સાથમાં રહેનારાઓને સંયમ અને તંદુરસ્તી બંનેમાં લાભ જ થયો છે, એમાં સહેજ પણ શંકા નથી. આપણે બાહ્ય મુશ્કેલીઓ સામે ઝૂઝવાનું શીખીએ છીએ, પણ એથીયે વધારે જરૂર આપણા મન સામે ઝૂઝવાની છે. ખોરાકના અખતરામાં અને ખાસ કરીને તે સંયમના હેતુથી

કરવામાં આવ્યો હોય તો આપણને આપણા જ મન સામે ઝઘડવાના ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય છે. તેમાં આપણે સાવધાન હોઈએ તો આ ઝઘડામાંથી આપણું મનોબળ વધે છે, પ્રતિજ્ઞા અને વ્રતનું માહાત્મ્ય આપણે સમજતા થઈએ છીએ અને તેનો લાભ ઉઠાવી શકીએ છીએ. સ્વાસ્થ્ય, મનના વિકારો અને સ્વાદેન્દ્રિયના સંયમઅસંયમને ખોરાક સાથે શો સંબંધ છે તે ગાંધીજીના નીચેના પત્રો ઉપરથી સમજાશે:

"ચિ. મગનલાલ,

"આપણા જેવા ઉપર અયોગ્ય ખોરાકની અસર તુરત થાય છે, તેનું કારણ તમે બરાબર જણાવ્યું છે. બુદ્ધદેવે ભિક્ષામાં મળેલું માંસ ભક્ષણ કર્યું તેવો જ દેહ પડ્યો.

"દૂધ વિષે કોઈએ નહીં જ વિચાર્યું હોય એમ માની લેવાનું કંઈ કારણ નથી. દૂધ વિના ચલાવી લેનારા ઘણા માણસો પડ્યા હશે એમ માનું છું. પણ હું કહી ગયો છું કે કોઈ મહાપુરુષે હિંદુસ્તાનમાં માંસ છોડાવ્યું એ એટલો બધો મહત્ત્વનો ફેરફાર હતો કે, દૂધ વિષે વિચાર કરનાર કે લખનાર જોવામાં નથી આવ્યો. પણ તે આપણા અજ્ઞાનને લીધે છે. આપણે બધું વાંચ્યું નથી. બધાને જોયા નથી. એક જ ધોરણ ઉત્તમ છે. ભૂતમાં વિચાર થયો હોય કે ન થયો હોય પણ તે બુદ્ધિને ઠીક લાગે છે કે કેમ? વળી દૂધને તજવામાં કોઈએ પાપ બતાવ્યું કે માન્યું નથી. . . ."

"પવિત્ર મનાતાં તીર્થોમાં તેલને ત્યાજ્ય ગણી ઘીને પવિત્ર માને છે, તેનું કારણ મેં જે અનુમાન બનાવ્યું છે તે લાગુ પડે છે. હિંદુસ્તાન જ્યારે માંસાહારી જ હતો અને કોઈએ ઘણાને નિર્માંસાહારી બનાવ્યા ત્યારે ઘીને અતિ પવિત્ર બનાવ્યું. એટલે આપણે આપણા ખોરાકમાં અનહદ ઘી વાપરીએ છીએ. જેમ વધારે ઘી તેમ રસોઈ સરસ ગણાય. તેથી બીજું શું અંધારું? છતાં એમ જ મનાય છે. આમ હોવાથી પવિત્ર સ્થાનકોમાં પણ ઘીને ઉચ્ચ પદ આપ્યું. ફેરફાર કરનારે ધારી લીધું કે લોકો ઘી ખૂબ લેશે તો માંસની હાજત તેઓને બહુ નહીં પડે. આવા પ્રકારના હેતુએ ઇંગ્લંડના વેજિટેરિયન

પણ ઈંડાં વાપરે છે. તેઓ બનાવે તેમાંનાં થોડાં જ પકવાનમાં ઈંડાં નહીં આવતાં હોય. ઈંડાંને તેઓએ લગભગ પવિત્ર સ્થાન આપી દીધું છે.

"સ્વાદને જીતવા બાબત તમે જે શ્લોક ટાંક્યો તે તો મેં જોયો હતો. છતાં મારી ટીકા લાગુ પડે છે. એક શ્લોકથી કંઈ અસર ન થાય. તે વિષય ઉપર તેઓએ ભાર નથી દીધો. જો દીધો જ હોત તો હવેલીમાં હરેક બહાને મિષ્ટાન્ન ભોજન નહીં હોત. દરેક વાર પર્વે ઘી ગોળનાં સીધાં આપવાનું નહીં હોત. બ્રહ્મભોજન પણ નહીં હોત. અને હાલ ઋષિઓ કે સાધુઓ પણ સ્વાદેન્દ્રિયને જીતતા નથી, પણ તેનાથી જિતાયેલા જોવામાં આવે છે. આ વાત બહુ વિસ્તારવાળી છે. એબ કાઢવા ખાતર આવું બોલીએ તો પાપી બનીએ. પણ આપણો ને પારકાનો ઉપકાર એ જ જ્યાં મુખ્ય વાત છે ત્યાં ગમે તેવા માન્ય પુરુષો હોય તેને વિષે પણ જે અપૂર્ણતા જોઈએ એ વિચારવી તે આપણી ફરજ છે.

"દશમ નહીં ને એકાદશી કેમ પાળવામાં આવે છે એ તો મને ખબર નથી, પણ પખવાડિયે ઓછામાં ઓછો એક દહાડો સાધારણ ખોરાકનો ત્યાગ કરવાથી શરીર ને મન શુદ્ધ થાય છે.

લિ

બાપુના આશીર્વાદ"

છેલ્લી સત્યાગ્રહની લડત પૂરી થયા બાદ સમાધાનીના કામે ગાંધીજી કેપટાઉન ગયેલા ત્યાંથી સને ૧૯૧૪ના એપ્રિલ માસના અરસામાં મારા ઉપર એક પત્ર લખેલો. તે વાંચવાથી ગાંધીજી સ્વાદેન્દ્રિયના સંયમ માટે કેટલા તીવ્ર છે, તે જણાશે:

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ,

"તમારો કાગળ મળ્યો. તમારા ઉપવાસનું મેં સાંભળેલું. તમે સકારણ કર્યો હોય તો મારે કંઈ પણ કહેવા જેવું નથી. તમને ત્યાં એકાંત ન જ મળે. . . .માં બાહ્ય પ્રવૃત્તિ વિશેષ રહેવી જોઈએ. તેમાં શાંતિ છે. ત્યાં સેવાધર્મ પ્રધાન છે.

"જે...ની તબિયત લથડવાથી હું ગભરાયો છું. તરત ઠેકાણે આવે તો સારું.

"મ...ને માટે જીવ અકળાય છે. કેમ ઠેકાણે નથી ચડતું એ ખબર નથી પડતી. તે મારી સાથે આવે એ જ હું પણ ઠીક જોઉં છું. તમે એવી તજવીજ કરતા રહેજો. દેશમાં જોઈ લઈશું. માનસિક રોગને લીધે થાય છે એમ મનમાં રહ્યાં કરે છે. જેલમાં તબિયત સારી રહે તેનું કારણ શોધ્યા કરું છું પણ ઉપરનું જ સુઝે છે. ત્યાં મન પરાણે એક સ્થિતિને પામ્યું હતું. તેની અસર શરીર ઉપર પણ થઈ. તે એટલે સુધી કે ગમે તે ખોરાક લેવાયા છતાં તબિયત ઠીક રહી. હવે જેલ બહાર તેવું મનોરાજ્ય ન મેળવી શકાય? ગમે તેમ હો પણ હિંદ આવવું એ જ મ...ને સારુ ઠીક લાગે છે. છતાં તે પણ ભલે વિચાર કરે.

"એક દાખલો મારો આપી જાઉં છું. બાએ ઇચ્છા આદાની કરી. આદાનું મને વ્રત ન હતું તેથી મેં તેની સાથે જ તેના ગુણ જોવા ખાવાનું શરૂ કર્યું. બાની જીભ સ્વાદીલી છે. બાએ આદાનાં મૂળિયાં શોધ્યાં. મને તો તેની ઉપર રાગ ઉત્પન્ન થયો. તે એટલે સુધી કે ચાર પાંચ ચણા જેટલાં આ કોમળ મૂળિયાં હું પણ ચાવી જતો. એક દહાડો બાએ ખૂબ મૂળિયાં મિસિસ ગુલની ટોપલીમાંથી શોધી કોટડીમાં મૂકયાં. હું તો જોઈને ત્રાસ પામ્યો. રાત વીતી. સવારમાં વહેલો ભડકી ઊઠ્યો! આદું કેમ ખવાય? જેની એક ગાંઠમાંથી અનેક મૂળિયાં પેદા થાય એમાં તો બહુ જીવ હોવા જોઈએ! વળી કૂણાં મૂળિયાં ખાવાં એ તો કુમળાં બાળકને મારી નાખ્યા બરાબર થયું! મારી પોતાની ઉપર મહા તિરસ્કાર છૂટ્યો. આ દેહમાં તો આદું ન જ ખાવું એ ઠરાવ કર્યો. રમત તો હવે આવે છે. બાએ જોયું કે હું આદું નથી ખાતો. કારણ પૂછ્યું. સમજાવ્યું. તે પણ સમજી. અતિ કોમળ મૂળિયાં લઈ ગઈ. મને બાકીનામાંથી ખાવાનો આગ્રહ કર્યો. મેં ના પાડી. વ્રત તો ચાલુ જ છે. પણ જીભ અને આંખ કૂતરાં છે. આંખ જુએ છે ત્યારે આદું લેવાની ઇચ્છા થાય છે. જીભ તલપી રહે છે. પણ એહા ઉપર તલપતું

કૂતરું જેમ ધણીને જોઈને એઠું લેવાની હિંમત પણ નથી કરી શકતું, તેમ આત્મારામજી તે જુએ છે તેથી જીભ તે આદાને નથી અડકી શકતી. આદું તો મારી નજરે આખો દિવસ આવ્યા જ કરે છે, કેમ કે જ્યાં મારાં કાગળિયાં પડ્યાં છે, ત્યાં જ તે પડ્યું છે. અત્યારે મારી દશા એવી છે કે સાકર, નિમક છોડતાં અઘરું ન લાગ્યું તેટલું આદા ઉપરથી વૃત્તિ ઉઠાવતાં લાગે છે. હવે તમે તમારો દોષ શો કાઢશો? મનને પીધેલ વાંદરાની ઉપમા આપી છે એ ખોટું નથી. મારી પાસેથી જ્ઞાન શીખવાની મહા આશા રાખો તે પણ કેવી? આપણે બધા એક જ ખોખરા વહાણમાં છીએ તેમાં અનુભવરૂપી જ્ઞાન મને વિશેષ હોવાથી હું બતાવું ત્યાં તમે ડગલીઓ મૂકો તે ભલે. આપણે બધા અંધારામાં છીએ, ને એક જ શોધમાં છીએ. મારા પગ જરા વિશેષ બળથી ને વિશ્વાસથી પડતા હોય તો ભલે. તેથી વિશેષ માનવૃત્તિ મારે વિષે રાખવી તે પણ તમારી ઉન્નતિ રોકવા જેવું છે. જ્યારે હું બધા કામોને જીતીશ, ત્યારે તમને કે બીજાને બેધડકપણે જ્ઞાન આપીશ. અત્યારે તો આપણે એક સાથે જોર કરી મોક્ષ આપનાર નારાયણને શોધીએ ને તે શોધમાં ભૂલ પડતાં, આખડતાં, માર ખાતાં પણ હિંમતપૂર્વક અને ધીરજ રાખી આગળ જઈએ.

લિ.

મોહનદાસના યથાયોગ્ય"

"મારી સાથે તમે બધા દોડો એ ઇચ્છવા યોગ્ય છે, પણ હું એવી આશા બાંધતો નથી. હું કરું છું તે બધું તમે બધા કરો એવી માગણી મેં કદી કરી નથી. પણ જે કરવાનું માથે લો તે તો કરવું જ પડે. . . . બળાત્કારની તો વાત જ નથી. પણ તમે તમારી મેળે સમજપૂર્વક . . .નું વ્યસન છોડી મને છેતરો તેમાં દોષ તમારો જ ગણાય . . . તેમ જ છોકરાઓ અમુક હદ સુધી પહોંચ્યા આપણે માનીએ. તેઓ અમુક વસ્તુનો ત્યાગ ફિનિક્સમાં કરે છે, ત્યાં તે વસ્તુઓને ત્યાજ્ય સમજે છે. તેમાંથી બહાર જઈને તે જ વસ્તુ કેમ કરાય? અલૂણાની ફરજ કોઈ ને નથી. જલદ મસાલા, વ્યસનો, મિષ્ટાન્નો, મહાસ્વાદિષ્ટ ભોજન, ચા, કૉફી વગેરે વસ્તુઓ બધાને

ત્યાજ્ય છે. વિષય, ચોરી, અસત્ય, મોડું ઊઠવું બધાને ત્યાજ્ય છે. આ ધોરણ જેને આકરું લાગે તેનાથી કેમ રહી શકાય? દરેક સંસ્થાના અમુક ધારા હોય છે. તે ધારાને બહાર અને અંદર બધે પાળવા જ જોઈએ ન પાળે તેનું સંસ્થામાં રહેવું મિથ્યા છે.

"તમે કહેવા માગો છો તે આ છે. મારી શરમને લીધે છોકરાઓ ને બીજા કેટલુંક કરે છે પણ સ્વતંત્રપણે નથી કરતા, ને તેથી તેઓ છેતરે છે. આ મારો દોષ હોય, પણ તેમાંથી હું એક જ રીતે મુક્ત થઈ શકું; એટલે કે મારે કોઈની સાથે ન રહેવું. એ હાલ મારું કર્તવ્ય નથી લાગતું. રા. . . . શરમને લીધે મારી માગણી વિના અલૂણું કરવાનો ડોળ કરી મને છેતરે તેમાં હું કેમ દોષિત બનું? . . . તમે અલૂણું નથી કરતા તેથી હું કંઈ તમને ઓછો ચાહું છું અને જ . . . તદ્દન ફળાહારી છે તેથી તેને વિશેષ ચાહું છું એવું કાંઈ નથી. અલૂણા લૂણમાં કંઈ પાપપુણ્ય નથી. તેમાં જે રહસ્ય છે તેમાં પાપપુણ્ય છે. ઇમામસાહેબ કોઈ કાળે અલૂણું નહીં કરે તેથી મને અપ્રિય નથી. મિસ શ્લેશિન બધી બાબતોમાં મારાથી વિરોધી વર્તન કરે છે, છતાં તેનું ચારિત્ર કેટલેક દરજ્જે તમારા બધા કરતાં હું બહુ ઊંચું ગણું છું. બધા ફેરફારોમાં યથાશક્તિ સંયમ કરવાનો ને તેમાં વધારો કરવાનો આપણો ઉદ્દેશ છે. તે જેને કબૂલ ન હોય તેણે મને તજવો એ મારું વચન તે રાત્રે હતું, અને તે યથાર્થ જ લાગે છે. . . . નોરટનના કાર્ય ઉપર હું મોહિત થયો નથી ને બંગાળી વકીલોને હું તિરસ્કારતો નથી. સત્યાગ્રહી તે બંનેના પ્રસંગથી બહાર છે ને તેનું કર્તવ્ય જુદું જ છે. સત્યાગ્રહી બરોબર છે કે નહીં એ સવાલ તમારા સવાલમાં છે. એ તમે જો હજુ ન સમજ્યા હો તો હું એમ જ કહું છું કે તે અનુભવગમ્ય છે, બીજા નહીં સમજાવી શકે. ને તે સમજવા સારુ સ્વાદેન્દ્રિય વગેરે જીતવાના પ્રયાસોમાં આપણે પડીએ છીએ. . . . સંયમ એટલે અલૂણું કરવું એમ ન સમજજો. તમે બે દહાડાનો સૂકો રોટલો ને મીઠાની કણી ખાઈને જીવન ગુજારો તે હું અનેક પ્રકારના મેવાના સ્વાદ કરું તેના કરતાં ઘણું ઊંચું હોઈ શકે છે. તમે શા હેતુથી સૂકો

રોટલો ખાઓ છો ને હું શા હેતુથી મેવાદિ ખાઉં છું તેની ઉપરથી કાર્યની શુદ્ધતાનો નિર્ણય થાય.

"પવિત્રતા પારકાના આક્ષેપોથી લજાતી નથી પણ વિશેષ પ્રબળતા પામે છે.

"તમારાથી કંઈ પણ અયોગ્ય બન્યું હોય તો તમે મને બધું કબૂલ કરી દેજો. તેમ કર્યા વિના તમારા ઉપવાસ અથવા સેંકડો પ્રાયશ્ચિત્તો ફળવાનાં નથી. હું ત્યાં આવવા તલપી રહ્યો છું પણ મારું કર્તવ્ય છોડાય તેમ નથી.

"કરેલી પ્રતિજ્ઞા હું પાછી ખેંચું એ. સૂર્ય પશ્ચિમમાં ઊગે તોપણ ન બને.

"જેને મેં અત્યંત નિષ્પાપી માન્યા છે તે એવા પાપી હોય તો આ શરીરને પોષણ આપીને એક ક્ષણભર પણ નિભાવવા માગતો નથી.

"માણસ પોતાનાં પણ સહેલથી જાળવી શકતો નથી.

"તમને બંનેને આ કાગળથી રોષ ચડશે. પણ મારા મનમાં છે તે ન લખું તો મારામાં જે કંઈ સત્ય હોય તેને ડાઘ લાગે ને તમારું બૂરું કરનારો બનું. તમને દુઃખ ઉત્પન્ન કરવું એ અત્યારે મારો ધર્મ થઈ પડ્યો છે."

## ૧૧

# પ્રતિજ્ઞાનો મહિમા

ફિનિક્સ આશ્રમમાં જીવનનાં બધાં અંગોનો વિકાસ થાય એવી તાલીમ અપાતી. વિદ્યાર્થીઓના અભ્યાસ સંબંધે તો ગાંધીજીએ **દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ** માં લખ્યું છે તે શિક્ષણના જિજ્ઞાસુ તેમાંથી વાંચી લેશે. હું અહીં બીજી વાત જણાવું છું. આશ્રમમાં સંયમ, નીતિ અને સદાચારનું શુદ્ધ વાતાવરણ જ એવું હતું કે સામાન્ય વાતાવરણમાં નિર્દોષ ગણાતી આપણી આદતો ત્યાં દોષિત ગણાય. ત્યાંનું જીવન એટલું તો ઉચ્ચ કોટિનું હતું કે સામાન્ય વર્તન પણ દોષપાત્ર ગણાય. દાખલા તરીકે, વિદ્યાર્થી કે અન્ય કોઈ નિયમિત બે કે ત્રણ વખત ખાય તે ઉપરાંત બગીચામાં કામ કરતાં કોઈ સારું ફળ નજરે પડે અને તોડીને ખાવાનું મન થાય, એને સામાન્ય દૃષ્ટિએ આપણે ગુનો ન ગણીએ. ફિનિક્સના ઉચ્ચ કોટિના વાતાવરણની દૃષ્ટિએ તેને ગુનો ગણવામાં આવતો. તેની શિક્ષા ભલે નહોતી થતી, પણ ત્યાંની નૈતિક દૃષ્ટિએ એ ગુનો કરનારને પોતાને જ તેનો સંકોચ થાય, અને બીજી વખત તેમ ન કરવું તેવો નિશ્ચય તે કરે. વળી, એક માસ અલૂણું ખાઈશ એવો મન સાથે નિશ્ચય કર્યા પછી કોઈ અસાધારણ પ્રસંગે પણ લૂણવાળો ખોરાક ખાવો એ હૃદયની નબળાઈ ગણાય અને ગંભીર ગુનો ગણાય. વિદ્યાર્થીઓએ રાત્રે ઠરાવ કર્યો હોય કે સવારે રવિવાર હોઈ દરિયાકાંઠે કે ઇનાન્ડાના ધોધની રમણીય જગાએ ઉજાણીએ જવું. પછી ભલેને રાત્રે ભારે વરસાદ થયો હોય અને દિવસે પણ વરસાદનાં પૂરાં ચિહ્ન જણાતાં હોય અગર બીજી કોઈ મુશ્કેલી ઊભી થઈ હોય, છતાં કરેલો ઠરાવ આમ મુશ્કેલીને કારણે અમલમાં ન મૂકવો એ બધાઓને માટે નબળાઈરૂપ ગણાતું. ઝાડુ વાળનાર નોકર કે મળની બાલદી સાફ કરનાર ભંગી ત્યાં રાખવામાં નહોતા આવતા. ખેતી કરનાર કે ભણાવનાર,

પ્રેસમાં બીબાં ગોઠવનાર કે પત્રનું અધિપતિપણું કરનાર, કે રસોડામાં ખાવા કરનાર એક જ હોય. બધાં પોતા માટે નક્કી થયેલું કામ કરે તેમાં વળી પાયખાનું સાફ કરવાનું કામ તો અન્ય સર્વ કામ કરતાં ઉચ્ચ ગણાતું. સ્ટેશન આશ્રમથી અઢી માઈલ દૂર થાય. ખોરાકીનો સામાન તથા પ્રેસને લગતો સામાન સ્ટેશને આવે તે આશ્રમમાં લાવવાનો હોય, પણ તે લાવવાને પશુનું વાહન રાખવામાં નહોતું આવ્યું. એક નાની સરખી રેંકડીમાં નાખી વિદ્યાર્થીઓ અને શિક્ષકો જ ખેંચી લાવતા. એક વિદ્યાર્થીના પિતાશ્રી બીમાર હતા. તેના શિક્ષક તેમને જોવાને ડરબન ગયા. તે વડીલની રહેવાની જગ્યા મલિન અને હવાઉજાસ વિનાની હતી. હાનિકારક વાતાવરણ હતું. બીમારીમાં પણ આદતો પ્રમાણે અનિચ્છનીય વર્તન થતું. આ બધું જોઈ તે શિક્ષકને લાગ્યું કે આવી સ્થિતિમાં બીમારી વધે જ અને પછી હાથમાં ન રહે. તેમણે તે વડીલને ફિનિક્સમાં જઈ રહેવાનું સૂચવ્યું. તેમણે હા પાડી. અમુક દિવસે અમુક ટ્રેનમાં ફિનિક્સ સ્ટેશને ઊતરવું એમ નિર્ણય કરી તે શિક્ષક ફિનિક્સ ગયા. પેલા વડીલ બીમાર દશામાં અઢી માઈલ તો ચાલી શકે તેમ હતું જ નહીં. આશ્રમમાં બળદગાડી કે અન્ય કાંઈ સાધન પણ નહોતું. સ્ટેશને પણ એવું કાંઈ સાધન ભાડે મળે નહીં. શિક્ષકે પેલી રેંકડી તૈયાર કરી. વિદ્યાર્થીઓ પોતાના એક સહાધ્યાયીના પિતાજીને તે રેંકડીમાં ખેંચી લાવવા તૈયાર થયા. પેલા શિક્ષક વિદ્યાર્થીઓને લઈ સ્ટેશને ગયા. બીમાર વડીલને રેંકડીમાં બેસાડી આશ્રમમાં ખેંચી ગયા. આ સેવાભાવ, પોતાના સહાધ્યાયી પ્રત્યેની મમતા હાલ આપણે આપણી શાળાઓમાં જોવા બહુ જ ઇંતેજાર છીએ. પેલા વડીલ ફળના નિયમિત અને અલ્પ ખોરાકના તેમ જ તે સાથે પિચકારી અને માટીના પાટાના ઉપચારથી, છ માસથી ક્ષય જેવો ભયંકર શત્રુ શરીરમાં ઘૂસી ગયેલો તેમાંથી બચ્યા. તેમને પૂરો આરામ થયો. તેઓ શારીરિક શ્રમ કરવા મંડ્યા, અને દોઢ માસની સારવાર પછી બે ચાર માઈલ ચાલવાને શક્તિમાન થયા. આવી કેટલીયે સેવા વિદ્યાર્થીઓને કરવાની અને જોવાની તક મળે એ કાંઈ

જેવી તેવી તાલીમ ન કહેવાય. આવા સેવાભાવી અને શુદ્ધ વાતાવરણમાં, જેમ ઊજળા કપડામાં શાહીનો ડાઘ બહુ જલદી દેખાય તેમ, સામાન્ય ગણાતા દોષ પણ ગંભીર ગણાય.

એક દિવસ એક વિદ્યાર્થી જોહાનિસબર્ગથી આવેલા પોતાના વડીલને મળવા ડરબન ગયેલો. વડીલને બાળક પ્રત્યેની મમતાને કારણે એમ લાગ્યું કે તેને આશ્રમમાં મિષ્ટાન્ન કે તીખાં તમતમતાં ભજિયાં વગેરે ક્યાં મળવાનું હતું? તેથી તે વિદ્યાર્થીને જમાડ્યા ઉપરાંત ભજિયાં વેચાતાં લાવી આપ્યાં. છોકરાએ ભજિયાં થોડાં ખાધાં, પણ ખાતાં ખાતાં તેને પોતાના સહાધ્યાયીઓ સાંભર્યા. તુરત જ ભજિયાંનું પડીકું વાળ્યું અને ફિનિક્સ લઈ ગયો. રાત્રે નાના મોટા વિદ્યાર્થીઓ જે ત્યાં હતા તેમને ભજિયાં આપ્યાં. અચાનક એક શિક્ષિકા ત્યાં જઈ ચડ્યાં. વિદ્યાર્થીઓ સંકોચાયા નહીં. તેમણે તે બહેનને પણ ભજિયાં ધર્યાં. બહેને લીધાં અને ખાધાં. પણ તે બહેનને વિચાર આવ્યો કે, ભજિયાં તો ખાધાં પણ કોઈ જાણે નહીં તો સારું; તેથી તેમણે સૂચના આપી કે કોઈ તેની વાત કરે નહીં પણ ત્યાં આવી વાત કાંઈ છૂપી રહે! બીજે દિવસે બીજાઓએ જાણ્યું, અને ત્રીજે દિવસે સાંજે પ્રાર્થના કર્યા પછી ગાંધીજી પાસે આ વાત આવી. કોણ લાવ્યું, કોણે કોણે ખાધાં, વગેરે પુછાયું. પ્રથમ તો તેને બહુ મહત્ત્વ ન અપાયું. ફક્ત સામાન્ય ધોરણ બહાર કયા વિદ્યાર્થીઓ વર્ત્યા તે જાણવા પૂરતો જ પ્રયત્ન હતો. પણ પાછળથી એવું જણાયું કે એક શિક્ષિકા બહેન પણ તેમાં સામેલ હતાં. ગાંધીજીને પ્રથમ તો એ વાત સાચી ન લાગી. પણ એક બે વિદ્યાર્થીઓએ ખાતરીથી કહ્યું એટલે ગાંધીજી શંકાશીલ બન્યા. ગાંધીજીને તે બહેન પ્રત્યે ભારે શ્રદ્ધા હતી, છતાં પણ તેમણે તે બહેનને પૂછ્યું. તેમણે બહુ ચાલાકી અને લાગણીભરી વાણીથી તે વાત સત્ય હોવાનો ઇન્કાર કર્યો. તેમના ઇન્કારથી આ નજીવો પ્રશ્ન વધારે ગંભીર બન્યો. વિદ્યાર્થી જૂઠા કે તે જૂઠાં? એમાંથી કોઈ પણ પક્ષ આમ હેતુપૂર્વક અસત્ય બોલે તે અસહ્ય ગણાય. વિદ્યાર્થીઓ વધારે મક્કમતાથી કહેવા લાગ્યા. બીજી બાજુ પેલાં બહેને વધુ દૃઢતાથી તેનો ઇન્કાર કરવા માંડ્યો. એક ગુનો થઈ જવો એ

અકસ્માત હોઈ શકે છે. પણ થઈ ગયેલા દોષને છુપાવવો અને તે માટે અસત્ય બોલી તેનો ઇન્કાર કરવો એથી કરેલો ગુનો અનેકગણો ગંભીર બને છે. અહીં પણ એવું બન્યું. અને દરેક ક્ષણ વધુ ગંભીર બનતી ગઈ. અંતે ગાંધીજીએ દેવદાસને બોલાવ્યા, પાસે ઊભા રાખ્યા અને પૂછયું : 'દેવા, તું આ વિષે શું જાણે છે? બહેને ભજિયાં ખાધાં હતાં?' દેવદાસ શો જવાબ આપે? ગાંધીજીના હૃદયમાં તે બહેન પ્રત્યે એવી ખાતરી હતી કે તેને માટે કાંઈ દોષારોપ કરવો એ પણ વિદ્યાર્થીઓ માટે ધર્મસંકટ હતું. આ વિચારથી દેવદાસ રડવા લાગ્યા. ખૂબ ડૂસકાં ભરવા લાગ્યા. ગાંધીજીએ પૂછયું : 'દેવા, તું આટલો બધો રડે છે કેમ? જે સત્ય હોય તે કહે.' દેવદાસે ડૂસકાં ભરતાં જવાબ આપ્યો, 'હું સત્ય વાત તમને કહીશ પણ તમે મને જૂઠો માનશો, તેથી મને રડવું આવે છે.' ગાંધીજી બોલી ઊઠયા : 'તું અત્યારે તો સાચું જ બોલીશ એવી મને ખાતરી છે. જે સત્ય હોય તે જ કહે.' દેવદાસે દૃઢતાથી જણાવ્યું, 'બહેનને ભજિયાં ખાતાં મેં જોયાં છે.'

બસ, હવે ખલાસ થયું. ગાંધીજી તો ક્ષણેક વિચારવમળમાં પડી ગયા. આટલી હદ સુધી વિદ્યાર્થીઓ જૂઠું બોલતા હોય તો તે ભયંકર છે, અને પેલાં બહેન જૂઠું બોલતાં હોય તો તે તેથી પણ વધારે ભયંકર છે. આખા ખંડમાં શાંતિ પથરાઈ ગઈ, ગમગીની છવાઈ રહી. ઘડી પછી શું થશે તેના વિચારમાં બધા પડી ગયા. એટલામાં ગાંધીજી નિશ્ચયાત્મક શબ્દોમાં બોલ્યા : 'મારી પાસે સત્ય વાત તો આવવી જ જોઈએ. તેથી વિદ્યાર્થી સાચા છે કે બહેન સાચાં છે તેનો નિર્ણય બન્ને પક્ષ તરફથી કરવામાં નહીં આવે ત્યાં સુધી હું અનશનવ્રત લઈશ.' આ નિર્ણય સાંભળી અમારા પર જાણે વીજળી પડી હોય એવા અવાક અમે બની ગયા. આનું પરિણામ કેવું આવશે તેના સારામાઠા તર્કવિતર્ક થવા લાગ્યા. શ્રી કેલનબૅક તો ચિંતામાં જ પડયા. રાત્રીના સાડા નવ થયા, ગાંધીજીએ મને પૂછયું : 'તમને શું લાગે છે?' મેં કહ્યું : 'તે બહેન આવું ન કરે. અને ભૂલથી થઈ ગયું હોય તોપણ આટલી હદ સુધી છુપાવે નહીં.

દેવદાસ ઘણી વખત અસત્ય બોલ્યા છે એમ મારો અનુભવ છે. છતાં આજે મારા ઉપર તેમના બોલવાની કાંઈ જુદી અસર થઈ છે. અને હું પણ હવે શંકાશીલ બન્યો છું. છતાં હું ચોક્કસ તપાસ કરીશ.' પછી બધાં સૂઈ ગયાં. મેં અને મગનલાલ ગાંધીએ રાત્રે બાર વાગ્યે નિર્દોષ વિદ્યાર્થીઓને ભરનિદ્રામાંથી એક પછી એક ઉઠાડીને પૂછવા માંડ્યું. તે બધા તરફથી એકસરખી માહિતી મળી. અને અમને પણ ખાતરી થઈ કે વિદ્યાર્થીઓનું કહેવું સત્ય છે.

છતાં જ્યાં સુધી પેલાં બહેન પોતે ગાંધીજી પાસે સ્વીકાર ન કરે ત્યાં સુધી શું? અંતે પ્રભુએ તે બહેનને સત્ય વાત કહી દેવાની હિંમત આપી. બીજે દિવસે દશ વાગ્યે તે બહેને ગાંધીજી પાસે જઈ પ્રણામ કરી પોતાના દોષનો સ્વીકાર કર્યો.

આ પ્રસંગ વાંચી ઘણાઓને નવાઈ લાગશે. તેઓને એમ લાગશે કે આવી નજીવી બાબતમાં ગાંધીજીએ અનશનવ્રત લીધું તે વિચિત્ર કહેવાય. પણ આ નજીવો જણાતો પ્રસંગ કેટલો ગંભીર હતો તે તો ફિનિક્સના વાતાવરણમાં રહેનાર જ સમજી શકે.

આ પ્રસંગ પછી બીજે દિવસે ગાંધીજી જોહાનિસબર્ગ ગયેલા ત્યાંથી આ પ્રસંગ વિષે તેમણે નીચેનો પત્ર લખેલો:

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ,

"તમારી પાસેથી કોઈ આગલા જન્મની લેણાદેણી નીકળે છે. તમારી પાસેથી આટલા પ્રેમનો મને શો અધિકાર હોય? છતાં જ્યારે હું એવા સંકટમાં કાલે આવી પડ્યો ત્યારે તમે જે પ્રીતિ બતાવી તેનું વર્ણન થાય તેમ નથી. તેથી તમારો બંનેનો આત્મા વધારે તેજસ્વી થાઓ એવું ઇચ્છું છું, ને તે પ્રીતિને અનુભવવાથી મારા આત્માની શક્તિ વિષેનો વિશ્વાસ વધારે દૃઢ થાઓ એવું તમે ઇચ્છજો. એક નજીવી પ્રતિજ્ઞા, એટલે તપશ્ચર્યાનો આદર આટલું કરી શકે, તો થયેલી તપશ્ચર્યા કેટલું કરી શકે તેનું પ્રમાણ જ ન મળી શકે, એ સીધી ત્રિરાશી પ્રમાણે જવાબ મળે છે. ને તેમ જ છે. પ્રતિજ્ઞા ન લેવાત તો હું શુદ્ધ પ્રેમ ન અનુભવત, ને ઝપાટાભેર સત્ય નીકળી આવ્યું ને બાળક છોકરાઓ નિર્દોષ ઠર્યા તેમ ન થાત.

"ચિ. . . .ને મેં જે માળ ઉપર કલ્પી હતી ત્યાંથી તેને ઊતરવું પડયું છે. છતાં તે પુણ્યાત્મા તો છે જ એમ મનમાં રહે છે. તેના સદ્‌ગુણ ઘણા છે. તેને આપણે કેળવવા એ આપણી ફરજ છે. તેનું પાપ અને કામ તો જબરું હતું. તેને યાદ ન દેવાય એમ આપણે વરતવાનું રહ્યું છે. તેને ઘરકામમાં પ્રવીણ થવામાં ઉત્તેજન આપજો. છોકરાંઓ કોઈ તેનું અપમાન ન કરે એમ જોજો. . . . રાતની કથા રાખજો. છોકરાંઓને પાંચ વાગ્યે ઉઠાડવાનો બોજો રા . . . ઉપર ગણીશ. . . . મ...ની તબિયતના ખબર નિયમસર મળવા જોઈએ.

લિ.

મોહનદાસના યથાયોગ્ય"

## ૧૨

## ગાંધીજીના ઉપવાસો

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ઉપાડી, તેમાં તેમને મન રાજકીય કરતાં ધાર્મિક દૃષ્ટિ વિશેષ હતી. સંપૂર્ણ સત્યાગ્રહ સંપૂર્ણ આત્મશુદ્ધિ સિવાય થઈ શકે નહીં. અને સંપૂર્ણ સત્યાગ્રહ સાથે જ તેનો સંપૂર્ણ વિજય કલ્પેલો છે. આમ કોઈ પણ લડત સત્યાગ્રહ મારફત લડવામાં આત્મશુદ્ધિની પ્રથમ જરૂર છે. એટલે સત્યાગ્રહ મૂળ રૂપે જ ધર્મવૃત્તિ છે; ઉપવાસ અને પ્રાર્થના આત્મશુદ્ધિનાં મુખ્ય સાધનો છે. આવા ઉપવાસ બે કારણે થઈ શકે: સંયમને કારણે અને પ્રાયશ્ચિત્તને કારણે. ચાલુ જીવન વિશેષ ને વિશેષ શુદ્ધ શી રીતે થાય તેના ઉપચારોમાં મન અને હૃદયના નિરંકુશ જોશને દાબવાને માટે ઉપવાસ થાય તે સંયમના હેતુથી થયેલા ઉપવાસ કહેવાય. અને મન અને હૃદયના આત્મહિતથી વિરુદ્ધ જતાં કાર્યોમાં કે પ્રલોભનોમાં પડીને જે દોષ થઈ જાય તેના પ્રાયશ્ચિત્ત ખાતર ઉપવાસ થાય તેને પ્રાયશ્ચિત્તના હેતુથી થયેલા ઉપવાસ કહેવાય. સંયમના હેતુથી

ગાંધીજીએ ખોરાકના બધા અખતરા કરવા માંડેલા તે આપણે જોઈ ગયા. પછી પોતે તેથી આગળ વધ્યા. તેમણે એકટાણાં અને નકોરડા ઉપવાસ પણ શરૂ કર્યા. આવા નકોરડા ઉપવાસ સંયમની દૃષ્ટિએ એકસામટા તેમણે કર્યા નથી. આવા સામટા ઉપવાસ સંયમની દૃષ્ટિએ કરવા યોગ્ય છે કે નહીં તેનો વિચાર તેમણે તો કર્યો જ હશે. પણ તે વિષે મારો ખ્યાલ તો એ છે કે, જીવન સતત અન્યની સેવામાં જ પ્રવૃત્ત રહેતું હોય તો સેવાર્થે પ્રવૃત્તિ એ જ સંયમરૂપ છે. સંયમ ખાતર ઉપવાસ કરી ચાલુ સેવાર્થી જીવનમાં સહેજ પણ વિક્ષેપ નાખવો તે તેમને યોગ્ય નહીં લાગ્યું હોય. તેથી નિયમિત અમુક મુદતના એકટાણાં અને અગિયારસના ઉપવાસ સંયમની દૃષ્ટિએ ગણાય. તેવા ઉપવાસ ગાંધીજીએ એકસામટા કર્યા હોય તેવું મારી જાણમાં નથી.

પ્રાયશ્ચિત્તની ખાતર ઉપવાસ એક અને અનેક એકસામટા ઘણી વખત ગાંધીજીએ કર્યા છે. આવા પ્રાયશ્ચિત્ત તરીકેના ઉપવાસ તેમણે આજ સુધી કર્યા છે તેના ચાર ભાગ પાડી શકાય:

૧. પોતાના આત્મસ્ખલનને કારણે પ્રાયશ્ચિત્તરૂપે.

૨. પોતાના જીવનની અસર નીચે રહેનાર આપ્તજનનું આત્મસ્ખલન અસહ્ય થઈ પડવાથી.

૩. જે સમાજને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે અને પોતાના જીવનની અસર નીચે જે સમાજ હોવાનું મનાય છે તે સમાજના ગંભીર આત્મસ્ખલનને કારણે.

૪. જે સમાજને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે અને પોતાના જીવનની અસર નીચે જે સમાજ હોવાનું મનાય છે તે સમાજ પ્રત્યે કોઈ વ્યક્તિ અગર કોઈ સમાજના તરફથી થતા અસહ્ય અન્યાય અને જુલમને કારણે.

ઉપરના ચાર ભાગ પૈકી પ્રથમ બે ભાગના ઉપવાસ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં કરેલા. પ્રથમ પ્રસંગ સાત દિવસના ઉપવાસનો હતો. બીજો પ્રસંગ ચૌદ દિવસના ઉપવાસનો હતો. ત્યાં રહેતા એક ભાઈ અને એક બહેનના ગંભીર આત્મસ્ખલનથી ગાંધીજીને ભારે

દરદ થયેલું. આ કારણે દોષી આપ્તજન માટે હૃદય ઊકળ્યું. પણ એ ઉકળાટ ગાંધીજીએ દબાવ્યો. પોતાની પાસે રહેતા આપ્તજનના હૃદયની મલિનતાના જોખમદાર પોતે જ છે, તેમાં કાંઈ ઊંડે પણ પોતાના આત્માની અશુદ્ધતા સૂચવાય છે, નહીં તો શુદ્ધ સ્ફટિક મણિમાં મેલ છુપાઈ ન રહે. જો મેલ છુપાઈ રહ્યો તે સ્ફટિક મણિ જાતે શુદ્ધ ન હોવાને કારણે જ. આ દૃષ્ટિએ પોતે સાત દિવસના ઉપવાસ કરવાનો નિશ્ચય કરી દોષિત ભાઈબહેનની ઉપરનો રોષ શમાવ્યો અને તેમના પ્રત્યે દયા વરસાવી. આ સાત ઉપવાસ થયા તે સમયે શ્રી કેલનબૅક પણ સામેલ હતા. તે તો ગાંધીજીના જીવનના એક અગત્યના ભાગ થઈ પડેલા, એટલે તેમને તેમના અતિશય આગ્રહથી સામેલ થવાની રજા આપી. આ સાત દિવસના ઉપવાસ નિત્ય કાર્યક્રમમાં સહેજ પણ વિક્ષેપ સિવાય પૂરા થયા.

આ સાત દિવસના ઉપવાસ થયા પછી લગભગ છ માસ પછી બીજા ચૌદ ઉપવાસ કરવાનો પ્રસંગ ઊભો થયો. આ પ્રસંગ મારી દૃષ્ટિએ તો નજીવા કારણથી ઉપસ્થિત થયેલો જણાયો. કોઈ વ્યક્તિ, જેને માટે ગાંધીજીએ ભારે જોખમ વહોરેલું, તેના ચારિત્ર્ય વિષે ગાંધીજીને ભારે વિશ્વાસ હતો, પણ તે વ્યક્તિનું આંતરજીવન બહુ જ મલિન જણાયું, અને તેથી તેમણે તેને માટે પ્રાયશ્ચિત્ત કર્યું. અને આશા રાખેલી કે નબળાઈને કારણે જે મલિનતા આવી ગઈ હશે તેનો નાશ થશે. પણ પરિણામે ગાંધીજીને ખાતરી થઈ કે તે વ્યક્તિની મલિનતાનો નાશ તો નથી જ થયો, પણ ચાલાકીથી તેમને છેતરવામાં આવે છે. એટલે ગાંધીજીને નિરાશા ઊપજી. જેને વિષે પોતે બહુ સારી આશા બાંધી બેઠા હતા, તેની આવી અધોગતિમાં તેમણે પોતાને કારણભૂત ગણ્યા. તેમણે ફિનિકસમાં ચૌદ દિવસના ઉપવાસ આદરેલા તે પહેલાં કેટલાયે સમયથી તેમના હૃદયમાં ભારે આઘાતો થયા કરતા હતા. આપણી નજરે બહુ નજીવો ગુનો તેમને ભારે દુઃખરૂપ નીવડતો, અને હૃદયની ક્ષતિ કે હૃદયનું મેલાપણું તે સહેજે સહન કરી શકતા નહીં. તે દિવસો જ એવા હતા. પણ તે દિવસો જેવા દુઃખદ હતા તેવા જ સ્વાનુભવના, આત્મનિરીક્ષણના અને

જ્ઞાનદાયી હતા. ૧૯૭૦ના ચૈત્ર વદ ૧૩ના રોજ તેમણે પોતાના હૃદયની દુઃખદશા નીચે પ્રમાણે વર્ણવેલી :

"આજ સુધી કોઈ પણ દિવસો આવી માનસિક વેદનાના નહીં ગયા હોય. મારું બોલવું, મારું હસવું, મારું ચાલવું, મારું ખાવું અને મારું કામ કરવું એ બધું સંચાની માફક જ હમણાં ચાલે છે. કંઈ પણ લખી શકતો નથી. હૃદય જાણે કે શુષ્ક થયું હોય તેમ જણાય છે. હાલની મારી વેદનાની હદ નથી. ઘણી વખત તો પેટમાં મારવા માટે મારા ગજવામાંથી છરી કાઢવાનો વિચાર કર્યો, કેટલીક વખત સામેની ભીંતમાં માથું ફૂટવાનો વિચાર કર્યો, કેટલીક વખત આ સંસારમાંથી નાસી છૂટવાનો વિચાર કર્યો. પણ પછી એમ વિચાર થયો હે ભલા જીવ! મૂર્ખ જીવ! આમ ઘેલો તું કેમ બની જાય છે? આવી માનસિક વેદનાને સમયે પણ તું સમતોલ નહીં રહું તો તને જે જરા જેવું પણ જ્ઞાન મળ્યું છે તે શા કામનું રહેશે? આમ વિચાર કરી હું હાલના મારા દિવસો ગાળું છું. મારા જે હિતેચ્છુ છે તેમને આ હકીકત મારે હમણાં કહેવી છે. . . . 'જુઓ ભાઈ, જે . . . એ અઘોર પાપ કીધાં છે.'

"આ બધું જાણ્યું ત્યારે મને વિચાર થયો. અપાત્ર ઉપર વિશ્વાસ રાખી મેં જે પાપ કર્યું તેનું પ્રાયશ્ચિત્ત મારે ભોગવવું જ જોઈએ. પંદર દિવસના ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા લેતાં લેતાં અચકાયો. બાનો વિચાર આવ્યો: હું પંદર દિવસ ન ખાઉં તો તે સાથે જ બાનું મરણ. આવા ભયથી જ હાલ તુરત માટે તે વિચાર માંડી વાળ્યો. પણ પછી નિશ્ચય થયો કે જે. . . એ ફી. . . જવું જ જોઈએ. ત્યાં જઈને રહેવું એ જ તેનો મુખ્ય ધર્મ છે. અહીં રહેવાથી તેનું કલ્યાણ નથી. . . . ખબર નહીં કે મારામાં શું છે. મારામાં એવી નિર્દયતા છે — બીજાઓ કહે છે તે પ્રમાણે — કે સામેનો માણસ મારું મન સંપાદન કરવા તણાઈ તણાઈને કામ કરે અને ન થાય તેવું કામ પણ કરવા પ્રયત્નો કરે. અને તેમ કરવાની પોતાની શક્તિ હોતી નથી ત્યારે છેવટે કૃત્રિમતા ધારણ કરી મને છેતરે. ગોખલેજીએ પણ મને ઘણી વખત કહેલું કે, 'તારામાં એવી કઠોરતા છે કે સામેના

માણસોને તું ધ્રુજાવી નાખે અને તે માણસ બીકનો માર્યો કે તારી ઇચ્છા સંપાદન શી રીતે થાય તેવા પ્રયત્નોમાં તણાયાં કરે અને છેવટે અશક્ત માણસો કૃત્રિમતા ધારણ કરે. તું માણસોના ઉપર અસહ્ય બોજો નાખી દે છે. હું પોતે પણ તારું કાર્ય હોય તે મારી શક્તિ ન હોય તેમ છતાં તણાઈ તણાઈને કરું છું.' "

એવામાં બન્યું એવું કે, એક દિવસ સવારના સાડા દશ વાગ્યા હતા, બધાં જમવા બેઠાં હતાં. હું અને ગાંધીજી બધાને પીરસતા હતા. પીરસીને હું રસોડામાં ગયો. પાછળ ગાંધીજી આવ્યા અને બોલ્યા : "તેણે આજે ભયંકર જૂઠાણું વાપર્યું અને મારે તેને કહેવું પડ્યું કે હવે બીજી વખત આમ હેતુપૂર્વક જૂઠાણું વાપરીશ તો હું ચૌદ દિવસના ઉપવાસ કરીશ." આ વાતને ચોવીશ કલાક થવા આવ્યા. ફરી જમવાનો અને પીરસવાનો પ્રસંગ આવ્યો, અને તેઓ બોલી ઊઠ્યા : ". . .એ ગજબ કર્યો. આજે પણ તેણે હેતુપૂર્વક જૂઠાણું વાપર્યું. અને મારે ચૌદ દિવસના ઉપવાસ કરવાના થયા."

મારા પર તો જાણે વજ્ર પડ્યું, હું તો સ્તબ્ધ થઈ ગયો. તુરત જ ગાંધીજીએ મને ચેતવ્યો. અમારા બે સિવાય રસોડામાં કોઈ નહોતું. બા તો બીમાર હતાં, એટલે પથારીવશ હતાં. ગાંધીજીએ મને કહ્યું : "તમે ખાઈ લો. પછી મગનલાલ અને છગનલાલને બોલાવો." મેં કહ્યું : "હમણાં જ બોલાવી લાવું, મારે ખાવું નથી." ગાંધીજીએ તુરત જ મને પાછો વાળ્યો અને બોલ્યા : "મારો હુકમ છે. તમે ખાઈ લો. તમારે કોઈને તેમાં વિચાર કરવાનો નથી. તમારે કોઈએ મારી પાછળ ઉપવાસ કરી આપણું નિત્ય કાર્ય બગાડવાનું કે તેમાં ખામી લાવવાની નથી. સહેજ પણ આપણા કાર્યક્રમમાં વિક્ષેપ ન આવે, એવી કાળજી રાખવાની છે. માટે તમે ખાવા બેસો." ગાંધીજીએ મને બળાત્કારે ખાવા બેસાડ્યો. કહો કે મારા પર જુલમ કર્યો. મેં દલીલ કરી, "પણ તમે આમ જેમાં ને તેમાં ઉપવાસ કરો એનો શો અર્થ? ચૌદ દિવસના ઉપવાસ શા સારુ? અમારા પાપથી તમે શાને ઉપવાસ કરો? તમારા હૃદયની છાયા એવી શીતળ છે કે તેની શીતળતામાં ભયંકર ઝેરી નાગ પણ

પોષાય. તેના પાપથી તમે ભૂખે મરો તે ક્યાંનો ન્યાય?" ગાંધીજી મારા હૃદયની પીડા જોઈને હસ્યા ને ગંભીર ભાવે બોલ્યા:

"ગમે તે જૂઠું બોલે કે મને છેતરે તેથી મને ન લાગે; તેથી હું મને દોષિત ન ગણું. ચૌદ દિવસના ઉપવાસ કરવાનો મેં નિશ્ચય કર્યો છે તે કાંઈ કોઈના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ખાતર નહીં પણ ગઈ કાલે મેં જે પ્રતિજ્ઞા કરેલી કે, "હવે બીજી વખત આમ હેતુપૂર્વક જૂઠાણું તું વાપરીશ તો હું ચૌદ દિવસના ઉપવાસ કરીશ," તે પ્રતિજ્ઞાના પાલન ખાતર મારે ઉપવાસ કરવા પડશે. છતાં જેને હું મારા ગણું, જેની પાસે હું ભારે આશા રાખી બેઠો હોઉં, જેના પ્રત્યે મને ભારે વિશ્વાસ હોય, જેને માટે મેં અનેક જોખમો વેઠીને મારો આત્મા રેડ્યો હોય, તે જ વ્યક્તિ અસત્ય વાપરી મને સતત છેતર્યાં કરે તો તેમાં મારું જ પાપ છે, એમ મને દીવા જેવું સ્પષ્ટ જણાય છે. મારામાં પાપ ન હોય તો તેવાં પાપવાળાનું પાપ હું કેમ ન જોઈ શક્યો? પથ્થર અને હીરાનો ભેદ ઝવેરીથી થવો જ જોઈએ. મારા માણસો જેને હું મારા ગણું છું, મારા હૃદયના પ્રતિબિંબરૂપ ગણું છું, તેમનામાં અસત્ય હોય તો મારામાં અસત્ય હોવું જ જોઈએ; આ મારું જીવન છે. આ ખાતર હું જીવું છું તમારે તો મને હિંમત આપવાની છે. તમારે તો હોશિયાર રહી હું અશક્ત બનું તો મારી સેવા કરવાની અને આપણા નિત્યકાર્યમાં કાંઈ પણ ખામી ન આવે તેમ કર્યાં કરવાનું છે. મારી પાછળ ઉપવાસ કરી, મારી મુસ્કેલી વધારી, મારા ઉપવાસમાં મને ચિંતાતુર બનાવવાની તમારી ફરજ નથી."

હું તો ચૂપ રહ્યો. ખાધું ન ખાધું અને પછી મગનલાલ, છગનલાલ, મિ. વેસ્ટ વગેરેને બોલાવી લાવ્યો. ગાંધીજીએ પોતાનો નિશ્ચય કહ્યો. ઉપર વર્ણવી તેવી ચર્ચા પણ થઈ. પણ બધા જાણતા હતા કે ગાંધીજીનો નિશ્ચય એટલે ભીષ્મપ્રતિજ્ઞા.

ચૌદ દિવસના ઉપવાસ શરૂ કર્યા. લીમડાનાં પાન કે રસથી શરીરની ખોટી ગરમી શાંત થઈ વૃત્તિઓ દબાય છે એવા કાંઈક ખ્યાલથી ગાંધીજીએ ઉપવાસ કરતા પહેલાં એવો સંકલ્પ કરેલો કે

લીમડાનાં કૂણાં પાન દિવસમાં બે વખત અમુક પ્રમાણમાં ખાવાં. આમ ચાર દિવસ થયા, ને તેમના પેટમાં ચૂંક ઊપડી, અસહ્ય દરદ થવા માંડ્યું. પાન ખાવાં બંધ તો કર્યાં, પણ દરદ મટે નહીં. પાંચ દિવસમાં તો ગાંધીજી ચૌદ દિવસના ઉપવાસને અંતે જેટલા અશક્ત જણાવા જોઈએ તેવા અશક્ત થઈ ગયા. આ ચૌદે દિવસ હું સતત તેમની પાસે જ રહ્યો અને તેમની સેવા કરવાને ભાગ્યવાન બન્યો.

પણ, આ ઉપવાસ વિષે અમારે કોઈને જણાવવું નહીં, ફિનિક્સની બહાર એ વાત જાય નહીં, એવી સૂચના અમને સર્વને આપેલી હતી. વળી બહારથી કોઈ ફિનિક્સમાં મુલાકાતે આવે તો તેમને પણ ચાહીને એ વાત કરવી નહીં એવી સમજૂત હતી. ઉપવાસની વાત બહાર જાય તો તો દક્ષિણ આફ્રિકા ફિનિક્સમાં જ ઊભરાઈ આવે અને હો હો થઈ રહે. દક્ષિણ આફ્રિકામાં, જ્યાં ખૂબ ખાઈપીઈને મજા માણવાનો આદર્શ ભોગવનારા માણસો રહેતા હોય, ત્યાં ચૌદ દિવસના ઉપવાસની હકીકત સાંભળી ફિનિક્સ ભણી સ્નેહીઓની કૂચ શરૂ થાય એ સ્વાભાવિક છે. આમ ચૂપકીને કારણે શાન્તિથી ગાંધીજીના ઉપવાસ પૂરા થયા. છેલ્લા ઉપવાસને દિવસે તો તેમનાથી પથારીમાંથી ઉઠાતું પણ નહોતું, એટલી અશક્તિ થઈ ગઈ હતી. આ પ્રસંગે મિ. કેલનબેક જોહાનિસબર્ગ હતા. તેમણે ચાર દિવસ પછી ખબર જાણી. તે તો આ ચૌદ દિવસના ઉપવાસની વાત જાણી આકળવિકળ થઈ ગયા. તુરત જ ગાંધીજીને તાર કર્યો અને ત્યાંથી ફિનિક્સ આવવા નીકળ્યા. તારને બીજે દિવસે શ્રી. કેલનબેક સાંજની ગાડીમાં ચારેક વાગ્યે ઊતરવાના હતા. બે અઢી વાગ્યા એટલે ગાંધીજી પથારીમાં પડ્યા પડ્યા બોલ્યા : "મારી સાથે જેને સ્ટેશને આવવું હોય તે તૈયાર થાઓ. પ્રેસના કે નિશાળના કામવાળું કોઈ ન આવે." આમ બોલી પથારીમાંથી ઊઠ્યા. હાથમાં લાકડી લીધી. ચંપલ પહેર્યાં અને ચાલવા માંડ્યું. હું પણ સાથે સાથે ગયો. સ્ટેશને ગયા ને ગાડી આવી. શ્રી કેલનબેક ગાડીમાંથી ઊતર્યા. ગાંધીજીને સ્ટેશન પર જોઈને તે તો આભા જ બની ગયા. તે

ગાંધીજીને ભેટયા અને બોલ્યા : “ મેં તો માનેલું કે તમે હજી પથારીવશ જ હશો.” ગાંધીજી હસતાં હસતાં બોલ્યા: “હા હતો તો પથારીવશ, પણ તમે મને પથારીવશ થયેલો જાણીને ત્યાંથી અહીં આવવા નાઠા એ મારાથી સહન ન થયું. મારે માટે આટલી બધી ચિંતા શી? આટલો બધો મોહ શો? હું ત્રણ માઈલ ચાલીને તમારી સામે આવ્યો, તે તમને એમ બતાવવાને કે હું પથારીવશ નથી પડી રહ્યો.”

શ્રી કૅલનબૅક તો બહુ રાજી થયા અને બધાએ વાતો કરતાં કરતાં આશ્રમ તરફ ચાલવા માંડયું.

પણ જે સદાયે આત્મનિરીક્ષણ કરતા હોય અને જેના હૃદયમાં સતત મન્થન ચાલ્યા કરતું હોય તેની દરેક ક્ષણ અમૂલ્ય ગણાય. આમ ગાંધીજી માટે કયો પ્રસંગ ક્રાંતિકારક નીવડશે એ કહી શકાય નહીં. કોઈ પણ છીછરી પ્રવૃત્તિ કે બાહ્ય ડોળ દેખી તેમને અનહદ દુઃખ થતું. ઉપરના પ્રસંગ પછી આવું કાંઈક જોઈ જાણી સાંજની પ્રાર્થના બાદ બધાંને ઉદ્દેશી તેમણે નીચે પ્રમાણે ઉદ્દગાર કાઢેલા:

“. . . તમે ગીતાજીના શ્લોક પાઠ કરી જશો તેથી હું રાજી નહીં થાઉં. તમે ઇતિહાસ વાંચો કે નહીં, ગણિત ગણો કે નહીં, સંસ્કૃત ભણો કે નહીં, તેની મને કંઈ પણ ચિંતા નથી. પણ તમે સંયમવૃત્તિ ધારણ કરો એ જરૂરનું છે. એ મારે જોઈએ છે. હું માણસનો ગુલામ થવાને ઇચ્છીશ, પણ મારા મનનો ગુલામ થવા નહીં ઇચ્છું. મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી. માટે તમે સમજીને મનને નિયમમાં રાખતાં શીખો. આવી સ્થિતિમાં તમે મારી પાસે રહી શકશો. નહીં તો મારે કોઈની જરૂર નથી. હું તમને કોઈને શીખવવાનું અભિમાન પણ રાખતો નથી. મારી પાસે એક શિષ્ય છે કે જેને શીખવવું એ ભારેમાં ભારે કામ છે. એને શિક્ષણ આપવાથી જ હું તમારું કે હિંદનું કે માનવજાતનું ભલું કરી શકીશ. અને તે હું પોતે જ છું, જેને હું મારું મન કહું છું. આમ બધા પોતાને પોતાના શિષ્યો બનાવશે તેઓ જ અહીં રહેવાને લાયક છે. આ જિંદગી જેનાથી ન જીરવાય તે અહીં ન રહે એ બહેતર છે. તે

અહીંથી છૂટો થાય તો તેણે ઠીક કર્યું કહેવાય. પણ સમજ્યા સિવાય (હેતુપૂર્વક નહીં કરતાં સંચાની માફક) કરવું એ પાપ છે. એવું હું નથી ઇચ્છતો."

## ૧૩

## સ્નેહી, ત્યાગી કે જ્ઞાની?

બધા એમ કહે છે કે ગાંધીજીનામાં કાંઈક છે. જે એમનાં દર્શન કરવા જાય છે તેના ઉપર તે ભૂરકી નાખે છે. જે તેમની સાથે કજિયો કરવા જાય છે તે તેમનાથી જિતાઈ જાય છે. જે એમના પ્રત્યે સ્નેહ રાખે છે તે તેમના સ્નેહમાં ઓગળી જાય છે. તેમનામાં સ્નેહની શુદ્ધતા અને તીવ્રતા એટલી ભારે છે કે તેમના સંબંધમાં આવનારને પોતાની જાતને તેમનામાં જ સમાવી દેવાનું મન થાય છે. ફક્ત તેવાઓના હૃદયની નબળાઈ જ વચ્ચે આડી આવે છે. કારણ કે ગાંધીજીનો સ્નેહ વેવલો નથી. આપણે સામાન્ય રીતે મોહને સ્નેહ અને પ્રેમને નામે ઓળખીએ છીએ. આપણા સ્નેહમાં દેહ પ્રત્યેનું આકર્ષણ હોય છે. યમ, નિયમ અને સંયમથી જેણે આત્મનિરીક્ષણ કરીને આત્મસાધના કરી હોય તે મોહ એટલે કે દેહના આકર્ષણવાળા સ્નેહનો અને શુદ્ધ સ્નેહનો ભેદ જાણી શકે અને તેને પારખી શકે. સ્નેહ તો હમેશાં શુદ્ધ હોય છે પણ આપણું સ્નેહનું ધોરણ એવું મલિન થઈ ગયું છે કે સ્નેહ અને શુદ્ધ સ્નેહ જેવા ભેદ આપણે કરીએ છીએ. સ્નેહ હમેશાં શ્રેયસ હોય છે, પ્રેયસ નથી હોતો. તેમાં આત્માનું ચિરસ્થાયી શ્રેય હોય છે. તેમાં ક્ષણિક શારીરિક લાલસા અને મનની ઉત્તેજિત લાગણીઓને સ્થાન નથી હોતું. ગાંધીજીનો સ્નેહ આત્માનું શ્રેય કરનારો છે. ઘણા ભકતોએ પ્રભુ પાસે એવો શુદ્ધ સ્નેહ માગ્યો છે, આ સંસારની કે ત્રિલોકની ધનસંપત્તિનો કે અધિકારનો અનાદર કરી પ્રભુ પ્રત્યેનો કે આપ્તજન પ્રત્યેનો શુદ્ધ સ્નેહ વાંછ્યો છે. ગાંધીજીના નીચેના પત્રો

એવા સ્નેહની ઝાંખી કરાવે છે. સાચો સ્નેહી એ સાચો ત્યાગી છે, સાચો જ્ઞાની છે.

સને ૧૯૦૮માં સત્યાગ્રહની લડતમાં ગાંધીજીને બીજી વખત જેલની સજા થઈ. આ વખતે પૂજ્ય કસ્તૂરબા ફિનિક્સમાં ખૂબ બીમાર હતાં. મિ. વેસ્ટે ગાંધીજીને કસ્તૂરબાની ભયંકર બીમારીનો તાર કર્યો. તે ઉપરથી ગાંધીજીએ પૂજ્ય કસ્તૂરબાને નીચેનો કાગળ લખ્યો. ગાંધીજીની ઉંમર આ વખતે ૪૦ વરસની હશે.

"તારી તબિયતનો તાર મિ. વેસ્ટે આજે મોકલ્યો છે. મારું હૈયું કોતરાય છે. હું રડું છું. પણ તારી ચાકરી કરવા આવું એવી સ્થિતિ નથી. સત્યાગ્રહની લડતમાં મેં બધું અર્પણ કર્યું છે. મારાથી ત્યાં અવાય જ નહીં. દંડ આપું તો જ અવાય. દંડ તો ન જ અપાય. તું જરા હિંમત રાખ, ...નસર ખાય, તો સારું થઈ રહેશે. છતાં મારે નસીબેથી તું જશે જ એમ હશે તો હું તને એટલું જ લખું છું કે, તું વિયોગમાં પણ મારી હયાતીમાં જ ચાલી જાય તેમાં ખોટું નથી. મારું હેત તારી ઉપર એટલું છે કે તું મૂએલી છતાં મારે મન જીવશે. તારો આત્મા તો અમર છે. હું તને ખાતરીથી કહું છું કે, જો તારે જવું જ થશે તો હું તારી પાછળ બીજી સ્ત્રી કરવાનો નથી. મેં તને કેટલીક વાર કહ્યું પણ છે. તું ઈશ્વર ઉપર આસ્થા રાખી જીવ તજજે. તું મરીશ તો તે પણ સત્યાગ્રહને જોગ છે. મારી લડત તે માત્ર રાજદ્વારી નથી. તે લડત ધાર્મિક છે, એટલે અતિ ચોખ્ખી છે. તેમાં મરવું તોયે શું અને જીવવું તોયે શું? તું પણ એમ જ જાણી જરાયે ઓછું નહીં લાવે એવી મારી ઉમેદ છે, એવું તારી પાસેથી માગી લઉં છું."

ઉપરનો પત્ર લખ્યા પછી લગભગ પાંચ વરસની લાંબી મુદ્દત પછી ફિનિક્સમાં એક સવારે તે ખેતીના કામે હતા, તે વખતે ટપાલ આવી. ટપાલમાં એક તાર હતો. તે તાર તેમણે ટપાલ વાંચતી વખતે વાંચ્યો અને જાણે તેમાં કાંઈ જ મહત્ત્વના સમાચાર નથી એમ પોતાની પાસે રાખ્યો. આશ્રમનો આખા દિવસનો કાર્યક્રમ પૂરો થયો. સાથે કામ કરનારને ખબર પણ ન પડે કે આજે કાંઈ

તેમના હૃદયમાં ગંભીર ગડમથલ ચાલી રહી છે. રાત્રે પ્રાર્થના પછી આખા દિવસના મહત્ત્વના પ્રસંગો વિષે કે મહત્ત્વના સમાચારો વિષે વાતો ચાલતી હતી તે પ્રસંગે ગાંધીજી અતિશય ગંભીર થઈ ગયા. અને લાગણીભર્યા ભાવે નીચેના ઉદ્ગાર અમારી પાસે કાઢ્યા:

"ભારેમાં ભારે આપત્તિ મારા ઉપર આવી પડી છે. હું ધારું છું કે છેલ્લી ઘડી સુધી મારો વિચાર કરતાં કરતાં ગઈ કાલે મારો ભાઈ મરી ગયો! મને મળવા માટે તેની કેવી ઉત્કટ ઇચ્છા! અને હું પણ જેમ બને તેમ જલદી હિંદ જાઉં, તેને પગે પડું અને તેની સેવાચાકરી કરું એ માટે ઉતાવળે મારું કામ આટોપી રહ્યો હતો. પણ નિર્માણ કંઈ જુદું જ હતું. હવે તો મારે વિધવાઓના કુટુંબમાં જ જવાનું રહ્યું અને તે કુટુંબ પણ મારે જ આશરે! તમે હિંદની કૌટુમ્બિક વ્યવસ્થા સમજતા નહીં હોવાથી આ પ્રસંગ નહીં સમજી શકો. ગમે તે રીતે હિંદ જવાની મારી ઇચ્છા હવે દિવસે દિવસે પ્રબળ થતી જાય છે. અને હજુ પણ કોણ નક્કી કહી શકે? મારી એ ઇચ્છા ફળીભૂત થશે કે કેમ તે વિષે મને હજુ પણ શંકા છે. તોપણ મારે એ યાત્રા માટે તૈયારી કરવી જોઈએ અને પરિણામ માટે શાન્તિથી સર્વશક્તિમાન પ્રભુ ઉપર વિશ્વાસ રાખવો જોઈએ."

ઉપરના પ્રસંગ પછી ગાંધીજી કેપટાઉન ગયેલા. તે પ્રસંગે યુનિયન પાર્લમેન્ટમાં હિંદી રિલીફ બિલ પાર્લમેન્ટમાં રજૂ થયેલું. તે સમયે પણ ગાંધીજીના હૃદયમાં પોતાના ભાઈના મૃત્યુ પરથી જે વિચારો ઉદ્ભવતા હતા તે ત્યાંથી તેમણે જોહાનિસબર્ગમાં એક સાથીને પત્રમાં જણાવેલા. તે નીચે પ્રમાણે છે:

"આવા આઘાતોથી માણસમાં મૃત્યુ વિષે વધારે નિર્ભયતા આવતી જાય છે. શા માટે એ બનાવથી મારા હૃદયમાં ખળભળાટ ઊઠવો જોઈએ? આવા શોકમાં સ્વાર્થની છાયા છે. જો હું મૃત્યુ માટે તૈયાર થાઉં અને આવકારદાયક પ્રસંગ તરીકે મૃત્યુને ગણું, તો મારો ભાઈ મરી ગયો એ કંઈ આપત્તિ નથી. મૃત્યુનો આપણને ડર લાગે છે તેથી આપણે બીજાઓના મૃત્યુ માટે રુદન કરીએ છીએ. શરીર

નાશવંત છે અને આત્મા અમર છે એમ જાણ્યા છતાં, શરીર અને આત્મા છૂટા પડતાં હું શોક કેમ કરી શકું? પણ આ સુંદર અને આશ્વાસનભર્યાં સિદ્ધાન્તમાં સાચી માન્યતા હોય તો જ એ સ્થિતિ પ્રાપ્ત થાય. જેને આમાં શ્રદ્ધા હોય છે તેણે શરીરનું લાલનપાલન ન કરવું ઘટે, પણ તેનો નિયંતા બનવું ઘટે. તેણે પોતાની શારીરિક જરૂરિયાતો એવી રાખવી જોઈએ કે જેથી દેહ દેહી ઉપર અધિકાર ન ભોગવતાં તેના તાબામાં રહે. બીજાઓના મૃત્યુ માટે શોક ન કરવો એ લગભગ શાશ્વત શોકની સ્થિતિ વહોરી લેવા જેવું છે. કારણ કે શરીર અને આત્માઓનો આ સંબંધ જાતે જ શોકપ્રદ છે. આ વિચારો મારા ઉપર અત્યારે પ્રાધાન્ય ભોગવે છે. હાલ આવો બીજો કાગળ મારાથી લખાશે નહીં. આ તો આપોઆપ લખાયો છે. તેથી મિ. પોલાકને પહોંચાડજો અને મ . . . ને પણ તે વાંચવા દેજો અને ત્યાર પછી મિ. વેસ્ટ અને બીજાને વાંચવા માટે છ...ને પણ મોકલવો."

આ જ સમયે મારા ઉપર માનસિક ઉત્પાત ઊતરી આવેલો. મારા પિતામાતા તરફના લાગણીભર્યા પત્રોથી હું દીન બની ગયેલો. મેં મારી દશા વર્ણવતો એક પત્ર ગાંધીજીને કેપટાઉન લખેલો. તેના જવાબમાં તેમણે જે પત્ર મને લખ્યો તે પરથી ત્યાગી એ જ સાચો સ્નેહી છે, સાચો સ્નેહ સ્વાર્પણ પ્રત્યે આપણને દોરે છે એની ગાંધીજીની વિચારશ્રેણી આપણે જાણી શકીશું. તે પત્ર હું નીચે આપું છું:

"રામચંદ્રજી વનવાસે ગયા ત્યારે દશરથ રાયે તેમને કહ્યું કે, કૈકેયીને આપેલા વચનની ફિકર નહીં; વચનભંગ થતા છતાં રામચંદ્રજીએ વનમાં ન જવું. આ લૌકિક અને સ્થૂલ પુત્રભાવથી ઉત્પન્ન થયેલી ઇચ્છાનો અનાદર કરી રામચંદ્રજીએ વનવાસ જઈ ખરી પિતૃભક્તિ કરીને દશરથનું તેમ જ પોતાનું નામ અમર કર્યું. હરિશ્ચન્દ્રે પોતાની સ્ત્રીને વેચી રોહિતને ગળે તલવાર મૂકવા સુધી પણ તત્પર રહી સ્ત્રીભક્તિ અને પુત્રપ્રેમ બતાવ્યાં. પ્રહ્લાદે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી પિતૃભક્તિ કરી તેનો ઉદ્ધાર કર્યો. મીરાંબાઈએ કુંભારાણાને સજી

કુંભારાણાને જ પોતાના ભક્ત બનાવ્યા. દયાનંદે પોતાનાં માબાપ પાસેથી નાસી, થયેલી સગાઈ તોડી, પાછળ મોકલેલા માણસોના હાથમાંથી પણ છટકી જઈ માતૃ- અને પિતૃ- ભક્તિ કર્યાં. બુદ્ધદેવ પોતાની યુવાન ભાર્યાને સૂતી મૂકીને પોતે ચાલી નીકળ્યા.

"આવા ઘણા દાખલા આપણને મળી આવે છે. તેનું ચિંતવન કરી તમને જે સંકટ પડયું છે તેવે સમયે આપણે અન્તર્વિચાર કરી ખરી નીતિના ધોરણે જે યોગ્ય લાગે તે કરવું રહ્યું છે. શ્રવણને સારુ સૂક્ષ્મ અને સ્થૂલ ભક્તિ એક જ પ્રવાહની હતી, એટલે આપણે તેનો દાખલો ઘણી વેળા લઈ ખરું શું છે તે નથી જોઈ શકતા. સત્ય માર્ગે ચાલનારને હંમેશાં સત્ય માર્ગ અણીને વખતે સૂઝી આવે છે. વૈરાગ્યનાં પદો વગેરે આપણે વાંચીએ તે જો આપણને ધર્મસંકટો સમયે ઉપયોગી ન થાય, તો આપણે તે માત્ર પોપટની માફક વાંચી ગયા જ ગણાઈએ. તે વિચાર્યાં તો ન જ હોય. ગીતાજી વાંચવા છતાં જો તે આપણને અંતસમયે મદદ ન કરે તો ગીતાજી વાંચ્યાં તે ન વાંચ્યાં બરોબર છે. તેથી જ હું હંમેશાં કહેતો આવ્યો છું: થોડું વાંચો પણ જે વાંચો તે વિચારો ને તેનું રહસ્ય સમજી તે પ્રમાણે કરવા તૈયાર રહો.

"સ્નેહીઓ તરફ વીતરાગ ઉત્પન્ન થાય ત્યારે જ હૃદય ખરું દયાવાન થાય છે ને સ્નેહીઓની સેવા કરે છે. બાની પ્રત્યે હું જેટલે દરજ્જે વીતરાગી થયો છું તેટલે દરજ્જે તેની સેવા વિશેષ કરી શકું છું. બુદ્ધે તેનાં માતાપિતાને ત્યજી તેઓનો પણ ઉદ્ધાર કર્યો. ગોપીચંદે વૈરાગ્ય લઈ પોતાની માતા ઉપર ઘણો શુદ્ધ પ્રેમ બતાવ્યો. તેમ જ તમે તમારું ચારિત્ર ઘડી, અત્યંત નિર્મળ નીતિ દઢાવી, તમારાં માતપિતાની સેવા કરશો. જ્યારે તમારો આત્મા વિશુદ્ધિને પામશે ત્યારે તેનો પડઘો તમારાં બધાં સ્નેહીઓ ઉપર પડયા વિના નહીં જ રહે."

ઉપરના પ્રસંગને અનુસરીને જે પત્રો લખ્યા તે ઉપરાંત તેમના ઘણા પત્રોમાં જ્ઞાન અને વૈરાગ્ય તરફ તેમનું વલણ ઢળતું જણાય છે. નીચેના પત્રો ઉત્તમ કોટિના છે.

"આત્મા સિવાય બધું ક્ષણભંગુર છે. એ વિચાર ઘડીએ ઘડીએ કરવો એટલું જ નહીં, પણ તેને લગતા કાર્યમાં સદાય પરાયણ રહેવું. જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ સત્યના તથા બ્રહ્મચર્યના મહિમાનો ખ્યાલ મને રમ્યા કરે છે. બ્રહ્મચર્યનો તેમ જ બીજી બધી નીતિનો સમાવેશ સત્યની અંદર થાય છે. છતાં, બ્રહ્મચર્ય એ સત્યની સાથે બેસી શકે એવું તેનું મહત્ત્વ છે એમ મને થયા જ કરે છે. એ બંને વડે કોઈ પણ અડચણ દૂર થાય એમ મારો દૃઢ વિશ્વાસ છે. ખરી અડચણો આપણા મનોવિકારની જ છે. બાહ્ય સંબંધ ઉપર સુખનો લેશમાત્ર આધાર ન રાખીએ, તો લોકો શું કહે છે તે વિચાર કરવાને બદલે આપણે શું કરવું ઘટે છે એ જ વિચાર કરીશું."

"ઈશ્વર પરમાત્મા છે. આત્મા છે તેનો મોક્ષ છે. આ ભવે પણ મોક્ષ સંભવે. આટલું દૃઢ થઈ ગયા પછી આપણે સંશોધન કર્યા જ કરવાનું છે. જે ચાલે છે તે ચાલે છે તેથી જ ઠીક છે, અથવા તો આપણા વડીલોએ કર્યું વાસ્તે અમુક બરોબર જ છે, એ માનવાનું રતીભાર કારણ નથી. એ આત્માની વિરોધી વાત છે. પ્રાચીન ઘણુંયે સરસ છે. પણ અગ્નિની પાછળ જેમ ધુમાડો છે, તેમ પ્રાચીન ઉત્તમતામાં કનિષ્ટતા રહેલી છે. તેનું પૃથક્કરણ કરી આપણે તત્ત્વ ખેંચવું તેમાં જ્ઞાન રહેલું છે."

"ચિ. મગનલાલ,

"પોતાની સ્ત્રીને વિષે વિષય પીવો તેનાથી મહાભારત કામ થોડાં જ હશે. તમારું વલણ તે તરફ છે એટલે તમે પાર ઊતરશો જ. પ્રયત્ન કર્યા જ કરજો ને સફળ થાય તેવા સંજોગો લાવજો. એટલે સહેજે પાર ઊતરશો. મારા વિચારો તેવા બંધાયા પછી પ્રયત્ન કરતાં છતાં, રા. ને દે. ની પ્રાપ્તિ થઈ છે. મારી પ્રાથમિક નિષ્ફળતા ઉપરથી તમારે હિંમત લેવાની છે. પુરુષને સિંહની ઉપમા પણ કવિએ આપી છે. ઇંદ્રિયવનના રાજા થઈ રહેવાનું સામર્થ્ય આપણને બધાને ચિંતવન કરતાં આવી રહેશે. લિ.

બાપુના આશીર્વાદ"

ગાંધીજી કેપટાઉન સને ૧૯૧૪ના એપ્રિલના અરસામાં ગયેલા ત્યારે પૂજ્ય કસ્તૂરબા પણ સાથે હતાં. તે ત્યાં બીમાર પડ્યાં. પૂ. કસ્તૂરબાની બીમારી પ્રસંગે ગાંધીજી પાસે હોય તો તે જ તેમની સારવાર કરતા. તે પ્રસંગે ગાંધીજીએ તેમના પુત્ર ભાઈ મણિલાલને બાની બીમારી અંગે નીચેનો પત્ર લખેલો :

"તમે અક્ષર સુધારજો. બાની તબિયત હાલ તો બહુ બગડી છે. તે અને હું એમ જ માનીએ છીએ કે દાક્તરી દવાની અસર તેની ઉપર ઘણી માઠી થઈ ગઈ છે. તેણે જ ઇચ્છા બતાવી કે દાક્તરી દવા કરવી. બે કે ત્રણ પ્યાલી પીધા બાદ સખત બીમારી થઈ પડી. હવે કંઈ ખાઈ શકાતું નથી. કાલે થોડી દ્રાક્ષ લીધેલી તે પણ માફક આવી જણાતી નથી. છેવટે મોત આવે તોપણ આપણે તો મોતથી નહીં ડરવાનો નિશ્ચય કર્યો છે. એટલે ચિંતામાં પડવાનું છે નહીં. શરીર તો પડવાનું જ છે. ને વળી પોતાને પડવાને દહાડે જ પડે છે. ને તેને અનુસરીને આપણને ઇલાજો સૂઝે છે. વળી આત્મા તો અમર છે. ને જોકે આપણે સંબંધ તો શરીરનો જ રાખતા જણાઈએ છીએ, છતાં ખરો સંબંધ તો આત્માને વિષે જ હોવો જોઈએ. શરીરમાંથી જીવ ગયા પછી આપણે ઘડીભર તેને સાચવતા નથી એ તો ચોક્કસ વાત છે. આમ સમજીને બાના શરીરના વિષે ઉપાયો લીધા પછી હું તો નિશ્ચિંત રહું છું, ને તમે બધા રહો એમ ઇચ્છું છું. હવે શરીરની આવી સ્થિતિ જાણી આપણે સાધુતા ને ઉદાસીનતા પકડવાં જોઈએ. સાધુતા એટલે સ્થૂળ વૈરાગ અથવા જગતમાં ભટકવું એ નહીં, પણ આ ઠેકાણે તેનો અર્થ શુદ્ધ ચારિત્રને લગતો છે. ઉદાસીનતા એટલે દિલગીરી નહીં, પણ વિષયોનો અણગમો ને સંસાર વિષે નિર્મોહપણું. બાની માંદગીમાં આ તમે બધા શીખો એ તેની તરફ તમારો ખરો ભક્તિભાવ ગણાશે. લિ.

બાપુના આશીર્વાદ"

ફિનિક્સમાં અમારાથી થોડે દૂર નેપાલ નામનો એક ખેડૂત રહેતો હતો, તે પ્રથમ ગિરમીટમાં આવેલો. તેની પત્ની પણ ગિરમીટમાં

આવેલી. બંનેનોભેટો તો ડરબન બંદરે ઊતર્યાં પછી જ થયેલો. ઇમિગ્રેશન અમલદારે તે બેનો હસ્તમેળાપ કરાવેલો. તે બાઈ પોતાના પતિ સાથે રહેતી ખરી; પણ તેના કરતાં નેપાલ ઊતરતી નાતનો હતો, તેથી તેના પ્રત્યે વારંવાર તિરસ્કાર વરસાવતી અને કઠોર થતી. એક દિવસ સમીસાંજે એકાએક તેની ઝૂંપડી લાગી. નેપાલ એવો બીમાર હતો કે ઊઠી પણ ન શકાય. અમે ભડકો જોઈ ત્યાં દોડ્યા; પણ ત્યાં જઈએ તે પહેલાં તો ઝૂંપડી તારાજ થઈ ગયેલી. બિચારો નેપાલ તેની ખાટલીમાં જ ભૂંજાઈ ગયેલો. તેની પત્ની દૂર બેઠી રઝ્યાં કરતી હતી. આ વખતે ગાંધીજી કેપટાઉનમાં હતા. આ પ્રસંગનું કરુણ વર્ણન મેં ગાંધીજીને પત્રમાં લખેલું તેના જવાબમાં તેમણે નીચેનો પત્ર લખ્યો હતો :

"ભાઈશ્રી ૫ રાવજીભાઈ,

"તમારો કાગળ મળ્યો. નેપાલ છૂટ્યો જ છે. તેની વહુ કઠોર હૃદયની અનુભવી છે. મરણથી આપણે આપણું કર્તવ્ય વિચારવાનું છે ને શરીર પર લગભગ તિરસ્કાર ઉપજાવવાનો છે. પણ મરણથી ભય પામવાની જરૂર નથી. માણસ બળીને મરે છે ત્યારે પણ અતિ દુઃખ નથી વેઠતો એમ જણાય છે. ઘણું દુઃખ પડયે મૂર્છિત થાય છે. દેહને વધારે વળગનારા વધારે પીડાય છે. આત્મતત્ત્વ જાણનારા માણસ મોતથી નહીં ગભરાય. નેપાલની જેમ હજારો માણસો, હજારો જીવો અત્યારે દરેક પળે બળી મરે છે. બ્રહ્માંડમાં નેપાલ એ કીડી કરતાં પણ સૂક્ષ્મ જંતુ છે. આપણે પોતે જાણેઅજાણે દેવતા સળગાવવામાં, રાતની બત્તી વાપરવામાં, નેપાલ કરતાં પ્રમાણમાં મોટા એવા કેટલા જંતુને સળગાવતાં હઈશું ! બ્રહ્માના જેવો કોઈ મહાજીવ કલ્પો. તેને મન આપણે કીડીના કરતાં સૂક્ષ્મ હોવા જોઈએ. તેની આંખનો પરિઘ જ એટલો મોટો કે આપણે ચાંચડવત્ જણાઈએ. તેણે નેપાલને બાળ્યો હશે તો શું ? અને તેણે એમ પણ માન્યું હશે કે તેના મહાજીવના સુખને અર્થે નેપાલ સમાન જંતુને જીવતા બાળવા જોઈએ. આપણે મન તો નેપાલ આપણા જેવડો જંતુ એટલે આપણા એવા હાલ

થાય તે ભયથી દયા છૂટે છે. પણ જે દલીલ આપણે કીડી, માંકડ, ચાંચડ ને બીજાં અસંખ્ય જંતુઓ, જેને આપણે નરી આંખે નથી જોઈ શકતા, તેને વિષે ડહાપણપૂર્વક લગાડીએ છીએ, તે જ દલીલ વિશેષ ડહાપણવાળો બ્રહ્મા આપણે વિષે લગાડી વાપરતો હોવો જોઈએ. આ જો આપણને સમજાય તો નેપાલાદિના કિસ્સામાંથી આપણે આટલું શીખી શકીએ:

"૧. આપણી પોતાની ઉપર કરુણા લાવી સર્વ જીવને સમાન માની તેની ઉપર કરુણા કરીએ ને આપણા કોઈ પણ સુખને સારુ જીવહાનિ કરતાં ચોંકીએ.

"૨. દેહને વિષે મૂર્છા ન રાખી મરણનો જરા પણ ભય ન કરીએ.

"૩. દેહ અત્યંત દગાખોર છે: એમ જાણી, આ ક્ષણે મોક્ષની સામગ્રી તૈયાર કરીએ.

"આ ત્રણે સૂત્રો કહી જવાં સહેલાં છે, પણ તેને વિચારવાં કઠણ છે, ને વિચાર્યા પછી તે પ્રમાણે વર્તન કરવું તે તો ખાંડાની ધારે ચાલવા જેવું છે.

"અત્યારે સવાર છે. વિચારનો પ્રવાહ એ જ દશામાં ચાલ્યો જાય છે. કેમ કે બા પાછી પીડાય છે ને તેને મરણના ડરમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરું છું.

લિ.

મોહનદાસના યથાયોગ્ય"

# ૧૪

## ઇચ્છાબળનો પ્રભાવ

આમ ગાંધીજીએ પોતાની આત્મશુદ્ધિ સાધવા યત્નો કર્યો. જેમ જેમ શુદ્ધ થયા, તેમ તેમ તે વધુ ને વધુ કુદરતમય થયા. કુદરત એ પ્રભુની સંપૂર્ણ કૃતિ છે. તેને શરણે જનાર માણસ કુદરતને પોતાની માને છે. તે કુદરતના કોઈ પણ રૂપને દેખી આનંદ જ પામે છે. કુદરત તેને કોઈ પણ રૂપે રમણીય જ લાગે છે. જળપ્રલય કરવા ઊલટી રહેલાં વાદળ, તેના ભયંકર ગડગડાટ, અને હૃદયને વિદારી દેતી વીજળીના ચમકારામાં તેને ભય જેવું નથી લાગતું. તેને તે રમણીય લાગે છે. પૃથ્વીને ધોઈ નાખી દૂર ફેંકી દે એવાં મહાસાગરનાં પ્રચંડ મોજાં પર પ્રભુને નાનકડા બાળસ્વરૂપે નૃત્ય કરતા જોઈ યોગી પુરુષ તેનાં દર્શનમાં અતિ આહ્લાદ માણે છે. ભયંકર ઝેરી નાગ કે વિકરાળ વનરાજ તેમની સામે આવીને ઊભો રહે તો તેને પણ પોતાના જેવાં કુદરતનાં તનુજે સમજી તેનાથી ભયભીત નહીં થાય; પણ તેને આપ્તજન માની સ્નેહથી આવકાર આપશે. આપણે આવા વર્તનને ચમત્કાર કહીએ છીએ. વાસ્તવિક દૃષ્ટિએ સંસારમાં ચમત્કાર જેવી વસ્તુ જ નથી કોઈ માણસ એમ કહે કે તે ચમત્કાર બતાવી શકે છે ત્યારે તે કોઈ ઢોંગી કે ધૂર્ત હશે એમ જ માનવું. જેઓ કુદરતના સ્વરૂપમાં નથી ભળી શક્યા, જેઓ કુદરતનો સાક્ષાત્કાર નથી પામી શક્યા, તેઓને પોતાની શક્તિ કરતાં જે વિશેષતા જણાય તેને ચમત્કાર કહે છે. સોળમા સત્તરમા સૈકામાં વીજળી કે હવાઈ જહાજ જોનારને ચમત્કાર લાગે. હવે આપણે જાણીએ છીએ કે તે ચમત્કાર નથી, પણ કુદરતનો વ્યાવહારિક ઉપયોગ છે. જ્યારે માનવી પોતાની સ્થૂળતાનો આત્યંતિક સૂક્ષ્મતામાં લોપ કરી નાખે ત્યારે ભયંકર કે રમણીય જણાતા કુદરતના કોઈ પણ અવયવરૂપ તે બની જાય છે. તેને મન કાળ કે અકાળ, જીવન કે મૃત્યુ, ભયંકરતા કે રમણીયતા સર્વ પોતાનાં

સંતાન સમાન પ્રિય છે. કુદરતમય થઈ જનાર સંત પુરુષને કુદરતનો દ્રોહ કરવાપણું ન હોય, અને કુદરતને તેનો દ્રોહ કરવાપણું ન હોય. પછી તો તેની વર્તણૂકનું જોખમ કુદરત ઉપર હોય છે અને તેના વચનની કે વર્તનની સિદ્ધિ કરવાની ફરજ કુદરતને શિરે હોય છે.

ગાંધીજી જેમ જેમ આત્મશુદ્ધિમાં આગળ વધતા ગયા તેમ તેમ તેમના હૃદયની નિર્ભયતા અને વિશાળતા વધતી ગઈ. આને કેટલાક ચમત્કાર પણ કહેશે. જે કહે તે ખરું. તેવો એકાદ પ્રસંગ અહીં આપી આ સમયના ગાંધીજીના જીવન સંબંધનું પ્રકરણ પૂરું કરીશ.

આ શાંતિના સમયમાં, એટલે સને ૧૯૧૨–૧૩માં, રંગૂનથી ભાઈ કોટવાલ — તેમનું આખું નામ પુરુષોત્તમ કેશવ કોટવાલ — ત્યાં આવ્યા. ગાંધીજીના મિત્ર ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ આ ભાઈને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની હકીકત જાણવા તથા ગાંધીજીના જીવન વિષે કાંઈ જાતિઅનુભવ મેળવવાના હેતુથી મોકલ્યા હતા. ભાઈ કોટવાલ ત્યાં દાખલ થયા ત્યારથી તેમની દૃઢતા અને નીડરતાની છાપ બધા ઉપર અને ગાંધીજી ઉપર પણ સારી પડી. ભાઈ કોટવાલ ત્યાં બે ત્રણ માસ રહ્યા, પણ તેમણે હિંદુસ્તાનનો પોતાનો પહેરવેશ તજ્યો નહીં. પોતે વિદ્યાના ઉપાસક, યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છતાં ખૂબ સાદા, સરળ, અને મળતાવડા હતા. ફિનિક્સના વસવાટ દરમિયાન તેમણે ગાંધીજીને પણ આકર્ષ્યા.

બે ત્રણ માસ રહ્યા બાદ તેમણે હિંદુસ્તાન પાછા ફરવા તૈયારી કરવા માંડી. જે દિવસે ડરબનથી સ્ટીમરમાં બેસવાનું હતું તેના બે દિવસ પહેલાં તે ફિનિક્સથી ગયેલા. જતાં જતાં ગાંધીજીને એમ કહ્યું કે, સોમવારે સ્ટીમર ઊપડવાની છે એટલે રવિવારે બપોરે અઢી વાગ્યાની ગાડીમાં પાછો આવીશ અને સોમવારે સવારની ગાડીમાં ડરબન જઈ સ્ટીમર પકડીશ. રવિવારના રોજ સવારે ડરબનના હિંદુ મંડળે ભાઈ કોટવાલના માનમાં મેળાવડો કર્યો અને મંડળ તરફથી એક સોનાનું ઘડિયાળ તેમને ભેટ આપ્યું. મેળાવડો પૂરો

થતાં તેઓ જમીને સ્ટેશને જવા નીકળ્યા. તે વખતે વરસાદે શરૂઆત કરી. મુશળધાર વરસાદ વરસવા માંડ્યો. ગાડી ફિનિક્સ સ્ટેશને આવી. ભાઈ કોટવાલ ગાડીમાંથી ઊતર્યા. ત્રણ કલાકમાં તો ભારે પાણી પડ્યું. વળી ત્યાંની પહાડી જમીનમાં તો પડેલું પાણી જોરથી વહે. ફિનિક્સ સ્ટેશને ઊતરી આશ્રમ તરફ દૃષ્ટિ કરી તો જળ જળ જણાયું. સ્ટેશન-માસ્તરે સૂચવ્યું કે વરસાદ ધીમો પડે અને પાણી ઓસરી જાય ત્યાં સુધી થોભી જાઓ. અને કદાપિ વરસાદ ન થોભે તો ત્યાં સગવડ કરી આપવાને પણ કહ્યું. ભાઈ કોટવાલે સ્ટેશન-માસ્તરનો આભાર માન્યો અને વિચાર્યું કે, એમ થોભી કેમ જવાય? લગભગ ત્રણ થયેલા. વરસાદ બંધ રહે નહીં, અને એમ કરતાં સાંજ પડી જાય તો આશ્રમમાં શી રીતે જવાય? ગમે તે જોખમે આશ્રમમાં તો જવું જ જોઈએ. ધોતીનો કછોટો માર્યો. માથાપૂર ઊંચી લાકડીને છેડે પોતાની પોટલી ભેરવી ભાઈ તો ચાલ્યા. સ્ટેશનથી બેએક ફર્લાંગ પર એક નાનો ઝરો હતો. ટેકરાળ જમીન એટલે પડ્યું પાણી જોશથી વહેવા માંડે, અને વહેળકું તો પૂર જોશથી વહેતું જાય. વહેળકાની બહાર પણ સપાટી પર ઢીંચણસમું તો પાણી વહેતું જ હતું. પણ વહેળકામાં પાણી કેટલું ઊંડું હશે તેનો ક્યાસ ન આવ્યો છતાં તેમણે ચાલ્યા કર્યું. વહેળકું ઊતરતાં જ અકસ્માત્ ઊંડાણમાં તેમનો પગ લપસ્યો. ચત્તા પડ્યા. હાથમાંની લાકડી સરી ગઈ. પોટલી પણ અળગી જઈ પડી. અને વહેળકાનો પ્રવાહ તો એટલા જોશમાં વહે કે ભાઈ કોટવાલ સાવધ થઈ તરવાનો કાંઈ પ્રયત્ન કરે તે પહેલાં તો તણાયા. તણાતાં તણાતાં કાંટાળા ઝાડની ડાળીઓ આખે શરીરે લાગી અને ઉઝરડા થઈ શરીરે લોહી વહેવા માંડ્યું. બંને સાથળોએ ઊંડા ઉઝરડા થયા. પણ તે બેએક ફર્લાંગ દૂર તણાયા એવામાં એક કાંટાળું ઝાડ પડી ગયેલું તેમાં ભરાયા. ઝાડની ડાળી તેમણે પકડી અને ઉપર ચડી ગયા. બરોબર શુદ્ધિ આવી અને જોતાં જણાયું કે જે ઝાડ પર તે ચડેલા તે ઝાડ વહેળકાની આ બાજુનું હતું. એટલે ફિનિક્સ આશ્રમમાં જવાને માટે તે પ્રચંડ જોરથી વહેતું વહેળકું તેમને ઓળંગવું જ રહ્યું.

હવે શું કરવું? જોખમ તો હતું જ. પણ અત્યારે જ આશ્રમમાં જઈને બાપુજીને મળવું અને કાલે દેશ તરફ જતાં પહેલાં બાપુજીની સાથે રાત્રી ગાળવી — એ તેમનો દૃઢ સંકલ્પ હતો. આ ઝાડ હાથમાં ન આવ્યું હોત તો અરધા કલાકમાં તો હિંદી મહાસાગરની છોળોમાં ભાઈ કોટવાલ રમતા હોત. પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? તેમણે પોતાનું લાંબું પહેરણ તથા ઉપરની ગરમ બંડી ઉતારીને ઝાડની એક ડાળીએ ભરવ્યાં. પગનાં ચંપલ પણ ત્યાં મૂક્યાં. લાંબી ધોતી ફાડી કચ્છ ભીડ્યો. અને રામનું નામ દઈ વહેતા વહેળામાં ભુસકો માર્યો. સીધું તો તરાય નહીં. આડકતરાતા તરતાં તરતાં પચાસ ફૂટ પહોળું વહેળકું ઓળંગતાં બીજા બે ફર્લાંગ તરવું પડ્યું. સામે કાંઠે નીકળી ઢીંચણ અને કેડ સમું પાણી ડહોળતા ડહોળતા આશ્રમમાં પહોંચી ગયા!

આ સમયે વિદ્યાર્થીઓ તથા અન્ય સાથીઓ ભારે વરસાદને કારણે મકાનમાં જ બેઠા મગફળી ફોલતા હતા. ગાંધીજી પાસેના ખંડમાં પરચૂરણ કામ કરતા હતા. પાંચ વાગ્યાનો સુમાર હતો. વરસાદને કારણે પણ મોડામાં મોડા ચાર વાગ્યે ભાઈ કોટવાલ આવવા જોઈએ એટલે અમે એમની રાહ જોતા હતા. તેથી મેં ઉતાવળથી પૂછ્યું, "બાપુજી, ભાઈ કોટવાલ હજી પણ ન આવ્યા. કારણ શું? કાંઈ નહીં તો ચાર વાગ્યે તો આવવા જ જોઈએ. તેને બદલે પાંચ વાગ્યા. વરસાદને કારણે તેમણે આવવાનું માંડી વાળ્યું હશે કે શું?" ગાંધીજી આ સાંભળી અમારી પાસે આવ્યા. "ગમે તેવો વરસાદ હોય તોપણ ભાઈ કોટવાલ આવ્યા સિવાય રહે નહીં. મરવાનું જોખમ વહોરીને મરતાં મરતાં પણ આવે." ગાંધીજી આ વાક્ય બોલી ત્યાં ને ત્યાં જ ઊભા ને એકાદ મિનિટ થઈ હશે ને ભાઈ કોટવાલ બારણામાં પેઠા. શરીર પર વેંતની લંગોટી, આખે શરીરે ઉઝરડા, સાથળના બંને ઉઝરડામાંથી લોહી ઝમ્યાં કરે, અને ટાઢથી ધ્રૂજતે શરીરે પાસે આવી ભાઈ કોટવાલ ગાંધીજીને પગે પડ્યા. ગાંધીજી તેમને આવા વેશમાં જોઈ મુક્તકંઠે હસ્યા અને પગે પડતા ભાઈ કોટવાલને બરડે એક ધબ્બો ઠોકતાં પૂછ્યું, "આમ કેમ?"

ભાઈ કોટવાલ બોલ્યા: હું તો મરતો મરતો આવું છું. મારી તીવ્ર ઇચ્છા હતી કે ગમે તે જોખમે પણ આજે તો આપનાં દર્શન કરવાં જ જોઈએ. અને મરતાં મરતાં પણ પ્રભુએ મારી એ ઇચ્છા પૂર્ણ કરી!'

## ૧૫

## ગાંધીજીના સહોદર ઇમામસાહેબ

દક્ષિણ આફ્રિકાની હિંદી પ્રજાના ઇતિહાસમાં સ્વ. ઇમામસાહેબ અબ્દુલ કાદર બાવાઝીર એક વિરલ વ્યક્તિ ગણાય. ઇમામસાહેબ શુદ્ધ આરબ વંશના નબીરા હતા. તેમના વંશના મૂળ પુરુષ પેગંબર સાહેબના ગાઢ નિકટમાં રહેતા તેમના પ્રિયમાં પ્રિય શિષ્ય પૈકીના એક હતા. પેગંબર સાહેબે જ્યારે અઝાન પોકારવાની નવી પદ્ધતિ અખત્યાર કરી ત્યારે તે કામ એ મૂળ પુરુષને તેમણે સોંપ્યું. જે પુરુષને પેગંબર સાહેબ તરફથી આવા પવિત્ર કામની શરૂઆત સોંપવામાં આવે તે પુરુષ કેવા ધાર્મિક અને પેગંબર સાહેબના કેવા વિશ્વાસપાત્ર હશે તે સમજી શકાય તેમ છે. મદીનાની જુમા મસ્જિદ પર ચડી અઝાન પોકારનારનો સૂર પણ કેવો બુલંદ હોવો જોઈએ? વળી પવિત્ર અઝાન પોકારવામાં એકલા બુલંદ અવાજથી ચાલે નહીં. તેમાં અઝાનના હરેક શબ્દોચ્ચારમાં શુદ્ધતા, ભક્તિભાવ, અને હૈયાના ઊંડાણમાંથી ઉમળકાભર્યો નાદ જોઈએ. ખુદા પ્રત્યેનો તીવ્ર અનુરાગ અને તે સાથે જ આ સંસાર પ્રત્યેનો તીવ્ર વિરાગ તે નાદમાં નીતરવો જોઈએ. આવા વિરલ પુરુષને જ આવું પવિત્ર અને અગત્યનું કામ પેગંબર સાહેબ સોંપે એ સહેજે સમજાય તેમ છે. સ્વ. ઇમામસાહેબ આવા વિરલ પુરુષના વંશજ હતા. એ મૂળ પુરુષનો વારસો તેમના પુત્રોને મળ્યો. સ્વ. ઇમામસાહેબના પિતા પણ મુંબઈની જુમા મસ્જિદના ઇમામ તરીકેનું માનવંતું સ્થાન ભોગવતા હતા. કેટલાક મિત્રોની સાથે આપણા ઇમામસાહેબ દક્ષિણ આફ્રિકા જઈ ચડ્યા.

તે ભારે ધર્મવૃત્તિના અને ઉદાર હતા. જોહાનિસબર્ગમાં રહ્યા ત્યાં પણ મસ્જિદમાં નિમાજ પ્રસંગે ઇમામનું કામ તો તે પોતે જ કરતા. છતાં મસ્જિદના ઇમામ તરીકેના પોતાના કામ બદલ તે કાંઈ લેતા નહીં. પોતાનું ભરણપોષણ ભાડાની ઘોડાગાડીઓ રાખવાનો ધંધો કરીને ચલાવતા હતા. તે ધંધામાં તેમને દર મહિને ત્રીસ પાઉન્ડની પ્રાપ્તિ થતી. પોતે એક મલાયા સ્ત્રી પરણેલા તેમ જ યુરોપિયન ઢબે રહેવાને ટેવાયેલા હોવાથી અને સ્વભાવે ઉદાર હોવાથી તેમનું ખર્ચ પણ ભારે હતું.

જોહાનિસબર્ગના તેમના વસવાટ દરમિયાન ગાંધીજી સાથે તેમને પરિચય થયો. કેટલીક વખત કેટલાક અસીલો સાથે પણ જતા. તેમની બુદ્ધિ બહુ તીવ્ર હતી, અને તેથી બીજાની વાત તે તુરત સમજી જતા. તેમ જ બીજાને પોતાની વાત પણ સરસ રીતે સમજાવી શકતા. આથી કેટલાક અસીલો વકીલ પાસે પોતાની વાત અસરકારક રીતે રજૂ કરવાના હેતુથી તેમને સાથે લઈ જતા. આ પ્રસંગોથી ગાંધીજી સાથેનો તેમનો પરિચય વધ્યો. આમ ગાંધીજીના ગાઢ પરિચયથી દક્ષિણ આફ્રિકાના હિંદીઓની રાજકીય પ્રવૃત્તિમાં તેમણે પણ રસ લેવા માંડ્યો. ટ્રાંસવાલની સરકારના જુલમી કાયદા સામે હિંદી કોમે જ્યારે સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે તેઓ પણ તેમાં સામેલ થયા. તેમનું મોજીલું જીવન જોઈ ઘણાએ તેમને લડતમાં જોડાતાં અટકાવવા પ્રયત્ન કર્યો, પણ તેમણે તો નિશ્ચય કરી સત્યાગ્રહની લડતમાં ઝુકાવ્યું અને સરકારની મહેમાની વહોરી.

પછીથી તો અમૃતનો સ્વાદ ચાખ્યો તે ચાખ્યો! ઇમામસાહેબે પોતાનું આખું જીવન પલટી નાખ્યું. સત્યાગ્રહની છેલ્લી લડત પછી તો તે કુટુંબ સાથે ફિનિક્સ સંસ્થાનમાં આવીને વસ્યા. ત્યાંના આશ્રમજીવનની કડક તાલીમ તેમણે સ્વીકારી લીધી. તેમનાં પત્ની અને તેમની બે દીકરીઓ સાથે તે ફિનિક્સનું સાદું જીવન જીવતા થઈ ગયા. આશરે દોઢેક વરસ જેટલી લાંબી મુદત હું તેમના ગાઢ પરિચયમાં રહ્યો. અહિંસા, સત્ય, સાચો ધર્મ સંસારમાં કેવી રીતે ઘટાવવો તે અને સંયમ તથા વ્રત સંબંધે રસિક ચર્ચાઓમાં તે

પોતે બહુ રસ લેતા હતા. દરરોજ પ્રાર્થના પ્રસંગે તે પોતે હાજર હોય જ. "વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે!" ભક્તશિરોમણિ નરસિંહ મહેતાનું એ ભજન 'વૈષ્ણવજન' ને બદલે 'મુસ્લિમજન' મૂકીને તેઓ બહુ જ ભાવપૂર્વક ગાતા. તેમ જ કેટલીક વખતે અમને પવિત્ર કુરાનશરીફમાંથી પેગંબર સાહેબનાં વચનો સંભળાવતા. દરરોજ મળસકે અમે તેમની અઝાનના બુલંદ અવાજની રાહ જોતા પથારીમાં પડી રહેતા અને ઇમામસાહેબની નિયમિત અઝાન અમારી પથારીનો ત્યાગ કરાવતી. તેમના હૃદયનું નિખાલસપણું, આનંદી સ્વભાવ, સ્વધર્મ પ્રત્યે અડગ યકીન છતાં અન્ય ધર્મ પ્રત્યે સમભાવ, તીવ્ર દેશભક્તિ, એ સર્વનો સમન્વય તેમના જીવનમાં હતો. સાચો હિંદુ સાચો મુસલમાન છે અને સાચો મુસલમાન સાચો હિંદુ છે, એ સૂત્ર તે વારંવાર કહેતા, અને જ્યારે હિંદુમુસલમાનના કોમી ઝઘડા વિષે તે સાંભળતા ત્યારે તેમને ભારે દુઃખ થતું. ફિનિક્સ આશ્રમના બધા રહીશોની માફક તે પોતે દરેક કામમાં વિના સંકોચે મશગૂલ રહેતા. ગાંધીજી પ્રત્યેના તેમના પ્રેમમાં તે કોઈનાથીયે ઊતરે એવા નહોતા. આ પ્રસંગે એક સુંદર પ્રસંગનું મને સ્મરણ થાય છે.

સને ૧૯૧૪ના ઑગસ્ટ માસના અરસાના દિવસો હતા. ગાંધીજી હિંદુસ્તાન આવવાને તૈયાર થયા, પણ શ્રી ગોખલેજી તે વખતે ઈંગ્લંડમાં હતા. તેમની એવી ઇચ્છા હતી કે ગાંધીજી દેશમાં આવે તે પહેલાં ઈંગ્લંડમાં તેમને મળીને આવે. જે દિવસે ફિનિક્સમાંથી તેમની વિદાય થઈ તે પ્રસંગ અલૌકિક હતો. વહાલાંના છૂટા પડવાનો આ પ્રસંગ વર્ણવ્યો જાય તેવો નથી. ઘરના મુખ્ય ખંડમાં અમો બધા ભેગા થયા. પ્રેમાશ્રુ સહિત પ્રાર્થના કરી. પ્રાર્થના પછી બધા એક પછી એક ગાંધીજીને પગે લાગ્યા. તેમણે કોઈને મીઠી લપડાક મારી, કોઈને મધુરો મુક્કો માર્યો, કોઈનો બરડો થાબડ્યો, અને દરેકને કાંઈ ને કાંઈ કહીને સ્નેહરસે ભીંજવ્યા. શ્રી ઇમામસાહેબનો વારો આવ્યો. ગાંધીજીએ તો ઇમામસાહેબને બાથમાં ભીડ્યા. છાતી સરસા ખૂબ ચાંપ્યા. તેમના સામું જોઈ મીટેમીટ માંડી, અને દયાર્દ્ર

ભાવે બોલ્યા, "મારી માતાએ બે જનમ્યા. એક હું અને બીજા તમે. આપણે બે સહોદર ભાઈ છીએ."

ઇમામસાહેબની આંખમાંથી ખર ખર હર્ષાશ્રુ ખરી પડ્યાં. ખરેખર, ગાંધીજીની માતાએ બે જનમ્યા: એક હિંદુ, બીજો મુસલમાન, બન્ને સહોદર ભાઈ. આ વિરલ પ્રસંગે અમ બધાઓની આંખમાંથી પ્રેમાશ્રુની ધાર વહેવા લાગી. ફરીથી ક્યારે અને ક્યાં બાપુજીનાં દર્શન થશે એના વિચારમાં અમે છૂટાં પડ્યા અને વહાલા જનને વિદાય આપી.

આ પ્રસંગ પછી અને ગાંધીજીની ગેરહાજરીમાં પણ ઇમામસાહેબ ત્યાં જ રહ્યા હતા, અને પ્રેસનું સોંપેલું કાર્ય કર્યા કરતા હતા. સાબરમતીનો આશ્રમ તૈયાર થયા બાદ ગાંધીજીએ તેમને અહીં બોલાવી લીધા. હિંદમાં આવ્યા પછી તે ઠેઠ સુધી આશ્રમમાં જ રહ્યા. છેલ્લી સત્યાગ્રહ લડતમાં ધરાસણાના ઐતિહાસિક પ્રસંગે તેમણે ભારે હિંમત અને નીડરતા દાખવેલાં. શ્રીયુત અબ્બાસસાહેબને પકડ્યા પછી ધરાસણા કેમ્પનો કબજો શ્રી ઇમામસાહેબે લીધો હતો. સ્વયંસેવકો મીઠાના અગર ઉપર હલ્લો લઈ જાય તે પહેલાં બધાઓને એકઠા કરી પ્રાર્થના કરીને તેમણે જે પવિત્ર અને ભક્તિભાવભર્યું વાતાવરણ ઊભું કર્યું હતું તેથી સ્વયંસેવકોના ઉત્સાહમાં અનેરો વધારો થયો હતો. તે ચિત્ર હજી પણ ત્યાં હાજર રહેલા યાદ કરી સ્વ. ઇમામસાહેબની દેશભક્તિ, હિંમત, નીડરતા અને સત્યાગ્રહમાં પૂર્ણ શ્રદ્ધાની મુક્તકંઠે પ્રશંસા કરે છે.

# ૧૬

# ગાંધીજી અને ધર્મકથાઓ

ધર્મ સંબંધે ગાંધીજીના વિચારો જાણીતા છે. તેમને મન સર્વ ધર્મ સમાન છે. એનો અર્થ એવો નથી કે, તેમને હિંદુ ધર્મ ત્યજીને અન્ય ધર્મ અંગીકાર કરવાનું ગમે. એમ કરવામાં તો હરેક ધર્મ પ્રત્યે સમાનતાની ભાવના ક્યાં રહી? એમનું કહેવું એ છે કે, સાચો હિંદુ સાચો મુસલમાન કે ઈસાઈ છે. તેમ જ સાચો મુસલમાન કે ઈસાઈ સાચો હિંદુ છે. ધર્મોમાં સત્યનું જે સર્વસામાન્ય તત્ત્વ છે તે તો સર્વનું કલ્યાણદાયી છે; તેમાં કાંઈ ભેદ નથી હોતો. ભેદ તો ધર્મના વાડાઓથી ઉત્પન્ન થયો છે. સર્વે ધર્મો જનકલ્યાણને અર્થે છે. સર્વે ધર્મોના સંતપુરુષો વંદનીય છે, અને તેમણે તત્ત્વતઃ એકસરખો બોધ આપ્યો છે. બધા ધર્મની પૌરાણિક કથાઓનો સાચો અર્થ જો સમજવામાં આવે તો તે બોધપ્રદ છે. ગાંધીજીએ હિંદુ ધર્મની પૌરાણિક કથાઓ તેમ જ અન્ય ધર્મની કથાઓને પોતાના જીવનમાં કેવી રીતે ઘટાવી છે તે નીચેના પત્ર વાંચવાથી જણાશે. વળી હિંદુ ધર્મમાં જીવનનાં વ્રત પાળવાનો કેવો મહિમા ગાયો છે તે પણ આ પત્રોથી જણાશે.

તેમણે પોતાના વડીલ બંધુને કુટુંબના વિચારવર્તન સંબંધે નીચેનો પત્ર લખ્યો હતો :

"ગો. . . ગયા તે ભલે. સંબંધને લઈને સ્વાભાવિક રીતે આ લખતાં પણ મને રોવું આવે છે. પણ મારા મનના વિચારો જે હું ઘણા કાળથી કર્યાં કરું છું તે અત્યારે બહુ પ્રબળ થયા છે. હું જોઉં છું કે, આપણે બધા અતિ જંજાળમાં પડ્યા છીએ. આ દશા જેવી કુટુંબની છે તેવી જ દેશની જોઉં છું. ઘણા વિચારોમાંથી હાલ જે મારા મનમાં પ્રધાનપણે છે તે જ અહીં મૂકું છું. ખોટી શરમે કે ખોટા મોહથી આપણાં છોકરાંઓને જલદી વરાવવા—

પરણાવવાનો વિચાર કરીએ છીએ. તે ઉપાધિમાં સેંકડો પૈસા ગુમાવીએ છીએ. ને પછી વિધવાઓનાં મુખ જોયા કરીએ છીએ. પરણવું જ નહીં એમ તો કેમ કહું? પણ કાંઈક હદ તો બાંધીએ? છોકરાઓ પરણાવી તેઓને દુઃખી કરીએ છીએ. તેઓ પ્રજા ઉત્પન્ન કરી ઉપાધિમાં પડે છે. આપણા નિયમ-ધર્મ પ્રમાણે સ્ત્રીસંગ તો પ્રજોત્પત્તિને માટે છે. બાકી તો તે વિષય છે. આમાંનું કાંઈ આપણે કરતા હોઈએ એવું જોવામાં નથી આવતું. જો આ વાત બરાબર હોય તો આપણા છોકરાઓને આપણે આપણી જેમ (પેઠે) પરણાવીને વિષયી બનાવીએ છીએ. આમ વિષયવૃક્ષ વધ્યા જ કરે છે. આને હું તો ધર્મ નથી કહેતો. જે મારા મનમાં આવે છે તે જ, જોકે નાનેરો ભાઈ છું તોપણ, આપની મારફતે બધા કુટુંબની આગળ મૂકું છું. એ જ મારી તો કુટુંબસેવા છે. અપરાધ થતો હોય તો ક્ષમા કરજો. ચૌદ વરસના અધ્યયન અને સાત વરસના વર્તન પછી આ વિચારો સમય વિચારી મૂકું છું."

નીચેના પત્રો ધર્મકથાઓને તે આપણા જીવન સાથે કેવી રીતે ઘટાવે છે તે બતાવે છે:

"મરકી વિષે તમે મને ભલા સવાલો પૂછ્યા છે. રાજકોટમાં ઉંદર મર્યા એટલે મેં સહુને ઘર કે ગામ ફેરવવાની સલાહ આપી. એ મારા વિચારો તે વખતના (૧૯૫૮). તેમાં મને ભૂલ થઈ એમ હવે જણાય છે. એવા મારા વિચારો બહુ ફરેલા છે. બંની વેળાએ હેતુ એક જ હતો—સત્યની શોધ. હવે જોઉં છું કે, એમ ઘર ફેરવવાં એ આત્માના ગુણની અજ્ઞાનતા છે. આનો અર્થ એમ નથી કે કોઈ કાળે ગમે તેમ થાય તોપણ ઘર ન બદલાય. ઘર બળી જતું હોય તો તેને ખાલી કરીએ જ. તેમાં સર્પ, વીંછુ એટલા નીકળી પડે કે તેમાં રહેવું એ તત્કાળ મૃત્યુને મળવાનું થઈ પડે તો તે વેળાએ પણ ફેરવાય. જોકે આમ કરવું એમાં પણ દોષ નથી એમ મારું કહેવું નથી. જેણે આત્માને સંપૂર્ણ ઓળખ્યો—અનુભવ્યો છે તેને માટે તો છાપરું આકાશનું હોય. તે જંગલમાં વસતા સર્પ વીંછુને મિત્ર સમ જાણે. આ દશા નહીં ભોગવનારા આપણે ટાઢતડકાથી ડરીને

ઘરમાં વસીએ તેથી ત્યાં ભય ઉત્પન્ન થવાથી ઘર તજીએ પણ ખરા. છતાં મનમાં ઉમેદ એવી રાખીએ કે આપણને ઉતાવળે આત્માનું દર્શન થાય. નિદાન મને તો આ પ્રમાણે લાગે છે. મરકીની વેળાએ મો... ગયા ને તેના પટેલને ઘર સાચવવા મૂકી ગયા. આમ કરવું એ માણસને અનુચિત છે. જો ઘર બળતું હોત તો પટેલ પણ જાત. આ દાખલા ઉપરથી તમે ભેદ ઘટાવી શકશો. મરકી આદિનો ભય સાધારણ ગણું છું. મુસલમાન ઘર નથી છોડતા પણ ઈશ્વર ઉપર આસ્થા રાખી પડી રહે છે. જો તેની સાથે જરૂર પડતા ઉપાય લે તો વધારે સારું કરે. જ્યાં લગી આપણે નાસભાગ કરીએ છીએ ત્યાં લગી મરકી જવાનો થોડો જ સંભવ છે. જે જે ગામમાં મરકી થાય છે તે તે ગામમાં આપણે કારણ શોધવાને બદલે ભાગી છૂટીએ એ દીનતા સમજાય. આટલા જવાબથી મને સંતોષ નથી થતો ત્યારે તમને કેમ થઈ શકે? તમારે અને મારે મળવાનું બને અને અનાયાસે પ્રશ્નો થાય ત્યારે જ મારા મનમાં શું રમે છે તે તમે જાણી શકો. હું પૂરું નથી સમજાવી શકતો તેનાં બે કારણો છે: હાલ હું એવાં કામોમાં રોકાયો છું કે મને વિચારીને લખવાનો અવકાશ નથી. અને બીજું કારણ એ કે, મારી પોતાની કહેણી અને રહેણીમાં તફાવત છે. જો હું ઇચ્છું છું એવી એકતા હોય તો તમને તુરત સમજાવી શકાય એવા શબ્દો હાથ આવે. મરકીના ભયથી તમને મુરબ્બી ઘર કે ગામ છોડવાનું કહે ત્યારે તમારે છોડવું એ યથાર્થ છે. જ્યાં નીતિયુક્ત જીવનને ધક્કો ન પહોંચે ત્યાં મુરબ્બીઓની આજ્ઞાને અનુસરવું એ આપણો ધર્મ છે; તેમાં કલ્યાણ છે. તમે મોતના ભયથી નહીં પણ માતપિતાને ખુશી કરવા મરકીવાળું ઘર છોડો તે તદ્દન નિર્દોષ છે. આ સમય કેટલેક સ્થળે ને કેટલાકને સારુ એવો કઠણ આવી પડ્યો છે કે મુરબ્બીઓની આજ્ઞા પાળવા વિષે વિચાર કરવો ઘટે છે. મને તો એમ લાગે છે કે, માતપિતાનો પ્રેમ એવો ગૂઢ છે કે તેમને બહુ સબળ કારણ સિવાય દુભાવાય નહીં. પણ બીજા મુરબ્બીઓને વિષે મન એટલું કબૂલ કરતું નથી. જ્યાં આપણને નીતિના સવાલોમાં કાંઈક સંશય હોય ત્યાં પણ ઊતરતા દરજ્જાના મુરબ્બીઓનું ઉલ્લંઘન

થઈ શકે — કરવું એ ફરજ હોય. જ્યાં નીતિને વિષે સંશય ન જ હોય ત્યાં માબાપની આજ્ઞાનું પણ ઉલ્લંઘન થાય — કરવું એ જ ફરજ છે. જો મને મારા બાપ ચોરી કરવાનું કહે તો ન કરવી. મારો બ્રહ્મચર્ય પાળવાનો વિચાર હોય તેમાં માબાપ જુદી આજ્ઞા કરે તો તેમની આજ્ઞાનું વિનયપૂર્વક ઉલ્લંઘન કરવું. મ . . . અને રા . . .ની સગાઈ તેઓ પાવરધા ન થાય ત્યાં સુધી ન જ કરવી એ ધર્મ સમજું છું. માબાપ જીવતાં હોત ને તેઓનો વિચાર ઊલટો હોત તોપણ હું વિનયપૂર્વક તેમની સામે થાત, અને એમ પણ માનું છું કે તેઓ મારું વચન કબૂલ રાખત.

"આટલું બસ છે. શંકાઓ વિશેષ થાય તો પૂછવું. તમે અનર્થ ન કરો એવી તમારી સદ્વૃત્તિ છે એમ જાણીને મેં તમને ઉપર પ્રમાણે લખ્યું છે. પાખંડી માણસ હોય તે કાં તો મને એવું લખવાથી ઉદ્ધત માને અથવા તો મારા વચન ઉપર મૂઢ વિશ્વાસ રાખી, ખોટો અર્થ ખેંચી, ખોટાં કારણથી મુરબ્બીઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરે; અને મરકીને વિષે લખ્યું છે તેમાંથી એવો અર્થ બેસાડે કે યોગ્ય ઇલાજમાં દારૂમાંસાદિ લેવાય."

નાતાલમાં સ્વામી શંકરાનંદજી નામના એક સંન્યાસી વૈદિક ધર્મના પ્રચારક તરીકે સને ૧૯૧૦-૧૧માં રહેતા હતા. તે પોતાને વૈદિક ધર્મના ધર્મધુરંધર તરીકે ઓળખાવતા. આર્યસમાજના મંડળમાં તે ઠીક ઠીક જાણીતા હતા. તેમની નાતાલની પ્રવૃત્તિ ત્યાંના મીઠા વાતાવરણમાં બેસૂરો અવાજ આપતી. ગાંધીજીની સમભાવ દૃષ્ટિ તેમને રુચતી નહીં. તેવાં કેટલાંક કારણે તેમણે ગાંધીજીને એક પત્ર લખેલો. તેના જવાબમાં ગાંધીજીએ નીચેનો પત્ર લખેલો :

"આપનો કાગળ મળ્યો. પહેલાં આપનું ડેપો રોડમાં કરેલું 'કરઝન વાયલી' વિષેનું ભાષણ વાંચેલું. કેળવણી ઉપરનો કાગળ વાંચ્યો. ઉપરના ત્રણે લેખ વાંચીને હું દિલગીર થયો છું. મારી ઉપરનો કાગળ ઇસ્લામ ધર્મ વિષેના આપના વિચારો બતાવે છે. અને બીજા બે લેખ તે ધર્મ માનનારા પ્રત્યેની આપની વર્તણૂક બતાવે છે. ઇસ્લામ ધર્મ માટેના આપના વિચાર માટે કંઈ નથી કહેતો.

પણ ઇસ્લામ ધર્મ ઉપરનો આપનો કટાક્ષ તે હિંદુ ધર્મના રહસ્યની વિરુદ્ધ છે, એમ હું જાણું છું. કટાક્ષ પણ છો રહ્યો. તે બતાવતાં આપે નીતિવિરુદ્ધ એવું સમયાનુસારી વર્તન કર્યું કે એ વિશેષ દુઃખદ થઈ પડ્યું છે. હિંદુ ધર્મના રક્ષિતા અંગ્રેજને ગણ્યા એ તો આપણી અતિ દીનતા બતાવી. મારા ધર્મનું રક્ષણ કરવા હું પોતે લાયક ન હોઉં તો પરધર્મી શું કરવાનો હતો? કેળવણી વિષેના આપના વિચારોને કેવળ હિંદુમુસલમાન વચ્ચે વિરોધ ઉપજાવનાર ગણું છું. આટલું બધું અંતર હિંદુમુસલમાન વચ્ચે રાખવાની જરૂર હોય તો પછી હિંદુસ્તાન પરાધીન જ રહેવું ઘટે છે. તેમાં પરદેશીનો દોષ પણ કેમ કઢાય? અને એવું અંતર રાખતાં હિંદુ ધર્મનો લોપ જ થાય. સારે નસીબે હિંદુ ધર્મની સ્થિતિ અચળ છે. હજારો વર્ષથી જેનું રક્ષણ થયાં કર્યું છે તેનો લોપ મારા ધર્મગુરુઓને હાથે પણ નહીં થાય એવી મારી અચલિત શ્રદ્ધા છે. આપને શું લખું? આપના જ્ઞાનને વિષે માનવૃત્તિ છે. આપના વર્તનથી ખેદ પામું છું."

ગાંધીજીના એક ભત્રીજા મુંબઈમાં રહેતા હતા. તેમને લખેલો પત્ર વાંચતાં ગાંધીજી હિંદુ ધર્મના ભક્તોની કથાઓ કેવી સમજ સાથે પોતાના જીવનમાં ઉતારવા મથે છે તે આપણને જણાઈ આવે છે. તે પત્ર નીચે પ્રમાણે છે :

"તમારો કાગળ મને મળ્યો છે. ત્યાં રહીને પણ તમે અહીંના ઉદ્દેશોને મદદ કરી શકો છો. હું જોઉં છું કે ત્યાં પણ લડત પુષ્કળ લેવી પડશે. આમ કરવાને સારુ તમારું ચારિત્ર ઘડાવું જોઈએ. તમે આપણા ધર્મનાં મૂળતત્ત્વો જાણો છો? કદાચ તમે કહેશો કે, હું તો આખી ગીતાજી મોઢે ભણી શકું છું, તેના અર્થ પણ આવડે છે, પછી મૂળતત્ત્વોનું તે શું પૂછતા હશો? મૂળતત્ત્વો જાણતાં એટલે તે પ્રમાણે વર્તન કરવું એવો અર્થ હું કરું છું. દૈવી સંપતનો પહેલો ગુણ 'અભય' એ છે, એ શ્લોક તમને યાદ હશે. તમે અભયપદને કંઈક અંશે પામ્યા છો? યા જે કરવું યોગ્ય હોય તે નીડર થઈ દેહ

પડતાં પણ કરશો? જ્યાં સુધી એટલું પદ મળે ત્યાં સુધી તેનું સેવન કરી તે મેળવવા પ્રયત્ન કરજો. તો તમે ઘણું કરી શકશો. આ પ્રસંગે તમારે પ્રહ્લાદજી, સુધન્વા વગેરેનાં દૃષ્ટાંત યાદ કરવાની જરૂર છે. આ બધી દંતકથા છે એમ ન માનજો. તેવાં કાર્યો કરનારા હિંદી પુત્રો થઈ ગયા છે. તેથી જ આપણે તે આખ્યાનો મોઢે કરીએ છીએ. આજ પણ પ્રહ્લાદ અને સુધન્વા, હરિશ્ચંદ્ર અને શ્રવણ, હિંદુસ્તાનમાં નથી એમ નથી માનવાનું. આપણે લાયક થઈશું ત્યારે તેનો મેળાપ પણ કરીશું. તે કંઈ મુંબઈના માળામાં નથી આવવાના. પથરાની જમીનમાં ઘઉંના પાકની આશા ન રખાય. મુંબઈમાં રહેવાનું હોય તો મુંબઈ એ નરકની ખાણ છે એમ મનની સાથે દૃઢાવજો. તેમાં કંઈ માલ નથી."

"સુદામાજીનું ચરિત્ર તો હું વાંચી ગયો હતો. તેની અને નરસિંહ મહેતાની ગરીબાઈની હરીફાઈ કરવાનો મને ઉત્સાહ આવ્યો અને છે. તે ઉપરથી મેં લખ્યું છે કે . . .નું જ્ઞાન તે શુષ્ક અને સુદામાજીનું તે ખરું અને અનુકરણીય. . . . શ્રીકૃષ્ણને હું પરમાત્મા તરીકે જાણું છું. તે શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ ને સુદામાજીના મિત્ર, નરસિંહ મહેતાના રણછોડ. તેના વિષે ટીકા કરવાનો મારા મનમાં સ્વપ્ને પણ વિચાર ન હતો. તમારા મનમાં એવો ભાવ મારા કાગળ ઉપરથી આવ્યો તેટલો હું પાપી છું. મારાથી એ વિષયમાં એક અક્ષર કેમ પડ્યો રહ્યો એ વિચારી થરથરું છું. તમારો કાગળ આવ્યો ત્યારથી જ હું ગભરાયેલો રહ્યો છું. . . . સુદામાજીની સ્ત્રીએ મહેણાં માર્યાં તે અલંકૃત ગણું છું. છતાં શબ્દેશબ્દ તેમ બોલી હોય તો નવાઈ કે વિરોધ નથી લાગતો. સ્ત્રી એમ જ બોલે. સુદામાજીનો ઇરાદો બધું સહન કરવાનો રહે ત્યારે સ્ત્રી કહેશે, એમ નહીં; શ્રીકૃષ્ણ સરખા સખા છે તેની મદદ કાં ન માગવી? આટલું તો ખરું જ કે, સુદામાજી અતિ ગરીબ હતા ને તે સ્થિતિએ સંતોષી હતા તેમ જ પ્રૌઢ ભક્ત હતા. નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણનો સંગ જોયો છતાં તેણે પોતાની ગરીબ સ્થિતિમાંથી મુક્ત થવાનું ઇચ્છયું જ નહીં."

"सियरामप्रेमपीयूषपूरण, होत जन्म न भरत को ।
मुनिमनअगम यम नियम शम दम, विषम व्रत आचरत को ।
दुखदाह दारिद दंभ दूषण सुयश मिसु अपहरत को ।
कलिकाल तुलसी से शठन्हि हठि राम सन्मुख करत को ॥

"આ છંદ અયોધ્યાકાંડમાં છેલ્લો છે; તે વિચારી જજો. મારા કાનમાં તેના ભણકારા વાગ્યા જ કરે છે. કઠણ કાળમાં ભક્તિને પ્રધાનપદ મળ્યું છે. તે ભક્તિ કરવાને સારુ પણ યમનિયમાદિ તો જોઈએ જ. તેમાં આપણી કેળવણી જડ છે. તે વિનાની બધી હોશિયારી તે ફોકટ છે, એમ હું તો ક્ષણે ક્ષણે જોઉં છું. બીજો આશીર્વાદ તમને શો આપું?"

ગાંધીજીના પુત્ર ભાઈ મણિલાલ જોહાનિસબર્ગમાં શ્રી કેલનબેક સાથે રહેતા હતા. તેમને ગાંધીજીએ નીચેનો પત્ર લખેલો. તે પત્ર વાંચતાં આપણને ધર્મની કથાઓમાં રહેલી સમાનતા માલૂમ પડે છે.

". . . મિ. કેલનબેક ગમે ત્યારે સુએ પણ તમારે તો એક જ નિયમ સાચવવો. ખાવા વિષે પણ તેમ જ. તમે જે વાક્યો નથી સમજ્યા તેની સમજ આ છે: 'જે જે કાર્યો માત્ર કાયદે (અક્ષરાર્થ કરી) કરવામાં આવ્યાં છે તેને તો શાપ છે. તોપણ એવું લખાયેલું છે કે જેઓ કાયદે બતાવેલાં કર્મ કર્યાં નહીં કરે તેઓ બધા શાપિત છે.' ભાવાર્થ એ છે કે, માત્ર વેદિયા માણસોથી કોઈ દહાડો મોક્ષ મેળવી શકાતો નથી. એવું જ વાક્ય ગીતાજીમાં છે, તે વિચારી જોજો. 'त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन' — આ વાક્ય અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યું. આનો અર્થ એમ નથી કે શાસ્ત્રવિહિત કર્મ ન કરવાં. તે કરવાં એટલું બસ નથી. તેનો ગૂઢ અર્થ સમજી. તેનો હેતુ સમજી તેથી આગળ જવું, એમ અર્થ છે. જે માણસ વિહિત કર્મને છોડી શુષ્ક બ્રહ્મચારી બને તે તો અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ થાય. તેણે શાસ્ત્રરૂપી ટેકો ખોયો અને જ્ઞાનરૂપી પાયો રચાયો નથી, એટલે તે પડવાના જ. તેથી 'ગેલેશીઅન્સ'ને સેન્ટ પૉલે કહ્યું, 'તમે લોકો શાસ્ત્ર પ્રમાણે કર્મ તો કરજો જ;

પણ જિસસની ઉપર શ્રદ્ધા રાખી તેનાં શિક્ષણને નહીં અનુસરો તો શાપિત રહેશો.' એ જ ભાવાર્થ બૉન્ડ મૅઇડ ને ફ્રી વુમનના સંબંધમાં છે. બૉન્ડ એટલે બંધન, શાસ્ત્રને સ્થૂળ માતાની ઉપમા આપી છે અને કહ્યું છે કે તે તો ગુલામી દરજ્જાની છે તેથી તેની પ્રજા પણ ગુલામ જ થાય.

"શ્રદ્ધા એટલે ભક્તિને દિવ્ય માતાની ઉપમા આપી છે. અને દિવ્ય માતાની પ્રજા દેવરૂપ થાય. આ ભાવાર્થ સમજી આગળ પાછળનાં વાક્યો વિચારી બરોબર સમજ પડી છે કે નહીં તે મને લખજે. પહેલા કૉરિન્થિયનના ૧૫મા પ્રકરણના ૫૬મા શ્લોકનો અર્થ એ છે કે, પાપ એ મોતનો ડંખ છે. એટલે કે પાપી મનુષ્યને જ મોત એ ડંખરૂપ છે. પુણ્યશાળીને મોક્ષનું સાધન છે, અને શાસ્ત્રના શુષ્ક જ્ઞાનમાં શાપનું બળ રહેલું છે એ બીજા વાક્યનો અર્થ છે. આ આપણે ડગલે ડગલે જોઈએ છીએ. શાસ્ત્રને નામે સેંકડો પાપ થાય છે. પાંચમા રોમન્સના ૨૦મા શ્લોકનો અર્થ તો સહેલો છે. વળી શાસ્ત્ર ઘૂસ્યું અને ગુના વધ્યા. પણ જ્યારે જ્યારે પાપનો પુંજ મોટો થયો ત્યારે ત્યારે ઈશ્વરની મહેર પણ વધી. એટલે કે, એવે કળિકાળને સમયે પણ શુષ્ક જ્ઞાનના બંધનમાંથી છૂટનારા માણસો મળી આવ્યા. અને તેઓએ ભક્તિમાર્ગ બતાવી શાસ્ત્રનો ગૂઢાર્થ શીખવ્યો એ ઈશ્વરની મહેર. જૉનના ૧૫મા પ્રકરણના ત્રીજા શ્લોકનો અર્થ નીચે પ્રમાણે છે: 'જે વચન મેં તમને કહ્યાં છે, તે વચન વડે એટલે તે પ્રમાણે ચાલવાથી તમે વિશુદ્ધ થશો.' 'are' એ ભવિષ્ય સંજ્ઞાવાચક છે એમ સમજવું અને 'through'નો અર્થ 'પ્રમાણે ચાલવાથી' એમ કરવો.

"જિંદગીમાં સુધારારૂપ ફેરફાર કરવા પહેલાં વિચાર કરજે. પણ ફેરફાર કર્યા પછી તેને જળોની માફક વળગી રહો એમ ઇચ્છું છું. મિ. કે.ના ગુણની ઉપર આશક રહેજે. તેમની નબળાઈ જોવામાં આવે તે સમજી દૂર રહેજે. તમે નવો ફેરફાર કર્યો છે તે વિચારપૂર્વક નથી થયો. જેટલા ફેરફાર મિ. કે. કરે તે કરવા તમે બંધાયેલા નથી. તમને પોતાને સ્વતંત્ર વિચાર કરતાં અને તેને વળગી

રહેનાં આવડવું જોઈશે. તેમ કરવામાં કોઈ વેળા ભૂલ પણ થશે તેની ફિકર નહીં. નિર્મળ ચિત્તથી ખૂબ વિચાર્યા પછી મારા વિચારોની સામે થવાનો પણ તમને અધિકાર છે, અને જ્યાં તેમ કરવાથી નીતિ જોવામાં આવે ત્યાં સામે થવું એ તમારી ફરજ છે. તમે મોક્ષનું તત્ત્વ સમજો અને મોક્ષેચ્છુ થાઓ એ મારી તીવ્ર આશા છે. અને તે જ્યાં સુધી તમારામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ અને દૃઢતા નહીં આવે ત્યાં લગી કદી બનશે નહીં. હાલ તો તમારી દશા વેલડીના જેવી છે. વેલડી જે ઝાડ ઉપર ચડે છે તેનું રૂપ પકડે છે. અને એ દશા આત્માની નથી. આત્મા તો સ્વતંત્ર છે અને મૂળરૂપે સર્વશક્તિમાન છે."

"काम एषः क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥

"જ્યારે અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને પૂછ્યું કે, માણસ મરજી વિરુદ્ધ પણ શાથી પાપ કરતો હશે, ત્યારે ઉપર મુજબ ભગવાને જવાબ આપ્યો. તેનો અર્થ એ છે કે, 'પાપનું કારણ કામ છે, ક્રોધ છે; તે રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે. તે બહુભક્ષી છે ને બહુ પાપ કરાવનાર છે. તેને જરૂર વેરી જાણજે.' આ સિદ્ધાંત છે. એટલે જ્યારે મિ. કે. ગુસ્સે થયા ત્યારે તમારે શાંત રહેવું હતું. પોતાના મોટેરા ગુસ્સે થાય ત્યારે પોતે નમ્ર રહેવું. ચૂપ રહેવું, અને જવાબ આપવો પડે તો કહેવું કે, 'મારી ભૂલ સુધારીશ, હવે મને ક્ષમા કરો.' આમાં જાણી જોઈને ગુનો કર્યો છે એવી કબૂલાત નથી. પછી જ્યારે મોટેરો શાંત પડે ત્યારે વિનયપૂર્વક શંકા હોય ત્યાં પૂછવું. મિ. કે. શાંત હોય ત્યારે તમે તેને પૂછી શકો છો કે 'એપલ' સડી જતાં હતાં તેમાંથી આપવામાં શો દોષ?"

"ડેવિડના સામ સમજવા યોગ્ય છે. તેમાં તેણે દુષ્ટોનું નિકંદન કરવાનું ઇચ્છયું છે એમાં રહસ્ય એ છે કે, તેનાથી ખરાબ સહન થઈ શકતું નથી. એ જ વિચાર રામાયણમાં છે. રાક્ષસોનો સંહાર દેવતાઓએ અને મનુષ્યોએ પણ માગ્યો છે. 'જય રામ રમા'ની સ્તુતિમાં પણ એ જ ભાવના છે. તેનો આધ્યાત્મિક અર્થ એ છે કે,

ડેવિડ (અર્જુન – દૈવી સંપત્તિ) તેના શત્રુ (દુર્યોધનાદિ – આસુરી સંપત્તિ) નો નાશ ઇચ્છે છે. આ સાત્ત્વિક વૃત્તિ છે. ને તે દશા ભક્તિભાવમાં વર્તે છે. જ્યારે જ્ઞાનદશા ઉત્પન્ન થાય છે ત્યારે બંને પ્રવૃત્તિઓ દબાઈ જાય છે ને માત્ર શુદ્ધ ભાવ — કેવળ જ્ઞાન — વર્તે છે. એ દશાનું વર્ણન બહુ કરીને બાઇબલમાં નહીં આવે. ડેવિડ દોષવાન છતાં ભક્ત હતો. ને સામમાં તેના ઉદ્‌ગારો છે તેની ભાષા સરળ છે ને ઈશ્વરની પાસે મહાન છતાં દીન બનીને રહે છે અને પોતાને તૃણવત્ ગણે છે."

ગાંધીજીએ મારા અધીરા મનને ધીરજ આપવા નીચેનો પત્ર સને ૧૯૧૩માં જોહાનિસબર્ગથી ફિનિક્સ લખેલો. આ પત્રમાં અદ્‌ભુત વસ્તુ છે. વારંવાર વાંચીને મનન કરવા જેવો છે:

"તમારો કાગળ વાંચ્યો, ને ફરી વાંચ્યો. શંકરાચાર્યે એક શ્લોક કહ્યો છે તેમાં એવું છે કે, સમુદ્રને કિનારે બેસી ઘાસની સળી ઉપર પાણીનું બિંદુ મૂકી સમુદ્ર ઉલેચનાર માણસને જેટલી ધીરજ અને જેટલી વાર લાગે તેના કરતાં વધારે ધીરજ અને વખતની જરૂર મનને મારવામાં એટલે મોક્ષ સાધવામાં જોઈએ. તમે તો ઉતાવળા થઈ ગયા લાગો છો! મરણનો ભય, મેં બહુ વિચાર્યું છે તોપણ, મારોયે નથી ગયો. છતાં હું અધીરો નથી થતો. પ્રયત્નવાન રહું છું —, તે કોઈક દિવસે મુક્ત થઈશ જ. પ્રયત્ન કરવાનો એક પણ લાગ ન છોડશો. એ આપણું કર્તવ્ય છે. પરિણામ લાવવું કે ઇચ્છવું એ પ્રભુ આધીન છે. પછી પંચાત શાને? માતા બાળકને ધવરાવતાં પરિણામનો વિચાર નથી કરતી. તેનું પરિણામ તો આવે જ છે. મરણભય ટાળવા, મનોવિકાર નસાડવા પ્રયત્ન કરી પ્રફુલ્લિત રહો એટલે જશે. નહીં તો વાંદરાનો વિચાર ન કરવાના વિચાર કરતાં વાંદરો વિચારમાં આવ્યા જ કર્યો એવું થશે. આપણે પાપયોનિમાંથી જન્મ્યા, પાપકર્મથી દેહાધીન થયા તે બધા મળ તમે એક પળમાં કેમ ધોઈ શકશો?

'સુતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે'

એ બોધ આખા ભગતે કર્યો છે. તુલસીદાસજી કહે છે કે, સંકટ હોય યા ન હોય પણ રામનામ જપો એટલે સર્વાંશ સિદ્ધ. આપણે તો એ જ અર્થ સિદ્ધ કરવાનો છે. એટલે તે જપ જપ્યાં કરજો. રામ કયા તે મનની સાથે નિશ્ચય કરી લેવો. તે રામ નિરંજન છે, નિરાકાર છે. રાક્ષસી વૃત્તિઓના સમૂહરૂપી રાવણનો દૈવી વૃત્તિઓરૂપી અનેક પ્રકારનાં શસ્ત્રો વડે સંહાર કરનાર છે. તે પ્રાબલ્ય માટે ૧૨ વર્ષની તપશ્ચર્યા કરનાર છે. છેવટમાં શરીરને કે મનને એક ક્ષણભર પણ નવરાં ન રહેવા દેવાં. ઉત્સાહપૂર્વક બંનેને કામે લગાડવાં એટલે તમારી ઉપાધિમાત્ર ટળશે જ. બાકી તો પ્રભુ ઉપર ભરોસો રાખવો ને મારી ઉપર તે ફાંફાં છે. એ બધા ભરોસા ઉપરનું કર્યા પછી કામ આવશે.

"આપણે માગીએ તેવા જ દેવ મળે છે, એ યાદ રાખવું. તુલસીદાસે રામચંદ્રને માગ્યા ત્યારે કૃષ્ણ શ્રીરામ થયા અને લક્ષ્મીજી સીતાજી થયાં. મ. . .ની ઉધરસ કાઢજો. કારણ શોધજો."

"હૃદય પવિત્ર હોય તો વિકારઇંદ્રિયને વિકાર પામવાપણું રહે નહીં. પણ હૃદય એટલે શું? તે ક્યારે પવિત્ર માનવું? હૃદય એ જ આત્મા છે અથવા તો આત્માનું સ્થાન છે. તેમાં પવિત્રતા માનો એટલે શુદ્ધ આત્મજ્ઞાન થયું, ને તેની હયાતીમાં ઇંદ્રિયવિકાર સંભવે જ નહીં. પણ સાધારણ માન્યતા એવી છે કે, જ્યારે આપણે હૃદયને પવિત્ર કરવા મથીએ છીએ ત્યારે તે પવિત્ર થયું ગણીએ છીએ. તમારી ઉપર મારી પ્રેમવૃત્તિ છે. તેનો અર્થ માત્ર એટલો જ કે. તેવી વૃત્તિ રાખવા હું પ્રયત્નવાન છું. જો અખંડ પ્રેમવૃત્તિ હોય તો હું જ્ઞાની થયો. તે તો નથી. જેના પ્રત્યે મારો ખરો પ્રેમ હોય, તે મારા હેતુનો કે બોલનો અનર્થ ન કરે. તે મારી ઉપર તિરસ્કાર પણ ન જ કરે. એટલે આમાંથી આ સિદ્ધ થયું કે, જ્યારે માણસ શત્રુ ગણે છે, ત્યારે દોષ પ્રથમ તો આપણો છે. આ ગોરાઓના આપણા પ્રસંગને પણ લાગુ પડે છે. માટે સર્વાંશે હૃદયની પવિત્રતા એ છેવટની સ્થિતિ છે. દરમિયાન જેમ આપણે પવિત્રતામાં ચડીએ તેમ વિકારો શમે. વિકાર ઇંદ્રિયમાં રહ્યો જ નથી. मन एव मनुष्याणां

कारणं बन्धमोक्षयोः । ઇંદ્રિયો એ મનોવિકારને પ્રદર્શિત થવાનાં સ્થાન છે. તે વડે આપણે મનોવિકારને ઓળખીએ છીએ.

"એટલે ઇંદ્રિયોનો નાશ કરવાથી મનોવિકાર જતા નથી. પાવૈયા લોકો વિકારથી ભરપૂર જોવામાં આવે છે. જન્મે નપુંસક પુરુષમાં એટલા બધા વિકારો હોય છે કે તેઓ ઘણાં અકાર્ય કરતા જોવામાં આવ્યા છે. મારી ગંધશક્તિ મંદ છે, છતાં સુવાસ લેવાનું મન થાય છે; ને જ્યારે કોઈ ગુલાબ વગેરેની વાસની વાત કરે છે ત્યારે મન ગધેડાની માફક તે તરફ દોરવાઈ જાય છે, ને બલાત્કારે તેની ઉપર કાબૂ મેળવી શકાય છે. જ્યારે મન ઉપર કાબૂ ન રહે છતાં વિચારશ્રેણી તીવ્ર હોય ત્યારે ઇંદ્રિયછેદન કરતાં માણસો સાંભળ્યાં છે. તેવે વખતે એ કર્તવ્ય હોય એમ સંભવ છે. મારું મન ચલિત થયું ને મારી બહેન ઉપર કુદૃષ્ટિ કરું. મને કામ બાળે છે, પણ હું કેવળ મૂઢ નથી બની ગયો, તે વેળાએ જો બીજો ઉપાય ન હોય તો ઇંદ્રિયછેદન કરી નાખવું એ પવિત્ર કાર્ય છે, એમ લાગે છે. આવું ધીમે ધીમે ચડનાર પુરુષને નથી બનતું. જેને તીવ્ર વૈરાગ્ય આવ્યો હોય પણ જેનું ભૂત વર્તન ઠીક ન હોય તેને બની આવે ખરું. વિકાર ઉત્પન્ન ન થાય અને ઇંદ્રિય ન ચલે તેને સારુ તાત્કાલિક ઉપાય (ઇલાજ) માગવો એ વંધ્યપુત્રને ઇચ્છવા જેવું છે. તે કામ ઘણી જ ધીરજથી થાય. જાદુઈ આંબો જેમ માત્ર જોવાનો હોય છે તેમ તાત્કાલિક થયેલી મનશુદ્ધિ વિષે સમજવું. હા, એટલું બને છે: મન પવિત્ર થવા તૈયાર થયેલું હોય છે, માત્ર સંતસમાગમરૂપ પારસમણિ શોધે છે. તે મળ્યે પોતાની પવિત્રતાનું એકાએક દર્શન કરે છે ને અપવિત્રતા એ સ્વપ્નવત્ જણાય છે. આ કંઈ તાત્કાલિક થયું ગણાય નહીં પણ સાધારણ ઇલાજ ને તે ટૂંકામાં ટૂંકો ને તેટલે દરજ્જે તાત્કાલિક તે આ છે.

"એકાંતસેવન, સત્સંગ, શોધન, સત્કીર્તન, સતવાચન, નિરંતર શરીરમન્થન, અલ્પાહાર, ફલાહાર, અલ્પનિદ્રા, ભોગવિલાસત્યાગ; આટલું જે કરી શકે તેને મનોરાજ્ય હસ્તામલકની જેમ પ્રાપ્ત થાય.

તેટલું કરવું અને બીજાનું ધ્યાન ધરવું. જ્યારે જ્યારે મનોવિકાર થાય ત્યારે ત્યારે ઉપવાસાદિ વ્રતો પાળવાં.

* * *

ગાંધીજી દેશ આવ્યા તે પહેલાં ફિનિક્સ આશ્રમના વિદ્યાર્થીઓને લઈને સ્વ. મગનલાલ ગાંધી દેશ આવેલા, અને ફિનિક્સના નિયમાનુસાર બોલપુર શાંતિનિકેતનમાં રહેલા. ગાંધીજી ઇંગ્લંડ થઈને દેશમાં સને ૧૯૧૫ના ફેબ્રુઆરી માસમાં આવ્યા અને થોડા દિવસ અહીં થોભીને રંગૂન ગયા. ત્યાંથી પોતાના આશ્રમના વિદ્યાર્થીઓને આશ્રમમાં રહેનારાઓ માટેના વર્તનમાં કેવું નિયમન રાખવું તે વિષે ભાઈશ્રી મગનલાલ ગાંધી ઉપર એક પત્ર લખેલો તે હું નીચે આપું છું. શ્રી રામાયણની કથા આપણા જીવનમાં કેવી રીતે ઉતારવી તેનો કાંઈક ખ્યાલ તે વાંચવાથી આપણને આવશે.

"અહિંસા વિષે તમારું ધારવું બરોબર છે. અહિંસાનું અંગ દયા, અક્રોધ, અમાન વગેરે છે. સત્યાગ્રહનો પાયો અહિંસાધર્મ છે. એ અતિ સ્પષ્ટ રીતે કલકત્તામાં જોયું, ને ત્યાં વિચાર્યું કે, તે આપણે વ્રત તરીકે દાખલ કરવું જોઈએ. એ ખ્યાલમાંથી એ નીકળી આવ્યું કે, આપણે બધા યમો પાળવાના છે, ને વ્રત તરીકે પાળતાં તેની સૂક્ષ્મ સ્થિતિ આપણે જોઈ શકીએ છીએ. અહીં સેંકડોની સાથે વાતો કરું છું તેમાં બધા યમો મોખરે મૂકું છું.

सियरामप्रेमपीयूषपूरण होत जन्म न भरत को ।
मुनिमनअगम यम नियम शम दम विषम व्रत आचरत को ॥

"આ છંદ મને કલકત્તામાં આવે અવસરે યાદ આવ્યો ને તેનું ખૂબ મનન કર્યું. એ વ્રતો પાળવામાં જ હિંદુસ્તાનનો ને આપણો મોક્ષ રહ્યો છે, એમ હું સાક્ષાત્ જોઈ શકું છું.

"અપરિગ્રહવ્રત પાળવામાં મુખ્ય ધ્યાનમાં રાખવાનું એ છે કે, ન જોઈતું કંઈ પણ ન સંઘરવું. ખેતી કરતાં બળદ હશે તો બળદ તથા તેમને લગતો સામાન સંઘરીશું. દુષ્કાળનો ભય સદાય હશે ત્યાં દાણા સંઘરીશું. પણ બળદની કે દાણાની જરૂર છે કે નહીં

એ સવાલ હંમેશાં પૂછીશું. બધા યમો આપણે વિચારદશાએ પાળવાના છે. એટલે તેમાં દઢતા દિવસે દિવસે વધતી જશે ને નવા ત્યાગો સૂઝતા થશે. ત્યાગની હદ જ નથી. જેમ વિશેષ ત્યાગ થશે તેમ આત્માનું દર્શન વિશેષ કરીશું. મનની ગતિ પરિગ્રહના ત્યાગ તરફ હશે ને શરીરશક્તિ મુજબ ત્યાગ કરીશું એટલે અપરિગ્રહવ્રત પાળ્યું ગણાશે.

"તેમ જ અસ્તેય વિષે. અપરિગ્રહમાં ન જોઈતી વસ્તુના સંગ્રહનો સમાસ થાય છે. અસ્તેયમાં તેની વસ્તુના ઉપયોગનો સમાસ છે. મને એક પહેરણથી શરીર ઢાંકવાનું બને છતાં હું બે પહેરું તો બીજાની મેં ચોરી કરી છે. કેમ કે જેનો ઉપયોગ બીજા કરી શકત તે પહેરણ મારું ન કહેવાય. જો હું પાંચ કેળાંથી મારો નિર્વાહ ચલાવી શકું તો મારે છઠ્ઠું ખાવું તે ચોરી છે. ધારો કે, આપણે બધાને જરૂરનાં જાણી ૫૦ લીંબુનો પરિગ્રહ રાખ્યો. મને માત્ર બેની જરૂર છે, પણ વધારે છે તેથી હું ત્રીજું લઉં છું, તે ચોરી થઈ.

"આમ વિશેષ ઉપયોગ એ અહિંસાવ્રતનો પણ ભંગ કરે છે. જો અસ્તેય ભાવનાથી ઉપયોગ ઘટાડીએ તો આપણામાં ઉદારતા વધે. જો અહિંસાભાવનાથી ઉપયોગ ઓછો કરીએ તો દયાભાવના વધે. પ્રાણી — જીવ — માત્રને હંમેશાં આપણે અભયદાન આપીએ તેમાં દયા-પ્રેમનું ચિંતવન રહ્યું છે. તે ચિંતવન જે કરશે તેની સામે સ્વપ્ને પણ કોઈ જીવ નહીં થાય, એ શાસ્ત્રનો ખાસ નિશ્ચય છે, મારો અનુભવ છે.

"આ બધાં વ્રતોનું સૂત્ર સત્ય છે. મનને છેતરી જે ચોરી હોય તેને અચોરી મનાય, મનને છેતરી પરિગ્રહને અપરિગ્રહ મનાય. એટલે ડગલે ડગલે સત્યને આપણે ઘણા સૂક્ષ્મ વિચારથી પ્રવર્તાવી શકીએ. જ્યારે અમુક વસ્તુને સંઘરવી કે નહીં એ વિષે શંકા હોય ત્યારે ન સંઘરવી એ સીધો નિયમ છે. ત્યાગમાં સત્યનો ભંગ નથી. જ્યાં બોલવા વિષે શંકા હોય ત્યાં મૌન રહેવું એ સત્યવ્રતીનું કર્તવ્ય છે.

"તમે બધા સ્વતંત્ર વિચારથી લેવાય તે જ વ્રત લો એમ ઇચ્છું છું. લેવાની જરૂર હંમેશાં જોઉં છું. પણ તે જરૂર તમને દરેકને સૂઝે ત્યારે જ વ્રત લેવાં ને જેટલાં લેવાં હોય તેટલાં લેવાં.

"રામચંદ્રજી ગમે તેવા પ્રતાપી થઈ ગયા, ગમે તેટલાં પરાક્રમો કરી લાખો રાક્ષસોનો ધ્વંસ કર્યો, પણ જો તેમની પાછળ લક્ષ્મણ અને ભરત જેવા ભક્ત ન નીકળ્યા હોત તો રામને આજે કોઈ જાણત નહીં. સારાંશ, રામચંદ્રજીમાં અસાધારણ ક્ષાત્રતેજ માત્ર હોત તો તેથી તેમનું માહાત્મ્ય થોડો કાળ રહી પછી ભૂંસાઈ જાત. તેમની જેમ રાક્ષસોનો સંહાર કરનાર અનેક પરાક્રમીઓ થઈ ગયા છે. તેઓમાંના કોઈની કીર્તિ–માહાત્મ્ય ઘેર ઘેર ગવાતાં નથી. રામચંદ્રજીમાં કાંઈક બીજું તેજ હતું, કે જે તેજ લક્ષ્મણમાં અને ભરતમાં તેઓ ઉતારી શકવાથી, લક્ષ્મણ અને ભરત જેવા મહાન તપસ્વીઓ નીવડ્યા, અને જે તપનું માહાત્મ્ય ગાતાં તુલસીદાસે કહ્યું કે, જો મહામુનિઓને પણ અગમ્ય એવું તપ કરનાર ભરતજી ન જન્મ્યા હોત તો પોતા જેવા મૂઢને રામ સન્મુખ કોણ કરત ? એટલે રામના યશના એટલે કે તેમના શિક્ષણના દ્વારપાળ જાણે લક્ષ્મણ અને ભરતજી ન હોય એમ થયું. વળી માત્ર તપમાં જ સર્વસ્વ નથી સમાતું. કેમ કે ચૌદ વરસ આહારનિદ્રાનો ત્યાગ જેમ લક્ષ્મણે કર્યો હતો તેમ ઇંદ્રજિતે પણ કર્યો હતો. પણ રામચંદ્રજી પાસેથી તપનું જે હાર્દ લક્ષ્મણને પ્રાપ્ત થયું હતું તે ઇંદ્રજિતને નહીં હોવાથી, એટલું જ નહીં પણ તપના પ્રભાવનો દુરુપયોગ કરવાની તેની વૃત્તિ હોવાથી, તે રાક્ષસ જ કહેવાયો, અને ભક્ત તથા મુમુક્ષુ તપસ્વી લક્ષ્મણને હાથે તેનો પરાજય થયો. તેવી જ રીતે ગુરુદેવનો આદર્શ ગમે તેવો ઊંચો હશે તોપણ જો તે આદર્શને અમલમાં મૂકનાર કોઈ નહીં જાગે તો તે આદર્શ જમાનાના ગાઢ અંધકારમાં પડી રહેવાનો. અને તેથી ઊલટું, જો તે આદર્શ મુજબ વર્તનારાઓ નીકળી આવશે તો તે પોતાનો પ્રકાશ અનેકગણી રીતે ફેલાવી શકશે. આદર્શ અમલમાં મૂકવાનાં પગથિયાં તપ છે. એટલે તે તપ — ડિસિપ્લીન — બાળકોના જીવનમાં ઉતારવું કેટલું જરૂરનું છે તે સમજવા જેવું છે."

## ૧

# વિશ્વાસઘાત!

પાછળ આપણે જાણી ગયા છીએ કે, દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં ધાર્મિક તત્ત્વ મુખ્યત્વે કરીને હતું. ગાંધીજીએ આ લડત પોતાની રાજકીય વિચારશ્રેણીના આધારે ઉપાડી નહોતી, પણ ધાર્મિક વિચારશ્રેણીના આધારે ઉપાડી હતી, અને તેથી આ ધાર્મિક વિચારશ્રેણીથી અંકિત થયેલી લડતના કોઈ પણ અંગમાં સત્યાગ્રહના સિદ્ધાંતોથી વિરુદ્ધ વર્તન ન હોય તેની ખાસ કાળજી રાખવામાં આવી હતી. સને ૧૯૦૭માં ગાંધીજીને જનરલ સ્મટ્સે દગો દીધેલો. ગાંધીજી માને છે કે, "એવું વર્તન કરવામાં જનરલ સ્મટ્સનો હેતુ ઇરાદાપૂર્વક હિંદી કોમને દગો દેવાનો ન હતો. એટલી કનિષ્ઠતા જનરલ સ્મટ્સમાં નથી. ગોરાનું પ્રાધાન્ય અને તેઓનું જ હિત સાચવવું એને તે પોતાની ફરજ માને છે અને તેમ કરતાં હિંદી કોમને અન્યાય કરવાની અને જરૂર પડે તો રંજાડીને હાંકી કાઢવાની નીતિ તેમની સરકારે અખત્યાર કરી. સર્વદેશીય નીતિના ધોરણે અગર માનવપ્રેમના ધોરણે સદરહુ નીતિરીતિ ઊતરતી કોટિની કહેવાય. પણ તેથી સામાન્ય નૈતિક ધોરણે તેને વિશ્વાસઘાત કે દગો ન કહેવાય." આ તો ગાંધીજીએ પોતાના પ્રતિપક્ષી પ્રત્યેની ઉદારતાની દૃષ્ટિથી પોતાનો વિચાર જણાવ્યો. પણ જે સમાજમાં જનરલ સ્મટ્સ એક વિશાળ દેશનો વહીવટ ચલાવે છે, તેના પર તેના જીવનની કેવી અસર પડે છે, તે તપાસતાં એમ જણાય છે કે, સમાજ ઉપર તો એવી અસર થયેલી કે જનરલ સ્મટ્સે સને ૧૯૦૭માં હિંદી કોમને દગો દીધો. જ્યારે બે પક્ષમાં તકરાર હોય અને તેમાં થયેલા સમાધાનના અર્થ વિષે શંકા ઊભી થાય, તો જે પક્ષ અન્ય પક્ષ પાસેથી યોગ્ય ન્યાય મેળવવા ફરિયાદી હોય તેનો સમજેલો અર્થ સ્વીકારવો જોઈએ, એટલે કે, કોઈ સરકાર અને તેની પ્રજા વચ્ચે

થયેલી સમાધાનીના અર્થ વિષે પાછળથી ગેરસમજ ઊભી થાય તો પ્રજાપક્ષ સમાધાનીનો જે અર્થ સમાધાની વખતે સમજ્યો હોય તે અર્થ માન્ય રખાવો જોઈએ. એ જ યોગ્ય ન્યાય ગણાય. પણ સરકારપક્ષ પોતાની સત્તાના મદમાં તેવો અર્થ ન સ્વીકારે, પણ પોતાના હિતમાં જ અને સામેનાના અહિતમાં જ તેનો અર્થ કાઢે, ત્યારે તેને વિશ્વાસઘાત સિવાય બીજું શું કહેવાય?

છતાં ગાંધીજીએ હિંદીઓની સમક્ષ એવો નૈતિક ઉચ્ચ આદર્શ મૂકી દીધો કે તે આદર્શને પહોંચી વળવા અશક્ત હોવા છતાં પણ તેનો અનાદર તો હિંદી કોમથી ન જ થઈ શક્યો. અને પછી પણ આ લડતમાં ગાંધીજીએ એવી નૈતિક સૂક્ષ્મતા વાપરી કે જે નીતિ પ્રજાજીવનનો પાયો ગણાય. તેની નીતિના ઊંડા સંસ્કારો પ્રજાહૃદયમાં સીંચાતા ગયા. સત્યાગ્રહની લડતમાં ડગલે ને પગલે ગાંધીજીએ મર્યાદાઓ મૂકી હતી. તે મર્યાદાથી આપણી લડત સાવ શુદ્ધ રહી. ટ્રાંસવાલના હિંદીઓ પોતાના સામાજિક હક માટે લડે તેમાં બીજા પાડોશી પ્રાંતોના હિંદી રહીશો પણ તેમને મદદ કરવા ઉત્સુક હતા. છતાં તેમ કરવાને પાડોશી પ્રાંતોના હિંદીઓને મના કરવામાં આવી હતી. તેનો એક જ હેતુ હતો કે, એક પ્રાંતની સરકારના અન્યાય સામેની લડતમાં બીજા પ્રાંતોના હિંદીઓને સામેલ કરી સરકારને ગભરાવી દઈ તેનો લાભ લેવો, એ ગાંધીજીને યોગ્ય ન લાગ્યું. વળી જે પ્રશ્નો અંગેના લડતમાં હિંદી ગિરમીટિયા મજૂરોનો હિતસંબંધ નહોતો તેમાં તેઓને સામેલ થવાને પ્રેરવા અગર ઉશ્કેરવા અને તે મજૂરોના શેઠોને મુશ્કેલીમાં મૂકી સરકાર ઉપર આડકતરું દબાણ લાવીને જીત મેળવવી એ પણ સત્યાગ્રહની દૃષ્ટિએ ગાંધીજીને અયોગ્ય લાગ્યું. વળી જે લડતમાં હિંદી યુવાન, વૃદ્ધો સામેલ થયેલા તેમાં તેમની પત્નીઓ પૈકી ઘણી સ્ત્રીઓ પણ સામેલ થવા તૈયાર હતી પણ લડતમાં સ્ત્રીઓને સામે કરી, ત્યાંની સરકારનું વગોણું કરાવી. એ ઇજ્જતીમાંથી બચવા ખાતર સમાધાની કરવાની સ્થિતિમાં સરકારને મૂકી દેવી, તે પણ ગાંધીજીને અયોગ્ય લાગ્યું. આમ સત્યાગ્રહની લડતમાં ગાંધીજીએ અનેક નૈતિક સૂક્ષ્મતાઓ સાચવી. પ્રતિપક્ષની કોઈ પણ મુશ્કેલીનો

ગેરલાભ લેવાનો પ્રયત્ન આ લડત દરમિયાન ગાંધીજીએ કર્યો નથી. આવો સંયમ રાખવો કોઈ પણ પ્રજા માટે મુશ્કેલ છે. અનેક મુશ્કેલીઓમાં મુઠ્ઠીભર સત્યાગ્રહીઓને માટે મરણિયા થઈ સત્યનો જય થાય ત્યાં સુધી ઝૂઝવું અને ટકી રહેવું એ સહેલું છે; પણ પ્રતિપક્ષ મુશ્કેલીમાં હોય ત્યારે આપણી વાત આગળ ધરી તેની સામે લડી તેની મુશ્કેલીમાં વધારો કરવાની ધમકી આપી આપણું કામ સાધી લેવાની કુનીતિમાંથી બચી જવું એ બહુ કઠણ છે. લડત તો કામચલાઉ સમાધાનીથી થંભાવી હતી. પણ તે પછી સન ૧૯૧૩ના એપ્રિલ માસમાં યુનિયન પાર્લમેન્ટમાં 'ન્યૂ ઇમિગ્રેશન બિલ' સરકારે રજૂ કર્યું. બિલ હિંદી કોમ માટે તદ્દન અસંતોષકારક હતું. તેમાં આજ સુધીની હિંદીઓની સત્યાગ્રહની લડતના મુદ્દાનો નિકાલ કર્યો ન હતો. રંગભેદ તો કાયમ રાખ્યો હતો. આ પ્રસંગે વળી હિંદી કોમમાં ખૂબ ચર્ચા થઈ. ટ્રાંસવાલમાં તો મે માસની ત્રીજી તારીએ હિંદીઓએ જંગી સભા ભરી સત્યાગ્રહનો ઠરાવ કર્યો.

એવામાં એક બીજો ચોંકાવનારો બનાવ બન્યો. કેપટાઉનના એક મુસલમાન વેપારીની પત્ની હિંદમાંથી કેપટાઉન ગઈ. ઇમિગ્રેશન ખાતાએ તે બાઈને ત્યાં ઊતરવાને બિનહકદાર ગણીને ઊતરવા ન દીધી. ઇમિગ્રેશન અમલદારના આ ઠરાવ સામે કેપટાઉનની હાઈકોર્ટમાં તે બાઈના પતિએ અપીલ કરી. હાઈકોર્ટના જડજ મિ. સરલેએ તેનો એવો ચુકાદો આપ્યો કે, જે ભાઈ તે બાઈનો ધણી હોવાનું કહે છે તે તો કેપકોલોનીના રહીશ હોવાનો હક ધરાવે છે અને તેથી તેની સ્ત્રીને પણ તેવો હક હોય જ. પણ આ બાઈ જેને તે પોતાની પરણેતર સ્ત્રી કહે છે તે તેની જ પરણેતર સ્ત્રી છે એવી કોઈ પણ કાયદેસર સાબિતી તે હિંદી આપી શક્યો નથી. જેથી તે બાઈ તે હકદાર હિંદીની કાયદેસર સ્ત્રી છે તેવો નિર્ણય કોર્ટ કરી શકતી નથી. માટે તે સ્ત્રીને કેપટાઉનની હકદાર રહીશ ઠરાવી શકાય નહીં. આવો ઠરાવ હાઈકોર્ટે આપી તે બાઈને પાછી ધકેલી મૂકી. આવો ચુકાદો તો હિંદી કોમ માટે ભયંકર કહેવાય. આ ચુકાદો કાયમ રહે તો ભવિષ્યમાં આ ચુકાદાનું પ્રમાણ બધાયે

ઠરાવમાં લેવાય એ સ્વાભાવિક હતું. એટલું જ નહીં પણ આ ચુકાદાને સ્પષ્ટ કાયદાનું રૂપ પણ સરકાર આપી શકે. એમ બને તો દક્ષિણ આફ્રિકામાંથી હિંદી કોમનું જડમૂળ જલદીથી ઊખડી જાય. તેઓની કરોડોની મિલકત ફના થઈ જાય. એનો અર્થ એવો થાય કે, પોતપોતાના ધર્માનુસાર થયેલાં લગ્ન સરકારી કોર્ટમાં નોંધાવવાં જોઈએ. હિંદીઓમાં તેવી કાંઈ પદ્ધતિ નથી. લગ્ન એક સામાજિક કર્તવ્ય ગણાય છે અને ધાર્મિક વિધિથી ઊજવાય છે. હિંદીઓ આમ સામાજિક અને ધાર્મિક સંસ્થાઓ કરતાં રાજસંસ્થાને વધારે અગત્ય નથી આપતા. અને કોર્ટમાં લગ્ન નોંધાવવાની પ્રથા હિંદુઓમાં, મુસલમાનોમાં કે જરથોસ્તીઓમાં નથી. એટલે સદરહુ ચુકાદાનો સીધો અર્થ એ થયો કે:

હિંદુ. મુસલમાન અને જરથોસ્તી ધર્માનુસાર થયેલાં લગ્ન ગેર-કાયદેસર ગણાય, કારણ કે તે બ્રિટિશ કોર્ટમાં નોંધાયેલાં નથી, અને તે લગ્ન ઉપર સરકારની છાપ નથી વાગી. આમ ત્રણેય ધર્મનું અપમાન થાય.

જે જે હિંદી લગ્ન થયાં છે અને હવે થાય તે બધાંયે ગેર-કાયદેસર ગણાય. એટલે હિંદી સ્ત્રીઓ તેમના પતિની પરણેતર સ્ત્રીઓ ન ગણાય પણ રખાત ગણાય. આમ હિંદી સ્ત્રીત્વનું પણ અપમાન થાય.

હિંદી સ્ત્રી ગેરકાયદેસર ગણાય એટલે તેનાથી ઉત્પન્ન થયેલી પ્રજા પણ ગેરકાયદેસર થઈ. એટલે આવી સ્ત્રીઓ કે તેનાથી ઉત્પન્ન થયેલી પ્રજા દક્ષિણ આફ્રિકાની કાયદેસર રહીશ ન ગણાય. તેથી તેમને ત્યાંથી હાંકી મૂકવામાં આવે.

જ્યારે સંતાન ગેરકાયદેસર ગણાય ત્યારે તે સંતાનના બાપની મિલકતનો કાયદેસર વારસ કોણ? કોઈ નહીં.

જ્યારે કોઈ માણસનો કાયદેસર વારસ કોઈ ન હોય ત્યારે તે માણસના મૃત્યુ પછી તેની મિલકત પણ બિનવારસી ગણાય.

અંગ્રેજી કાયદાના આધારે બિનવારસી મિલકતની માલિક સરકાર ગણાય.

બસ, ખલાસ થઈ ગયું. આ એક જ તીરથી સરકારે ઘણાં પક્ષીઓનો શિકાર કરવાનું યોજ્યું. દક્ષિણ આફ્રિકામાં હિંદી વસ્તીનું નામનિશાન ન રહે એટલું જ નહીં, પણ કરોડોની મિલકત પચાવી પાડી શકાય એવી અધમ બાજી રચી.

એટલામાં વળી હિંદી પ્રજા પર બીજો ધડાકો થયો. ગિરમીટમાંથી સ્વતંત્ર થયેલા હિંદીઓ ઉપરનો માથા દીઠ ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવાનું પ્રધાનોએ શ્રી ગોખલેજીને વચન આપેલું. તે અનુસાર તે બિલ પાર્લમેન્ટમાં મૂકવાનું દબાણ હિંદી આગેવાનોએ કર્યું, ત્યારે યુનિયન સરકારે જણાવ્યું કે ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવાની સામે નાતાલના ગોરાઓનો સખત વિરોધ છે, માટે તેવું બિલ પાર્લમેન્ટમાં લાવી નાતાલના ગોરાઓને નારાજ કરવા તૈયાર નથી. વળી શ્રી ગોખલેજીને આપેલા વિશ્વાસની વાત ખોટી છે. એવો કોઈ પણ જાતનો વિશ્વાસ પ્રધાનોએ ગોખલેજીને સત્તાવાર રીતે આપ્યો નથી. આ ઉપરથી ગાંધીજીએ શ્રી ગોખલેજી તરફથી ખુલાસો મેળવ્યો કે, પ્રધાનો સાથેની મુલાકાતમાં પ્રધાનોએ તેમને ખાતરીભર્યો વિશ્વાસ આપ્યો છે કે, બીજી પાર્લમેન્ટની બેઠકમાં ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવાનું બિલ રજૂ કરી તેને નાબૂદ કરવામાં આવશે. પણ પ્રધાનોને સત્યઅસત્યની શી પરવા હતી? શ્રી ગોખલેજીએ પ્રધાનોની મુલાકાત પછી દક્ષિણ આફ્રિકામાં જ ઘણી જાહેર સભામાં અને પ્રખ્યાત ગોરાઓની મુલાકાતોમાં અનેક વેળા જાહેર કરેલું કે, પ્રધાનોએ ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવાનો વિશ્વાસ તેમને આપ્યો હતો. પણ તે વાતનો કોઈ પણ પ્રધાન તરફથી સહેજ પણ વિરોધ કરવામાં આવ્યો નહોતો. આ સંબંધે ઘણો ઊહાપોહ થયો. સરકારે આ પ્રશ્ન પર ધૂળ વાળવા બાજી રમવા માંડી અને એક બિલ રજૂ કર્યું: તેમાં અમુક ઉંમરથી મોટી સ્ત્રીઓ ઉપરથી ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવાનું સૂચવ્યું. આ વખતે ઓન. મિ. શ્રાઇનર, મિ. મેરિમેન, વગેરે દિલસોજ સભ્યોએ તો તેનો સખત વિરોધ કર્યો, તે એવા હેતુથી કે ત્રણ પાઉન્ડના કરના બિલનો આટલો ભાગ સુધારશે તો પછી ભવિષ્યમાં તે કર બિલકુલ નાબૂદ નહીં જ

થાય. એટલે તેમણે તો એવું વલણ લીધું કે તે ત્રણ પાઉન્ડનો કર જ ભયંકર છે, માટે તે સાવ નાબૂદ થવો જોઈએ. નહીં તો ભલે જેવો છે તેવો રહે. આમ સરકારની તે પ્રપંચબાજી ઊંડી ગઈ અને ત્રણ પાઉન્ડનો કર ઊભો જ રહ્યો.

શ્રી ગોખલેજી પ્રત્યેના એટલે સમગ્ર હિંદી કોમ તરફના યુનિયન સરકારના વિશ્વાસઘાતે હિંદી પ્રજાના હૃદયમાં ભારે ઉત્પાત મચાવ્યો. શ્રી ગોખલેજીનું અને તેથી સમગ્ર હિંદનું આવું હડહડતું અપમાન હિંદી લોકો સહન કરે તો તે મૂઆ જ ગણાય, કાયર અને નમાલા જ ગણાય.

સરકારની આ ભૂલો સુધારવાને અને હિંદી પ્રજાને સત્યાગ્રહની લડતમાં ઊતરવાની ફરજ ન પાડવાને ગાંધીજીએ સરકારને ઘણી વિજ્ઞપ્તિઓ કરી, અનેક સૂચનાઓ કરી, સમાધાનીના પ્રયત્નો કર્યા, પણ સરકારે તે ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહીં. આથી આ વિષયો સંબંધે એપ્રિલ માસની તા. ૩૦મીથી પ્રધાન મિ. ફિશર સાથે જે પત્રવ્યવહાર ગાંધીજીએ કર્યો હતો તે મે માસની તા. ૨૪મીના રોજ પ્રગટ કરવામાં આવ્યો. તેથી યુનિયન સરકારનો વિશ્વાસભંગ અને તેની સામે હિંદીઓએ શરૂ કરવાની સત્યાગ્રહની લડતની આવશ્યકતા જાહેર થયાં.

## ૨

# છેલ્લી લડતની તૈયારી

સરકારે હિંદી પ્રજાને આમ દગો દીધો એટલું જ નહીં, પણ બહુ જ ક્રૂર હૃદયે, પ્રભુથી ડરીને પોતાનું ગુજરાન ચલાવવા અથાગ શ્રમ કરતી હિંદી પ્રજાને દક્ષિણ આફ્રિકામાંથી ઉખેડી નાખવાને પેંતરા રચ્યા. આ ક્રૂરા વર્તન સામે હિંદીઓએ અત્યંત સત્ય વર્તન વર્તી બતાવ્યું. આજ સુધી જે જે સમાધાન થયેલું તેમાં જે કારણ માટે લડત ઉપાડી હોય તેને જ દૃઢ રીતે સત્યાગ્રહીઓ વળગી રહેલા. પ્રસંગનો લાભ લઈ સહેજે વધારે માગણી ઉમેરી નથી, તેમ જરાય ઓછી કરી નથી. છતાં નીતિના સિદ્ધાન્તોનો ડોળ કરનાર સરકારે આવા અનેક આરોપો લડત દરમિયાન હિંદીઓ ઉપર મૂકયા છે. છેલ્લી લડતમાં ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવાની અને હિંદી લગ્ન કાયદેસર ગણવાની માગણી ઉમેરી ત્યારે સદ્‌ગુણી (?) જનરલ સ્મટ્સે એ જ આરોપ હિંદીઓ ઉપર મૂકયો! સત્યાગ્રહની લડત ચાલતી હોય અને તે દરમિયાન સરકાર નવાં નવાં કારણો ઉપસ્થિત કરે ત્યારે તે લડતમાં ઉમેરી જ શકાય અને તે સત્યાગ્રહી માટે સહેજે અયોગ્ય ન ગણાય. તેમ ન કરે તો સામેના પ્રતિપક્ષી ચાલાકી બતાવી લોટી આપી મોટો ઘડો લઈ જાય અને સત્યાગ્રહીઓને મૂર્ખા બનાવે તેમ જ લડતનો અંત પણ ન આવે. જનરલ સ્મટ્સ તો કલમ અને બરછી બંનેમાં ભારે ચાલાક. નીતિ અને સત્યાગ્રહના સિદ્ધાન્તોની સૂક્ષ્મતા સંપૂર્ણપણે સમજે, એટલે હિંદીઓ વેદિયા હોત તો પોતે પોતાના જ સિદ્ધાંતોમાં પૂરા સપડાઈ જાત. પણ જનરલ સ્મટ્સની તે ચાલાકી ગાંધીજી પાસે કાંઈ ચાલી નહીં. હિંદીઓ પર મૂકેલા આરોપોના પૂરતા જવાબ આપીને ગાંધીજીએ તેમનું મોં બંધ કર્યું.

આમ એક બાજુ યુનિયન પાર્લમેન્ટની બેઠક, બીજી બાજુ ત્રણ પાઉન્ડના કર સંબંધેનો સરકારનો વિશ્વાસઘાત, ત્રીજી બાજુ નવા

ઇમિગ્રેશન કાયદાનું પાર્લમેન્ટમાં પસાર થવું, અને ચોથી બાજુ જડજ સરલનો હિંદી લગ્ન સંબંધેનો ચુકાદો : આમ ચારેય બાજુનું વાતાવરણ ગરમાગરમ હતું. તેવામાં સત્યાગ્રહી હિંદીઓની કસોટી થાય એવો એક ખાસ બનાવ બન્યો. દક્ષિણ આફ્રિકામાં એક મોટી હડતાળ પડી. રેલવે વગેરે સઘળાં જાહેર ખાતાંઓ આ હડતાળથી અવ્યવસ્થિત થયાં. આ હડતાળના મૂળમાં રાજ્યક્રાન્તિનો ઉદ્દેશ હતો. દક્ષિણ આફ્રિકામાં કેટલાક જહાલ પક્ષના લોકોને બ્રિટન સાથેનો લેશમાત્ર સંબંધ નહોતો જોઈ તો, અને દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશ સામ્રાજ્યનું નામનિશાન નહોતું જોઈતું. એવાઓએ આ હડતાળનો કાર્યક્રમ ગોઠવી આખા દેશમાં અને મુખ્યત્વે કરીને ટ્રાન્સવાલમાં અંધાધૂંધી ફેલાવી. સરકાર પણ ભારે મૂંઝવણમાં પડી. આ કટોકટીના પ્રસંગે હડતાળિયાઓના આગેવાનોએ ગાંધીજીને કહ્યું કે, હિંદીઓ પણ સત્યાગ્રહની પોતાની લડત આ ટાણે શરૂ કરે. સામાન્ય રાજનીતિના ધોરણે તો આ પ્રસંગ વધાવી લેવા જેવો ગણાય. પણ સત્યાગ્રહી ગાંધીજીએ એવું અસત્ય પગલું ભરવા ઘસીને ના પાડી અને જણાવ્યું કે, "સત્યાગ્રહી પ્રતિપક્ષીની મુશ્કેલીનો લાભ લેવા ઇચ્છશે નહીં. એવી નબળાઈ સત્યાગ્રહીને શોભે નહીં. સરકારની ભારે મુશ્કેલીમાં લડત શરૂ કરવી એ તો મરતાને મારવા જેવું ગણાય. સત્યાગ્રહીની વીરતા એ નીતિને નિંદ્ય ગણે છે." ગાંધીજીએ હડતાળિયાઓના આગેવાનોને અને હિંદીઓ પૈકીના જે ભાઈઓ આ પ્રસંગનો લાભ લેવાની સલાહ આપતા હતા તેમને પણ આવો જ જવાબ આપ્યો.

આવી વીરતા અને શુદ્ધ નીતિને શત્રુ પણ વખાણે, અને તેની અસર સમજુ માણસો ઉપર સારી પડી. સરકાર હડતાળને પહોંચી વળી. મુખ્ય મુખ્ય નવ આગેવાનોને એકદમ પકડી છાનામાના સ્ટીમરમાં બેસાડી ઇંગ્લંડ મોકલી દીધા. લશ્કરની મદદ લીધી, દેશમાં લશ્કરી કાયદાનો અમલ કર્યો. અને બે માસના સતત પ્રયત્નથી પાછી શાંતિ સ્થપાઈ આ મુદત દરમિયાન હિંદીઓ થોભ્યા અને તેમણે પોતાની લડત શરૂ ન કરી. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ જોતાં આ પગલું ભારે કુનેહવાળું

હતું. સત્યને વળગીને ચાલનાર માણસની નીતિમાં અનેક જાતની કુનેહનો સમાવેશ થાય છે જ. સરકારની આ મુશ્કેલીનો લાભ લેવા હિંદી સત્યાગ્રહીઓ લલચાયા હોત તો સરકારની ભારે મૂંઝવણનો લાભ મેળવવાને બદલે હિંદી કોમ ઉપર ગંભીર જોખમ આવવાનો પૂરો સંભવ હતો, અને કદાચ સૂકા ભેગું લીલું પણ બળી જાત. પણ સત્યાગ્રહીઓનું રક્ષણ તેનું સત્ય કરે છે જ. આ જ સમયે શ્રી ગોખલેજીની સલાહથી એક ડેપ્યુટેશન ઇંગ્લંડ મોકલવામાં આવ્યું. શ્રી ગોખલેજી પણ ત્યાં જ હતા. તેમણે ઘણા પ્રયત્નો કર્યા. પણ યુનિયન સરકારે પોતાનો દુરાગ્રહ કાયમ રાખી હિંદીઓની માગણી ન જ સ્વીકારવાનો નિશ્ચય વડી સરકારને પણ જણાવ્યો.

દક્ષિણ આફ્રિકાની હડતાળ પૂરી થઈ, બધેય શાંતિ ફેલાઈ એટલે ગાંધીજીએ હિંદીઓની વાત છંછેડી. પણ બૂરાએ તો તેની બૂરાઈનો ભાવ ભજવ્યો. સરકારે તો નવો ઇમિગ્રેશન કાયદો પસાર કરી શાહી મંજૂરી પણ મેળવી. આ મંજૂરી સને ૧૯૧૩ના જૂન માસમાં મળી. જુલાઈમાં તે કાયદો સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કર્યો, અને ઑગસ્ટમાં તો તેના અમલ માટે પણ અલગ અલગ ખાતાંઓ સ્થાપી દીધાં. આ કારણે હિંદી કોમે પણ તૈયારી કરી. ઇન્ડિયન ઓપીનિયન છાપા મારફતે આખા દેશની હિંદી કોમમાં વાતાવરણ ગરમાગરમ થઈ ગયું. લડતના પડઘા વાગવા માંડ્યા, અને સપ્ટેમ્બરની ૧૩મી તારીખે ગાંધીજી અને સરકાર વચ્ચે બધા અગત્યના મુદ્દાવાળો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરી હિંદી સત્યાગ્રહીઓએ સત્યાગ્રહ જાહેર કર્યો અને પોતાની નીચેની માગણીઓ રજૂ કરી :

૧. દક્ષિણ આફ્રિકાના કોઈ પણ કાયદામાં રંગભેદ ન રાખવાનો સિદ્ધાંત સરકારે સ્વીકારવો જોઈએ, અને તે હિસાબે ફ્રી સ્ટેટના કાયદામાંથી જાતિભેદ દૂર થવો જોઈએ.

૨. એક-ઓરતી હિંદી લગ્નોને કાયદેસર ગણવાં જોઈએ.

૩. ત્રણ પાઉન્ડનો કર સદંતર નાબૂદ કરવો જોઈએ.

૪. દક્ષિણ આફ્રિકામાં જન્મેલા હિંદીઓના કેપ કૉલોનીમાં દાખલ થવાના હકો જળવાવા જોઈએ.

૫. અને ભાવિષ્યમાં હિંદીઓને જે કાયદા લાગુ પડે છે તે કાયદાઓનો અમલ નરમાશ અને ન્યાયથી કરવાનું ધોરણ સ્વીકારવું જોઈએ.

ઉપરના પાંચ મુદ્દા રજૂ કરી, હિંદીઓએ સત્યાગ્રહની લડત સને ૧૯૧૩ ના સપ્ટેંબર માસમાં શરૂ કરી.

૩

## ‘ચાલીસના ચાલીસ હજાર’

આ બધી વાટાઘાટ અને સરકાર સાથેના પત્રવ્યવહાર દરમિયાન ફિનિક્સ આશ્રમ તો સત્યાગ્રહની લડતનું તાલીમખાનું થઈ પડ્યું. ત્યાં રહેતા બધા મોટી ઉંમરના તો પ્રેસનું કામ કરતા જ હોય, એટલે છાપાનાં તીખાં ઉત્સાહપ્રેરક લખાણોનાં બીબાં ગોઠવતાં ગોઠવતાં તે લખાણોનો શબ્દેશબ્દ હૃદયમાં કોરાઈ જાય. બીબાં ગોઠવનારા કાંઈ ધંધાદારી માણસો નહોતા, તેઓ તો સત્યાગ્રહી યોદ્ધાઓ જ હતા. ગાંધીજીના લેખ છપાતા પહેલાં તો બીબાં ગોઠવનાર યુવાનો તેનો વીરરસ પચાવી લેતા, તેના સત્યના સિદ્ધાંતો રગેરગમાં ઉતારી લેતા. આખો દિવસ ખેતીનું, નિશાળનું, પ્રેસનું કે કોઈ પણ બીજું કામ કર્યા પછી સાંજની પ્રાર્થના કર્યા બાદ આખા દિવસના બનાવની ચર્ચા થાય. ગાંધીજી લડતના મુદ્દાઓની સમજણ પાડે. તેને અંગે અનેક પ્રશ્નો પુછાય તેના જવાબ આપે. જેલની મુશ્કેલીઓ, જેલની તાલીમ, જેલનો ખોરાક, જેલમાં સત્યાગ્રહી તરીકેનું વર્તન, વગેરે અનેક પ્રશ્નો ગાંધીજીને પુછાય, અને તેનો જવાબ ગાંધીજી આપ્યે જાય. અમુક અમુક મુશ્કેલીના પ્રસંગે સત્યાગ્રહીએ કેવી રીતે વર્તવું તેનો નિર્ણય ગાંધીજી નીતિની સૂક્ષ્મતા સાચવીને આપે. આમ લડત શરૂ થઈ તે પહેલાં દોઢ માસ સુધી ચાલતી પ્રાર્થના પછીની એક એક કલાકની ચર્ચાના પરિણામે લડતને અંગેનું જોઈતું જ્ઞાન ગાંધીજી પાસેથી બધાને મળી ગયું, અનેક શંકાઓના ઉકેલ થઈ ગયા, હૃદયની

અનેક ગ્રંથિઓ ઊકલી ગઈ, અને શુદ્ધ સત્ય પ્રત્યેની શ્રદ્ધા બધાઓના હૃદયમાં ઉત્પન્ન થઈ.

આ પ્રસંગો પૈકી એક સુંદર પ્રસંગ અહીં નોંધવા જેવો છે.

લડતનું વાતાવરણ જામવા માંડ્યું હતું. એક રવિવારે હું પ્રેસના કામે ડરબન ગયો હતો. જ્યાં જ્યાં હિંદીઓની દુકાનમાં કે મકાનમાં જાઉં ત્યાં ત્યાં, "હવે શું કરવાનું છે?" એવો પ્રશ્ન પુછાય. આમ પૂછવામાં કોઈના હૃદયમાં જિજ્ઞાસા જણાય, કોઈના હૃદયમાં લડત પ્રત્યેનો ઉત્સાહ જણાય, કોઈના હૃદયમાં લડત પ્રત્યેની શ્રદ્ધા જણાય, અને કોઈના હૃદયમાં લડત પ્રત્યે નિરુત્સાહ અને તેનાં પરિણામ વિષેની અશ્રદ્ધા જણાય. ઘણાઓ સાથેની વાતોમાં છેલ્લું તત્ત્વ મને વધારે જણાયું. વળી વાતાવરણમાં પણ હિંદુ મુસલમાન વચ્ચે કાંઈક બેદિલી જણાતી હતી. ગંભીર તકરાર જેવું કાંઈ હતું જ નહીં, પણ પરસ્પર સંકોચવૃત્તિ તો હતી જ. હૃદયનું મિલન ન હતું.

આ બધા વાતાવરણની અસર સાથે હું સાંજની ગાડીમાં ફિનિક્સ પાછો ગયો. રાત્રે પ્રાર્થના પછી વાતો ચાલી. મેં ગાંધીજીને પૂછ્યું:

"આપણે સરકારની સાથેનો છેવટનો પત્રવ્યવહાર બહાર પાડીને અને આપણી માગણી રજૂ કરીને લડતની શરૂઆત કરી, પણ હજી આપણામાં મને કાંઈ વાંક જણાતો નથી. ડરબનમાં તો આજે હું ખૂબ ફર્યો, પણ મને લડત વિષે કાંઈ ઉત્સાહ જણાયો નહીં, એટલું જ નહીં પણ મોટા ભાગમાં તો લડત વિષે અશ્રદ્ધા જ ભરી છે. ઘણાઓ એમ માને છે કે, 'ગાંધીભાઈ નાહક પેટ ચોળીને શૂળ ઊભું કરે છે. સિદ્ધાંત અને માનાપમાનનું ભૂસું રહેવા દઈ જે કાંઈ રોટલો પેદા થતો હોય તે કરવા દે તો બહુ સારું. ગોરાઓની સાથે તકરાર ઊભી કરવાથી તો તેઓ ઊલટા વધારે દુઃખ દેશે. તેના કરતાં હાલની સ્થિતિમાં રહેવાય તો નહીં સારું? સહેજ મૂછ નીચી રાખીને ચાલીશું. અહીં તો પૈસા પેદા કરવા આવ્યા છીએ, ખેદાનમેદાન થવા નથી આવ્યા. સ્વમાન સાચવવું હોત અને તે ખાતર જેલમાં જઈ ખરાબ થવું હોત તો અહીં જ શું કરવા આવત!'" આવી સ્પષ્ટ વાત

ઘણા ભાઈઓએ મને કરેલી તે મેં ગાંધીજીને જણાવી અને તે ઉપરથી મારા હૃદય ઉપર જે અસર થયેલી તેથી લેવાઈને મેં પૂછ્યું: "બાપુજી, આ યુનિયન સરકાર સાથે લડવા જવામાં આપણું બળ કેટલું? સાત વરસથી સત્યાગ્રહની લડતની શરૂઆત થઈ છે, પણ તેથી આપણે કેટલું બળ મેળવ્યું? વળી આવી મોટી સરકાર સામે લડવામાં આપણી પાસે માણસો કેટલાં છે? આપે તેની ગણતરી કરી છે?"

ગાંધીજીએ હસતાં હસતાં જવાબ આપ્યો: "મેં તો રાતદિવસ ગણતરી કરી છે. છતાં તમે ગણી કાઢો. આપણા સત્યાગ્રહીઓ ક્યાં અજાણ્યા છે?"

મેં તો ફિનિક્સથી શરૂઆત કરી. નાતાલ, ટ્રાન્સવાલ અને પછી કેપ કૉલોનીમાંના સત્યાગ્રહની લડતમાં અંત સુધી ઝૂઝે એવા યોદ્ધાઓનાં નામ આંગળીના વેઢા પર ગણવા માંડ્યાં. ત્રણેય પ્રાંત ફરી વળ્યો, અને નામો ગણતાં જ્યારે નવું એકે નામ મને કે ગાંધીજીને યાદ ન આવ્યું ત્યારે કુલ સંખ્યા ચાલીસની થઈ. મેં કહ્યું:

"બાપુજી, ચાલીસ પૂરા થયા."

ગાંધીજીએ ગંભીર સ્વરે પૂછ્યું: "પણ, એ ચાલીસ યોદ્ધા કેવા?"

મેં તે પ્રશ્નનો પૂરો મર્મ મનમાં સમજીને જવાબ આપ્યો: "બાપુજી, એ ચાલીસ એવા કે અંત સુધી ઝૂઝે, જીવતાંયે જીતે અને મરતાંયે જીતે તેવા."

ગાંધીજી તે સાંભળી અનેરા ઉત્સાહમાં આવી ગયા, અને બોલી ઊઠ્યા: "બસ છે, બસ છે. એવા ચાલીસ સત્યાગ્રહી યોદ્ધા, અંત સુધી ઝૂઝે એવા મરણિયા ચાલીસ સત્યાગ્રહી યોદ્ધા બસ છે. તમે જોશો કે તેવા ચાલીસના ચાલીસ હજાર થશે!" ગાંધીજી આ વાક્ય બોલતાં ઘણા લાગણીવશ થઈ ગયા. તેમનાં રૂવાં ઊભાં થઈ ગયાં અને તેઓ આગળ બોલ્યા: "અને ભલેને એ ચાળીસેય ન હોય, હું એકલો ગોખલેજીના અપમાનનો બદલો લેવા માટે બસ છું.

ગમે તેવી મોટી બાદશાહત હોય પણ ગોખલેજીનો વિશ્વાસઘાત કરનાર અને તેમનું અપમાન કરનાર સામે હું એકલો પણ બસ છું! જ્યાં સુધી ગોખલેજીને આપેલું વચન ન પળાય ત્યાં સુધી પાગલ થઈને ગોરાઓનાં બારણે બારણાં ઠોકીશ. ગોખલેજીનું અપમાન! એ બની જ કેમ શકે? એ સહન કેમ થાય?"

બધા શાંત થઈને સાંભળી રહ્યા. જે કાંઈ અશ્રદ્ધા અમારા હૃદયમાં હતી તે આ અજેય શ્રદ્ધાના પ્રચંડ અગ્નિમાં બળીને ભસ્મીભૂત થઈ ગઈ. હજી પણ એ પ્રસંગ સ્મરણપટ પર તાજો જ છે. એ જ ભવ્ય મુખાકૃતિ દૃષ્ટિ સામે ખડી થાય છે. અને એ જ હૃદયનો આર્તભર્યો નિશ્ચયનો પડઘો કાનમાં અથડાય છે.

લડત ચાલી, તેનો અંત આવ્યો, તેની સમાધાની પણ થઈ. ત્યાર બાદ આ લડતમાં કેટલા માણસોએ ભાગ લીધો હતો, એટલે કે કેટલા જણ જેલમાં ગયા હતા, જેલના જોખમે પણ હડતાલમાં દાખલ થયા હતા અને જેલમાં જવા પ્રયત્ન કરતાં પણ પકડાયા ન હતા, તેમની એકંદર સંખ્યા અમે ગણવા બેઠા ત્યારે કુલ સંખ્યા ચાલીસ હજારની થઈ. હું ચમક્યો. મને પેલા દિવસની રાત્રી અને તે સમયની ભવિષ્યવાણી યાદ આવી કે, "ચાલીસના ચાલીસ હજાર થશે."

## ૪

# શુભ શરૂઆત

લડાઈનાં રણશિંગાં ફૂંકાવા માંડ્યાં. હિંસક લડાઈ હોય તો હજારો માણસો કેસરિયાં કરી નીકળે, અસ્ત્રશસ્ત્રના ભંડાર ખાલી થાય, તોપખાનાં ખાલી થાય, અનેક ભયંકર અને જીવલેણ ઝેરી શસ્ત્રોથી માણસ પોતાના માનવબંધુઓનું લોહી ચૂસવાના ઉત્સાહમાં ઘેલા થયેલા હોય; સામા પક્ષનો જે હોય તે આપણો શત્રુ, તેમાંથી જેટલાને મારી શકાય તેટલાને મારીને વાહવાહ કે ઇનામ મેળવવાની વાંછનાથી પ્રેરાઈને માણસ મટી પશુવૃત્તિ ધારણ કરેલાં માનવ-પશુઓનાં જૂથનાં જૂથ સમરાંગણમાં ખડકાયાં જાય. અને પછી એકબીજા ઉપર ભૂખ્યાં ગીધડાંની જેમ તૂટી પડે. આવી કશી ધમાલ ફિનિક્સ આશ્રમમાં ન હતી. થોડા દિવસ પછી દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકારને ધ્રુજાવી મૂકનાર લડત લડવાની છે, તેની તૈયારી જોવાને માટે કોઈ ફિનિક્સ આશ્રમમાં આવે તો તેને કાંઈ જણાય નહીં. તે બિચારો જેવો આવે તેવો પાછો જાય! શાની તૈયારી! બીજાને મારવાની! અહીં તો અન્યને મારવાની મના હતી. ત્યારે શાની તૈયારી? પોતે મરી ફીટવાની. હા, તેને માટે બાહ્ય શસ્ત્રસાધનોની કે બાહ્ય તાલીમની કાંઈ જરૂર નથી. વળી આ અહિંસક લડતમાં મરદ એકલા જ ભાગ લઈ શકે એવું કાંઈ નથી. જુવાન એકલા જ ભાગ લઈ શકે એવું પણ કાંઈ નથી. સ્ત્રીપુરુષ શરીરે બળવાન કે કમજોર, તંદુરસ્ત કે રોગી — સર્વ કોઈ ભાગ લઈ શકે છે. અરે, વૃદ્ધ ડોશી કે નાનું બાળક પણ ભાગ લઈ શકે છે. તે માટે તો હૃદયની સત્યાગ્રહી વૃત્તિ જોઈએ. આ શીખવવાને તાલીમની શાળાઓ ખોલવાની જરૂર નથી. આશ્રમનું વાતાવરણ જ તાલીમ શિખવાડી રહ્યું હતું.

વળી આ છેલ્લી લડતમાં એ પ્રચંડ શક્તિનો ઉમેરો થયો. આજ સુધી તો કોઈ સ્ત્રીની ઇચ્છા હોય છતાં પણ લડતમાં સામેલ થવાની મનાઈ કરવામાં આવતી. પણ આ લડતમાં હિંદી સ્ત્રીઓના

સ્ત્રીત્વ ઉપર થયેલા હુમલા સામે થવાનું હતું. તેમાં તો હિંદી સ્ત્રીઓનું સ્વમાન સાચવવાનો પ્રશ્ન હતો. તેથી જ સ્ત્રીઓએ પણ દાખલ થવું જ જોઈએ એવો નિર્ણય થયો. તેમ જ ગિરમીટિયા મજૂર, જેઓને આજ સુધી લડતમાં સામેલ થવાને સલાહ કે પ્રેરણા આપવામાં નહોતી આવતી; પણ ત્રણ પાઉન્ડના કરની લડતમાં તેમણે પણ ભાગ લેવો એ તેમની ફરજ થઈ પડી. એટલે હજારો ગિરમીટિયા મજૂરો પણ આ લડતમાં ભાગ લઈ શકે એમ થયું. આ બે બળ આ લડતમાં ઉમેરાયાં.

છતાં તે બળને સરજાવી સંગ્રહ કરવાની પણ શક્તિ હોવી જોઈએ. ગાંધીજીને ખાતરી તો હતી જ કે, સંખ્યાબંધ હિંદી બહેનો જેલ જવા તૈયાર થશે પણ આપ મૂઆ વિના સ્વર્ગે ગયું કોઈ સાંભળ્યું છે? ગાંધીજીને લાગ્યું કે, કસ્તૂરબા આ લડતમાં તૈયાર થાય અને જેલમાં જાય તો બધી બાજી સુધરી જાય. પણ બાને તૈયાર શી રીતે કરવાં? તેમને હુકમ કરીને બળાત્કારથી તૈયાર કરવામાં શો માલ? પાછળથી એવા બળ પર વિશ્વાસ શી રીતે રાખી શકાય? કસ્તૂરબા એક વખત એક વસ્તુ સમજે તો પછી તેને વળગી જ રહે એવી તેમનામાં શક્તિ તો છે જ. પણ તે વસ્તુ વિષે સમજ પાડી દૃઢતા શી રીતે ઉત્પન્ન કરવી એ પણ પ્રશ્ન હતો. ગાંધીજી એનો જ વિચાર કર્યા કરતા અને પ્રસંગ મળ્યે એ કાર્ય તેમણે ફતેહમંદીથી પાર પાડ્યું.

એક દિવસ હમેશના નિયમ મુજબ પાયખાનું સાફ કરી, નાહી ધોઈ હું આશરે સાડાનવ વાગ્યે રસોડામાં ગયો. ગાંધીજી પણ તે જ સમયે નિશાળમાંથી આવ્યા. કસ્તૂરબા તો ત્યાં હતાં જ. તેમણે ભાખરીનો લોટ બાંધી મૂક્યો હતો. તેમણે ભાખરી વણવા માંડી અને મેં શેકવા માંડી. ગાંધીજી ફાલતું કામ કરતા હતા. કામ કરતાં કરતાં ગાંધીજીએ એકાએક કસ્તૂરબાને પૂછ્યું : "તેં જાણ્યું કે?"

"શું?" જિજ્ઞાસાથી કસ્તૂરબાએ પૂછ્યું.

ગાંધીજીએ સહેજ હસતાં હસતાં જવાબ આપ્યો : "આજ સુધી તું મારી પરણેતર સ્ત્રી હતી, હવે તું મારી પરણેતર સ્ત્રી ન રહી."

કસ્તૂરબાએ સહેજ ભવાં ચડાવીને કહ્યું: "એવું વળી કોણે કહ્યું? તમે તો રોજ નવા નવા નુક્તા શોધી કાઢો છો!"

ગાંધીજી હસતે વદને બોલ્યા: "હું ક્યાં શોધી કાઢું છું? પેલો જનરલ સ્મટ્સ કહે છે કે, ખ્રિસ્તી લગ્નની જેમ આપણાં લગ્ન કોરટમાં નોંધાયેલાં નથી, માટે તે ગેરકાયદેસર ગણાય અને તેથી તું મારી પરણેતર ન ગણાય પણ રખાત ગણાય."

કસ્તૂરબાએ ગુસ્સે થઈને કહ્યું: "કચ્યું એણે એનું માથું! એ નવરાને આવું આવું ક્યાંથી સૂઝે છે?"

ગાંધીજીએ ટૂંકાવીને કહ્યું: "પણ હવે તમે બહેનો શું કરશો?"

"અમે વળી શું કરીએ?" કસ્તૂરબાએ પૂછ્યું.

"અમે લડીએ છીએ તેમ તમે પણ લડો. સાચી પરણેતર થવું હોય અને રખાત ન થવું હોય, તેમ જ તમારી આબરૂ તમને વહાલી હોય, તો તમે પણ અમારી જેમ સરકાર સામે લડો."

"તમે તો જેલમાં જાઓ છો!"

"તું પણ તારી આબરૂ ખાતર જેલમાં જવાને તૈયાર થા." ગાંધીજીનું વાક્ય સાંભળી કસ્તૂરબા નવાઈ પામી બોલ્યાં: "હું, જેલમાં! બૈરાંથી વળી જેલમાં જવાય?"

"હા, જેલમાં. સ્ત્રીઓથી જેલમાં કેમ ન જવાય? પુરુષ જે સુખદુઃખ ભોગવે તે સ્ત્રીઓથી કેમ ન ભોગવાય? રામની પાછળ સીતા ગઈ. હરિશ્ચંદ્રની પાછળ તારામતિ ગઈ. નળની પાછળ દમયંતી ગઈ. અને સહુએ જંગલમાં અનહદ દુઃખ વેઠ્યાં."

ગાંધીજીનું વિવેચન સાંભળી કસ્તૂરબા બોલી ઊઠ્યાં: "એ તો બધાં દેવ જેવાં! તેમને પગે ચાલવાની આપણી શક્તિ ક્યાં છે?"

ગાંધીજીએ ગંભીરતાપૂર્વક કહ્યું: "એમાં શું? આપણે પણ તેમની જેમ વર્તીએ, તો તેમના જેવાં થઈ શકીએ, દેવ થઈ શકીએ. રામના કુળનો હું અને સીતાના કુળની તું. હું રામ થઈ શકું અને તું સીતા થઈ શકે. સીતા રામની પાછળ ધર્મની ખાતર ન ગઈ હોત અને મહેલમાં બેસી રહી હોત તો તેને કોઈ સીતામાતા ન કહેત. તારામતી હરિશ્ચંદ્રના સત્યવ્રત ખાતર વેચાઈ ન હોત, તો હરિશ્ચંદ્રના

સત્યવ્રતમાં ખામી રહેત. તેને કોઈ સત્યવાદી ન કહેત અને તારામતીને સતી પણ કોઈ ન કહેત. દમયંતી નળની પાછળ જંગલનાં દુઃખ સહેવામાં સામેલ ન થઈ હોત તો તેને પણ કોઈ સતી ન કહેત. તેમ હવે તારે તારી આબરૂ સાચવવી હોય, મારી પરણેતર ગણાવું હોય અને રખાત ગણાવાના કલંકમાંથી મુક્ત થવું હોય, તો સરકાર સાથે લડ અને જેલમાં જવા તૈયાર થા."

કસ્તૂરબા તો ચૂપ રહ્યાં. હું તો જોઈ જ રહ્યો કે બા શો જવાબ આપે છે. આ બધું સાંભળવામાં મને તો મજા પડતી હતી. એટલામાં કસ્તૂરબા બોલી ઊઠ્યાં: "ત્યારે તમારે મને જેલમાં મોકલવી છે, ખરું ને? હવે એટલું જ બાકી છે ભલે; પણ જેલનો ખોરાક મને માફક આવશે?"

"હું તને કહેતો નથી કે તું જેલમાં જા. તને તારી આબરૂ ખાતર જેલમાં જવાનો ઉમંગ હોય તો જા. અને જેલનો ખોરાક માફક ન આવે તો ફળાહાર કરજે."

"જેલમાં સરકાર ફળાહાર આપશે?"

ગાંધીજી ફળાહાર મેળવવાનો ઉપાય બતાવતા બોલ્યા:

"ફળાહાર ન આપે ત્યાં સુધી ત્યાં ઉપવાસ કરજે."

કસ્તૂરબાએ હસીને કહ્યું: "ઠીક, એ તો તમે મને મરવાનો રસ્તો બતાવ્યો, અને મને લાગે છે કે જેલમાં જઈશ તો જરૂર હું મરી જઈશ."

ગાંધીજી ડોકું હલાવી ખડખડ હસી પડ્યા અને બોલ્યા:

"હા, હા, હું પણ એ જ ઇચ્છું છું. તું જેલમાં મરી જઈશ તો જગદંબાની જેમ હું તને પૂજીશ."

"ઠીક, ત્યારે તો હું જેલ જવા તૈયાર છું." કસ્તૂરબાએ દૃઢતાથી પોતાનો નિશ્ચય જણાવ્યો.

ગાંધીજી ખૂબ હસ્યા. તેમને ખૂબ આનંદ થયો. કસ્તૂરબા સહેજ કામે બહાર નીકળ્યાં, તે લાગ જોઈ ગાંધીજીએ મને કહ્યું: "બાની ખૂબી એ જ છે કે તે મારી ઇચ્છાને મને કે કમને અનુસરે છે."

ગાંધીજી તો આ વાક્ય પોતાના ગૃહસ્થાશ્રમના ધર્મને અંગે બોલ્યા હતા. પણ તેમની ઇચ્છાનુસાર કસ્તૂરબાના વર્તનથી તો હિંદી

સ્ત્રીઓના ઉદ્ધારનાં દ્વાર ખુલ્લાં થયાં; અને આજ હિંદમાં જે સ્ત્રીશક્તિની પવિત્ર અને પ્રચંડ જ્વાળા પ્રગટી નીકળી છે, તેનું બીજ તે પ્રસંગે જ રોપાયું હતું એમ મને લાગે છે.

ગયા પ્રકરણનો પ્રસંગ બન્યો તે જ દિવસે શ્રી મગનલાલ ગાંધીનાં અને શ્રી છગનલાલ ગાંધીનાં પત્નીને પૂછવામાં આવ્યું. તેઓ પણ તૈયાર જ હતાં. ગાંધીજીના મિત્ર — રંગુનવાળા — પ્રાણજીવનદાસ મહેતાનાં પુત્રી સૌ. જયાકુંવર બહેન પણ ત્યાં રહેતાં હતાં. તેમને પણ લડતમાં જોડાવાની પ્રબળ ઇચ્છા થઈ. પછીથી તો કોણે જેલમાં જવું, કોણે ફિનિક્સમાં રહી પ્રેસની, છાપાની અને ત્યાં રહેતાં નાની ઉંમરનાં બાળકોની દેખરેખ રાખવી તેની વ્યવસ્થા થવા માંડી. જેલ જવાની હરીફાઈ થવા માંડી. અંતે ગાંધીજીની ઇચ્છા ઉપર બધો નિર્ણય છોડવામાં આવ્યો. ગાંધીજીએ શ્રી મગનલાલ ગાંધીને ફરમાવ્યું કે, તેમણે જેલ જવાની ઇચ્છા ન કરવી. જેલ કરતાં પણ જેલ બહાર વધુ વિકટ ફરજ બજાવવાની આવવાની હતી, અને તે કામને પહોંચી વળે એવા યોગ્ય શક્તિવાળા તો શ્રી મગનલાલ ગાંધી એકલા જ હતા. ગાંધીજીની એ ઇચ્છાને તે તાબે થયા. આમ યોદ્ધાઓની તૈયારી કરી ગાંધીજી જોહાનિસબર્ગ ગયા, અને ત્યાંના યોદ્ધાઓએ કેવો વ્યૂહ રચવો તેનો પણ વિચાર કર્યો. છતાં આ વખતે તો બધી લડત નાતાલમાં જ જામવાની, તેથી લડતનું મુખ્ય કેન્દ્ર નાતાલમાં જ હોવાની જરૂર હતી. ફિનિક્સને લડતનું કેન્દ્રસ્થાન બનાવ્યું. બીજી બાજુ હિંદુસ્તાનમાં શ્રી ગોખલેજીને પણ લડતની ચિંતા થઈ. ત્રણ પાઉન્ડના કરની બાબતમાં યુનિયન સરકારના શ્રી ગોખલેજી પ્રત્યેના વિશ્વાસઘાતથી ગાંધીજીનું હૃદય કેવું ઘાયલ થયું હશે તેનો ખ્યાલ શ્રી ગોખલેજીને હતો. વળી તેમને એમ પણ લાગ્યું કે, જ્યારે સરકારે આવું નિંદ્ય પગલું ભર્યું છે ત્યારે હિંદીઓને કચડવાને તે પોતાની પૂરી શક્તિ વાપરશે અને લડત લાંબો સમય ચાલશે. આમ લડત લંબાય તો પૈસાની પણ જરૂર પડે. શ્રી ગોખલેજીએ લડતમાં કેટલા માણસો ભાગ લેવા હાલ તૈયાર છે અને કેટલા પૈસા જોઈશે તેનો ખુલાસો ગાંધીજી પાસે

માગેલો. ગાંધીજીએ જણાવેલું કે, "હાલ તો વધારેમાં વધારે સાઠ અને ઓછામાં ઓછા સોળ સત્યાગ્રહીઓ છે. અને પૈસા માટે તો તમારે કાંઈ ચિંતા કરવી નહીં." આ સોળની સંખ્યા તેમણે જણાવેલી તે ફિનિક્સ આશ્રમની ટુકડીની. આ ટુકડી માટે ગાંધીજીને એવી શ્રદ્ધા હતી કે પ્રચંડ અગ્નિજ્વાળામાં કૂદી પડવાનો હુકમ ગાંધીજી તરફથી આપવામાં આવે તોપણ તેમાંથી કોઈ દિલ ચોરે નહીં. બધાંયે આશ્રમમાં રહેતાં ગાંધીજીનાં અંગત માણસો હતાં. બહારના બે ગૃહસ્થો હતા: ૧. પ્રખ્યાત દેશભક્ત પારસી રુસ્તમજી શેઠ અને ૨. જોહાનિસબર્ગવાળા બૅરિસ્ટર જોસેફ રૉયપનના ભાઈ સોલોમન રૉયપન. શ્રી રુસ્તમજી શેઠ તો લડતનું નક્કી થયું છે અને કસ્તૂરબા તૈયાર થયાં છે, એ જાણી આગ્રહપૂર્વક ઉમેદવારી કરવા લાગ્યા. પણ તેમની સામે તેમના પુત્ર વીર સોરાબજીએ હરીફાઈ કરવા માંડી. અંતે શ્રી રુસ્તમજી શેઠ જીત્યા. "બા જેલમાં જાય અને હું શાની વ્યવસ્થા કરવા રહું? વ્યવસ્થા કરવી હોય તો કરજો. ન થાય તો ભલે અવ્યવસ્થા થઈ જતી. હું તો પહેલી ટુકડીમાં જ જવાનો"—એવો નિશ્ચય કરી ડરબન છોડી દશ દિવસ અગાઉથી તેઓ ફિનિક્સમાં જ આવી બેઠા હતા. શ્રી સોરાબજી પણ પિતાજીને જેલમાં મોકલી ઘેર બેસી રહ્યા ન હતા. તેમણે જેલ કરતાં પણ વધુ મુસ્કેલી વેઠી અને વધુ કામ કર્યું. પાછળની મોટી હડતાલમાં બેકાર રહેલા મજૂરોને ખોરાક વહેંચવાને આખા નાતાલમાં તે ઘૂમ્યા અને ગરીબ મજૂરોને લડતમાં નિભાવી રાખ્યા. શ્રી સોલોમન રૉયપન છેલ્લા બે માસથી ફિનિક્સમાં આવીને રહેલા હતા, એટલે તેમના અતિ આગ્રહથી તેમને પણ લીધા. આમ કરીને પહેલી ટુકડી ૪ સ્ત્રીઓ અને ૧૨ પુરુષોની થઈ. તેમનાં નામ નીચે પ્રમાણે:

૧. સૌ. કસ્તૂરબા ગાંધી
૨. સૌ. જયાકુંવર મણિલાલ ડૉક્ટર
૩. સૌ. કાશીબહેન છગનલાલ ગાંધી
૪. સૌ. સંતોકબહેન મગનલાલ ગાંધી
૫. શેઠશ્રી પારસી રુસ્તમજી જીવણજી ઘોરખોદુ

૬. શ્રી છગનલાલ ખુશાલચંદ ગાંધી
૭. શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ
૮. શ્રી મગનભાઈ હરિભાઈ પટેલ
૯. શ્રી સોલોમન રોયપન
૧૦. શ્રી રામદાસ મોહનદાસ ગાંધી
૧૧. શ્રી રાજુ ગોવિંદ
૧૨. શ્રી શિવપૂજન બદરી
૧૩. શ્રી ગોવિંદ રાજુલુ
૧૪. શ્રી કુપ્પુસ્વામી મુડલિયાર
૧૫. શ્રી ગોકુળદાસ હંસરાજ
૧૬. શ્રી રેવાશંકર રતનશી સોઢા

આ સોળ જણની ટુકડી નક્કી થઈ. ક્યારે લડત શરૂ કરવી તે પણ નક્કી થયું. કોઈ જાણે નહીં. બે હાથે તાળી પડે, એક હાથે ન પડે તેમ લડનાર પક્ષ પણ બે જોઈએ. એક પક્ષ બીજા પક્ષને લડવાનો પ્રસંગ જ ન આપે તો લડવા ઇચ્છનાર પક્ષનું કાંઈ વળે નહીં. એટલે કાંઈ પણ ઊહાપોહ કર્યા સિવાય ઓચિંતો હુમલો કરવાનો હતો.

મને યાદ છે તે પ્રમાણે તો, સને ૧૯૧૩ના સપ્ટેમ્બરની ૧૪મી તારીખ હતી. ગાંધીજીના ફિનિક્સના મકાનમાં સવારથી જાણે લગ્નમહોત્સવ હોય એવી તૈયારીઓ થઈ રહી હતી. સૌએ પોતાનાં લૂગડાં, પથારી કે ઓઢવા માટે કામળા, ચાદર, પાણી પીવા માટે પ્યાલો વગેરે સામાન, લશ્કરી સિપાઈની જેમ, પોતાની સાથે જ રાખવાનાં હતાં. સૌએ સંભારી સંભારીને પોતપોતાનાં પોટલાં ખભે લટકાવી શકાય એવી રીતે બાંધ્યાં. કસ્તૂરબાએ સૌને કુંકુમનો ચાંલ્લો કર્યો. બપોરના બાર વાગ્યા. આશ્રમનાં બધાંયે રહીશ ત્યાં આવી પહોંચ્યાં. મુખ્ય ખંડમાં બેઠાં. ગાંધીજીએ કાળા રંગનું સુતરાઉ પાટલૂન અને તેવું જ ખમીસ પહેર્યું હતું. શાંતિ છવાઈ રહી. પ્રાર્થના શરૂ થઈ. એક ધ્યાનથી બધાંએ ગાંધીજીને પ્રિય ભજન ભક્ત નરસિંહ મહેતાનું "વૈષ્ણવજન" ગાયું. બીજું ભજન "સુખદુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડિયાં" ગાયું. પ્રાર્થના પૂરી થઈ. અમે બધાંએ

એક પછી એક ઊઠીને ગાંધીજીને પ્રમાણ કરી આશીર્વાદ મેળવ્યા. પ્રફુલ્લ ચિત્તે હૃદયના આશાભર્યા ઉમળકાથી ગાંધીજીએ આશીર્વાદ આપતાં કોઈને ધોલ મારી, કોઈનો કાન આમળ્યો, કોઈની પીઠ થાબડી; એમ સૌને અમૃતરસ પાયો. બધાં એકબીજાને ભેટ્યાં. વિખૂટાં પડનાર ત્યાં રહેનારને પ્રેમભાવે મળ્યાં. આ બધો પ્રસંગ વર્ણવી શકું એવી શક્તિ મારામાં નથી. હું એ પવિત્ર પ્રસંગનું વર્ણન નથી આપી શકતો. ફક્ત સ્મરણમાં લાવી શકું છું. અમારા હૃદયના ઉત્સાહનો પાર નહોતો—રણઘેલા રણવીરોને સ્વર્ગના દ્વાર સમું ધર્મયુદ્ધ પ્રાપ્ત થયું હોય તેમ! આવા ઉલ્લાસમાં કલાક વહી ગયો. આશ્રમને અમે પ્રણામ કર્યા. હવે તો વિજયના આનંદમાં જ આશ્રમનાં દર્શન પ્રભુ કરાવે, એવી પ્રાર્થના કરતાં સહુ સ્ટેશન તરફ ચાલ્યાં. ગાંધીજી પણ એક નાના બાળકને તેડીને સ્ટેશન સુધી અમને વળાવવા આવ્યા. સ્ટેશન નજીક ગયા અને ગાડી આવી પહોંચી. બે મિનિટ ગાડી ઊભી રહેવાની, તેમાં ડબાની શોધ ક્યાં કરીએ? ત્યાંની રેલવેમાં બીજા વર્ગનાં ખાનાં હિંદીઓ માટે અલગ રાખેલાં હોય છે. પણ આ નાની લાઈનમાં એક ખાનું જ હોય છે. તેમાં આઠ ઉતારુઓ બેસી શકે. અમે તો મૂળે જ સોળ જણાં હતાં. એટલે અલગ ડબો શોધવાની ભાંજગડમાં પડતાં જે ડબો ખાલી દીઠો તેમાં જ બેસી ગયાં. અમારું આ પગલું રેલવેના નિયમથી વિરુદ્ધ હતું. રેલવે ઇન્સ્પેક્ટરનું ધ્યાન અમારા તરફ ખેંચાય તે પહેલાં તો રજા માગી અને ગાડી ઊપડી. ગાંધીજીને દૂરથી પ્રણામ કરતાં કરતાં અમે તેમની દૃષ્ટિ પાર થઈ ગયાં.

પણ અહીં એક મુસ્કેલી ઊભી થઈ. ગાડી બીજા સ્ટેશને ઊભી રહી ત્યારે ઇન્સ્પેક્ટર આવ્યો, અને તેણે અમને ડબામાંથી ઊતરવાનું સૂચવ્યું. મેં કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું, "આ ડબો રિઝર્વ્ડ નથી, ગોરાઓ માટે છે." અમે કહ્યું, "સોળ મુસાફર બેસી શકે તેટલી રિઝર્વ્ડ જગા તારી પાસે છે જ નહીં. ક્યાં બેસાડીશ?"

તેણે કહ્યું: "બાજે બેસાડીને રિઝર્વ્ડનું લેબલ લગાવી તે જગાને રિઝર્વ્ડ બનાવીશ."

મેં કહ્યું: "તો પછી ભલા આદમી, આ જ ડબ્બાને તે લેબલ માર એટલે આ ડબ્બો જ રિઝર્વડ થશે."

પણ તેણે કાંઈ માન્યું નહીં. અમે કાળા આદમીઓ ગમે ત્યાં કેમ બેસી શકીએ?

અમે તો નિશ્ચયપૂર્વક કહ્યું: "અમે ઊતરવાનાં નથી. તારાથી થાય તે કર."

તેણે સ્ટેશન-માસ્તરને બોલાવ્યો. સ્ટેશન-માસ્તર તો અમને ઓળખી ગયેલો અને સમજી ગયેલો કે, આ લોકોને છંછેડવામાં માલ નથી. પેલા ઇન્સ્પેક્ટરને પણ તેણે એ જ સલાહ આપી. પણ મદે ચડેલો ઇન્સ્પેક્ટર માને નહીં. તેણે પોલીસને બોલાવ્યો અને અમને ઉતારી મૂકવાનું સૂચવ્યું.

અમે કહ્યું કે, અમને ઉતારવા હોય તો અમને કેદ કરેલા જાહેર કર, અગર દરેકને ઊંચકીને બહાર ફેંકી દે; તે સિવાય અમે ઊતરવાના નથી. એમાંથી એકેય કામ તે કરી શકે એમ નહોતું. પંદર મિનિટની ધમાલ પછી ગાડી ઊપડી. ત્રીજે સ્ટેશને પણ એવી જ ધમાલ થઈ, પણ તે ફાવ્યો નહીં. અમે તો મક્કમ રહ્યા. ચારસો માઈલ દૂર જઈને પકડાવું તેના કરતાં અહીં ઘરને આંગણે પકડાઈ જવાય તો સારું, એવા નિશ્ચયથી અમે અડગ રહ્યા. ઇન્સ્પેક્ટર થાક્યો; ચાલતી ગાડીએ અમારા ડબ્બામાં આવ્યો અને ગુસ્સાથી બોલવા લાગ્યો. મેં કહી દીધું "તું ગુસ્સે થા કે ન થા તેથી કાંઈ વળશે નહીં. તારી શક્તિ હોય તો અમને પકડ અગર અમને ઊંચકી ઊંચકીને ગાડીમાંથી ફેંકી દે. અને એમાંથી એકે પગલું તારાથી ન ભરાય તેમ હોય, તો ડહાપણ વાપરી આગળ સ્ટેશન આવે એટલે ઑફિસમાંથી બે રિઝર્વડનાં લેબલ છાપી બંને ખાનાં ઉપર લગાવી દેજે. એટલે બધી ભાંજગડ મટી જશે."

અંતે તેને એમ જ કરવું પડ્યું. કસ્તૂરબા રાજી થયાં. આનંદમાં આવી જઈને મને કહ્યું: "રાવજીભાઈ, આપણને સારા શુકન થયા. આપણી શુભ શરૂઆત થઈ. આપણે જીત્યાં."

૫

# પહેલી ધરપકડ

અમારી ટુકડી ડરબન થઈ રાત્રીની ગાડીમાં જોહાનિસબર્ગ જતા મેલમાં બેઠી. અમને ત્રીજા વર્ગનો એક સળંગ ડબો મળેલો તેમાં બધાંનો સમાવેશ થયો. બીજે દિવસે ચાર વાગ્યે ન્યૂકેસલ સ્ટેશને શ્રી કેલનબેક અમને મળવા આવ્યા. તે વૉલક્રસ્ટમાં મુકામ કરીને બેઠા હતા, અને અમને સરકાર ત્યાં ઉતારી પાડે અને પકડે તો અમારી વ્યવસ્થા માટે તેમણે ત્યાં તજવીજ કરી હતી. તે અમને મળીને નાતાલનું છેલ્લું સ્ટેશન ચાર્લ્સટાઉન આવ્યું એટલે ચાલ્યા ગયા. ગાડી ત્યાંથી ઊપડી અને વૉલક્રસ્ટ સ્ટેશન આવ્યું. વૉલક્રસ્ટ ટ્રાંસવાલની હદનું પહેલું સ્ટેશન હતું. વૉલ નામની નદી ઓળંગીને તે પહેલું ગામ આવે છે. તે ઉપરથી તેનું નામ વૉલક્રસ્ટ પડેલું છે. ટ્રાંસવાલ પરગણાનું નામ પણ તેવી જ રીતે પાડેલું છે. ટ્રાંસ=પેલી પાર—વૉલ નદીની પેલી પારનો મુલક તે ટ્રાંસવાલ કહેવાયો. સરકારી ઇમિગ્રેશન કાયદાને ધારણે અહીં ઇમગ્રેશન અમલદાર નીમવામાં આવ્યા હતા. નાતાલથી આવનાર કોઈ પણ ગાડી અહીં થોભે. ઇમિગ્રેશન અમલદાર દરેક ઉતારુને તપાસે. તેની પાસે ટ્રાંસવાલના રહીશ હોવાનો પરવાનો હોય તો તે તપાસીને તેને જવા દે. જેમની પાસે તેવો પરવાનો ન હોય તેમને પોલીસને સ્વાધીન કરવામાં આવે. આમ પોલીસની દેખરેખ નીચે તપાસ ચલાવી ઇમિગ્રેશન અમલદાર રજા આપે ત્યારે ગાડી ત્યાંથી ઊપડે. અમારે ટ્રાંસવાલનો આ ઇમિ-ગ્રેશન કાયદો તોડવાનો હતો. છતાં અમને ભય હતો કે, લડત આપવાને સરકાર ન ઇચ્છે તો આપણને તે થકવે પણ ખરી. ટુકડીમાં લગભગ બધાંયે ગાંધીજીનાં સગાંસંબંધી અને અંગત માણસો હતાં. બધાંનાં નામ જાણે તો સરકાર કોઈને ન પણ પકડે અને જવા દે. આમ બને તો આપણો પહેલો ઘા વ્યર્થ જાય. માટે કોઈએ પોતાનું

પૂરું નામ ન આપવું તેમ અસત્ય પણ બોલવું નહીં એવું અમે ઠરાવ્યું. એટલે કે, કસ્તૂરબાએ પોતાનું નામ ફક્ત 'કસ્તૂરબા' આપવું. વધારે કાંઈ પણ કહેવું નહીં. વળી બધા તરફથી એક જણે જ વાતચીત કરવાનું ઠરાવ્યું અને તે માટે શ્રી છગનલાલ ગાંધીને પસંદ કરવામાં આવ્યા. બીજાને કાંઈ પૂછે તો ગુજરાતી ભાષામાં "શું પૂછો છો? તમે ગુજરાતીમાં બોલો," વગેરે બોલવું, એવો નિર્ણય અમે કર્યો હતો.

સ્ટેશન આવ્યું. ઇમિગ્રેશન અમલદાર અમારા ડબ્બામાં ચડ્યો. તેણે ટ્રાંસવાલનો પાસ માગ્યો. શ્રી છગનલાલે જણાવ્યું, "અમારી પાસે પાસ નથી."

અમલદારે જણાવ્યું: "પાસ સિવાય તમે શી રીતે જઈ શકશો?"

શ્રી છગનલાલ: "અમારે જોહાનિસબર્ગ જવું છે, અને પાસ તો કોઈની પાસે નથી."

અમલદાર: "એમ હું શી રીતે જવા દઉં? તમે બધા નીચે ઊતરો."

શ્રી છગનલાલ: "અમે નીચે તો એમ નહીં ઊતરીએ. તમારે અમને નીચે ઉતારવાં હોય તો અમને પરહેજ કરો."

આ વાક્ય સાંભળતાં તે ચમક્યો. બધાં સામે તાકી તાકીને તેણે જોયું. કોઈ યે કાંઈ ધાડમારુ ન જણાયા. સાદા ગામડિયા જેવા તેને લાગ્યા. પણ તે વિચારમાં પડ્યો. બીજા અમલદાર સાથે કેટલીક મસલત કરી, અને અમને ફરી પૂછ્યું: "તમે નહીં ઊતરો?"

શ્રી છગનલાલ: "અમોને પરહેજ નહીં કરો તો અમો ઊતરીશું નહીં. અમારે તો જોહાનિસબર્ગ જવું છે. અમને ગુનેગાર ગણીને પકડો તો અમે તુરત ઊતરી જઈશું."

અમલદાર: "ઠીક ત્યારે હું તમને પકડું છું. તમે મારા કેદી છો, બધાં નીચે ઊતરો."

અમો બધાં તો તૈયાર જ હતાં. ચૂપકીથી અમે નીચે ઊતર્યાં. સ્ટેશન પર તો ગોરા અને હિંદીઓનું ટોળું જામ્યું. વળી આ શું?

લડત જાગી કે શું? એવી શંકા અમલદારોને ગઈ. અમને નીચે ઉતાર્યા પછી શ્રી છગનલાલ પાસેથી બધાંનાં નામ જાણી લીધાં. તેમણે સંકેત પ્રમાણે, બધાંનાં નામ આપ્યાં. પછી અમલદાર વિવેકથી બોલ્યા :

"તમે બધાં મારાં કેદી છો ખરાં, પણ તમને રાખવાને મારી પાસે બિલકુલ જગા નથી. માત્ર બે સીદીઓ પડી રહે એવી અસ્વચ્છ જગા (મારી પાસે) છે. માટે તમો અહીં તમારી સગવડ કરી લો તો તમને ઠીક પડશે. તમારાં જેવાં સારાં માણસોને હું અગવડમાં મૂકવા માગતો નથી."

શ્રી છગનલાલે જણાવ્યું : "પણ અમો તમને વચન નથી આપતાં કે અમો આગળ પ્રયાણ નહીં કરીએ."

અમલદાર હસીને બોલ્યો : "મને ખાતરી છે કે તમે કોઈ જતા રહેવાનાં નથી. પણ કાલે દશ વાગ્યે મારી ઑફિસમાં બધાં આવજો."

શ્રી કેલનબેકે પહેલેથી ગોઠવણ કરી રાખેલી હતી અને વૉલક્રસ્ટના હિંદી વેપારીઓ સ્ટેશન પર અમને લેવા પણ આવેલા હતા. તે પૈકી મિ. એ. એમ. બદાત નામના એક મુસલમાન વેપારીને ત્યાં અમારો મુકામ થયો.

બીજે દિવસે દશ વાગ્યે અમે ઇમિગ્રેશન ઑફિસે ગયાં. અમલદારે જે વિધિ કરવાનો હતો તે કરીને અમને કહ્યું કે, "હવે તમે થોભો. એકાદ બે દિવસ તમારે થોભવું પડશે. મને સરકારનો હુકમ ન મળે ત્યાં સુધી હું કાંઈ પણ ઉતાવળ કરી શકું નહીં."

અમને ત્યાં છ દિવસ થઈ ગયા. પણ અમલદાર કાંઈ નિર્ણય આપી શક્યો નહીં. નાતાલ તથા જોહાનિસબર્ગથી ટેલિફોનમાં બધ અમને પૂછ્યાં કરે કે, તમારું શું થયું? કેમ હજી પણ નિકાલ આવતો નથી? અમારે માટે સરકાર જે પગલું ભરે તે ઉપરથી ભવિષ્યનો બધો વ્યૂહ રચાવાનો હતો. બીજી બાજુ સરકાર માટે પણ કાંઈ રમતવાત નહોતી. તે અમને શિક્ષા કરે તો તેણે હિંદી કોમ સાથે લડત શરૂ કરી એમ નક્કી થાય. જનરલ સ્મટ્સે તો લડતનો

કાંઈક રંગ અનુભવેલો. એટલે તેને માટે અમને સજા કરવાનું પગલું ગંભીર થઈ પડયું. લગભગ ચાર પાંચ દિવસની વાટાઘાટ પછી ત્યાંનું પ્રધાનમંડળ નિર્ણય પર આવ્યું અને રવિવારને દિવસે સવારે ઇમિગ્રેશન અમલદારને હુકમ મળ્યો કે, અમને પ્રથમ તો ટ્રાંસવાલથી હદપાર કરવા, અને પછી પણ અમે તેના હુકમનો અનાદર કરીએ તો અમને પકડીને સજા કરવી. રવિવારે સવારે નવ વાગ્યે બે પોલીસ અમલદાર અમારા મકાન પર આવ્યા, અને અમને વૉરંટ બતાવ્યાં. દેશપારના વૉરન્ટનો અર્થ અમે સમજતા હતા. અમે પણ વિચાર કરેલો કે, સરકાર આમ પણ કરે. વૉરન્ટ મળ્યાં કે તુરત અમો બધાં તૈયાર થયાં. પોલીસ અમલદારે જણાવ્યું કે, તમારો સામાન હોય તે લઈ લો. અમે કહ્યું: "અમસ્થો શાને વીંઢાળવો? પાછા તો અહીં થઈને જ અમને લઈ જશો ને? ત્યારે અમે પાછા આવતાં સામાન લઈ લઈશું."

પોલીસ અમલદાર સમજી ગયો, હસ્યો, અને અમે સહુ ચાલ્યાં. છાપાંમાં તો "પૅસિવ રેઝિસ્ટર્સનો વૉલક્રસ્ટમાં પડાવ" એવા મોટા મથાળા નીચે લખાણ આવ્યાં. "પૅસિવ રેઝિસ્ટર્સ" કેવા હશે તે જોવાને ઘણા ગોરા અમને જોવા ટોળે મળે. કદાચ અમને જોયા પછી તેમણે પોતાના મનમાં અમને મૂર્ખ અગર પાગલ માની લીધા હશે. ગામથી આશરે એક માઈલ દૂર વૉલ નદી વહે છે. નાના ઝરા જેવી છે. તેના ઉપર એક પાકો પુલ બાંધેલો છે. તે પુલની મધ્યમાં સફેદ પથ્થરની લાઈન દોરેલી છે, તે લાઈનને ટ્રાંસવાલ અને નાતાલ વચ્ચેનું હદ નિશાન ઠરાવેલું છે. ત્યાં અમને લઈ ગયા. અમને તે લાઈનની અંદર ઊભા રાખી બન્ને બાજુના પુલની વંડીઓ ઉપર પોલીસ અમલદારોએ ઊભા રહી નામદાર શહેનશાહના નામનો અમને દેશપાર કરવાનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો, અને પછી અમને હળવા હાથથી પાછળથી સહેજ નાતાલની હદ તરફ ધકેલ્યાં. અમો એક પગલું નાતાલની હદમાં ભરી પાછું બીજું પગલું ટ્રાંસવાલમાં મૂકયું. એટલે પોલીસ અમલદારોએ કહ્યું, "તમે સરકારનો હુકમ તોડી દેશમાં પેઠાં, માટે અમે તમને પકડીએ છીએ."

આ તો નાનાં છોકરાની રમત જેવું થઈ ગયું. આટલી ક્રિયામાં તો અમને દેશપાર કરી દીધાં અને છતાં અમે નામદાર શહેનશાહની સરકારનો અનાદર કરી પાછાં દેશમાં દાખલ થયાં, અને અમને પકડવામાં આવ્યાં. અમે બધાં જેવાં ગયાં હતાં તેવાં પાછાં આવ્યાં. મુકામ આગળ આવ્યાં અને અમે અમારો સામાન લઈ લીધો. એક બંગલામાં અમને લઈ જઈને ત્યાં રાખ્યાં. અમને જણાવ્યું કે, અમારો કેસ મંગળવાર તા. ૨૩મીના રોજ ચાલશે.

મંગળવારે અમને વૉલક્રસ્ટના મૅજિસ્ટ્રેટની કોર્ટમાં લઈ જવામાં આવ્યાં. સોળે જણને સામટાં ઊભાં રાખવામાં આવ્યાં. અમારા પર આરોપ મૂકવામાં આવ્યો કે, "તમે ટ્રાંસવાલનાં રહીશ હોવાનો હક ધરાવતાં નથી. તમારી પાસે તેવો હક હોવાનો તમે પણ ઇન્કાર કરો છો. તમારી પાસે તેવો પરવાનો હોવાનો પણ તમે ઇન્કાર કરો છો. જેથી તમને દેશપાર કરવામાં આવેલાં તે હુકમનો અનાદર કરી તમે ટ્રાંસવાલમાં પેઠાં, એ આરોપ તમારા પર મૂકવામાં આવે છે."

અમે તે આરોપ સ્વીકાર્યો.

અમને પૂછવામાં આવ્યું: "તમારે આ સંબંધે કાંઈ બચાવ કરવો છે?"

અમે કહ્યું: "અમારે કાંઈ બચાવ નથી કરવો."

મૅજિસ્ટ્રેટે શિક્ષા ફરમાવી કે: "તમને સર્વને ત્રણ ત્રણ માસની સખત મજૂરીની સજા કરવામાં આવે છે."

ચાલુ હિંદની લડતમાં મૅજિસ્ટ્રેટોની અદાલતોમાં આપણા કેસોનાં જે ફારસ થાય છે તેની સાથે સરખાવતાં તો ટ્રાંસવાલનો અમારો કેસ બહુ જ હસવા લાયક ગણાય. સોળે જણાનો સામટો કેસ, સામટો આરોપ, બધાંની સામે એક જ સામટી સાક્ષી અને બધાંને એક જ સામટી સજાની સુનાવણી. આમ સોળે જણાનો કેસ ચલાવી સજા કરતાં કોર્ટે અરધો કલાક લીધો હશે.

રૂટરના પ્રતિનિધિ, વર્તમાનપત્રોના પ્રતિનિધિ ત્યાં હાજર જ હતા. તેમણે ચારે બાજુ દેશપરદેશ સમાચાર પાઠવ્યા કે, કસ્તૂરબા

વગેરેની સોળની પ્રથમ ટુકડીને સજા થઈ. બહાર કેવો ઊહાપોહ થયો હશે તેની અમને શાની ખબર? અમે તો કેદી બન્યાં. ચાર બહેનો સિવાય બધાયે પુરુષોને હાથકડી પહેરાવી દીધી અને ત્યાંની જેલમાં લઈ ગયા.

## ૬

# દક્ષિણ આફ્રિકાની તુરંગો

હવે આગળ શું લખવું તે પ્રશ્ન થઈ પડ્યો છે. બહાર શું શું બન્યું તે લખું કે જેલની અંદર અમને શો અનુભવ થયો તે લખું? જે સમાજમાં આ વંચાશે તે સમાજનાં ઘણાંયે ભાઈબહેનોએ જેલનો અનુભવ અનેક વખત લીધો હશે. તેમને મારું આ વર્ણન રસ આપશે? એ પણ એક પ્રશ્ન છે.

પરંતુ મારી પાસેથી સાંભળેલી વાતો ઉપરથી મિત્રોએ તે લખવાને આગ્રહ કર્યો છે. તેથી દક્ષિણ આફ્રિકાની તુરંગોનો ખ્યાલ આપવા યત્ન કરું છું. લડતનું શું થયું વગેરે તો ગાંધીજીના જ શબ્દોમાં दक्षिण आफ्रिकाना सत्याग्रहना ઇતિહાસના બંને ભાગોમાંથી મળી રહે છે. એ કરતાં વધુ હું શું આપી શકવાનો હતો? છતાં ગાંધીજીએ પોતે ઇન્ડિયન ઓપીનિયનના સોનેરી અંકમાં સન ૧૯૧૪માં છેલ્લી લડતનો જે અનુભવ ટૂંકાણમાં સુંદર રીતે આપ્યો છે તે આ પુસ્તકને અંતે પરિશિષ્ટ ૧ માં આપ્યો છે તે આ પુસ્તકની પુરવણી તરીકે અને દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતની ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઉપયોગી જણાશે.

મારે કહેવું જોઈએ કે અમે બધા સાધારણ કોટિના કેદી હતા. આદર્શ કેદી તો ન જ કહેવાઈએ. અહીંની જેલોમાં આપણે જે વર્તનને માટે 'તિકડમ' શબ્દ વાપરીએ છીએ એમાં અમે માનનારા તો નહીં, છતાં નબળાઈને કારણે તેવું વર્તન કરવાનો પ્રસંગ આવે તો પાછા પણ ન પડીએ. એટલું જ નહીં પણ અમારા તેવા વર્તન

માટે અમને પશ્ચાત્તાપ પણ ન થાય. છતાં એ મારા સ્વીકાર ઉપરથી એમ માની લેવાની જરૂર નથી કે, અમે ગૃહસ્થને ન છાજે તેવા વર્તનને આવકારલાયક માનીએ. નીતિની દૃષ્ટિએ અનિચ્છવા યોગ્ય હોય તેવું વર્તન તો કદી પણ ન કરીએ. પણ જેલના નિયમની દૃષ્ટિએ જે ન કરવા જેવું હોય તે જેલ-અમલદાર જાણે નહીં તેમ અમે કરી લઈએ. આમ કરતાં પકડાઈએ તો જૂઠું તો ન જ બોલીએ, પણ સત્ય વાત કહી દઈ નિયમન તોડ્યાનો ગુનો સ્વીકારી લઈ તેની સજા રાજીખુશીથી ભોગવી લઈએ. આનાથી વિશેષ સૂક્ષ્મ દૃષ્ટિએ સત્ય અને નીતિનું વર્તન કરવા અમે ઉપેક્ષા તો નહીં રાખેલી, પણ અમારી શક્તિની મર્યાદા સમજી અમારા વર્તનની પણ મર્યાદા આંકેલી. એટલે, આ પ્રકરણ લખવાનો હેતુ તેમાંથી કોઈને કાંઈ અનુકરણીય વર્તન બતાવી શકવાનો નથી, પણ દક્ષિણ આફ્રિકાની જેલનું વર્ણન, ત્યાંનું નિયમન, તથા ત્યાં અમારા નેવું દિવસ કેવી રીતે ગયા તેનું ટૂંકું બ્યાન આપવાનો છે.

વોલક્રસ્ટની જેલમાં ઘર જેવું હતું. જેલર ભલા માણસ હતા. બહારથી પણ ફિનિક્સમાં વપરાતી રોટી, અને કેક – ગળી રોટી તથા કેળાં વગેરે ફળ મળી શકતાં. બહેનોને રહેવાનો અલગ ભાગ હતો. પણ ત્યાં તો છ દિવસ જ અમને રાખ્યાં. સાતમે દિવસે અમને બધાંને ઉપાડ્યાં. બહેનો પણ સાથે જ હતાં. નાતાલની રાજધાની મૅરિત્સબર્ગની સેન્ટ્રલ જેલમાં અમને લઈ જવામાં આવ્યાં. જેલમાં પેસતાં બહેનોને અલગ કરવામાં આવ્યાં. ત્યાર પછી અમે તેમનો પડછાયો પણ જોયો નથી. બહાર આવ્યા પછી તેમનાં દર્શન કર્યાં.

કોઈ દિવસ મને તો જેલનો ખ્યાલ નહીં. વજ્ર જેવી મોટી મોટી દીવાલો અને ચારેકોર સૂમસામ. પહેલો જ અનુભવ કડવો થયો. અમને દવાખાનામાં લઈ ગયા. બધાને તપાસ્યા. તપાસતાં શ્રી રુસ્તમજી શેઠનાં સહરો અને કસ્તી જોવામાં આવ્યાં. આજ સુધી ટ્રાંસવાલની જેલોને હિંદીઓનો અનુભવ થયેલો હતો. નાતાલની જેલમાં સત્યાગ્રહી હિંદીઓ તો અમે પ્રથમ જ હતા, એટલે જેલના વહીવટદારો અમારાથી અજાણ્યા, અને અમે જેલના વહીવટથી અજાણ્યા. પહેલાંની લડતમાં

ટ્રાંસવાલની જેલના અધિકારીઓએ રુસ્તમજી શેઠનાં સદરો અને કસ્તી ધાર્મિક ચિહ્ન તરીકે તેમની પાસે રાખવા દીધેલાં; પણ અહીં તો નવું ધોરણ! એટલે ડૉક્ટરે તેમનાં સદરો કસ્તી ઉતારી નાખવાની સૂચના કરી. ટ્રાન્સવાલની જેલમાં તેમને રાખવા દેવામાં આવ્યાં હતાં એમ કહ્યું અને તેમની ટિકિટ ઉપર એ વિષે લખેલું હતું તે બતાવ્યું, પણ તે કાંઈ ડૉક્ટરે સાંભળ્યું નહીં. "આ ટ્રાન્સવાલ નથી. આ તો નાતાલ છે. એટલે ખાતાના ઉપરી તરફથી જ્યાં સુધી તેવો હુકમ ન મળે ત્યાં સુધી અમે તેવી પરવાનગી નહીં આપીએ." એમ ડૉક્ટરે તડૂકવા માંડયું; અને પોલીસને હુકમ કર્યો કે, "તે ડોસો પોતાને હાથે ન કાઢે તો બે જણ તેને પકડી રાખીને બળાત્કારે તે વસ્તુઓ ખેંચી લો." બે પોલીસોએ રુસ્તમજી શેઠનો સદરો કસ્તી બળજોરીથી ઉતારી લીધાં. રુસ્તમજી શેઠ વિરોધ કરતાં બોલ્યા કે: "મારા ધર્મના ફરમાન મુજબ સદરો અને કસ્તી સિવાય હું અન્ન નહીં લઈ શકું." અમો બીજાઓની પણ ફરજ થઈ પડી કે, જ્યાં સુધી રુસ્તમજી શેઠને તેમનાં સદરો કસ્તી ન મળે ત્યાં સુધી અને તેથી તે જ્યાં સુધી ઉપવાસ કરે ત્યાં સુધી અમારે પણ ઉપવાસ ચાલુ રાખવા.

ત્યાં સુપરિન્ટેન્ડન્ટને 'ગવર્નર ઑફ ધિ જેલ' કહેવાય છે. તે આવ્યો. તેણે પણ એમ જ કહ્યું. અમને અમારી કોટડીમાં લઈ ગયા અને પૂરી દીધા. તે આખો દિવસ પૂરો થયો. તે દિવસે રાત્રે જ શ્રી રુસ્તમજી શેઠ અને શ્રી છગનલાલ ગાંધીને ત્યાંથી ઉપાડયા, અને તેમને ડરબનની સેન્ટ્રલ જેલમાં લઈ ગયા. અમને આ વાતની સવારે ખબર પડી. સવારે નવ વાગતાં અમારી પાસે ગવર્નર આવ્યો. તેણે અમને ખોરાક લેવાનું કહ્યું. અમે જણાવ્યું કે: "જ્યાં સુધી રુસ્તમજી શેઠ ભૂખે મરતા હોય ત્યાં સુધી અમારાથી ખોરાક ન લેવાય." અમારી દૃઢતાની છાપ તેના પર પડી. તેણે કહ્યું કે, "અમે જેલ-ખાતાના પ્રધાનને પુછાવ્યું હતું અને તેમની રજા મળી ગઈ છે કે રુસ્તમજી શેઠને તેમનાં તે ધાર્મિક ચિહ્નો આપવામાં આવે. તેમને ડરબન મોકલી દેવામાં આવ્યા છે. છતાં તેમને તે ચિહ્નો ત્યાં મળશે. અને તેઓ ખાશે જ." અમે કહ્યું કે: "અમને તેવી ખાતરી કરી

આપવી જોઈએ કે રુસ્તમજી શેઠને તેમનાં ધાર્મિક ચિહ્નો મળ્યાં છે." ગવર્નરે તુરત જ અમલદાર પાસે જેલખાતાના પ્રધાનનો તાર ઑફિસમાંથી મંગાવ્યો અને અમને બતાવ્યો. અમને ખાતરી થઈ અને અમે ઉપવાસ છોડ્યો. અમે ખાધું. રુસ્તમજી શેઠે પણ, ડરબન ગયા પછી તેમનાં સદરો કસ્તી આપવામાં આવ્યાં એટલે, ખાવાનું શરૂ કરેલું. જેલમાં સત્યાગ્રહ આદરવાનો આ પ્રથમ પાઠ અમને મળ્યો.

ત્યાંની જેલ અહીં જોઈ તેવી સફાઈદાર પણ ઓછી હવા-અજવાળાવાળી તથા મેડાબંધી. ઓરડીઓના બ્લૉક સામસામા અને વચ્ચે ગૅલરી. દરેક ઓરડીને પાછળ જાળી હોય તે ખુલ્લા યાર્ડમાં પડતી હોય, પણ આગલું બારણું તો ગૅલરીમાં હોય. એટલે જોઈતું હવાઅજવાળું ઓરડીઓમાં ન જ આવે. ઓરડી પાંચ માણસો સમાઈ શકે તેવડી મોટી; પણ સામાન્ય રીતે દરેકમાં ત્રણ કેદી રાખતા. અહીંની પેંડ વાચ કે વૉર્ડરની સંસ્થા ત્યાં નથી. ત્યાં પગારદાર જેલના પોલીસોની સંપૂર્ણ દેખરેખ નીચે જ બધા કેદીઓ રહે. પોલીસોમાં ગોરા અને કાળા. કાળા પોલીસોમાં મુખ્યત્વે ત્યાંના મૂળ વતની સાદાઓ હોય છે. આમ હોવાથી અહીંની જેલોમાં હલકી વૃત્તિવાળા વૉચ વૉર્ડરો જે ત્રાસ ફેલાવે છે તેવો ત્રાસ ત્યાં જણાયો નહીં. આ પોલીસોને વૉર્ડર નામ આપવામાં આવ્યું છે. જમાદારને હેડ-વૉર્ડર કહે છે. હવાલદારને યાર્ડ-વૉર્ડર કહે છે. ગોરા પોલીસને સાર્જન્ટ-વૉર્ડર કહે છે. અને કાળા પોલીસને વૉર્ડરના સાદા નામથી ઓળખવામાં આવે છે. તે સિવાય હેડ-જેલર અને ડેપ્યુટી જેલર પણ હોય છે. જે ગવર્નર હોય તેની સત્તા અહીંની જેલોના સુપરિન્ટેન્ડન્ટ જેટલી જ હોય છે.

ખોરાકમાં સવારે મકાઈના લોટનું ભરડકું,—જરા ઘટ્ટ, આંગળીએ ચડાવીને ખવાય તેવું. અંદર મીઠું એકલું હોય. તેને ત્યાં 'પુપુ' કહેવામાં આવે છે. બપોરે હિંદીઓ માટે ચાવલ અને શાક. ચાવલ અને શાક કહેવાથી લલચાઈ જવાની જરૂર નથી. ચાવલ બહુ જ હલકી જાતના અને કાંકરીથી ભરપૂર. ઉપર ઉપરથી જાળવીને ખાઈએ, અને અરધા બાકી રહે એટલે તેમાં પાણી રેડીએ.

ટિનનો વાડકો જેમાં ખાવાનું આપવામાં આવ્યું હોય તેને હલાવીએ એટલે બધા કાંકરા નીચે બેસી જાય. પછી ચાવલનો હરેક દાણો ખાઈ જઈએ. કોઈ પૂછે કે શાકનું શું? શાક એટલે એક રીંગણું, અગર એક કોબીનો ટુકડો કે કોઈ દિવસે એક બે બટાટા, જે હોય તે બાફી નાખીને આપે. મીઠું તો થોડું ચાવલ ઉપર એક બાજુ મૂકયું હોય તે. સ્વાદમાં સાવ સંયમી કહું કે સાત્ત્વિક કહું? જરાયે સંતોષ વળે નહીં એવો બપોરનો ખોરાક. સવારે તો કાંઈક સંતોષ પણ વળે. અને સાંજે છ ઔંસ પાઉં રોટી અને મીઠાવાળી મકાઈના આટાની રાબ. જેને ત્રણ માસથી વધારે શિક્ષા હોય તેને રાબને બદલે દૂધ વિના તૈયાર કરેલી ચા આપવામાં આવે. રવિવારે, ફણસી જેવું બીન્સ નામનું એક જાતનું કઠોળ થાય છે, જે અહીંના વાલ કરતાં વધારે સ્વાદિષ્ટ હોય છે, તેને બાફી, તેમાં મસાલો નાખી, સારી રીતે પકવવામાં આવે અને તે ચાવલ સાથે આપવામાં આવે. તેને અમારું મિષ્ટાન્ન કહો કે ઉજાણી કહો. આ ખોરાક ખાધા પછી એક આશ્વાસન ત્યાં મળતું, અને તે એ કે ખાધા પછી એઠા કટોરા ધોકેલી મૂકવાના હોય. તેને લેનારા લઈ જાય અને ધોનારા ધોઈ નાખે.

અમે પહેલો દિવસ ગાળ્યો અને રાત્રી વીતી. છત્રીસ કલાકનો ઉપવાસ એટલે અમને બહાર કયાંય કાઢ્યા નહીં. અમે ખોરાક લીધો ત્યાં સુધી અમારી ઓરડી સિવાય અન્ય કાંઈ દીઠેલું નહીં. નાહવું ધોવું પણ શી રીતે? પણ ખાધા પછી પાછો ગવર્નર આવ્યો. તેને નાહવા સંબંધની વ્યવસ્થા કરી આપવાની મેં વિનંતી કરી. તેણે સાથેના હેડ-વૉર્ડરને હુકમ કર્યો કે, દરેકને એક મોટો ટુવાલ આપવો અને સાંજના કામ કરીને ખાવાનું લેવા રસોડે જઈએ તે પહેલાં અમને નાહવા દેવા.

પ્રથમ દિવસના ઉપવાસથી કુદરતી હાજતનું કાંઈ ઠેકાણું નહોતું. પણ બીજે દિવસે સવારે અમે ઊઠ્યા કે તુરત બારણું ખુલ્યું. ઓરડીની અંદર બાલદી જે રાત્રે પેશાબ કે પાયખાના માટે આપવામાં આવી હતી તે અમારે ઉપાડી લેવાની હોય. અમને તો તેની કાંઈ સૂગ નહોતી. પણ તે બાલદી સાફ કરીને જેને પાયખાને

જવું હોય તેને લઈ ગયા. હું તો ત્યાં જોઈ ને ત્રાસી ગયો. નવેળું આશરે છ ફૂટ પહોળું. તેની બન્ને બાજુએ નાની પાણીની મોરીઓ. તેમાં સતત પાણી વહેતું હોય. ત્યાં કશી પણ મર્યાદા સિવાય સાથે અને સામસામે બેસવાનું હોય. એટલું જ બસ નહોતું. પણ હાજતે બેઠેલાઓને વારંવાર માથે ટપલીઓ મારતા સીદી વૉર્ડર ઉતાવળ કરવાની સૂચના આપ્યા કરે. આ તદ્દન જંગલી પદ્ધતિથી અમે ત્રાસ્યા. પછી કોઈ દિવસ અમે ત્યાં હાજત માટે ગયા જ નહીં. જ્યાં કામે જઈએ ત્યાં જઈએ અગર રાત્રે બાલદી વાપરીએ.

ત્રીજા દિવસથી અમને કામ પર લઈ ગયા. જેલની બહાર જેલનો એક બગીચો હતો. ત્યાં લગભગ સો માણસો કામ કરતા હતા. અમને તે બગીચાને એક ખૂણે સીદી પોલીસ સાથે મોકલવામાં આવતા. બગીચાને એક ખૂણે અડીને સુંદર મીઠા પાણીનો નાનકડો ઝરો વહ્યાં કરતો હતો. તે ઝરો આશરે પચીશેક ફૂટ પહોળો હતો. તેમાંથી ઝારામાં પાણી લઈ શાકભાજીના રોપને સીંચીએ, ગોડીએ, નવા રોપ રોપીએ, એમ અમારું કામ ચાલ્યું. દાતણ કરવાની અને ઝરાની તેડે ખાડાટેકરાળી જમીનમાં હાજતે જવાની પણ સારી સગવડ હતી. આમ અમારા દિવસો વીતવા માંડ્યા.

## ૭

# જેલમાં તિકડમ

અમારા દિવસો તો જવા લાગ્યા. ખાસ કાંઈ તકલીફ નહોતી. પણ હૃદય બેચેનીમાં જ રહેતું. "આપણે જેલમાં આવ્યા તેની બહાર શી અસર થઈ હશે? લોકોનો ઉત્સાહ કેવો હશે? જેલ સ્વર્ગ જેવી હશે એમ ધારતા પણ આ તો નરક જેવી જ છે. અહીં જીભના સંયમ રાખવાના છે. એટલું જ નહીં પણ તેય બળાત્કારે. હૂંકારા તૂંકારા સાંભળવાના છે, બહારના કરતાં પણ અનેકગણાં અપમાનો સહન કરવાનાં બાપુજી કહે છે. ત્યારે શું આવું જીવન ગાળવાથી કોમની સેવા કરવાનું બાપુજી કહે છે તે થઈ શકશે? શી રીતે? આપણાં દુઃખ વેઠવાથી કોઈને ફાયદો થતો દેખાતો હોય, આપણા જીવનસમર્પણથી કોઈને જીવતદાન અપાતું હોય, આપણા દુઃખ સહન કરવાથી અન્ય લોકોનાં લોહી શિકળતાં હોય, અને આપણી પાછળ આપણી જેમ બીજા મરણિયા થઈને હોમાતા હોય, તો જેલમાં આવવુંયે કામનું છે, દુઃખ વેઠવુંયે સાર્થક છે. પણ ઠંડે પેટે અને અંધ આંખે વિશ્વાસ રાખી જેલમાં જવાથી આપણું દુઃખ ફેડાઈ જશે અને કોમની જીત થશે એ શી રીતે?" આમ વિચારો આવ્યાં કરે. પાછું આશ્વાસન મળે: "આવી અશ્રદ્ધા રાખવી ન જોઈએ. આપણે તો સિપાઈ છીએ. સિપાઈએ તો સરદારના હુકમ પ્રમાણે વર્તવાનું છે. પ્રશ્ન કે આશંકા કરવાની નથી." વળી એમ થાય કે: "બહાર કેવું હશે? સાવ ઠંડું હશે? કોઈયે આવતું જતું જણાતું નથી. લોકો ભાગ નહીં લેતા હોય?" આમ હૃદયમાં પ્રશ્નોત્તર થયાં જ કરે. પણ કાંઈ રસ્તો સૂઝે નહીં. અમે બારમાંથી દસ રહ્યા, તેમાંથી કોઈ જેલજીવનનો ભોમિયો નહીં. કોઈની સાથે પરિચય નહીં. બહારની નવાજૂની શી રીતે જાણવી અને કોને પૂછવી? આવું રોજનું રટણ થયાં કરે. આટલું રટણ સત્યનું કર્યું હોય તો મૂર્તસ્વરૂપે

સત્ય દર્શન દે. પણ જે જેને માટે રટે તેને તે જ મળે. સૌ સ્વભાવ પ્રમાણે રટણ કરે. અમારી ભાવના રાજસી હતી. અને સાચે જ હૃદયની તીવ્રતાથી તે ભાવના શી રીતે ફળી તેનો ખ્યાલ કરતાં નવાઈ લાગે છે.

પેલા મીઠા ઝરાની બીજી બાજુ દૂર દૂર નાનાંશાં ઘર દેખાતાં હતાં. ત્યાંથી કોઈ કોઈ વાર છોકરીઓ પાણી ભરવા આવતી દેખાતી. તે ઘર સ્વતંત્ર હિંદીઓનાં હતાં. મદ્રાસીઓનાં હતાં. એક દિવસ હું શાકના છોડના ક્યારા ગોડતો હતો. તેવામાં છેટેથી બે મદ્રાસી યુવકોને હાથમાં લાંબી સોટી અને તેને છેડે માછલી પકડવાનો કાંટો લટકાવેલો લઈને આવતા મેં દીઠા. અમે તો બધા સદ્‌ગૃહસ્થ છીએ અને નાસી તો જવાના નથી એવી પેલા ઝૂલુ સિપાઈને ખાતરી હતી. ગોરો વૉર્ડર તો બહુ દૂર હતો: કેમેય કરી દેખી શકાય નહીં. એટલે ઝૂલુ વૉર્ડર અમારે વિષે નિશ્ચિંત હતો. પેલા બે જુવાનોને ઝરાને સામે કાંઠે ઊભેલા જોઈ હું પણ હાથમાં ઝારો લઈને નીચે ઊતર્યો. ધીમે રહીને મેં તેઓને પૂછ્યું, "તમારે ક્યાં રહેવું?"

તેમણે જવાબ દીધો: "મેરિત્સબર્ગ. પેલાં અમારાં ઘર દેખાય."

"તમે બન્ને નિશાળે ભણો છો?"

"હા."

"મેરિત્સબર્ગમાં હિંદી કૉંગ્રેસની ઑફિસ છે તે તમે જાણો છો?"

"હા."

"તમે મિ. નાયક અને મિ. બી. એમ. પટેલને ઓળખો છો?"

"હા. તેઓ જ કૉંગ્રેસનું બધું કામ કરે છે."

"અમે સત્યાગ્રહીઓ છીએ. હું તેમને એક સંદેશો મોકલું તે પહોંચાડશો?"

"જરૂર, ઘણી ખુશીથી."

"ત્યારે તમે એક કાગળનો ટુકડો અને પેન્સિલ મારા તરફ ફેંકો. કાગળમાં પેન્સિલ મૂકી, સાથે નાનો પથ્થર મૂકી, દોરી વીંટાળી અહીં ફેંકો એટલે તે અહીં પહોંચશે."

પેલા યુવકોએ ઘણા ઉત્સાહથી તેમ કર્યું. મેં બહુ નાનો પત્ર લખી દીધો :

"અમે અહીં છીએ. આ પત્ર લાવનાર જ્યાં બતાવે ત્યાં આવો. સાથે ઇન્ડિયન ઓપિનિયન અને લડતને લગતી અન્ય છાપાંની કાપલીઓ લેતા આવજો."

પેલા યુવકો તુરત ઊપડ્યા. સાયકલો ઉપર ચઢ્યા, પૂરો એક કલાક નહીં થયો હોય ત્યાં તો મેં છેટે ચાર સાયકલો ઉપરથી ઊતરતા ચાર જણને જોયા. પેલા બે યુવકો અને બે બીજા. સહેજ છેટેથી ઓળખ્યા કે તે જ એ આવ્યા, ઝરાની સામી બાજુ ઊભા. હું પણ હાથમાં ઝારો પકડી અંદર ઊતર્યો, જય જય કર્યા. મારા બધાયે સાથીઓ છેટેથી તેઓને જોઈ રહ્યા.

મેં પ્રથમ કહ્યું : "તમારી પાસે સિગારેટનું પાકીટ હોય તો તેમાં છ પેન્સ મૂકી મારા તરફ ફેંકો."

તેમણે તેમ કર્યું. તેમને નવાઈ તો લાગી. હું તો સિગારેટનો શત્રુ. મેં તે લઈને પેલા ઝૂલુ સિપાઈને આપી. અને કહ્યું : "તું ત્યાં દૂર જઈને બેસ. ત્યાંથી કોઈને આવતાં દેખે તો મને ખબર આપજે. તને ખાતરી તો છે ને કે હું નાસી જવાનો નથી? પેલા લોકો સાથે મારે વાત કરવી છે."

તે બિચારો સિપાઈ તો મારો આભાર માનતો ને "મને પૂરી ખાતરી છે કે તું નાસી તો નથી જ જવાનો. તારે જે વાત કરવી હોય તે નિરાંતે કર" એમ કહેતો કહેતો મેં સૂચવેલી જગાએ બેઠો. પેલા ભાઈઓ પાસેથી ઇન્ડિયન ઓપીનિયન અને બીજાં અંગ્રેજી છાપાંની કાપલીઓ લીધી. ઘણી વાતો કરી, અને દર ત્રીજે દિવસે એ જગાએ મુકરર કરેલી સામગ્રી લઈ, નિયમિત આવવાનું વચન

આપી તેઓ વિદાય થયા. તેઓ પણ ઘણા દિવસથી વિચારતા હતા કે અમને શી રીતે મળવું?

બસ, જોઈ તો ખોરાક મળ્યો. બધાઓનાં હૃદયની બધી ગમગીની અને શિથિલતા ઊડી ગઈ. આ બન્યા પછી બહારનું ગરમાગરમ વાતાવરણ જાણીને અમને ખૂબ આનંદ થવા લાગ્યો અને અમારા દિવસો પણ ઉમંગમાં વીતવા માંડયા.

## ૮

# જેલમાં સત્યાગ્રહ

કેટલીયે જેલોના અનુભવ થયા તેમાં દેશની અને પરદેશની બધી જેલોમાં લગભગ બધી બાબતોનો એકસરખો અનુભવ થયો. જાણે એક જ પક્ષીનાં બધાં પીંછાં. બધેય અમલદારોની એક જ મનોવૃત્તિ, જાણે હૃદય એકલું જ નહીં. પણ તે સાથે જેને આપણે સામાન્ય સમજશક્તિ— common sense —કહીએ છીએ તે સર્વ ગીરો મૂકીને તેઓ અમલદારી કરવા જતા હોય તેમ લાગ્યું. વળી નાના મામૂલી સિપાઈથી માંડીને છેક મોટા અમલદાર એકબીજા પ્રત્યે વહેમ અને ભયની દૃષ્ટિથી જુએ. સરળતા કે નિખાલસતા હોય જ નહીં. 'જેલ મૅન્યુઅલ' એ જ તેમનું ધર્મપુસ્તક. કોઈ જિજ્ઞાસુ હૃદય, એટલી જ અંધતાથી કહો કે વફાદારીથી કહો, બાઇબલ કે ગીતાજી અગર અન્ય કોઈ ધર્મપુસ્તકનો અભ્યાસ કરે અને તે પ્રમાણે વર્તે તો જરૂર તેના જીવનનું કલ્યાણ થાય. આ ત્રણ બાબતમાં મેં બધી જેલોમાં સામ્ય જોયું. જે રુક્ષ (?) જેલના ડૉક્ટરો માટે અહીંની જેલોમાં અનુભવીએ છીએ, તે જ અનુભવ દક્ષિણ આફ્રિકામાં થયો. ડૉક્ટરના ધંધાને છાજે એવું માયાળુ હૃદય જ જાણે જેલના દરવાજાની બહાર મૂકીને તેઓ જેલમાં પેસતા હોય એમ લાગ્યું. પણ આ બધું વર્ણન આપવાનું આ સ્થળ નથી. એટલે મૂળ વાત પર હું આવીશ.

હવે તો જેલમાં સત્યાગ્રહીઓની ભરતી થવા માંડી. જાણીતા સ્નેહીઓ આવવા માંડ્યા, હૃદયની ગમગીની વિદાય થઈ. પણ જેલની કેટલીક હાડમારીઓ ખૂંચ્યાં કરતી. જે સત્યાગ્રહીઓ ત્યાં ભેગા થયેલા—હિંદુ કે મુસલમાન—તેમને માંસ ખપે નહીં. માંસાહારીને અઠવાડિયામાં બે વખત માંસ આપે. અને દાક્તરી મુદ્દા પ્રમાણે શરીરની શક્તિ જાળવી રાખવાને તેલી પદાર્થ શરીરમાં અમુક પ્રમાણમાં જવો જોઈએ. તેમાં વળી સખત મજૂરીવાળા કેદી માટે તો એ વધુ જરૂરનું. એટલે અમે ઘીની માગણી કરવા માંડી. ગવર્નરે તો અમારી માગણી હસી કાઢી. ડૉક્ટરને વીનવ્યા કે, અમારી તંદુરસ્તીના કારણે અમે જેઓ માંસાહારી નથી તેઓને ઘી મળવું જોઈએ. તેણે મહેણાં મારવા માંડ્યાં: "ઘી ખાવા અહીં આવ્યા છો? કોણ તમને ચોખા મૂકવા આવ્યું હતું કે તમે જેલમાં આવો? આજે ઘી માગ્યું, કાલે ખાંડ અને માખણ માગશો. તમારે તો જેલને મામાનું ઘર કરી મૂકવું હશે, ખરું ને?"

પતી ગયું. હવે શું? લડવું જોઈએ. તેની ચર્ચા થવા માંડી. એટલામાં કારણસર મારે ચાર પાંચ દિવસ દવાખાનામાં જવાનું થયું. ત્યાં ભાઈ પ્રાગજી દેસાઈ મળ્યા. તેમને બીજી જેલમાં બળજબરીથી શીતળા ટાંક્યા હતા અને તેથી તાવ રહેતો હતો. તે કારણે તેમને પરભાર્યા જ દવાખાનામાં આણ્યા હતા. અમે ભેટ્યા. વળી બે ચાર દિવસમાં જ ભાઈ સુરેન્દ્રરાય મેઢ અને ભાઈ મણિલાલ ગાંધી આવ્યા. આ તો બધાયે ટ્રાંસવાલની જેલના યોદ્ધા. ભાઈ પ્રાગજી દેસાઈએ મને પૂછ્યું: "અહીં કેમ ચાલે છે?" મેં બધી હકીકત કહી, અને જણાવ્યું કે, "આપણે કાંઈ કરવું જોઈએ. ઘી તેમ જ સ્વમાન માટે લડવું જોઈએ. અને બીજી પણ કેટલીક બાબતો છે તેને પણ અંદર સામેલ કરી લડી લેવું જોઈએ. મને જેલના જીવનનો અનુભવ નથી. હું તો નવો જ છું. હવે તમે બધા આવ્યા એટલે મારી જોખમદારી ઓછી થઈ."

બધાયને જુદા જુદા પૂરે, પણ લગભગ બધાયે દિવસે તો ભેગા જ હોઈએ. વાતાવરણ ગરમ થવા માંડ્યું. અમે વિનવણીઓનો

એકેય રસ્તો બાકી રાખ્યો નહીં. એટલે હવે તો ઉપવાસ કરવાનો નિર્ણય કર્યો. એવું ઠરાવ્યું કે, રવિવારના ચાવલ અને બીન્સ ખાઈને સોમવારથી ઉપવાસ શરૂ કરવા. સત્યાગ્રહીઓની સંખ્યા આશરે એકસોની થયેલી. બધાઓને કહેવામાં આવ્યું, સમજાવવામાં આવ્યું, "જેલની લડત વસમી હોય છે. ઉપવાસ કરવાના છતાં કામ પણ કરવાનું. કામ કરતાં શરીર નાઇલાજ થઈ જાય ત્યારે એની મેળે તે કામ કરતું બંધ થઈ જાય. ઉપવાસ કેટલા કરવા પડશે તેનું ચોક્કસ કાંઈ ન કહેવાય. ધર્મપ્રતિજ્ઞા કરવાની. ઓછામાં ઓછી માગણી કરવી, પણ જે માગણી માટે સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી હોય તે જીવના જોખમે પણ મેળવ્યે જ છૂટકો. તેમાં સમાધાની ન હોય. આમ કરતાં પરિણામે શરીર ખોવાનો સંભવ પણ ખરો. એમાં ચાલાકી કરીએ તો આત્માની અધોગતિ થાય," વગેરે સર્વ હકીકત બધાઓને સમજાવી. ઘણા ભાઈઓ તૈયાર થયા. સોમવારની રાહ જોવાઈ.

સોમવારની સવાર થઈ. ઊઠવાનો ઘંટ વાગ્યો. બારણાં ખૂલ્યાં. બધા દાતણપાણી કરવા ગયા. દાતણપાણી કરીને પાછા વળતાં એક હારમાં રસોડા પાસે ઊભા રહેવાનું, અને 'પુપુ'ના વાડકા ગોઠવ્યા હોય તેમાંથી એક એક ઉપાડી લઈ પોતપોતાની ઓરડીમાં જવાનું હતું. અમે ત્યાં જ યાર્ડ-વૉર્ડરને જણાવ્યું કે, અમોએ નિર્ણય કર્યો છે કે જ્યાં સુધી અમારી માગણી ન સ્વીકારાય ત્યાં સુધી અમે ઉપવાસ કરીશું. માટે અમે ખાવાનું નહીં લઈએ. ગવર્નર સાહેબને તમે ખબર આપો. યાર્ડ-વૉર્ડર અમને બધાઓને એક બાજુ ઊભા રહેવાનું કહી સાહેબને બોલાવવા ગયો. ગવર્નર સાહેબને સવારે સાતને બદલે છ વાગ્યે ઊઠવું પડ્યું. શરીરે જરા ગોળમટોળ હતો. સ્વભાવે બરાડિયો હતો. સ્વસત્તાના પૂરા ભાનવાળો હોઈ સહેજ ડોળી હતો. છતાં હૈયું પોચું હતું. તે ત્યાં ઉતાવળો ઉતાવળો આવ્યો. હું તો તેની આંખે પહેલેથી જ ચઢેલો હતો. અનેક પ્રસંગે બધાની વતી ફરિયાદો કરેલી અને અહીં પણ તેણે મને જોયો. નવાઓને તો ઓળખે પણ નહીં. મારી પથારી તો સવા માસની જૂની થઈ

ગયેલી, એટલે તે મને જ ભાંડતો આવ્યો : “ તારાં જ બધાં લક્ષણ છે. નવા માણસો આવ્યા એટલે તેમને ઉશ્કેરી તેં તોફાન કરવા માંડ્યું.”

“ કેમ તોફાન માંડ્યું છે ? ” તેણે પૂછ્યું.

મેં નમ્રતાથી કહ્યું : “ સાહેબ, તોફાન નથી માંડ્યું. અમે પ્રતિજ્ઞા લીધી છે કે, જ્યાં સુધી અમને ઘી ન મળે અને અમારા તરફનું અપમાનભર્યું વર્તન બંધ થવાની ખાતરી ન મળે ત્યાં સુધી અમારે ખોરાક ન લેવો. ”

“ ઠીક, ઘી ખાવું છે ! ખાજો ! તમને હવે ઘી જ ખવડાવું — સીધાદોર કરી નાખું. જાઓ, સાવ મૂર્ખા ન થાઓ. ખાણું લઈ લો.” તેણે પહેલાં ધમકીના અવાજથી બોલી પાછળથી જાણે શિખામણ આપતો હોય એવા ભાવથી કહ્યું.

મેં ઠંડે પેટે જવાબ આપ્યો : “ જ્યાં સુધી ઘી ન મળે ત્યાં સુધી ન જ ખાવાનો અમારો નિશ્ચય છે. ”

સાહેબનો પારો ઊંચો ચડ્યો. ખૂબ બરાડ્યા અને પછી ભારે દમામથી હુકમ કર્યો : “ હું જેલના ગવર્નર તરીકે હુકમ કરું છું કે જેલના નિયમ પ્રમાણે દરેક કેદીએ પોતાનો ખોરાક લઈ જવો જ જોઈએ. માટે આ ખોરાક દરેકે અહીંથી ઉપાડવો જ જોઈએ. અને દરેકની ઓરડીમાં તમારી સામે તે એક કલાક પડી રહેવો જોઈએ. માટે બધા ખોરાક ઉપાડી સહુ સહુની ઓરડીમાં જાઓ. ”

મેં કહ્યું : “ આપના હુકમને અમે તાબે થઈએ છીએ. ”

એકે એકે ખોરાકના વાડકા ઉપાડી અમે અમારી ઓરડીમાં પેઠા. બધી ઓરડીઓ બંધ કરી અમને એક કલાક પૂરી રાખ્યા. સાડાસાત થયા ને ઘંટ વાગ્યો. ઓરડીઓ ખોલી, ચોકમાં બધા કેદીઓને લાઈનમાં ખડા કરી જુદી જુદી ટુકડીઓમાં કામે મોકલવાની ગોઠવણ થતી હતી. તે વખતે ગવર્નર આવ્યો. જેલના ગવર્નરનો દમામ ભારે હોય છે. લશ્કરી દોરદમામમાં તે રહે છે. તેણે હુકમ કર્યો : “ જેણે ખાધું ન હોય તેઓ અહીં અલગ લાઈનમાં ઊભા રહો. ” અમે અલગ હારમાં ઊભા રહ્યા. એકંદરે બોતેર જણ હતા. જે નાની ઉંમરના હતા તેવા દરેકને જુદા કાઢ્યા અને હુકમ કર્યો કે,

"બાકીના આ બધાઓને પથ્થરના ડુંગર પર લઈ જાઓ. ત્યાં પથ્થર ભાંગવાનું કામ તેમને સોંપો. સખત કામ લેવું. જેલમાં ઉપવાસ કરી તોફાન મચાવવું કેવું મૂર્ખાઈભરેલું છે તે હું તેમને બરોબર બતાવી દઈશ." આમ કહીને તે ચાલ્યો ગયો. અમે તો આ બધાની આશા રાખી જ હતી. એટલે અમને કાંઈ તેથી ભય લાગ્યો નહીં. પણ પથ્થરની ખાણોએ ગયા ત્યાં પાછળથી જાણ્યું કે, અમારામાંથી કોઈને કામ કરતાં કરતાં ચકરી આવે તો તેને ઝોળીમાં નાખીને દવાખાનામાં તુરત જ લઈ જવો એવો ખાનગી રીતે વૉર્ડરોને હુકમ આપ્યો છે. એવું જાણીને અને ઝોળી જોઈને અમને નવાઈ લાગી; અને સમજ્યા કે ભાઈસાહેબનું હૈયું તો ફફડે છે. કાંઈ ખાસ નોંધવા જેવી કડકાઈ જણાઈ નહીં.

પેલા છોકરાઓને તો બગીચામાં જ મોકલેલા. તે જ દિવસે પેલા બે ભાઈઓ મળવાને આવેલા. તેમને ઉપવાસની બધી હકીકત કહી. વળી ગવર્નરની ધમકી તથા બધાને પથ્થરના ડુંગર ઉપર ભૂખે પેટે લઈ ગયા તે પણ કહ્યું. પછી બાકી શું રહે? બન્ને ત્યાંથી ભાગ્યા. શહેરમાં જઈ હિંદી બજારોમાં ભારે હડતાલ પાડી. મોટી સભા થઈ. "મેરિત્સબર્ગની જેલમાં સત્યાગ્રહીઓની ઉપર ભારે અત્યાચાર થાય છે. ધૂળ જેવો ખોરાક આપવામાં આવે છે, અપમાન કરવામાં આવે છે, તેથી બધા સત્યાગ્રહીઓએ જ્યાં સુધી તેવું વર્તન દૂર ન થાય ત્યાં સુધી ભૂખમરો વેઠવાનું ઠરાવી ઉપવાસ શરૂ કર્યો છે." વગેરે ગરમાગરમ ભાષણો થયાં. પ્રધાનો ઉપર વિરોધના તાર થયા અને આનો નિકાલ તુરત જ લાવવાને વિનંતી કરવામાં આવી. આવી હડતાલો, આવી સભાઓ અને આવા ઠરાવો દક્ષિણ આફ્રિકાનાં બધાંયે મોટાં ગામોમાં થયા. અનેક તારો પ્રધાન ઉપર ગયા. છાપાં તો આ બીનાથી ભરાયાં. અને જેલના અમલદારો ચોંકી ઊઠ્યા, ગભરાયા. તેમનો પણ આવો પ્રથમ જ અનુભવ. મેરિત્સબર્ગની જેલમાં આદરેલા ઉપવાસની વાત તો પાંચ હજાર માઈલ ઓળંગીને હિંદમાં પણ આવેલી. તે દિવસે સાંજે કામ પરથી પાછા ફરતાં ભાઈશ્રી પ્રાગજી દેસાઈ, સુરેન્દ્રરાય મેઢ, મણિલાલ

ગાંધી, પંડિત ભવાનીદયાલ, (હાલ સંન્યાસી ભવાનીદયાલ) અને હું એમ પાંચ જણને અલગ કર્યા, અને ઝૂલુ ગુનેગાર કેદીઓના અંધારા બ્લૉકમાં અમને પૂર્યા. અમારા પૈકી અન્ય કોઈનું મોં અમે ન જોઈ શકીએ. કામ પણ એ જ વૉર્ડમાં અમને અલગ અલગ સોંપ્યું. આમ બીજો દિવસ પણ વીત્યો. બીજે દિવસે સિટી મૅજિસ્ટ્રેટ આવીને અમારી હકીકત લઈ ગયો અને અમને કાંઈક ધમકી પણ આપી ગયો. ત્રીજો દિવસ બુધવાર શરૂ થયો. દવાખાનામાં મિ. ડીક નામના કંપાઉન્ડર હતા. અમારા ઉપવાસ તેમને કાંઈક ખૂંચ્યા. મારી સાથે સહેજ હળી ગયેલા એટલે કહે, "તમે આ બધી મૂર્ખાઈ કરો છો. જેલના ગવર્નરની સ્થિતિ પણ કફોડી કરો છો. તમને ઘી આપવું તે તેની સત્તાની વાત નથી. યુનિયન પાર્લમેન્ટે જે ખોરાક નક્કી કર્યો છે તે તમે શી રીતે ફેરવાવશો? તમે મરી જાઓ તોપણ પાર્લમેન્ટ શા માટે જેલનો ખોરાક ફેરવે? માટે તમે તમારે તમારી મર્યાદા સમજવી જોઈએ. હજી પણ ચેતો, અને ઘી વિના બીજી માગણીઓનો સ્વીકાર થાય તો ઉપવાસ છોડો." મેં ભલા મિ. ડીકના ભાષણના જવાબમાં એટલું જ કહ્યું કે, "તેમાં અમારી કસોટી થાય તેવો સંભવ છે, પણ અંતે સરકારને અમારી માગણી કબૂલ કરવી જ પડશે, એવી અમને શ્રદ્ધા છે. તમે આ વાત સાબિત થયેલી જોશો ત્યારે તમે જ અમને ડાહ્યા કહેશો. તમારી ભલી લાગણી માટે આભાર માનું છું."

અમને પાંચ જણને જુદા પાડ્યા ત્યારે અમે વિચાર કર્યો કે: "બહુ સારું થયું. આપણી લડતનો આધાર હવે આપણ પાંચ જણ ઉપર જ રહ્યો. બધાયે પડી ભાગે પણ જ્યાં સુધી આપણે પાંચ અડગ રહીશું ત્યાં સુધી આપણી જીત છે." તેમાં બીજે જ દિવસે સવારે ખૂબ બીમાર પડી જવાથી ભવાનીદયાલને દવાખાનામાં મોકલ્યા. ઉપરાંત ઉપવાસને કારણે કામ કરતાં બેભાન થયેલા પણ પાંચસાતને દવાખાનામાં લઈ જવામાં આવ્યા હતા. ત્રીજે દિવસે બાર વાગ્યે ભાઈ રામદાસ ગાંધી બીજા વિદ્યાર્થીઓ સાથે હારમાં બેઠા હતા. ઉપવાસને બાવન કલાક થઈ ગયા હતા. રામદાસ સહેજ

માથાના દુખાવાના કારણે જમીન પર આડા પડેલા હતા. સામે ખોરાકના ભરેલા વાડકા પડેલા હતા. એટલામાં ત્યાં થઈને ત્યાંનો મોટો જેલર જાય. રામદાસને પડેલા જોઈને તે થોભ્યો અને પૂછવા લાગ્યો : "કેમ આમ પડ્યો છે ?" રામદાસે કહ્યું, "માથે ચક્કર આવે છે." આ સાંભળી તે વિચારમાં પડ્યો. તુરત જ પાછો વળ્યો. ગવર્નરની ઑફિસમાં ગયો અને ગવર્નર સાહેબને કહ્યું, "સાહેબ, આ સત્યાગ્રહીઓનો કાંઈક નિકાલ કરો. એ લોકોને બાવન કલાક તો થઈ ગયા. મને સવારની ચા આપતાં મારી સ્ત્રી પાંચ મિનિટ વિલંબ કરે છે તો મારા પગ લથડે છે અને મારું માથું ભમી જાય છે. અને આ તો બાવન કલાક થઈ ગયા. પેલા ગાંધીના છોકરાને માથે ચક્કર આવે છે. આ ભૂખમરાથી કોઈ છોકરાને અકસ્માત થયો તો મારી અને તમારી શી દશા ? હું તો આપને વીનવું છું કે તમે તેનો જલદી નિકાલ કરો, નહીં તો કાંઈ ન બનવાનું બનશે અને આ નાના છોકરાઓમાંથી કોઈ મરી જશે તો તેની જોખમદારી મારે શિર નથી."

હેડ જેલરનું કહેવું સાંભળી, ગવર્નર વગેરે કાંઈ વિચાર કરી, અમને ખવડાવવાને માટે જે કોટડીઓમાં પૂર્યા હતા ત્યાં આવ્યા. એકાએક વખત થયા પડેલાં બારણું ખૂલ્યું. અમે જેલના નિયમન ખાતર પણ ઊભા થઈ સલામ કરી. ગવર્નરે મને કહ્યું : "તું જાણે છે કે ઘીની વાત મારા હાથમાં નથી ? મને હુકમ મળતાં વહેલું મોડું પણ થાય. હું તો માનું છું કે, સરકાર તમારી માગણી સ્વીકારશે નહીં અને પાછળથી તમારે થાકીને પણ ઉપવાસ છોડવા પડશે. પણ તેં પેલાં નાનાં છોકરાને શા માટે ઉશ્કેર્યાં છે ? તેમને કહે કે તે ખાય."

મેં જવાબ આપ્યો : "સાહેબ, તમારું માનવું ખોટું છે. તે છોકરાં તો એવા છે કે હું તેમને ખાવાની સલાહ આપવા જઉં, તો મને તિરસ્કારીને હાંકી મૂકે. તેઓએ જે પ્રતિજ્ઞા લીધી છે તેની જોખમદારી તેઓ સારી રીતે સમજે છે. એટલે આ વિષયમાં તેઓ

કોઈનું કહ્યું નહીં માને. અને માને તેવા હોય તોપણ પોતાની પ્રતિજ્ઞા તોડવાની તેમને સલાહ આપવી એ મારો ધર્મ નથી."

મારું પાછલું વાક્ય સાંભળી સાહેબ ખિજાયો: "હા, હા, હું સમજ્યો. તમે મને ઊંધાં ભણાવતા હશો! તમે મોટેરાઓનું જ આ કારસ્તાન છે. તેમાંનું કોઈ છોકરું મરશે તો તે માટે તમે જ જોખમદાર છો."

મેં તુરત જ કહ્યું: "નહીં સાહેબ, અમો પૈકી કોઈના મૃત્યુના જોખમદાર અમે નહીં, પણ સરકાર છે. અને અહીં સરકારના પ્રતિનિધિ તમે છો. એટલે બધી જોખમદારી તમારે શિર ગણાય."

"સારું, ના માનશો" એમ બોલી તે ત્યાંથી ચાલ્યો. ઓરડી બંધ થઈ. ત્યાર પછી તુરત જ ભાઈ રામદાસને દવાખાનામાં લઈ જવામાં આવ્યા.

આમ બુધવારનો દિવસ પણ વીત્યો. અંતે ગુરુવારનો સૂર્ય ઊગ્યો. તપાસ કરતાં જણાયેલું કે ૭૨ ને બદલે ૪૧ ટકી રહેલા, તેમાં સાચા તો ૩૦. બાકીનાઓએ ચાલાકી કરેલી, અને બંધ ઓરડીમાં ત્રણ ચાર જણને પૂરી મૂકીને ખાવા આપવામાં આવતું, તેથી કોણે ખાધું અને કોણે ન ખાધું તેની ખબર અધિકારીને ન પડે. ફક્ત એ તો એટલું જ જાણે કે અમુક સંખ્યાએ ન ખાધું. આનો લાભ લઈ કેટલાક વારાફરતી ખાતા હતા. આમ સંખ્યા ટકાવી રાખી, એ વાજબી નહોતું જ. પ્રતિજ્ઞા લીધી તેને શુદ્ધ સ્વરૂપમાં પાળવી જોઈએ; તેમાં ચાલાકી ન શોભે. ગુરુવારે સવારે અમને કામ કરવા બેસાડ્યા. કામ તો નામનું જ હતું. ત્યાં એક સાર્જન્ટ વૉર્ડર બંદૂક સાથે આવ્યો અને મારી પાસે ટેબલ ઉપર બેઠો. બેસતાં બેસતાં મને કહ્યું: "સાંભળ, મને સાહેબ તરફથી હુકમ મળ્યો છે કે તું સહેજ પણ કોઈની સાથે વાત કરે તો મારે તને ગોળીથી ઠાર કરવો." તેના બોલવા ઉપરથી સમજી ગયો કે, મને કોઈની સાથે વાત ન કરવા દેવાની ગવર્નર સાહેબની સૂચનાની તે ઠેકડી કરે છે. થોડી વાર થઈ ને મિ. ડીક આવ્યા. મારી સામે

બેઠા પછી મને કહે: "હું ખરેખર તમારા પ્રત્યે દિલસોજી ધરાવું છું. તમે તો ભારે કરી." આમ અમને મૂર્ખ કહેનારનો વિચાર કેમ ફર્યો તે હું કાંઈ સમજ્યો નહીં. પણ પછી થોડી વારે તો બોલી ઊઠ્યા, "મિ. ગાંધી બહુ જોખમ ઉઠાવે છે. પાંચ હજાર માણસની કૂચ અને તેમાં દોઢસો નાનાં બચ્ચાંઓવાળી સ્ત્રીઓ. દાક્તરી દૃષ્ટિએ તો એ ભારે જોખમ." હું સમજી ગયો કે કાંઈક ભારે ધાંધલ બહાર હોવું જોઈએ. છેલ્લા સાત દિવસના અમને કાંઈ ખબર નહોતા. વધારે કાંઈ બોલ્યા સિવાય મિ. ડીક તો ચાલ્યા ગયા. થોડી વાર થઈ અને હૉસ્પિટલનો ઝૂલુ વૉર્ડર આવ્યો. મને હાજતે જવાની ઇચ્છા થયેલી. મેં સાર્જન્ટ વૉર્ડરની રજા માગી કે, મારે પાયખાને જવું છે, તું રજા આપે તો દવાખાનાના સ્વચ્છ પાયખાનામાં આ વૉર્ડર સાથે જાઉં. તેણે પેલા વૉર્ડરને મને લઈ જવાનું કહ્યું. વૉર્ડર ચાલાક હતો, દવાખાનામાં કોઈ નહોતું. મને પાયખાના પાસે થોભવાનું કહ્યું. ઑફિસમાં જઈ નાતાલ વિટ્નેસ નામનું અંગ્રેજી રોજિંદું છાપું લાવીને પાયખાનામાં મૂક્યું, અને મને કહ્યું કે, "આ પાયખાનામાં જા." મને નવાઈ લાગી. મને તો સહેજે ખ્યાલ નહીં. મેં માગણી પણ નહીં કરેલી. પણ તેના હૃદયમાં તેવો ઉમળકો આવ્યો હશે. મેં બારણું ઉઘાડ્યું. પાયખાનામાં પેસી, બારણું બંધ કરી પેલું છાપું હાથમાં લીધું. ગાંધીજી, મિ. પોલાક, મિ. કૅલનબૅક તથા કૂચ કરતાં હજારો માણસોના ફોટા તથા કૂચનું વિગતવાર વર્ણન, ત્રણેય આગેવાનોની ધરપકડ અને તેમને થયેલી શિક્ષા, વગેરે સર્વ હકીકતોથી તે છાપું ભરેલું હતું. મેં તો નિરાંતે વાંચ્યું. બરોબર પોણો કલાક લીધો અને પછી બહાર નીકળ્યો. પછી તો જેલની પત્રિકાની આવૃત્તિ નીકળે જ. આમ ઉપવાસોમાં પણ ખૂબ આનંદદાયક હકીકતો મળવાથી અમને અશક્તિ પણ કાંઈ જણાતી નહીં. એ મને પ્રાપ્ત થયેલી હકીકત શી રીતે બધે પહોંચાડેલી, વાત પૂછશો નહીં. પણ ચોથા દિવસનો ઉપવાસ અમારા કરતાં ડૉક્ટર અને ગવર્નરને ભારે થઈ પડ્યો. પછી તો ડૉક્ટરને ઇસ્પિતાલમાં કાયમ રાખ્યો. બધા મળી ૧૮ ઉપવાસીઓ દવાખાનામાં પડેલા. ડૉક્ટર અને ગવર્નરે

બન્નેને ચિંતા થવા માંડી. દશ દશ મિનિટે દવાખાનામાં જઈ ગવર્નર સાહેબ ડૉક્ટરને ઉપવાસીઓની તબિયત સંબંધે પૂછપરછ કરે. ડૉક્ટર ચિંતાતુર હૃદયે બધાને તપાસે. "ચાર દિવસના ઉપવાસ, તેમનો વિશ્વાસ નહીં, નબળું હૃદય તો ઘડીમાં બંધ પડી જાય, એટલે આ તો બહુ જોખમ કહેવાય. આ ગાંધીના છોકરાને કાંઈ દૂધ પવાય તો બહુ સારું. તેના ગળાની નળી સૂજી આવી છે. જેમ ઉપવાસ લંબાશે તેમ વધારે સૂજશે અને અંતે શ્વાસ લેવો પણ મુશ્કેલ થશે. તે થોડું દૂધ પીએ તોપણ જોખમમાંથી બચી જાય. આ છોકરાઓએ તો ભારે કરી. ઉપવાસને ૧૦૦ કલાક થવા આવ્યા. શી રીતે રહેવાય?" આમ ડૉક્ટર ચિંતાતુર બની બોલે અને ગવર્નર ગભરાય. આ બધો તમાસો જોઈને ઝૂલુ વૉર્ડરનો જમાદાર મારી પાસે આવ્યો. ૭ ફૂટ ઊંચો, આશરે ૨૫૦ રતલથી પણ વધારે વજન. જાણે ત્રેતાયુગના ભીમસેનની કલિયુગની આવૃત્તિ! હાથમાં સીસમની ચળકતી ગદા ફેરવતો આવ્યો. પેલો ગોરો વૉર્ડર તો તે વખતે નહોતો. આ જમાદાર મારી સામે બેઠો. હસતા મુખે જાણે પ્રાણવિનિમય કરતો હોય તેમ મારી સામે જોઈ રહ્યો. અને મારો ખભો થાબડતો બોલવા લાગ્યો: "મબોતા, મ...ખૂલા મબોતા—" (ખરો મરદ, ખરો મરદ) મેં પૂછ્યું: "કેમ જમાદાર, શું છે?" તેણે વળી આજુબાજુ નજર ફેરવી મને શાબાશી આપતાં કહેવા માંડ્યું, "આ ગોરા લોકોને ઠીક સીધા કર્યા છે. પેલો મોટો સાહેબ તો દિવસમાં ભાગ્યે જ એક વખત જેલમાં ફરવા આવતો. તેને બદલે વારંવાર નાસાનાસ કરે છે. અને તેમનાં હૈયાં તો જાણે ઊડી ગયાં હોય તેમ તે બેબાકળા દેખાય છે! પણ તું મને સાચી વાત કહે. આટલા બધા દિવસ તે ખાધા સિવાય રહેવાય? કાંઈક તમે લોકોએ સાધ્યું જણાય છે. તમારી પાસે કાંઈ મંતરજંતર હોવા જોઈએ. હું તો એક દિવસના ભૂખમરાથી જ મરી જાઉં. છતાં તમે ચાર ચાર દિવસના ઉપવાસ પછી પણ શાંતિથી કામ કર્યા કરો છો!" મેં કહ્યું: "જમાદાર, અમારી પાસે કાંઈ મંતરજંતર નથી, પણ ભગવાન પ્રત્યે અમને શ્રદ્ધા છે અને તે અમને બચાવે છે."

"સત્ય વાત, સત્ય વાત. તમે ભગવાનના બંદા છો" એમ બોલી તે ચાલ્યો.

તેને ઊઠ્યાંને અરધો કલાક થયો હશે અને જેલનો ગવર્નર યાર્ડના બારણામાં દાખલ થયો. તે એકલો જ હતો. તેની મુખમુદ્રા ઉપર ગભરાટની છાયા છવાઈ ગઈ હતી. તેણે મારી તરફ જ આવવા માંડ્યું. મારી નજીક આવી પહોંચ્યો એટલે નિયમનની ખાતર હું ઊભો થવા ગયો. પણ તેણે લાંબા હાથે પકડી મને પાછો બેસાડ્યો. "નીચે બેસ, તકલીફ ન લઈશ." એમ કહી તે મારી સામે અધૂકડો બેઠો. પછી મને કહેવા લાગ્યો, "મારું એક કામ કર. ગાંધીનો પેલો છોકરો દવાખાનામાં છે. ડૉક્ટર કહે છે કે, તે છોકરો થોડું પણ દૂધ નહીં પીએ તો તેના ગળાની નળી સૂજી આવશે, અને શ્વાસોચ્છ્વાસ લેવાશે નહીં તો તેનું વિપરીત પરિણામ આવશે. તે અમારું કહ્યું માનતો નથી. તું ચાલ અને તેને થોડું દૂધ લેવાનું કહે. તેમ કહેવાથી તેની કે તારી પ્રતિજ્ઞા તૂટશે તો નહીં જ. મારી અને પરમેશ્વરની ખાતર પણ મારી સાથે ચાલ." ગવર્નરના બોલવાના અવાજ અને ઉચ્ચાર ઉપરથી તેના હૃદયના ગભરાટ હું સમજી ગયો. તેને ના કહેવાની મારી હિંમત ચાલી નહીં. તેમ રામદાસને કહેવા જવાની હિંમત પણ ચાલી નહીં. પણ મને આ ધર્મસંકટમાંથી છૂટવાનો ઉપાય સૂઝી આવ્યો. ભાઈ મણિલાલ ગાંધીને મારાથી પચાસેક ફૂટ દૂર બેસાડેલા હતા. તેમના તરફ આંગળી ચીંધી મેં કહ્યું: "પેલા મણિલાલ ગાંધી બેઠા છે તે તે છોકરાના મોટાભાઈ થાય. મારે બદલે તમે તેમને લઈ જશો તો તેથી તે છોકરો કદાચ માને એવો સંભવ છે," આમ કહ્યું કે તુરત જ ગવર્નર સાહેબ મારી પાસેથી ઊઠ્યો. મણિલાલનો હાથ પકડી તેમને દવાખાનામાં લઈ ગયો. મણિલાલે રામદાસને ગવર્નર સાહેબનું કહેલું કહ્યું. રામદાસ સૂતા સૂતા ઘૂરક્યા: "તમે શું જોઈને મને કહેવા આવ્યા છો? લીધેલી પ્રતિજ્ઞા જીવની ખાતર પણ હું તોડું એવો નબળો છું? માટે તમે જે બારણેથી આવ્યા ત્યાંથી જ પાછા ચાલ્યા જાઓ." રામદાસે શું કહ્યું તે મણિલાલે ગવર્નર સાહેબને સમજાવ્યું. તે તો નિરાશ થયો. આ વાત લગભગ બપોરના અઢી ત્રણ વાગ્યે બની.

બે કલાક વીતી ગયા. સાડાચાર પાંચ વાગ્યા હશે અને હેડ વૉર્ડર અમને બોલાવવા આવ્યો. "તમને ચારેયને ગવર્નર સાહેબ યાર્ડમાં બોલાવે છે." અમે તો ઊઠ્યા. ધીમે ધીમે યાર્ડમાં ગયા. બીજા ઉપવાસીઓને પણ ત્યાં લાવવામાં આવ્યા હતા ત્યાં ગવર્નર સાહેબે પ્રથમ દિવસના જેટલા જ ડોળથી અમને કહેવા માંડયું :

"મને હમણાં જ તાર મળ્યો છે કે, સરકારે તમારી ઘીની માગણી મંજૂર રાખી છે. તમને દરરોજનું એક અધોળ ઘી મળશે. આજે મારી પાસે ઘી નથી. પણ હું તમને વચન આપું છું કે કાલથી તમને લાવી આપીશ. હવે તમે આવું મૂર્ખાઈભર્યું પગલું કદી ભરશો નહીં. તમે તોફાન કર્યું હોત, ઉદ્ધતાઈ કરી હોત, તો હું તમને સીધાદોર કરી દેત. પણ તમે તો મૂર્ખાઈનું પગલું ભરી ઉપવાસ કરવા માંડ્યા. હું તમને શિક્ષા પણ શાની કરું?"

ગવર્નર સાહેબનું કહેવું સાંભળી અમને તો હસવું આવ્યું. પછી તો અમે બધી ચોખવટ કરી. ઘી સારી જાતનું હોવું જોઈએ, તેનો નમૂનો પણ પસંદ કર્યો. બીજો મુદ્દો અમારા સ્વમાનનો હતો. કેટલાક ગોરા વૉર્ડરો અમને 'કૂલી' કહી અમારું અપમાન કરતા હતા, તે હવે ન થાય એવી ખાતરી માગી. ગવર્નર સાહેબે ઘંટ વગાડી બધાઓને ભેગા કર્યા, અને તેવું અપમાન ન કરવાની, તેમ જ અમને કોઈ પણ તકલીફ ન આપવાની સખત સૂચના કરી. પછી અમારામાંથી કેટલાકને ઉશીકાં નહોતાં મળ્યાં, સાદડીઓ નહોતી મળી, જોડા નહોતા મળ્યા, તે સર્વની અમે માગણી કરી. જેલના સ્ટોરમાં જેટલું સિલક હતું તે બધું અમારી પાસે ત્યાં જ રજૂ કરી દીધું અને બાકીનું તૈયાર કરાવીને આપવાનું વચન આપ્યું. પછી છેલ્લી માગણી અમે એ કરી કે, અમે લડત પડેલાં જેમ ભેગા હતા તેમ પાછા બધાને ભેગા લાવી મૂકવા. એ પણ તેણે કબૂલ કર્યું બસ ખલાસ થયું. આનંદ આનંદ બધેય છવાઈ રહ્યા. ગવર્નર સાહેબની ડબરૂમાં પણ જેલનિયમન જેવું કાંઈ રહ્યું નહીં. કેટલાક યાર્ડ વૉર્ડરો અને હેડ વૉર્ડરો તો અમારી જીત માટે અમને મુબારકબાદી આપવા આવે. ચાર દિવસ પહેલાંની જેલ ચાર દિવસની તપશ્ચર્યા પછી મંદિર જેવી

લાગી. તેની ભયાનકતા દૂર ભાગી અને સ્વમાનથી દિવસો પસાર થવા માંડ્યા.

ઉપવાસ પછી ખોરાકની બાબતમાં અસંતોષ રહેલો તે રસોડાના અમલદારની લુચ્ચાઈને કારણે હતો. પ્રસંગ મળતાં તેનું પણ ઠેકાણું થઈ ગયું. રસોડામાં દેખરેખ રાખવા માટે સત્યાગ્રહી પૈકી કોઈ એકને રાખવાનું જેલવાળાઓએ સ્વીકાર્યું; અને અમે બધાએ ભાઈ સુરેન્દ્રરાય મેઢને મૂક્યા. એટલે રસોડાની ફરિયાદ પણ દૂર થઈ.

પણ અહીં અમારી ત્રણ માસની મુદત પૂરી ન થઈ. આશરે પચીસ દિવસ રહ્યા અને અમો પૈકી સો જણને ડરબન સેન્ટ્રલ જેલમાં મોકલી આપવામાં આવ્યા. ત્યાં વળી નવો વર અને નવી જાન જેવું થયું. ત્યાં પણ ચાર દિવસના ઉપવાસ થયા. ત્યાંના સુપરિન્ટેન્ડન્ટને ડીન કહેવામાં આવે છે. તે મહાક્રૂર અને ઘાવેડી માણસ હતો. ઉપવાસ દરમિયાન ભાઈ પ્રાગજી દેસાઈ ઉપર હુમલો થયો, જેથી એક માસ તેમને ખાટલામાં રહેવું પડેલું. ચાર દિવસના ઉપવાસને અંતે ડીન સમાધાની કરવા આવ્યો. "મારા હાથ નીચે બે હજાર ડચ લશ્કરી કેદીઓ રહી ગયા, પણ કોની મગદૂર કે મારું નિયમન તોડી શકે? તમે જ મારું નિયમન તોડ્યું. તમે મને જેટલો ત્રાસ આપ્યો તેટલો અન્ય કોઈએ નથી આપ્યો." આના કહેવાનો હેતુ પણ એ જ હતો કે, અમને તે શી રીતે પહોંચી વળે તેની સૂઝ તેને કાંઈ પડી નહીં. અમે તેમને ગાળ ભાંડી હોત, ઉદ્ધતાઈ વાપરી હોત, હુકમનો અનાદર કર્યો હોત, તો તેમણે અમને ક્યારનાએ સાધાદોર બનાવી દીધા હોત. પણ અમે તો અમારી નમ્રતા અને જાતે દુઃખ ઉઠાવી લેવાના પગલાથી તેના રસ્તા બંધ કર્યા.

સત્તાવીશ દિવસના વસવાટથી આ જેલ જે જૂનીપુરાણી હતી, જ્યાં દુનિયા પરના નરક જેવો ત્રાસ હતો, તે પણ રહેવા જેવી થઈ ગઈ અને તા. ૨૨મા ડિસેમ્બર, સને ૧૯૧૩ના દિવસે પ્રથમ પકડાયેલી ટુકડીનો છુટકારો થયો.

૯

# લડત જામી

પહેલી ટુકડીને સજા થઈ એટલે પ્રથમની ગોઠવણ મુજબ વીર સ્ત્રીપુરુષો ઝાલ્યાં રહે? ખાસ કરીને ઇમિગ્રેશનના અને વેપારી પરવાનાના કાયદા તોડીને પકડાવાના રસ્તા જાણીતા હતા. બીજા કાયદા તોડવાનો ખ્યાલ સરખો પણ નહોતો. શ્રી કસ્તૂરબા જેલમાં ગયાં એટલે ટ્રાંસવાલમાં અગિયાર બહેનોની એક ટુકડી તૈયાર થઈ. તે બહેનોએ પહેલેથી તૈયારી કરેલી. ગાંધીજીએ તેમને બહુ ચેતવણી આપેલી. જેલની અગવડો અને હાડમારીનું વર્ણન ગાંધીજીએ કરેલું. ખાવાપહેરવામાં અને ઓઢવામાં, તેમ જ બેસવાઊઠવામાં, હરેક પળે અંકુશમાં રહેવું પડશે. કામ સખત કરવું પડશે. લૂગડાં ધોવાનાં, દળવાનું, અને અન્ય કામ ત્યાં ખૂબ કરવાનું હોય છે, વગેરે બહુ ચેતવણી આપી, પણ તેમાંની કોઈ બહેન પાછી વળે તેમ નહોતું. સહુમાં ભારે ઉમંગ હતો, તેમાંથી કેટલીક બહેનો પાસે ધાવણાં બાળક હતાં. છતાં તે બહેનો બધી તૈયાર થઈ. તેમનાં નામ નીચે મુજબ :

૧. શ્રીમતી થંબી નાયડુ, ૨. શ્રીમતી એન. પિલ્લે, ૩. શ્રીમતી કે. મુરગેસા પિલ્લે, ૪. શ્રીમતી એ. પી. નાયડુ, ૫. શ્રીમતી પી. કે. નાયડુ, ૬. શ્રીમતી ચિન્નસ્વામી પિલ્લે, ૭. શ્રીમતી એન. એસ. પિલ્લે, ૮. શ્રીમતી આર. એ. મુડલિંગમ, ૯. શ્રીમતી ભવાનીદયાલ, ૧૦. શ્રીમતી એમ. પિલ્લે, ૧૧. શ્રીમતી એમ. બી. પિલ્લે.

આ બહેનો જેલમાં જવા તૈયાર થઈ પણ ક્યાં જાય? જોહાનિસબર્ગમાં જ વગર પરવાને ફળની ફેરી ફરવાથી સરકાર પકડતી નહોતી, એટલે આ બહેનો જ્યાં ઇમિગ્રેશન કાયદો સખત રીતે અમલમાં મુકાતો હતો. તેવા ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટમાં

દાખલ થયાં. ત્યાં પણ કોઈએ પકડ્યાં નહીં. ત્યાં જઈ ફેરી કરવા માંડી. છતાં કાંઈ વળ્યું નહીં અને તેઓ સર્વ પાછાં ટ્રાન્સવાલમાં થઈ પરવાના સિવાય નાતાલમાં પેઠાં છતાં ત્યાં પણ પકડાયાં નહીં. સરકાર શી રીતે તેમને પકડે? ભાવિના ઉદરમાં તેમને માટે ભારે કામ નિર્માયું હતું.

નાતાલમાં પણ તેમને ન પકડે તો તેમણે ન્યૂકેસલ નામના ગામમાં જવું અને ત્યાં રહેવું એવું ઠરાવ્યું હતું. ત્યાં કોલસાની ખાણો છે. ખાણોમાં હજારો હિંદી ગિરમીટિયા હતા. તેમને કામ છોડી હડતાળ પાડવાને ઉશ્કેરવાના હતા. બહેનો ન્યૂકેસલ ગયાં, અને મિ. લેઝરસ નામના એક હિંદી ખ્રિસ્તી ગૃહસ્થને ઘેર મુકામ કર્યો. આ ભાઈ મધ્યમ સ્થિતિના હતા. જમીનના એક નાના ટુકડા ઉપર મહેનત કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેમણે આ બહેનોના આદરસત્કાર કર્યો. બહેનોએ આખા દિવસ મજૂરોની કોઠીમાં ફરવા માંડ્યું. લગભગ બધીયે બહેનો મદ્રાસી, અને મજૂરોનો મોટો ભાગ પણ મદ્રાસી. બહેનોની લાગણીભરી સમજાવટથી મજૂરોનાં દિલ પીગળ્યાં. તેમને જે આજ સુધીની જિંદગીમા સમજાયેલું નહીં તે સમજાઈ ગયું. તેમના હૃદયમાં ખાતરી થઈ કે, "આ લડત તો આપણા ભલા માટે છે. આપણા ઉપરનો ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરાવવા માટે 'ગાંધી રાજા'એ આ લડત ઉપાડી છે. રાજા જેવા મોટા ગાંધી રાજાની રાણીને સરકારે જેલમાં નાખી, તેના કુંવરને જેલમાં નાખ્યો. તે બધું યે આપણા ભલા માટે, ત્યારે આપણે શા માટે બેસી રહીએ? વળી જે બહેનો આપણને કહેવા આવી છે તેમને તો કર આપવો પડતો નથી. માટે તેમની શિખામણ કંઈ તેમના સ્વાર્થ માટે તો નથી જ." આવી સીધી સમજથી આ ભોળા દિલના ભાઈઓનાં હૃદય લડતમાં સામેલ થવા પ્રેરાયાં. ધીમે ધીમે વાતાવરણ ગરમ થયું અને હડતાલની શરૂઆત થઈ. હવે સરકારની ખાતરી થઈ કે, આ બહેનોને છૂટી રાખવી તેને પાલવશે નહીં, જેથી તેણે અગિયારે બહેનોને પકડી. તેમને પણ ત્રણ ત્રણ માસની સજા કરી અને મૅરિત્સબર્ગની જેલમાં વિદાય કરી.

સરકારના આ પગલાની અસર તેના ધાર્યા કરતાં ઊલટી થઈ. વીર ભગિનીઓની વીરતાથી હજારો મજૂરોનાં હૃદયો ઉશ્કેરાયાં. તેમણે એક પછી એક કોઠીઓમાં હડતાલ પાડવા માંડી. બહેનોની વિદાય પછી શ્રી થંબી નાયડુએ ત્યાં જઈ ધામો નાખ્યો. હડતાળિયાઓની સંખ્યા વધવા માંડી. આ બધી હકીકત ગાંધીજીને દરરોજ મળતી રહેતી. ગાંધીજી ફિનિક્સ રહેતા ત્યાંથી એક બે વખત જોહાનિસબર્ગ જઈ આવેલા. તેમણે જતાં આવતાં ઇમિગ્રેશન અમલદારને પરવાના બતાવેલા નહીં હોવા છતાં તેમને પકડવામાં આવ્યા નહોતા. જ્યારે થબી નાયડુને શિરે હડતાળિયાઓની જોખમદારી વધી પડી, ત્યારે તેમણે ગાંધીજીને ન્યૂકેસલ બોલાવ્યા. ગાંધીજી ત્યાં ગયા. અગિયાર વીરાંગનાઓનો જે ભાઈએ સત્કાર કરેલો તેને ત્યાં જ મુકામ નાખ્યો. ત્યાં 'ગાંધી રાજા' આવ્યા છે જાણી મજૂરોનું દળ ઊતરયું. ટપોટપ બધી ખાણોના મજૂરોની કોઠીઓ હડતાળ પર ગઈ. મિ. લેઝરસના કુટુંબીઓએ હદ વાળી. તેમનું ઘર એક તીર્થસ્થાન બની ગયું. પોતાના ઘરની બધી સામગ્રી, બધી ઘરવખરી આવતા માણસોની સેવામાં તેમણે હાજર કરી. સેંકડો માણસોને જમાડવાનું કામ પણ તેમણે ઉપાડી લીધું. પણ બે ચાર દિવસમાં તો માણસોનું જોર વધ્યું. આ બધાઓનું શું કરવું? એટલામાં ખાણોના માલિકોએ ગાંધીજીને બોલાવ્યા. તેમને ગાંધીજીએ કહ્યું કે, "હિંદી કોમનાં અનેક દુઃખો છે, પણ તે માટેની લડતમાં આ મજૂરોનો ઉપયોગ કરવાની મારી ઇચ્છા નથી. મજૂરો ઉપરનો ત્રણ પાઉન્ડનો કર સરકાર નાબૂદ કરે તો હું મજૂરોને શાન્તિથી કામે લાગવાની સલાહ આપીશ." માલિકોએ જણાવ્યું કે, તે કંઈ તેમના હાથમાં નથી, પણ આવી હડતાળનું પરિણામ ખરાબ આવશે. હડતાળિયાઓને બહુ દુઃખ પડશે, તેઓ હેરાન થશે, વગેરે ખૂબ ચેતવણી અને ધમકી પણ ગાંધીજીને આપી. ખાણોના માલિકોની આ મુલાકાતની હકીકત સાંભળીને હડતાળિયાઓ વધારે ઉત્તેજિત થયા.

ગાંધીજીએ વિચાર્યું કે, જે લોકોએ હડતાળ પાડી છે તેમણે પોતાની કોટડીઓ છોડવી જ જોઈએ, નહીં તો માલિકો તેમને

હેરાન કરશે, અનેક મુશ્કેલીઓ ઊભી કરશે, અને તેથી હડતાળિયાઓ ટકી શકશે નહીં. એટલે ગાંધીજીએ તે લોકોને પોતાની કોટડીઓ બંધ કરી પોતાની સાથે ફક્ત પહેરવા ઓઢવાનું લઈને નીકળી આવવાની સલાહ આપી. આ સલાહ સાંભળી હજારો સ્ત્રીપુરુષો પોટલાં લઈ લઈને તૈયાર થયાં. આ બધાં ન્યૂકેસલમાં ભેગાં થયાં. તેમને પ્રથમથી જ સમજાવેલું કે, હડતાળ પાડશો એટલે જેલમાં જવાની તૈયારી કરવી પડશે; જેલમાં તો ગમે તેવાં દુઃખ આપશે તે બધુંયે સહન કરવું પડશે; આ બધું સહન કરવાની શક્તિ ન હોય તે સામેલ ન થાય, અને કામે પાછા પણ વળગે. પણ તેમાંનો કોઈયે એવો નબળો ન નીકળ્યો. તેમણે તો એમ જ કહ્યું કે, "તમે જ્યાં સુધી લડશો ત્યાં સુધી અમે થાકવાના નથી." પણ આવા ભેગા થયેલા માણસો માટે શું કરવું? તેમને પણ પ્રથમની સોળ જણની ટુકડીની જેમ સરહદ ઓળંગાવી હોય તો સરકાર પકડશે. અને આવી નાની નાની અનેક ટુકડીઓ આમ પકડાય. પણ વિશેષ વિચાર કરતાં એ વિચાર ભૂલભરેલો લાગ્યો. તેમાં વિલંબ થવાનો, અને સરકાર ન પકડે એવો પણ ભય હતો. ત્યારે આ માણસોનું ટોળું એક જગાએ બેસાડી મૂકવું? તેથી તો તેઓ ઉત્પાતરૂપ થઈ પડે. તેમાં અનેક વૃત્તિના માણસો હતા, ચોરીના ગુના કરેલા હતા. ખૂનના ગુનેગાર હતા, વ્યભિચારના ગુનેગાર હતા. દારૂના વ્યસનમાં ચકચૂર રહેનારા પણ હતા. આવા બધા માણસોના મોટા સમૂહને સુલેહશાંતિમાં વધુ વખત રાખવું મુશ્કેલ હતું. એટલે ગાંધીજીને એક અજબ વિચાર સૂઝ્યો. બધાયે માણસોની એક કૂચ ટોલ્સ્ટૉય ફાર્મ તરફ લઈ જવી. ત્યાં જતાં સરહદ ઉપર વૉલ્કરસ્ટ આગળ બધાંને પકડશે તોપણ સારું; અને કેદ જવા દેશે તો પાંચ હજાર માણસો સરકારને પડકાર આપીને કાયદો તોડે છતાં સરકાર તેમને કાંઈ ન કરે, તો એ કાયદાની કિંમત ક્યાં રહી? વળી આવી જબરી કૂચથી ઊહાપોહ અને જાગૃતિ પણ ભારે થવાની. તેમણે એ વિચાર બધાને જણાવ્યો. બધાએ સંમતિ આપી. ગાંધીજીએ કૂચમાં જોડાતાં બધાં ભાઈઓ અને બહેનો માટે નીચેની શરતો મૂકી:

૧. કોઈએ દારૂ પીવો નહીં, અને બીડી વગેરે વ્યસનની ચીજો માટે પૈસો માગવો નહીં.

૨. રસ્તામાં ચોરી કે તોફાન કરવું નહીં.

૩. જ્યાં મુકામ કરવાના હોય ત્યાં આકાશને છાપરું અને પૃથ્વીને પથારી સમજીને વર્તવું.

૪. ખાવાની સગવડ કરવામાં આવશે, છતાં જે વખતે જે અને જેટલું મળે તેટલાથી સંતોષ માનવો પડશે.

૫. મુકરર કરેલી જગાએ પહોંચતાં પહેલાં કે પછી ગાંધીજીને પકડે તો શાંતિ રાખી તેમની જગાએ જે નિમાય તેમના કબજામાં રહી તે કહે તે પ્રમાણે વર્તવું.

૬. બધાંને કે થોડાને પોલીસ પકડવા આવે તો વિના તકરારે રાજીખુશીથી પોલીસને આધીન થઈ જવું.

૭. આમ કરતાં પોલીસ જુલમ કરે અને કદાપિ મારફૂટ કરે તો તે પણ સહન કરી લેવું, પણ સામા ન થવું તેમ જ સામો ઘા ન કરવો.

ઉપરની બધી શરતો તેમણે કબૂલ કરી. છેલ્લી શરત તેમાંના કેટલાકને આકરી લાગી, છતાં સૌ સરદારને તાબે થયા. પછી કૂચની શરૂઆત થઈ. રંગબેરંગી પહેરવેશવાળા, હજારો માણસો, અભણ, અજ્ઞાન, કાંઈક જંગલી જેવા, વ્યસની, નીતિ કે અનીતિનું બહુ ભાન નહીં, ચારિત્ર શું, ધર્મ શું, તેનું પણ મોટે ભાગે ભાન નહીં, એવા હજારો માણસોનું ટોળું ચાલ્યું. ચામથી વીંટાળેલા મૂઠી હાડકાંના હાડપિંજરના એક અલૌકિક પુરુષના હાથમાં બધાની દોરી હતી. તેની પાસે કાંઈ સત્તા નહોતી. ખાલી પ્રેમ હતો. તે સરદાર હોવા છતાં સરદાર ન બન્યો, પણ સેવક બન્યો; તેણે સરદારી ન કરી પણ સેવા કરી જાણી. બધાંઓની પોતે સેવા કરી તેમને સેવક બનાવ્યા. પછી કોઈ કોઈને ભારે ન પડ્યા. આ પ્રેમ અને સેવા-ભાવનાના અપ્રતિમ બંધનથી માનવસમુદ્ર આ પુરુષની મર્યાદામાં રહ્યો. જ્યાં મુકામ થાય ત્યાં ઢગલાબંધ અનાજના થેલા પડ્યા જ હોય. વેપારીઓએ પણ ગજબ કર્યો. જેટલી જરૂર હોય તેના કરતાં અનેકગણું અનાજ અને ખોરાક તૈયાર જ રાખે. જ્યાં મુકામ હોય ત્યાં મસ્જિદના

ચોગાનમાં રંધાય અને પાંચે હજારને ભાગે પડતું ખાવાનું ગાંધીજી વહેંચી આપે. ઓછું પડે, વધારે પડે, સારું હોય, નઠારું હોય, કાચું હોય, પાકેલું હોય, પણ ગાંધીજીને હાથે વહેંચાયેલું ખાવાનું લઈ અતિ સંતોષથી સૌ આરોગે અને કાંઈ પણ ફરિયાદ કે ટંટા સિવાય આગળ ધપ્યે જાય. ન્યૂકેસલથી ઊપડી ચાર્લ્સટાઉન ગામ આવ્યું ત્યાં મુકામ વધારે કરવો પડ્યો. આ ગામ નાતાલની સરહદનું છે. તેની પછી જે ગામ આવે તે ટ્રાંસવાલની સરહદનું છે એટલે ટ્રાંસવાલની હદમાં દાખલ થાય તે પહેલાં સરકારને જણાવવું ગાંધીજીને યોગ્ય લાગ્યું. ગાંધીજીની મર્યાદા અને વિવેકદૃષ્ટિએ અનેક ગેરસમજૂતો અને અનર્થોમાંથી તેમને બચાવ્યા છે. આ ગામમાં મુકામ કરીને ગાંધીજીએ ટ્રાન્સવાલની સરકારને નીચેનો સંદેશો મોકલ્યો :

"અમે ટ્રાન્સવાલમાં નિવાસ કરવાના હેતુથી પ્રવેશ નથી કરવા માગતા. અમારો પ્રવેશ સરકારના વચનભંગ સામે અમલી પોકાર છે; અને અમારા સ્વમાનભંગથી થતા દુ:ખની શુદ્ધ નિશાની છે. અમને તમે અહીં જ ચાર્લ્સટાઉનમાં પકડી લેશો તો અમે નિશ્ચિંત થઈશું. તમે તેમ નહીં જ કરો ને અમારામાંના કોઈ છાની રીતે ટ્રાન્સવાલમાં દાખલ થઈ જશે, તો તેને સારુ અમે જોખમદાર નહીં રહીએ. અમારી લડતમાં છાનું કંઈ જ નથી. વ્યક્તિગત સ્વાર્થ કોઈને સાધવો નથી. કોઈ છાનો પ્રવેશ કરે તે અમને ન ગમે. પણ જ્યાં હજારો માણસોની સાથે કામ લેવાનું છે અને જ્યાં પ્રેમ સિવાય બીજું બંધન નથી, ત્યાં કોઈના કાર્યને વિષે અમે જવાબદાર નહીં થઈ શકીએ. વળી એટલું પણ જાણજો કે, જો તમે ત્રણ પાઉન્ડનો કર કાઢી નાખો તો ગિરમીટિયા પાછા કામે વળગશે અને હડતાળ બંધ થશે. અમારાં બીજાં દુ:ખો મટાડવા સારુ તેમને અમે સત્યાગ્રહમાં નહીં જોડીએ."

સરકારને આમ સંદેશો મોકલ્યો એટલે કોઈ પણ ક્ષણે સરકાર પકડે એમ હતું. પણ તેવું કાંઈ જણાયું નહીં. તેડુંયે ન આવ્યું અને પત્ર પણ ન આવ્યો. પાંચ હજારની વસ્તીવાળા ચાર્લ્સટાઉન ગામમાં બીજાં પાંચ હજાર માણસો લઈને વધારે વખત પડી રહેવું

એ સહીસલામત નહોતું. આપણી હાજતો પણ કાંઈક વિચિત્ર. સ્વચ્છતા સાચવી ન શકીએ, આપણી રહેઠાણની કે જાહેર જગા સ્વચ્છ ન રાખી શકીએ; આ બધી કુટેવોને કારણે પણ વધુ સમય અસ્થિરપણે રહેવાથી ઉપદ્રવ થવાનો સંભવ હતો. એટલે ગાંધીજીએ ટ્રાન્સવાલની હદ ઓળંગવાની તૈયારી કરી. તૈયારી કરતાં પહેલાં પાછો ગાંધીજીએ વિવેક દાખવ્યો. જનરલ સ્મટ્સના સેક્રેટરીને ટેલિફોનથી હકીકત જણાવી. પણ અડધી જ મિનિટમાં ગાંધીજીને તોછડો જવાબ મળ્યો કે, "જનરલ સ્મટ્સ તમારી સાથે વાત કરવા પણ નથી ઇચ્છતા; તમારી ઇચ્છા આવે તેમ કરજો." હવે તો સરકારની તરફનું નાહી નાખવું રહ્યું. કૂચ શરૂ થઈ. રસ્તામાં અનેક હરકતો નડી. બધાંને જોહાનિસબર્ગની પાર ટૉલ્સ્ટૉય ફાર્મમાં પહોંચવાનું હતું. રસ્તામાં જે કોઈ માંદું પડે તેને ગાડીમાં વિદાય કરે. બધાંને ગાડીમાં લઈ જવાનું પાલવે પણ નહીં. એટલે આ વાનાળુ સંઘ ચાલવા માંડ્યું. રસ્તામાં બે બાળક મરણશરણ થયાં. એક બાળકને શરદીનો તાવ આવ્યો અને મરણ પામ્યું. બીજું બાળક એક નાનો પાણીનો ઝરો ઓળંગતાં તેની માતાના હાથમાંથી પડી ગયું, તણાયું, અને મરી ગયું. પણ તેથી કોઈ હાર્યું નહીં, કોઈ નિરાશ ન થયું. અને બધાં બોલી ઊઠ્યાં: "આપણે ગયેલાંનો શોક કરીએ તેથી કાંઈ તે પાછાં આવવાનાં હતાં? જીવતાંની સેવામાં જ આપણો ધર્મ છે." આમ સાધુ અને સાધ્વીઓની જમાત ચાલી. અંતે ટ્રાન્સવાલની હદ આવી. વૉલ્કસ્ટના નાળા પાસે ઘોડેસવાર પોલીસપાર્ટી ખડી હતી. તેઓ કાંઈ આ ટુકડીને રોકવા ઊભા નહોતા, પણ વૉલ્કસ્ટના ગોરાઓએ તોફાન માંડ્યું હતું. ગાંધીજી એ ટુકડી લઈને ટ્રાન્સવાલમાં દાખલ થાય તો બંદૂકો લઈને સામે જવાનો અને તોફાન કરી પાછા કાઢવાનો તેમનો ઇરાદો હતો. બે દિવસ પહેલાં ત્યાં એક સભા થયેલી. તેમાં ગોરામાત્રને આમંત્રણ દીધેલું. મિ. કૅલનબૅક ત્યાં જનારી ટુકડી માટે વ્યવસ્થા કરવા પહેલેથી ત્યાં ગયેલા. તે પણ સભામાં ગયા હતા. ખૂબ ગરમાગરમ ભાષણો થયાં અને સભાનો પારો ખૂબ ઊંચો ચડ્યો એટલે મિ. કૅલનબૅક ઊભા થયા.

તેમણે બધાની વક્ષણ સામે વિરોધ દર્શાવ્યો. તેમણે કહ્યું કે, "હિંદીઓ રાજકીય હક માટે લડતા નથી. તેઓ તો સામાજિક હક માટે લડે છે. તેઓ પોતાના સ્વમાન માટે લડે છે. તેમની લડત તદ્દન વાજબી છે. અને આટલા બધા ગોરાઓમાં હું એક એવો છું કે તમારી અમાનુષિક વૃત્તિ સામે પોકાર ઉઠાવું છું." આમ ખૂબ વિરોધ તેમણે કર્યો. ઘણા શરમાયા. કેટલાક દબાયા. કેટલાકે તો ગુસ્સે થઈ તેમને ગાળો ભાંડવા માંડી અને મારવા ઊપડ્યા. એક ભાઈએ તો મિ. કેલનબેકને દ્વંદ્વયુદ્ધ માટે આમંત્રણ પણ આપ્યું. મિ. કેલનબેકે તો, હરીફાઈમાં તેને પહોંચી વળે એવા પહેલવાન હોવા છતાં, બહુ શાંતિથી જવાબ આપ્યો કે, "મેં શાંતિધર્મ સ્વીકાર્યો ન હોત તો હું ઘણી ખુશીથી તમારું આમંત્રણ સ્વીકારત. છતાં તમારે મારા ઉપર જેટલા ઘા કરવા હોય તેટલા કરી શકો છો." અંતે બધા ઠંડા પડ્યા અને વેરાઈ ગયા. આ સભાને કારણે સરકારે ચેતીને આગળથી પોલીસપાર્ટી મોકલેલી. ગાંધીજીએ આ સભાની વાત અગાઉથી જાણેલી. તેમણે બધાંને ચેતવેલાં કે ન કરે નારાયણ અને વૉલક્રસ્ટના ગોરાઓ સામા ચઢી આવે તો કોઈ પણ જોખમે પાછા નહીં ભાગતાં આગળ જ ધપ્યાં કરવું. પણ વૉલક્રસ્ટ ગામ પસાર કરતાં એવું કાંઈ જણાયું નહીં. બધા ગોરાઓ આ યાત્રાળુઓનો સંઘ જોવા ઊભા રહેલા. બધો સંઘ વૉલક્રસ્ટ વટાવી આગળ ચાલ્યો અને ત્યાંથી આઠ માઈલ દૂર જઈ મુકામ કર્યો.

રાત્રીના અંધારામાં પોલીસ અમલદાર આવ્યા અને ગાંધીજીને ઉઠાડ્યા. કોઈ જાણે નહીં તેવી રીતે શ્રી પી. કે. નાયડુને આ બધા સંઘની જોખમદારી સોંપીને ગાંધીજી પોલીસ અમલદાર સાથે ગયા. નજીકના સ્ટેશને ગાડીમાં બેસી વૉલક્રસ્ટ ગયા. ત્યાં કોરટમાં તેમના ઉપર બીજી સવારે કેસ ચાલ્યો. ગાંધીજીએ કોરટમાં મૅજિસ્ટ્રેટની પાસે નિવેદન કર્યું કે, "મારી દેખરેખ નીચે હજારો પુરુષો, સેંકડો સ્ત્રીઓ, અને નાનાં બાળકો છે. તેમને નિરાધાર જંગલમાં મૂકીને મને પકડવામાં આવ્યો છે. તેથી સરકારે મને પકડવો જ હોય તો એ બધાંને કાં તો જોહાનિસબર્ગ પાસેના ટૉલ્સ્ટૉય ફાર્મમાં

પહોંચાડી દેવાં જોઈએ, અગર તે સર્વને પકડવાં જોઈએ. તેમાંનું કાંઈ સરકાર ન કરી શકે તો તેઓ ટોલ્સ્ટોય ફાર્મમાં પહોંચી જાય ત્યાં સુધીની મને મુદત મળવી જોઈએ."

મૅજિસ્ટ્રેટે ગાંધીજીની આ માગણી કબૂલ કરીને તેમને જામીન પર છોડયા અને તે પાછા કૂચમાં સામેલ થઈ ગયા. વળી કૂચ ચાલુ થઈ. સ્ટૅન્ડરટન ગામ પાસે બધો સંઘ આવ્યો ત્યાં ગાંધીજીને પાછા પકડયા. સાથે કેટલાક સાથીઓને પકડયા. સ્ટૅન્ડરટનના મૅજિસ્ટ્રેટે પણ ગાંધીજીને પ્રથમના જ કારણસર મુક્ત કર્યા. વળી કૂચ આગળ ચાલી. જોહાનિસબર્ગ લગભગ પહોંચ્યા. હેડલબર્ગ નામના સ્ટેશન પાસે વળી ઇમિગ્રેશન અમલદાર જઈ પહોંચ્યા અને ગાંધીજી ઉપર નાતાલના ડંડી ગામના મૅજિસ્ટ્રેટ તરફનું વૉરન્ટ બજાવ્યું. આ સમયે મિ. પોલાક હિંદમાં ડેપ્યુટેશનના સભ્ય તરીકે જતાં જતાં ગાંધીજીને મળવા ગયેલા. હિંદની પ્રજા પાસે આ લડતની બધી હકીકત મૂકવા માટે શ્રી ગોખલેજીએ મિ. પોલાકને હિંદમાં આવવા સૂચવેલું. મિ. પોલાક પોતાનો મુસાફરીનો બધો સામાન ડરબન મોકલી કૂચમાં ચાલતા ગાંધીજીને મળવા અને તેમની કેટલીક સલાહ મેળવવા ગયેલા. એ જ વખતે ગાંધીજીને ત્રીજી વખત પકડવામાં આવ્યા. ગાંધીજીએ મિ. પોલાકને કહ્યું કે, "હવે તો આપણું સાચું ડેપ્યુટેશન અહીં જ હોય. તમે જ મારી જગા લો." મિ. પોલાકે ગાંધીજીની જગા લીધી. ગાંધીજીને ડંડી લઈ જવામાં આવ્યા. ત્યાં તેમના ઉપર ખાણોના મજૂરોને કાઢી જવાનો આરોપ હતો તેમાં તેમને નવ માસની સજા થઈ. ત્યાંથી તેમને વૉલક્રસ્ટ લઈ ગયા. ગાંધીજીને પકડયા પછી તુરત જ સંઘમાંનાં બધાંઓને હેડલબર્ગ સ્ટેશને પકડાયેલાં જાહેર કર્યાં, અને બે સ્પેશિયલ ટ્રેનો તૈયાર રાખેલી તેમાં બધાંને બેસાડી પાછાં ન્યૂકેસલની સૌ સૌની ખાણોમાં મૂકી દીધાં. ખાણોને જેલપ્રદેશ જાહેર કરી ત્યાં તે બધાંને રાખ્યાં.

મિ. પોલાકને પણ છૂટા મૂકી હિંદુસ્તાન જવા દેવાનું સરકારને રુચ્યું નહીં. એટલે તેમને પણ પકડયા. મિ. કૅલનબેક પાછળની

ટુકડીની સરદારી લઈને કૂચ કરતા હતા. તેમને પણ બધાં સાથે પકડ્યા. આમ બન્ને મિત્રોને પણ વૉલક્રસ્ટ લઈ જવામાં આવ્યા. વૉલક્રસ્ટની જેલમાં ગાંધીજી, મિ. પોલાક અને મિ. કૅલનબૅક ભેગા થયા. પણ એ ત્રણેયને સાત દિવસ જ ત્યાં સાથે રહેવા દીધા. ગાંધીજીને ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટના બ્લોમફોન્ટીન શહેરની એકાંત જેલમાં મૂક્યા, મિ. પોલાકને જરમિસ્ટનની જેલમાં મૂક્યા, અને મિ. કૅલનબૅકને પ્રિટોરિયાની જેલમાં મૂક્યા. આમ બધાયે ટુકડીઓને તેના સરદારો સાથે પકડીને સરકારે કૂચના હિંદી મજૂરોને સૌ સૌની ખાણોમાં વિદાય કરી, તેને જેલની હદ જાહેર કરી, ઍરેકોને જેલ બનાવીને ત્યાં રાખ્યા.

## ૧૦

## 'પુરાણી સંસ્કૃતિના પ્રતાપ'

નાતાલના ઉત્તર ભાગના પ્રદેશમાં જે જાગૃતિ થઈ અને લડત જામી તે ગયા પ્રકરણમાં આપણે જોઈ ગયા. પણ હિંદી વસ્તી તો આખા નાતાલમાં પથરાયેલી છે. નાતાલના વાયવ્ય અને નૈઋત્ય પ્રદેશમાં શેરડીનો પાક ખૂબ થાય છે, અને બધો પ્રદેશ જાણે એક અલૌકિક બગીચો હોય તેમ કલ્લોલી રહ્યો છે, અને તે હિંદીઓના પરસેવાના પ્રતાપે રમણીય બન્યો છે. વળી ઉત્તરના હિંદી ખેડૂતો કરતાં આ નૈઋત્ય અને વાયવ્ય ભાગના હિંદી ખેડૂતો વધારે સંસ્કારી અને હોશિયાર છે. ગિરમીટિયા મજૂરોની દશા તો બધેય સરખી. ગાંધીજીની ધારણા હતી કે, ન્યૂકૅસલ તરફના હિંદીઓની હડતાળ અને તેને લીધે થયેલી જાગૃતિ તથા લડતને મળેલું જોશ લડતનો ફતેહમંદ અંત લાવવાને પૂરતાં હતાં. વળી આખા નાતાલમાં હડતાળ બધેય ફેલાય તો તેને પહોંચી વળવું પણ મુશ્કેલ થઈ પડે. લગભગ ૫૫-૬૦ હજારની ગિરમીટિયાની સંખ્યા હતી. તે બધા હડતાળે ચઢે તો તેમને શાંતિમાં રાખવા, તેમની હડતાળને નિભાવવાને

ખોરાકીનો બંદોબસ્ત કરવો. તે માટે જોઈતી આર્થિક મદદ, પૂરતા સેવકો, વ્યવસ્થા કરવા જોઈતા જોખમદાર માણસો, એ બધાની પણ જરૂર પડે. પણ તેમાંનું ગાંધીજી પાસે કંઈ નહોતું. જે કાંઈ હતું તે કરેલા કૂચને પહોંચી વળવા બસ હતું. ગાંધીજી પાસે જે કાર્યકર્તાઓ હતા તેમને તો સરકારે ગાંધીજીની સાથે કે આગળ પાછળ પકડી લીધા હતા. હવે તો શ્રી કાછલિયા શેઠ આખા ટ્રાંસવાલની હિલચાલ ઉપર દેખરેખ રાખનાર એક જ હતા. મિસ શ્લેશિન ટ્રાંસવાલની હદ ઓળંગવાની વ્યવસ્થા કરનાર અને આખી લડતનો વિગતવાર હિસાબ રાખનાર એક જ હતાં. ઇન્ડિયન ઓપીનિયન તો લડતનું અમૂલ્ય વાજિંત્ર હતું. તેના ગુજરાતી વિભાગની જોખમદારી ઉપરાંત આશ્રમમાં રહેતાં નાનાં છોકરાંઓની દેખરેખ રાખનાર તેમ જ અનેક બાજુનો વિચાર કરી અનેક કામોની ચોક્કસ વ્યવસ્થા કરનાર ફક્ત શ્રી મગનલાલ ગાંધી એક જ હતા. ઇન્ડિયન ઓપીનિયન ના અંગ્રેજી વિભાગની જોખમદારી ઉપરાંત ચાલુ લડતની બધી બાતમી તાર કે પત્ર મારફતે હિંદમાં શ્રી ગોખલેજીને મોકલનાર તથા બધી હિલચાલની વિગતવાર સત્ય બાતમી મેળવી તેને યોગ્ય પ્રસિદ્ધિમાં મૂકનાર શ્રી વેસ્ટ એક જ હતા. આમ ગણતર માણસો જ બહાર રહ્યા હતા. એમનાથી શું બની શકે? છતાં ગાંધીજી પકડાયા. શ્રી કેલનબેક અને શ્રી પોલાક પકડાયા બધાયે જાણીતા અને કસાયેલા યોદ્ધાઓને સરકારે કારાગૃહમાં પૂર્યા અને નિરાંતનો દમ લીધો હશે કે, "હવે શાંતિ થઈ જશે." પણ રાષ્ટ્રીય જાગૃતિ કાંઈ એકલો માણસ જ કરી શકે છે! માણસોની — તેમના કહેવાતા નેતાઓની પાછળ કોઈ અલૌકિક પીઠબળ હોય છે તે અજબ કામ કરે છે. ગાંધીજીને એવી એકાંત જેલમાં પૂરેલા કે તેમના વિચારનો ચેપ સરખો પણ હિંદી આલમને પહોંચી ન જાય; પણ ગાંધીજીને પકડયા પછીનું અઠવાડિયું તો સત્યાગ્રહની જ્વાળાઓથી સળગતું જણાયું. અમઝીન્ટો. સ્ટેન્ગર, વેટલમ વગેરે પરગણાંમાં વીજળીવેગે ન્યૂકેસલના મજૂરોના યાત્રાસંઘની કથા ઘેરઘેર પહોંચી ગઈ. કોઈ દિવસ ગાંધીજીનું નામ સરખું નહીં સાંભળ્યું હોય, ગાંધીજી કોણ

અને કેવા છે તેનો ખ્યાલ સરખો નહીં હોય, એવા હજારો અજ્ઞાન, કાંઈક જંગલી વાતાવરણમાં રચ્યાપચ્યા ગિરમીટિયા મજૂરોનાં હૈયાં ઊછળ્યાં: "ગાંધી રાજા જેલમાં કેમ ગયા? તેમનાં રાણી જેલમાં કેમ ગયાં? તેમના કુંવરો જેલમાં કેમ ગયા? સરકારે આ રાજા જેવા માણસને તેમના કુટુંબ સહિત કારાવાસ કેમ આપ્યો? આપણે માટે? ત્રણ પાઉન્ડનો કર નાબૂદ કરવા માટે?" આવી સીધી, સરળ સમજથી તેઓ દોરાયા. તેમને બીજું કોઈ દોરનાર ન હતું, કોઈ સમજાવનાર નહોતું, કોઈ ઉશ્કેરનાર નહોતું. સૌ સૌની કોઠીના માણસોએ ભેગા થઈને હડતાળ પાડવાના ઠરાવ કર્યા. હડતાળો પાડી. એટલું બસ નહોતું; કેટલીક કોઠીઓમાંથી બસો બસો હિંદી મજૂરો હડતાળ પાડીને પરગણાની કચેરીના ચોકમાં જઈને બેસે. પોલીસને અને મૅજિસ્ટ્રેટને પોતાને પકડવાને પડકાર આપે: "અમને શિક્ષા કરો, અમને જેલમાં મોકલો, અમે ગિરમીટનો કાયદો તોડ્યો છે; અમે ગિરમીટિયા મજૂરો છીએ, છતાં હડતાળ પાડી અમારા માલિકની રજા સિવાય ભાગી આવ્યા છીએ; માટે અમારા ઉપર કામ ચલાવી અમને જેલમાં મોકલો." આમ નીડરતાથી બોલ્યા કરે પોલીસો ચાબુક લઈને ફરી વળે, કેટલાકને મારે, પણ તેઓ ઊઠે જ નહીં. મૅજિસ્ટ્રેટ કહે: "તમે કાંઈ ગુનો કર્યો નથી. તમે ચાલ્યા જાઓ." જવાબમાં તેઓ બોલે: "અમારા ગાંધી રાજા અને તેની રાણી તથા કુંવરોએ શો ગુનો કર્યો હતો? અમને પણ તેમની સાથે જેલમાં મોકલો, અગર તેમને છોડો." અંતે મૅજિસ્ટ્રેટ કાંઈ પણ કહે: "જાઓ તમને એક અઠવાડિયાની જેલની સજા કરવામાં આવે છે." પેલું ટોળું આગ્રહ કરે કે: "નહીં ત્રણ ત્રણ માસની કરો." છેવટે મૅજિસ્ટ્રેટ થાકીને બધાને એક એક માસની સજાનો હુકમ કરી બધાનાં નામ વગેરે લખી પોલીસને સોંપી દે. પોલીસ તે બધાને જેલમાં મોકલી આપે, જેલના દરવાજામાં પેસતાં "ગાંધી રાજાકી જય, વંદેમાતરકી જય" બોલી આખી જેલ ગજાવે. આમ નાતાલની નાનીમોટી જેલો જયનાદોથી ગાજી રહી. બીજી બાજુ ગોરા ગૃહસ્થને ત્યાં, ગોરા વેપારીને ત્યાં કે ગોરાની કોઈ સંસ્થામાં

નોકર તરીકે કામ કરતા દરેક હિંદીએ પોતાનું કામ છોડવા માંડ્યું. આવા લોકો તો આવી સ્થિતિમાં પોતાના પગ પર ઊભા રહી શકે તેવા સ્વતંત્ર હોય, પણ ગિરમીટિયા હડતાળિયાઓનું શું? ડરબનની આજુબાજુ પચાસ સાઠ માઈલના વિસ્તારમાં હડતાળ છવાઈ રહી. દરરોજ હડતાળના અવનવા સમાચાર આવવા લાગ્યા અને એને પહોંચી વળવાને જે ગૃહસ્થોની સહેજ આશા રાખી ન શકાય તેવા અનેક ગૃહસ્થો સેવક તરીકે બહાર આવ્યા. વેપારીઓ પણ બેસી ન રહ્યા. હજારો હડતાળિયાઓને ખોરાક આપવાને પૂરતો દાણો વેપારીઓએ આપ્યો. સેવકો દાણાની લારીઓ ભરી ભરીને આખા પ્રદેશમાં ફરી વળ્યા; કોઈને ભૂખ્યા ન રાખ્યા. હજારોએ તો આવા દાણા લેવાની ઇચ્છા નહીં કરેલી અને હડતાળમાં ઠેઠ સુધી મક્કમ રહેવાનો નિશ્ચય કરેલો. બધી કોઠીઓ સૂની સૂની થઈ રહી. ખેતીનાં, ખાંડનાં કારખાનાંનાં કે બીજા ધંધાદારીઓનાં બધાં કામ અટકી પડ્યાં.

આમ નાયક વિના પણ લડતમાં સત્યાગ્રહના નિયમને તેઓ ચુસ્તપણે વળગી રહ્યા. ડરબનમાં હડતાલ શરૂ થઈ. ખાનગી ઘરોને બારણે બારણે પિકેટિંગ ગોઠવાયું, છતાં તેમાં વિવેક સચવાયો. દવાખાનામાં, દરદીઓની માવજતમાં, અને મ્યુનિસિપાલિટીમાં સ્વચ્છતાના કામમાં જે હિંદી મજૂરો કે નોકરો હતા તેમને પોતાનું કામ છોડવાની મના કરવામાં આવી. આની અસર ગોરાઓમાં પણ સરસ થઈ. આપણી મર્યાદાશીલ વૃત્તિથી આપણું નિશ્ચયાત્મક બળ વધ્યું. વ્યવસ્થા સરસ થઈ. આ નિરંકુશ હડતાળમાં પણ નૈતિક નિયમન સચવાયું. સરકારથી આ બધું કેમ સહન થાય? તેનાથી બને તેટલું બળ તેણે અજમાવ્યું. જુલમ પણ ખૂબ કર્યો. હડતાળિયાઓ તોફાન કરે એવા પ્રસંગો પણ ઉપસ્થિત કર્યા. તોફાન થશે એવી આશાથી બધી સામગ્રી તૈયાર રાખેલી. હજારોનો ખોડો કાઢી નાખી, ભવિષ્યમાં કોઈ પ્રસંગે હિંદી પ્રજા કોઈ પણ ચળવળ કરવા શક્તિમાન ન રહે એવી રીતે તેને કચડી નાખવાને સરકારે તૈયારી કરેલી. પણ તેનું ધાર્યું ધૂળ વાળ્યું. આવે સમયે પણ, હડતાળિયાઓએ પથરા

માર્યો, એવાં કારણ જણાવી ગોળીબાર કરવાના તેમ જ તેમના ઉપર જંગલી અત્યાચાર કરવાના પ્રસંગ પોલીસોએ ઊભા કર્યા. તેમાં ચારેક ગરીબ મજૂરોનાં ખૂન થયાં. કેટલાક ઘાયલ થયા. બિનકેળવાયેલા, વ્યસની, અજ્ઞાન, અને ચારિત્ર્યહીન ગણાતા આ મજૂરોએ શું શું સહન કર્યું તેનું એક સુંદર બ્યાન એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે પોતાની આંખે જોયેલું અને પોતે વર્ણવેલું અહીં લખી નાખું, તો હું જે કહેવા માગું છું તે કહી દેવાશે.

લડતનો પ્રતાપ યુનિયન સરકારથી સહન ન થયો. તેણે સમાધાની કરવા કમિશન નીમ્યું. બધા આગેવાનોને છોડ્યા. સત્યાગ્રહીઓને પણ છોડ્યા. તે દરમિયાન હિંદુસ્તાનથી દીનબંધુ ઍન્ડ્રૂઝ અને તેમના મિત્ર મિ. પિયર્સન ત્યાં ગયેલા. દીનબંધુ ઍન્ડ્રૂઝ તો ગાંધીજીની સાથે પ્રિટોરિયા ગયેલા. પણ તે દરમિયાન મિ. પિયર્સન ફિનિક્સ આશ્રમમાં અમારી સાથે રહેલા. ફિનિક્સથી માઈલ દોઢ માઈલ દૂર ઝૂલુ યુવાન અને યુવતીઓને ચાલુ પ્રગતિના જમાનાને માટે તૈયાર કરવામાં આવે છે. ખેતી, સુથારી, લુહારકામ, ગોચીકામ, તેમ જ શિક્ષણના અલગ અલગ ભાગનું જ્ઞાન આપી દરેક યુવક યુવતીને ભાવિ જીવન માટે તૈયાર કરે છે. આ સંસ્થાના સ્થાપક અને વ્યવસ્થાપક જેમ્સ ડૂબે અને જૉન ડૂબે નામના ગ્રૅજ્યુએટની પદવી ધરાવતા બે સેવાભાવી ભાઈઓ છે. અમેરિકાના નિગ્રો આ સંસ્થાને પોતાની સંસ્થા ગાની ઘણી સારી મદદ કરે છે. આ બંને ભાઈઓ દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓની મહાસભાના માજી પ્રમુખ પણ છે અને તેની બધી પ્રવૃત્તિ તેઓ જ ચલાવે છે. આ સંસ્થાને, 'નાન્દા ઇન્સ્ટિટ્યૂશન' કહે છે. તેના કાર્યકર્તાઓ ફિનિક્સ આશ્રમ સાથે સારો સંબંધ રાખતા. અમેરિકન હબસી બાઈ મિસ બ્લૅકબર્ન છાત્રાલયનાં સુપરિન્ટેન્ડન્ટ હતાં. તે તો ફિનિક્સ આશ્રમમાં વારંવાર આવતાં. ત્યાં દક્ષિણ આફ્રિકાના ઝૂલુ લોકો તરફથી એક અઠવાડિક પત્ર પણ ચાલતું હતું. અંગ્રેજી લિપિમાં ઝુલુ ભાષામાં આ છાપું પ્રગટ થતું. આ સંસ્થા જોવાની મિ. પિયર્સને પોતાની ઇચ્છા જણાવી. અમે બંને ત્યાં એક દિવસ ગયા. બધી સંસ્થાની કાર્યવાહી

જોઈ અને પછી ઝૂલુ લોકોની સ્થિતિ સંબંધે જાણવાને મિ. જોન ડૂબે પાસે અમે બેઠા. સામાજિક અને આર્થિક સ્થિતિ સંબંધે વાત કરતાં કરતાં રાજકીય વિષયમાં ઝૂલુ લોકોની શી દશા છે, તે જાણવાને મિ. પિયર્સને પૂછ્યું : "રાજકીય હકો સરકાર તરફથી તમને કાંઈ છે કે નહીં?"

"કાંઈ નહીં. તેમાં તો હિંદીઓ કરતાં પણ અમારી દશા બૂરી છે. જ્યાં સમાનતાનો અંશ ન હોય ત્યાં રાજદ્વારી સમાનતાની વાત જ શાને કરવી?"

મિ. પિયર્સન ભવાં ચડાવી બોલ્યા : "એ તો ભારે અન્યાય કહેવાય. તમે તો આ ભૂમિના મૂળ માલિક છો. તેના વહીવટમાં તમને યોગ્ય હિસ્સો ન મળે તે તો તમને ભારે અન્યાય ગણાય."

મિ. જોન ડૂબેએ જવાબમાં કહ્યું : "ન્યાય અન્યાયની વાત શાને કરો છો? મારા લોકો માનવજાતના છે કે નહીં તેની પણ અહીંના ગોરાઓને શંકા છે. તેઓ તો અમને માનવી તરીકે પણ ગણતા નથી."

"ત્યારે તમે ગોરી પ્રજાની આ વૃત્તિ સામે કાંઈ હિલચાલ કરતા નથી? આમ વેદિયાં ઢોર પેદા કરવાથી તમે તમારી કોમનું શું હિત સાધી શકશો?" મિ. પિયર્સન સ્વતંત્ર જુસ્સાથી બોલ્યા.

"અમે શી હિલચાલ કે ચળવળ કરીએ?" મિ. જોન ડૂબેએ નિરાશાથી કહ્યું.

"હું તો જોઉં છું કે, અહીંના અજ્ઞાન અસંસ્કારી ગિરમીટિયા મજૂરોને થોડી જ મુદતમાં અમુક વાતાવરણમાં ગાંધીજીએ કેળવી દીધા અને પોતાના હક માટે અને પોતાને થતા અન્યાય સામે સત્યાગ્રહની લડતમાં જોડી દીધા. પ્રજાસમૂહ કેળવવાનો તે સારામાં સારો રસ્તો છે. તમે પણ આવી હિલચાલ ઉપાડો તો તમારી પ્રજા તૈયાર થાય. તમારે તમારા જન્મસિદ્ધ હક માટે સરકાર સામે લડવું જોઈએ. સત્યાગ્રહ અને શાંત રસ્તે લડીને પ્રજાને આ ગોરા લોકો સામે અને ગોરી સરકાર સામે નીડર બનાવવી જોઈએ."

મિ. પિયર્સન નિખાલસ અને માનવપ્રેમી હૃદયના ઉમળકાથી બોલ્યા કે તુરત જ મિ. જોન ડૂબે ઊંઘમાંથી જાગ્યા હોય તેમ ટટ્ટાર થયા અને બોલ્યા :

"હા, મિ. પિયર્સન, તમારું કહેવું હું સમજુ છું; મેં તેનો બહુ વિચાર કર્યો છે. હિંદીઓ ગાંધીજીની સરદારી હેઠે જે સત્યાગ્રહની લડત લડ્યા તેનો મેં ઘણી બારીકીથી અભ્યાસ કર્યો છે. અને મારી આંખોએ તે લડતના ઘણા પ્રસંગો જોયા છે. એ જોયા પછી તો, હું હિંદી મજૂરને જંગલી ગણીને તેના પ્રત્યે ઘૃણાની દૃષ્ટિથી પહેલાં જોતો હતો, તેને બદલે હવે હિંદીમાત્ર પ્રત્યે મને માનવૃત્તિ પેદા થઈ છે. મિ. પિયર્સન, હિંદીઓ જેવું અમારાથી ન થાય. અમારામાં તે દિવ્ય શક્તિ નથી. મારી આંખ તે જોઈને હું તો હબકી ગયો છું. લડત ચાલતી હતી. એક દિવસ હું ડરબનથી આવતો હતો. ફિનિક્સ સ્ટેશને ઊતર્યો. અહીં આવતાં રસ્તામાં સ્ટેશનથી થોડેક દૂર એક ચોગાન આવે છે ત્યાં લગભગ પાંચસો હિંદી ટોળે થઈ બેઠેલા હતા. તેમની કોઠીમાં હડતાલ પાડી તેઓ ત્યાં આવેલા હતા. ગોરા મૅનેજરો, તેમના માણસો, ગોરા પોલીસો તેમની ચારેય બાજુ વીંટાઈ વળેલા હતા. હું તો અરધો કલાક ત્યાં થોભી ગયો કે શું થાય છે ! બેઠેલા હિંદીઓને બરડે કોરડા પડવા મંડ્યા. ગોરા લાકડીઓના સપાટા મારે અને કહે : "ઊઠો, કામ કરો; કામે વળગો છો કે નહીં ?" પણ કોઈ ઊઠે નહીં. કેવું સરખું હાલે નહીં, અને ઠંડે પેટે જવાબ આપે : "જ્યાં સુધી ગાંધી રાજા જેલમાં છે ત્યાં સુધી અમે કામ કરવાના નથી." કોરડા અને લાઠીઓથી ન પત્યું એટલે બંદૂકોના કુંદાનો ઉપયોગ થયો. પુરુષો સાથે સ્ત્રીઓ અને બાળકોને પણ તે વાગવા માંડ્યા. કેટલાક તો બૂમો પાડી રડ્યા કરે પણ ત્યાંથી ખસે નહીં. અંતે ઘોડેસવારો આવ્યા અને તેમના ઉપર ઘોડા દોડાવ્યા. "ઊઠો, નહીં તો કચડાઈ જશો." ઘોડા થોડા માણસોના પગ અને બરડા ઉપર ફરી વળ્યા. તેઓની ચામડી ઉતરડાઈ ગઈ. ઘોડાના પગના ઘા પડ્યા, પણ તેઓ ત્યાંથી ઊઠ્યા નહીં. એવામાં એક હિંદી મુકાદમને ત્યાં પકડી

લાવ્યા, જે તે મજૂરોનો આગેવાન ગણાતો હતો. તેણે તો હિંમતથી જવાબ આપવા માંડ્યો. તેના નીડર જવાબના ઇનામ તરીકે તેના પર ત્રાસ વરતાયો. હું તો તેના ઉપરનો જુલમ જોઈને ત્રાસી ગયો. એટલામાં એક પોલીસ અમલદારે મારી જાતના પોલીસને હુકમ કર્યો કે, "ભાલાથી તેને વીંધી નાખ. તું શું જુએ છે? એ બદમાશનાં જ બધાં કારસ્તાન છે." પેલા પોલીસે હુકમનો તુરત જ અમલ કર્યો અને પેલા મજૂરોના આગેવાનને ભાલાથી વીંધી નાખ્યો. સહેજ ઉશ્કેરણી ફેલાઈ તે બહાને ગોળીબાર કરી બીજા એક બેને વીંધ્યા. પેલો આગેવાન તો યમને દરબાર પહોંચ્યો. બીજા ઘવાયા, પણ જ્યાં બેઠેલા ત્યાંથી સહેજે ખસ્યા નહીં. હું તો ગોરાઓની આ ક્રૂરતાથી કંપતો અને હિંદી ટોળાની આ સહનશીલ દૃઢતાથી તાજુબી પામતો અહીં આવ્યો. મિ. પિયર્સન, મારા લોકોને આવા ભયંકર રસ્તે હું દોરું તો અમારું નિકંદન નીકળી જાય. હિંદી મજૂર ગમે તેવો અભણ, અજ્ઞાન, અસંસ્કારી અને જંગલી ભલે હોય, પણ હિંદી પ્રજાની પુરાણી સંસ્કૃતિના પ્રતાપે તે સંસ્કૃતિથી રંગાયેલું લોહી તેની રગોમાં વહે છે. ગાંધીજી જેવા આગેવાન મળવાથી તે સંસ્કૃતિ તાજી થઈ. તેમની મૂળ દૈવી શક્તિ પ્રગટી નીકળી અને અજબ સહનશક્તિ તેઓ દાખવી શક્યા. તેમની જગાએ મારા ભાઈઓ હોય તો તેમનો તામસી સ્વભાવ કોઈનાયે હાથમાં ન રહે. પોતાના બચાવની ખાતર પણ તેઓ સામનો કરે જ. અને અહીંના ગોરાઓને તો એટલું જ જોઈએ છે. મારા કોઈ ભાઈએ ઉશ્કેરાઈને કોઈ ગોરાને માર્યો એટલે બસ થઈ રહ્યું! એક જ ક્ષણમાં મારા હજારો ભાઈઓનો શિકાર થઈ જાય અને અમારું નિકંદન નીકળી જાય. અમારું ગજું સત્યાગ્રહની લડત લડવાનું નહીં. એમાં હિંદીઓની શક્તિ જ ટકી શકે."

મિ. પિયર્સન અને હું મિ. જોન ડૂબેના આ હૃદયદ્રાવક વર્ણનની વાક્ધારા સાંભળી ગળગળા થઈ ગયા. ઈશુ ખ્રિસ્તના સાચા અનુયાયી મિ. પિયર્સન હિંદીઓ માટે આંખ મીંચી ખુદાની દુવા માગતા ઊઠ્યા. એમ એ બન્ને ભાઈઓને મળી અમો આશ્રમમાં પાછા ગયા.

## ૧૧

# હિંદુસ્તાનની વહાર

ગયા પ્રકરણમાં જે બનાવ વર્ણવ્યો છે તેવા કેટલાક બનાવ નાતાલમાં બની ગયા. ફિનિક્સ આશ્રમની પણ પાકી કસોટી થઈ. આખી લડતનું કેન્દ્રસ્થાન ફિનિક્સ હતું એ તો જાણીતી વાત હતી. અને ઘણા ઉશ્કેરાયેલા ગોરા જમીનદારો અને પોલીસ અમલદારોની વક્રદૃષ્ટિ ફિનિક્સ ઉપર તો હતી જ. ફિનિક્સની ચારેય બાજુ જમીનદારોના રાફડા હતા જ. આશ્રમમાં મોટેરા બહુ નહોતા. શ્રી મગનલાલ ગાંધી અને મિસ વેસ્ટ હતાં. મિસ વેસ્ટનું પૂરું નામ મિસ આદાદેવી વેસ્ટ હતું. તે બહેન બહુ જ સરલ, ભલાં, માયાળુ, અને સેવાભાવી છે. આશ્રમમાં નાની ઉંમરનાં બાળકોની દેખરેખ રાખવાનું કામ તેમણે જ કર્યું. ખાવા કરવું, પીરસવું, વાસણ સાફ કરવાં વગેરે બધું કામ તે જ કરતાં. આ ઉપરાંત અંગ્રેજીનું શિક્ષણ વિદ્યાર્થીઓને આપવું, પ્રેસનું કામ કરવું, પ્રેસનો હિસાબ રાખવો, અને ખેતીનું કામ પણ કરવું,—આમ મિસ આદાદેવી વેસ્ટે ભારે સેવા બજાવી. છોકરાઓએ પણ લડતમાં આશ્રમમાં રહીને પૂરતો હિસ્સો આપ્યો. ભયભીત વાતાવરણમાં અઢી માઈલ દૂર સ્ટેશને ટપાલ લઈ જવી લાવવી, છાપાની નકલો નિયમિત પહોંચાડવી. સામાન લઈ જવો લાવવો, તેમ જ જ્યારે આજુબાજુના સેંકડો હડતાળિયા મજૂરો ફિનિક્સમાં આવી વસ્યા ત્યારે બધાને ખાવાનું પૂરું પાડવું, રહેવાની વ્યવસ્થા કરવી, વગેરે અનહદ મહેનત આ બહાદુર બાળકોએ નીડરપણે કરેલી. ફિનિક્સની સંસ્થા પણ એક યાત્રાના સ્થળ સમાન થઈ ગયેલી. સેંકડો હડતાળિયાઓનો જમાવ ત્યાં થઈ ગયેલો. વળી મિ. વેસ્ટ બધી હિલચાલના વિગતવાર હેવાલોના લાંબા તાર હિંદમાં શ્રી ગોખલેજીને મોકલતા એ કારણે સરકારને

મિ. વેસ્ટ પણ ખૂંચ્યા. ફિનિક્સ સંસ્થામાં જેઓ હતા તેઓએ જેલ જવા ઉમેદવારી ન જ કરવી એવી સૂચના પ્રથમથી જ હતી. પણ જ્યારે આમંત્રણ મળે ત્યારે કયો વીર તેનો અનાદર કરે ?

આમ નાતાલમાં ચારેય બાજુ સળગી ઊઠ્યું, ત્યારે હિંદુસ્તાને પણ કમાલ કરી. હિંદના વિશાળ ક્ષેત્ર ઉપર અનેક પક્ષો,—સામાજિક ક્ષેત્રના પક્ષો અને રાજકીય ક્ષેત્રના પણ પક્ષો,— આ બધા પક્ષો દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સત્યાગ્રહની લડતમાં પોતાનો હિસ્સો આપવામાં એકબીજાના હાથ મિલાવી લડતને મદદ કરવા મંડી પડ્યા. પૈસાનો તો વરસાદ વરસ્યો. શ્રી ગોખલેજીએ ધનાઢ્યો પાસે પૈસાની માગણી ન કરી, પણ પ્રજા પાસે હૃદયભેદક માગણી કરી, અને હિંદી જનતાએ તેનો કેવો સુંદર જવાબ આપ્યો ! તેમાં માલદારે આપ્યું. અને ગરીબ વૃદ્ધ વિધવાએ પણ આપ્યું. પુરુષે આપ્યું અને સ્ત્રીઓએ આપ્યું. યુવકોએ આપ્યું અને યુવતીઓએ પણ આપ્યું. બાળછાત્રાલયના બાળકોએ મિષ્ટાન્નનો ત્યાગ કરી તેમાં ખર્ચાતી રકમ પાંચ હજાર માઈલ દૂર જેલનાં દુઃખ ભોગવતા અને ગોળી સામે છાતી કાઢી ઊભા રહેતા પોતાના ગરીબ ભાઈઓની લડતમાં આપી. કાંગડી ગુરુકુળના અને શાન્તિનિકેતનના સેંકડો વિદ્યાર્થીઓએ આ લડતને મદદ કરવાને ગામડાંમાં ઉઘરાણું કરવા હાથમાં ઝોળી ધરી. હિંદુસ્તાનનો એક પણ ભાગ એવો નહીં હોય કે જ્યાં આ સત્યાગ્રહની લડતની વાત ન પહોંચી ગઈ હોય. હિંદુસ્તાનમાં એકેય જાહેર સેવક એવો નહીં હોય કે જેણે દક્ષિણ આફ્રિકાની સરકારના આ જુલમ પ્રત્યે પોતાનો વિરોધ જાહેર નહીં કર્યો હોય. શ્રી ગોખલેજી તો પથારીવશ હોવા છતાં આ કામમાં જ પાગલ જેવા બની ગયા. તેમણે રાત કે દિવસ ન જોયાં, અને દક્ષિણ આફ્રિકાની હરેક નાની હકીકત જાણી લઈ દેશને ખૂણેખાંચરે તેને પહોંચાડી દીધી. વળી તે વખતના વાઇસરોય લૉર્ડ હાર્ડિંગને પણ લડતની સંપૂર્ણ હકીકતથી શ્રી ગોખલેજી વાકેફ રાખતા. દેશનાં તમામ મોટાં ગામો અને શહેરોમાં સભાઓ થઈ. સભાઓમાં જાહેર ઉઘરાણાં થયાં, સખત વિરોધ થયા. લાહોરની એક પ્રચંડ સભામાં

દીનબંધુ સી. એફ. એન્ડ્રૂઝે તો શ્રોતાજનોને દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં દુઃખનાં વર્ણન કરીને કરુણ રસથી રડાવ્યા અને તેઓની વીરતાનું વર્ણન કરીને શ્રોતાજનોને ઉત્સાહિત કર્યાં. એ જ સભામાં દીનબંધુએ પોતાની જિંદગીની બચતના બે હજાર રૂપિયા દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ફાળામાં આપ્યા. કરોડોનો ધણી લાખ આપે તેના કરતાં દીનબંધુએ લાખોગણું આપ્યું: પોતાનું સર્વસ્વ આપ્યું. દીનબંધુની આવી તીવ્ર દિલસોજી જોઈ શ્રી ગોખલેજીએ મિ. વેસ્ટની ધરપકડની ખબર જાણતાં તેમની જગાએ કામ કરવા દીનબંધુ એન્ડ્રૂઝને મોકલવા વિચાર્યું. દીનબંધુ તૈયાર થયા. અને તેમની સાથે તેમના મિત્ર મિ. પિયર્સન પણ તૈયાર થયા. બન્ને જણ નાતાલ જવા નીકળ્યા. આખા દેશમાં વાતાવરણ એટલું ગરમ થઈ ગયું કે લૉર્ડ હાર્ડિંગ ચેત્યા, પ્રજાની તીવ્રતા પિછાની, અને પ્રજાના અવાજ સાથે પોતાનો અવાજ પણ સામેલ કરી હિંદના પ્રતિનિધિ તરીકેની પોતાની ફરજ અદા કરી. મદ્રાસના યાદગાર ભાષણમાં તેમણે દક્ષિણ આફ્રિકાની સરકારની સખત ઝાટકણી કાઢી ને વડી સરકારને ચેતાવી કે, ૧૮૫૭ની સાલ પછી હિંદમાં આવો અસંતોષ કદી પણ સર્વવ્યાપી નહોતો થયો; બ્રિટિશ સરકારે વચ્ચે પડી કાંઈ નિર્ણય કરવો જ જોઈએ. સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની આવી સખત ટીકા અને બ્રિટિશ સરકારને કરેલી વચ્ચે પડવાની સૂચના તેને વધારેપડતી લાગી. પણ લૉર્ડ હાર્ડિંગ તો પોતાના વલણમાં મક્કમ રહ્યા અને હિંદીઓની સત્યાગ્રહની લડતને કાયદેસર કહી તેની ઘણી તારીફ કરવા લાગ્યા. આમ સમગ્ર હિંદે દક્ષિણ આફ્રિકાની લડત પ્રત્યે સર્વ પ્રકારની સહાનુભૂતિ અને મદદ આપી.

## ૧૨

# સમાધાનીને પંથે

'હિંમતે મરદા તો મદદે ખુદા'—આ સૂત્ર આ લડતમાં જેટલે અંશે સત્ય નીવડ્યું છે તેટલે અંશે અન્ય પ્રસંગે સત્ય નહીં નીવડ્યું હોય. લડત શરૂ કરતાં જે બળોનો લગીરે ખ્યાલ નહોતો એવાં બળો લડતની મદદ દોડી આવ્યાં. ગાંધીજી તો પ્રથમથી જ કહેતા હતા કે, આપણે જાતે સાચા હોઈશું તો આખો સંસાર આપણા તરફ દોડતો આવશે. મિ. પોલાક ડેપ્યુટેશનના સભ્ય તરીકે હિંદ આવતા પહેલાં કૂચમાં ગાંધીજીને મળવા ગયેલા, અને તે દરમિયાન જ ગાંધીજીને સરકારે પકડ્યા, ત્યારે એક જ ક્ષણમાં હિંદની તેમની મુસાફરી બંધ રખાવી, પોતાની જગા લેવાની સૂચના આપતાં ગાંધીજીએ મિ. પોલાકને કહેલું કે, "આપણું સાચું ડેપ્યુટેશન તો હવે અહીં રહેવામાં જ છે. આપણે સ્વશક્તિ બતાવીશું તો વિના ડેપ્યુટેશને સમગ્ર હિંદ આપણી બધી વાત જાણશે." એમ કહી, હિંદ તરફ વિદાય થતા મિ. પોલાક પાંચ દશ મિનિટ માટે મળવા આવેલા, તેમને પોતાની જગા સોંપીને, ગાંધીજી પકડવા આવનાર અમલદારને સ્વાધીન થયેલા. મિ. પોલાકે તે જગા લીધી, અને પાછળથી સરકારે તેમને પણ પકડ્યા. હિંદની પ્રજાએ ડેપ્યુટેશનમાં જનાર મિ. પોલાક જેલમાં ગયા તે જાણ્યું ત્યારે મિ. પોલાકની હિંદમાં હાજરી કરતાં પણ વધારે સારી અસર થઈ. આમ ગાંધીજીએ આ લડતનો આધાર, તેના ઊહાપોહ કરતાં પ્રજાની શક્તિ પર વધારે રાખેલો. એ શક્તિએ હિંદને ખળભળાવ્યું, તેમ જ ઇંગ્લંડને પણ ખળભળાવ્યું. લૉર્ડ ઍમ્પથીલે બ્રિટિશ સરકાર ઉપર ખૂબ દબાણ આણ્યું, અને તે સરકારને પણ વચ્ચે પડવું પડ્યું.

યુનિયન સરકારને તો સાપે છછૂંદર ગળ્યા જેવું થયું. તેને હિંદી કોમની આવી પ્રચંડ શક્તિનો તો ખ્યાલ જ નહોતો. તેણે

તો ધારેલું કે, ગાંધી પોતાના કેટલાક ગોઠિયાઓને ઉશ્કેરી લડત ઊભી કરશે, પણ બધાંને જેલમાં પૂરીને આપણે એ લડતને દબાવી દઈશું અને શાંત કરી દઈશું. પણ બે જ માસમાં તેને ખબર પડી ગઈ કે કેટલી વીસીએ સો થાય છે. હિંદીઓને કચડી મારી કોઈ પણ રીતે દેશમાંથી હાંકી મૂકવાના નવા નવા કાયદા ઘડવાથી ત્યાંના ગોરા લોકોને જનરલ સ્મટ્સે બહુ ઉશ્કેરેલા. ટ્રાંસવાલનો ખૂની કાયદો, નવો ઇમિગ્રેશનનો કાયદો, વગેરે પાર્લમેન્ટમાં રજૂ કરતાં સને ૧૯૦૭–૯ સાલમાં જનરલ સ્મટ્સે જે જે ઉદ્‌ગારો કાઢેલા, તે ઉપરથી આપણને સહેજે સમજાશે કે જનરલ સ્મટ્સે તો પેટ ચોળીને શૂળ ઊભું કરેલું. પણ હવે તો દશા વિપરીત થઈ. હિંદી સત્યાગ્રહીઓનું આ પ્રચંડ બળ યુનિયન સરકારથી જીરવાય તેમ નહોતું. હજારો માણસોને જેલમાં ગોંધી મૂકવાની તેની શક્તિ નહોતી. અને નિઃશસ્ત્ર સત્યાગ્રહી પ્રજા ઉપર તેણે જે જુલમ ગુજાર્યો તેથી સુધરેલા દેશોમાં તેનું વગોણું થવા માંડયું. એટલું જ નહીં, પણ ખુદ દક્ષિણ આફ્રિકામાં પણ સમજુ ગોરાઓ સરકારની આ જુલમગાર નીતિને ધિક્કારવા લાગ્યા એટલે જનરલ સ્મટ્સ ને તેના ગોઠિયાઓ હવે ઘરાઈ ગયા હતા. તેમને પણ આનો કાંઈ નિકાલ કરવો હતો, પણ કેવી રીતે કરવો? એકદમ નમતું મૂકે તો આબરૂ જાય અને ત્યાંના ગોરાઓ તેને ભાંડે. તેને તો બન્ને બાજુ સાચવવાની રહી એટલે પ્રજામતથી ડરીને ચાલનાર સરકાર આવી તકરારોના જે રીતે નિકાલ કરે છે તે રીતિ યુનિયન સરકારે અખત્યાર કરી.

યુનિયન સરકાર જાણતી તો હતી જ કે હિંદીઓ શું માગે છે, કારણ કે તેની પાસે ખુલ્લી માગણીઓ પડી હતી. તે જાણતી તો હતી જ કે, આ લડતમાં હિંદીઓ પર શા શા જુલમો થયા છે. કારણ કે તેની પરવાનગીથી બધું થયું હતું. છતાં તે બધાની તપાસ કરી તેનો કેવો નિવેડો લાવી શકાય તેનો રિપોર્ટ કરવાને યુનિયન સરકારે એક કમિશન નીમ્યું. કમિશનના પ્રમુખ સર વિલિયમ સોલોમન નામના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા, તે ઉપરથી કમિશન સોલોમન કમિશન કહેવાયું. તેના બે બીજા સભ્યોમાં મિ. એસલીન,

અને મિ. વાયલી નામના નાતાલના બે સદ્‌ગૃહસ્થો હતા. આ કમિશન નીમીને બ્રિટિશ સરકારને તે જણાવવામાં આવ્યું. હિંદી સરકારે આ પ્રસંગે એવો આગ્રહ રાખ્યો કે, આ કમિશનમાં વાજબી રીતે આખા પ્રશ્નનો નિકાલ થાય અને હિંદીઓનું હિત સચવાય માટે હિંદી સરકાર તરફથી પણ કોઈ બાહોશ પ્રતિનિધિને મોકલવામાં આવે. બ્રિટિશ સરકારની પરવાનગીથી વાઇસરૉયે તે વખતના સંયુક્ત પ્રાંતના લેફ. ગવર્નર સાહેબ સર બેન્જામિન રૉબર્ટસનને હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે મોકલ્યા.

કમિશનને તો યુનિયન સરકાર તરફથી જેવી પ્રેરણા મળે તેવું કામ કરવાનું હતું. એટલે તેણે પ્રથમ તો સરકારને એવી ભલામણ કરી કે, હિંદીઓની જે માગણીઓની તપાસ કરવાનું કમિશનને સોંપવામાં આવ્યું છે તે, જ્યાં સુધી હિંદી આગેવાનો જેલમાં હોય, ત્યાં સુધી થઈ શકશે નહીં. માટે કમિશનના કામની સરળતાની ખાતર મેસર્સ ગાંધી, પોલાક અને કેલનબેકને છોડી મૂકવા જોઈએ. સરકારે તુરત જ તે ભલામણનો અમલ કર્યો. ગાંધીજીને બ્લોમફોન્ટીનથી પ્રિટોરિયા લાવીને જણાવવામાં આવ્યું કે તમે છૂટા છો. ગાંધીજી જોહાનિસબર્ગ પહોંચ્યા ત્યારે તો મિ. કેલનબેક અને મિ. પોલાક પણ તેમને મળ્યા. ત્રણે જણ નાતાલ પહોંચ્યા. તા ૧૯મી ડિસેમ્બરની સાંજે ડરબન સ્ટેશને આ ત્રણે આગેવાનો ઊતર્યા. આખા નાતાલમાં ભારે ઉત્સાહ આવ્યો. ઘેરેઘેર રોશની થઈ અને આનંદોત્સવ થયા. ગાંધીજી ડરબન પહોંચ્યા ત્યાં સુધી તેમણે પોતાનો કાંઈ પણ અભિપ્રાય જણાવ્યો નહીં. ત્યાં પહોંચ્યા પછી બહાર જે કાર્યકર્તાઓ હતા તેમને મળ્યા, પરિસ્થિતિનો વિચાર કર્યો, અને હવે શું કરવું તેનો નિર્ણય કર્યો. વસ્તુ એમ હતી કે, આગેવાનોને છોડવા પહેલાં કે પછી સરકાર તેમની સાથે કાંઈ પણ વાટાઘાટમાં ઊતરતી નથી, સરકાર શું કરવા ધારે છે તે પણ જણાવતી નથી. તો આને સમાધાની શી રીતે કહેવાય?

સરકારે જાહેર કર્યું કે, હિંદી પ્રશ્નની તપાસ કરી. હિંદી ફરિયાદોનો નિવેડો લાવવા યોગ્ય સૂચનાઓ કરવાને કમિશન નીમવામાં

આવ્યું છે. પણ તેમાં હિંદી કોમનું શું? કમિશનમાં હિંદી કોમનો કોઈ પ્રતિનિધિ સભ્ય નથી. કમિશન નીમવામાં હિંદી કોમની સલાહ લીધી નથી. તેમ જ મુશ્કેલી તો એ હતી કે, કમિશનમાં જે બે સભ્યો —મિ. એસ્લીન અને મિ. વાયલી—નીમેલા તે બંનેની ભૂતકાળની કારકિર્દી હિંદીઓના હિત-વિરોધી વર્તનથી ખરડાયેલી અને જાણીતી હતી. એટલે પ્રથમ તો બધા આગેવાનોએ નક્કી કર્યું કે આવું કમિશન હિંદી કોમ સ્વીકારે તેમાં સ્વમાનનો ભંગ છે. તેથી તેનો અસ્વીકાર કરી, બહિષ્કાર કરવો.

આવો નિર્ણય કરવાનું બીજું પણ કારણ હતું. હિંદીઓની સત્યાગ્રહની લડત પડેલાં દક્ષિણ આફ્રિકામાં મજૂર પક્ષનું ભારે તોફાન થયેલું. ઘણા માણસો માર્યા ગયેલા. જાનમાલ પણ જોખમમાં આવી ગયેલા. જાહેરને તેમ જ સરકારને ઘણું નુકસાન થયેલું. સરકારને લશ્કરી અમલ જાહેર કરવો પડેલો. આ રમખાણ પછી તેની તપાસ કરી નિકાલ કરવાને જે કમિશન સરકારે નીમેલું, તેમાં બંને પક્ષને પૂછીને બંને પક્ષના પ્રતિનિધિઓ તેમાં નિમાયેલા અને પછી પ્રશ્નની તપાસ થયેલી. હિંદીઓનો પ્રશ્ન પણ એવો જ હતો. ફેર હતો મોટો પહાડ જેવો તે એ કે:

૧. હિંદીઓને ગોરા મજૂરોની માફક રાજક્રાન્તિ નહોતી કરવી, પણ તેમના પ્રત્યે જે અન્યાયી વર્તન ચલાવવામાં આવતું અને જે જુલમી અને રંગભેદી કાયદા લાવવામાં આવતા હતા તે નાબૂદ કરાવવાં હતા.

૨. હિંદીઓએ કોઈના જાનમાલનું નુકસાન કર્યું નહોતું.

૩. ઊલટું, હિંદીઓએ જેલ ભોગવી, મારપીટ સહન કરી, પોતાના જાન અને માલને જોખમે પણ અહિંસક રહી શાંતિ પાળી હતી.

એટલે સીધો ન્યાય મેળવવાને હિંદીઓ વધુ લાયક હતા. છતાં જેવી માનભરી વાટાઘાટ કરી ગોરા મજૂરોના પ્રશ્ન માટે કમિશન નિમાયેલું, તેવી વાટાઘાટ હિંદી પ્રશ્ન માટે સરકારે કરી નહીં. પણ ઊલટું, કમિશનમાં જે સભ્યો નીમ્યા તે પણ વિરુદ્ધ મનોદશાવાળા

ગૃહસ્થોને નીમ્યા. હિંદી કોમને આ ખુલ્લો અન્યાય અને ખુલ્લું અપમાન હતું. આ કમિશન ગમે તેવો લાભ ભવિષ્યમાં આપી દેવાનું છે એવી આશાથી તેને સ્વીકારી લેવું એ અપમાનભરી સમાધાની ગણાય અને સીધો સ્વમાનનો ભંગ થયો ગણાય. આ મુદ્દો સંપૂર્ણ રીતે સમજી હિંદી આગેવાનોએ કમિશનનો બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞા લેવાનો નિશ્ચય કર્યો.

આજ સુધીની દેશસેવા કે જનસેવાની ગાંધીજીની બધીયે પ્રવૃત્તિમાં આપણે જોયું છે કે, તેમાં આત્મશુદ્ધિનો હેતુ પ્રધાનપદે હોય છે. ગાંધીજીને છૂટા કર્યા તે પહેલાં નાતાલમાં સરકારે મજૂરો ઉપર જે જુલમ વર્તાવેલો અને તેને પરિણામે ચારેક ખૂન પણ થયેલાં તેમ જ કેટલાક ઘવાયેલા તે બધું તેમણે જાણ્યું ત્યારે તેમના હૃદયમાં ભારે દર્દ થયું. તેમના હૃદયમાં જે વેદના થઈ તેનું વર્ણન તેમના હૃદયની બહાર હોઈ હું શી રીતે વર્ણવી શકું ? પણ તે વેદનાના કારણે કમિશનના સામાન્ય બહિષ્કારની સાથે તેમણે અંગત બે પ્રતિજ્ઞાઓ લીધી :

૧. જ્યાં સુધી, જે ત્રણ પાઉન્ડનો જુલમી કર નાબૂદ કરવાની લડતમાં ચાર ભાઈઓએ પોતાનાં બલિદાન આપ્યાં છે, તે કર નાબૂદ ન થાય, ત્યાં સુધી પોતે એક વાર જ ખાવું અને તે પણ માત્ર ફળો જ.

૨. જ્યાં સુધી આ કર નાબૂદ ન થાય ત્યાં સુધી મરણ પામેલા ચારેય મદ્રાસી ભાઈઓના શોકમાં મદ્રાસી શોકના પહેરવેશ પોતે પહેરવો. એટલે કે, કોટપાટલૂનનો ત્યાગ કરવો, પાંચ હાથની લુંગી અને જાડા પાનેતરનો ઢીંચણ સુધીનો ઝભ્ભો જ પહેરવાં, તેમ જ માથાના વાળનું અને મૂછોનું મુંડન કરાવવું.

આ બે વ્રતો પણ સાથીઓને પૂછી તેમની સંમતિ લઈને ગાંધીજીએ લીધાં. તા. ૨૦ ડિસેમ્બરની રાત્રે ડરબનમાં હિંદીઓની એક ગંજાવર સભા થઈ, ત્યાં ગાંધીજી ઉપરના વિચિત્ર લાગતા પહેરવેશમાં હાજર થયા, અને તેમણે જે પુણ્યપ્રકોપની જ્વાળા સભામાં પ્રગટાવી તેથી હજારો શ્રોતાજનો સ્તબ્ધ થઈ ગયા. તેઓના જીવનમાં આ પુણ્યપ્રકોપના પ્રતાપે અનેરા પ્રાણ પ્રગટ્યા, અને ગાંધીજીએ કમિશનનો બહિષ્કાર કરવાનો ઠરાવ મૂકી તેનાં કારણો

સમજાવ્યાં ત્યારે એક પણ બેસૂરા અવાજ વિના એકમતે હિંદી પ્રજાએ તે ઠરાવ વધાવી લીધો.

આ ઠરાવથી હિંદી કોમે એવું ઠરાવ્યું કે, યુનિયન સરકારે જે કમિશન નીમ્યું છે તે એકતરફી છે; તેમાં હિંદી કોમની સંમતિ લીધી નથી; એટલું જ નહીં પણ હિંદી હિતની દૃષ્ટિએ જોનાર સભ્યની નિમણૂક કરી નથી, જેથી એ કમિશન સ્વીકારવામાં હિંદી કોમના પ્રતિનિધિ અગર કોમ પ્રત્યે દિલસોજી ધરાવનાર એવા સેનેટર ડબ્લ્યુ. પી. શ્રાઇનર અને સર જેમ્સ રોઝઇન્સ જેવા ગૃહસ્થોને નીમવામાં ન આવે ત્યાં સુધી એ કમિશનનો બહિષ્કાર કરવો.

વળી સરકાર તરફથી હિંદી કોમની માગણીનો આશાજનક જવાબ ચાલુ માસમાં ન મળી જાય તો તા. ૧ જાન્યુઆરી ૧૯૧૪ના રોજથી ડરબનથી ટ્રાંસવાલ સુધીની એક ભારે કૂચ શરૂ કરવી, અને તેમાં જેમ બને તેમ વધારે હિંદીઓને સામેલ થવાને નોતરવા.

આ બે ઠરાવો તે રાત્રે પસાર થયા, એટલે વળી જાણે નવો ધડાકો થયો હોય એમ દક્ષિણ આફ્રિકાનાં અંગ્રેજી છાપાંએ ધાંધલ કરી મૂક્યું. હિંદનાં રાજકીય મંડળોમાં તેમ જ ઇંગ્લંડમાં પણ આવી જ અસર થઈ. આ બંને ઠરાવ માટે કેવો ઊહાપોહ થયો તે વિષે આપણે આગળ જોઈશું. આ ઠરાવ પછીના બે દિવસમાં બનેલા એક અપૂર્વ પ્રસંગ તરફ હાલ હું વળીશ.

## ૧૩

# એ પ્રેમશૌર્યની પ્રતિમા

તા. ૨૨–૧૨–'૧૩ના રોજ પહેલી ટુકડી જેલમાં ગયાને ત્રણ માસ પૂરા થયા. શ્રીમતી કસ્તૂરબા વગેરે મૅરિત્સબર્ગની સેન્ટ્રલ જેલમાં હતાં. ગાંધીજી ડરબનથી મૅરિત્સબર્ગ જઈને સર્વ બહેનોને સ્વાગત આપવા જેલને દરવાજે ઊભા. સાથે મિ. કૅલનબૅક પણ હતા. હાડ-પિંજર ઉપર મઢેલા ચામડામાં પ્રબળ આત્મા લઈને માતા કસ્તૂરબા અન્ય બહેનો સાથે તા ૨૨–૧૨–'૧૩ના રોજ સવારે જેલની બહાર નીકળ્યાં. તેમને લઈને ગાંધીજી ડરબન પહોંચ્યા. તે જ દિવસે અન્ય ભાઈઓ પણ ડરબન જેલમાંથી છૂટયા.

સાંજના પાંચ વાગ્યા હશે. ડરબનમાં રુસ્તમજી શેઠનું મકાન માણસોથી ઊભરાતું હતું. આગળ ઑફિસના ભાગની પાછળ ખુલ્લો ચોક હતો. ત્યાં હડતાળમાં બલિદાન બનેલાઓનાં આપ્તજન અને ઘવાયેલાંઓનું એક મોટું ટોળું બેઠેલું હતું. તે બધાંઓને મળવાને જ આજે બોલાવેલાં હતાં. બધાંયે ગાંધીજીનાં દર્શનની અભિલાષામાં ગત આત્માના શોકગ્રસ્ત સ્મરણમાં બેઠાં. હું ગાંધીજીની પાસે જ હતો. થોડો સમય થયો ને ગાંધીજી ઊઠ્યા. મિ. લેઝરસ નામના એક મદ્રાસી ભાઈને પોતાના દુભાષિયા તરીકે સાથે લીધા. હું પણ પાછળ પાછળ ગયો.

'ગાંધી રાજા'ને આવતા જોઈ રોકકળ કરતાં સહુ ઊભાં થયાં. એક બહેન, જેનો નિર્દોષ પતિ જુલમી સરકારની પોલીસની બંદૂકની ગોળીથી મરણ પામ્યો હતો, તે એકદમ આગળ ધસી આવી. 'ગાંધી રાજા'ને ચરણે લોટી પડી અને પોતાનાં વિલાપઅશ્રુથી 'ગાંધી રાજા'ના ચરણોને ભીંજવવા લાગી

આટલું જ બસ હતું ! તે સમયે મેં શું જોયું? કાંઈક અવનવું જોયું. ભગવાન બુદ્ધ કે ક્રાઇસ્ટના જીવનમાં વાંચેલું, સાંભળેલું, પણ

જોયેલું નહીં તે અહીં જોયું. સેંકડો વરસોની ગુલામી, પરતંત્રતા અને ભૂખના દુઃખથી પીડાયેલી, મારફાડ અને લૂંટથી દીન બની ગયેલી, ચીંથરેહાલ દયાજનક દશામાં ઊભેલી, એક અશ્રુપૂર્ણ જીવની મૂર્તિ સામે તેના ખભા ઉપર પોતાના બંને હાથ ટેકવી, તેને ઉદ્ધારનાર કોઈ અલૌકિક પુરુષને મેં ઊભેલો જોયો. દુઃખી, દીન, જમાનાઓથી લૂંટાયેલી અને અનેક પ્રહારોથી જર્જરિત થયેલી હિંદમૈયાની અશ્રુપૂર્ણ આંખો તરફ તેણે એકીટશે જોયા જ કર્યું. વાતાવરણ સાવ શાંત હતું. અપૂર્વ પવિત્રતા, ગંભીરતા, દુઃખ અને સાથે જ્વલંત પુણ્યપ્રકોપ તે વાતાવરણમાં ભર્યાં હતાં. તે પ્રેમશૌર્યની પ્રતિમાએ હિંદમાતાનાં — સકળ દુઃખનાં દર્શન ત્યાં કર્યાં. આંખોમાં આંસુના મોતિયા તરી આવ્યા. આખરે મૃદુ સ્વરે તે પુરુષ બોલ્યો: "બહેન, રો મા. તને વિધવા બનાવનાર હું છું. હું મારું માથું તારા ખોળામાં મૂકું છું. મને તું માફ કર. તારો પતિ અમર થયો છે. દેશની સેવામાં જુલમીઓના હાથે તે માર્યો ગયો છે. છતાં તે અમર છે. બહેન, છાની રહે, રડ નહીં. આ દુઃખનો અંત કાંઈ એમ આવવાનો છે? મારી હજારો બહેનો, દીકરીઓ અને મારી પોતાની બૈરી પણ તારી જેમ વહાલી માતૃભૂમિના સેવાયજ્ઞમાં વિધવા થશે ત્યારે જ આ દુઃખનો અંત આવશે."

આટલું બોલી તે પુરુષ શાંત રહ્યો. તેણે પેલી માતાનાં આંસુ કરુણાભાવે લૂછ્યાં, માતાને નમન કર્યું, અને ત્યાંથી ખસી બીજાની તરફ ગયો.

હું તો સ્તબ્ધ થઈ ઊભો જ રહ્યો. અવળો ફરી મારી આંખોનાં આંસુ મેં લૂછી નાખ્યાં. હું જાગ્રત હતો કે સ્વપ્નમાં તેની ખાતરી કરી.

પેલી બહેનને આશ્વાસન મળ્યું ને તેને શાંતિ વળી. હું પણ પ્રસંગનું સ્મરણ કરતો પાછળ પાછળ ફર્યો.

આ પવિત્ર પ્રસંગને બીજે જ દિવસે દીનબંધુ ઍન્ડ્રૂઝ અને ભાઈ પિયર્સન ડરબન બંદરે ઊતરવાનાં હતા. ગાંધીજી તેમ જ બીજા બધાયે રાત્રે ફિનિક્સ જઈએ અને સવારે ડરબન પાછા આવીએ.

દીનબંધુ અને ભાઈ પિયર્સન હિંદથી વિદાય થયેલા ત્યારે તો ગાંધીજી વગેરે બધા પકડાયેલા છે એવી જાણ સાથે સ્ટીમરમાં બેઠેલા. પંદર દિવસની મુસાફરી દરમિયાન દક્ષિણ આફ્રિકામાં શું શું થયું, તેની તેમને સહેજે ખબર નહીં. નહીં કમિશનની ખબર કે નહીં આગેવાનોને છોડ્યાની ખબર. તેમને મન પ્રથમ મુશ્કેલી તો એ હતી કે ડરબન જઈ કોને મળવું, ગાંધીજી કે પોલાકને કઈ જેલમાં શી રીતે મળવું. સ્ટીમર ડરબન પોઇન્ટમાં આવી. ગાંધીજી, મિ. પોલાક, મિ. કેલનબેક અને કેટલાક હિંદી આગેવાન વેપારીઓ પોઇન્ટ ઉપર હતા. ત્યાંનાં બે અંગ્રેજી છાપાંના પ્રતિનિધિઓ પણ હાજર હતા. દીનબંધુ અને ભાઈ પિયર્સન સ્ટીમરમાંથી નીચે ઊતર્યા. હિંદીઓના ટોળામાં તેમણે મિ. પોલાકને જોયા. મિ. પોલાક સિવાય કોઈનેય તેમણે પહેલાં જોયેલા નહીં. પણ મિ. પોલાક તેમને મળે તે પહેલાં ગાંધીજી તેમને અસ્પષ્ટ મળ્યા. પણ ગાંધીજીના ફકીર વેશ જોઈ તેમણે માન્યું કે, હિંદી લોકો સાધુ કે ફકીરને હરેક શુભ કામમાં આગળ કરે છે, તેવી રીતે આજે પણ કોઈ ફકીરને આગળ કર્યો છે. બીજા નંબરે મિ. પોલાક હતા. દીનબંધુ મિ. પોલાકને ભેટ્યા અને બહુ જ આતુરતાથી બોલી ઊઠ્યા :

"મને સહેજે આશા નહોતી કે હું તમને અહીં જોઈ શકીશ. હવે તો મારી બધી ચિંતા દૂર થઈ. હવે મને કહો કે ગાંધીજી કઈ જેલમાં છે? હું તેમને ક્યારે મળી શકીશ? અને શી રીતે મળી શકીશ? મારે પ્રથમ તેમને જ મળવું છે."

દીનબંધુનું બોલવું સાંભળી મિ. પોલાક જરા હસ્યા અને બોલ્યા :

"તમે તો ગાંધીજીને સૌથી પહેલા જ મળ્યા! તે આ રહ્યા. તે પણ છૂટ્યા છે."

દીનબંધુ ઍન્ડ્રૂઝ નવાઈ પામ્યા. તે ત્યાગમૂર્તિ સમા પુરુષ પ્રત્યે તેમણે દૃષ્ટિ ફેંકી. આશ્ચર્યચકિત દૃષ્ટિથી અને સાથે અનેક પૂજ્ય ભાવનાઓભર્યા ભાવથી પગથી માથા સુધી દૃષ્ટિ ફેંકી. બે ડગલાં પાછા ખસી, નમસ્કાર કરી, ગાંધીજીની ચરણરજ પોતાની આંખે ધરી. ભાઈ પિયર્સને પણ નમ્રતા અને સ્નેહથી નીતરતા

હૃદયે નમસ્કાર કરી બધાઓને બે હાથ જોડી રામ રામ અને જય જય કર્યા. જાણે કે ઘણા દિવસોથી વિખૂટા પડેલા બે આત્મીય જનોનો આજે પાછો મેળાપ થયો હોય એવા આનંદ અને પરિચિત ભાવ સહિત સર્વ મુકામે આવ્યા. રાત્રે અમે બધા ફિનિક્સ ગયા.

બીજે દિવસે ત્યાંનાં અંગ્રેજી છાપાંમાં દીનબંધુ અને ભાઈ પિયર્સને બંદર ઉપર ગાંધીજીને કરેલી નમનની ક્રિયા સામે સખત ટીકા થઈ. "મિ. ગાંધી ગમે તેવા સંત હોય કે મહાન હોય, છતાં તે હિંદી છે. દક્ષિણ આફ્રિકાની ભૂમિ ઉપર ઊતરી રેવરંડ ઍન્ડ્રૂઝ જેવા અંગ્રેજ ગૃહસ્થ આવું વર્તન કરે તેથી ગોરાઓની ઇજ્જતને નુકસાન પહોંચે. રેવરંડ ઍન્ડ્રૂઝે જાણવું જોઈએ કે, આ હિંદુસ્તાન નથી પણ દક્ષિણ આફ્રિકા છે." વગેરે ખૂબ ટીકા થઈ. દીનબંધુએ પણ તેમને સચોટ જવાબ આપી તેમનાં મોં બંધ કર્યાં.

૧.૬

## કમિશનનો બહિષ્કાર કેમ ?

દીનબંધુ ઍન્ડ્રૂઝ આવ્યા અને તે જ રાત્રે ફિનિક્સમાં મોડી રાત સુધી જાગી બધી હકીકત ગાંધીજી તરફથી જાણી લીધી. પ્રથમ તો કમિશનના બહિષ્કારની વાત તેમને રુચી નહીં. હિંદમાં શ્રી ગોખલેજીએ આ લડત માટે જે કર્યું, વાઇસરૉયને પણ લડતની સહાનુભૂતિમાં તેમણે ખેંચ્યા, વાઇસરૉયે પણ જે ભલા ભાવે વડી સરકાર ઉપર દબાણ કર્યું, તે બધાના પરિણામે યુનિયન સરકારે જે કાંઈ કરવા ધાર્યું હોય, તે કમિશન મારફતે કરાવે તેમાં ખોટું શું ? અને તેવા કમિશનનો હિંદી કોમ બહિષ્કાર કરે તો તેની હિંદી સરકાર ઉપર, વડી સરકાર ઉપર અને હિંદનાં રાજદ્વારી મંડળ ઉપર પણ કેવી બૂરી અસર થાય, એ દૃષ્ટિ દીનબંધુ સામે ખડી થઈ. પણ જ્યારે ગાંધીજીએ સત્યાગ્રહની નીતિરીતિ, હિંદી પ્રજાએ કરેલી પ્રતિજ્ઞાનાં સવિસ્તર કારણો, અને કમિશનના સ્વીકારમાં હિંદી

કોમનું કેવું ભયંકર અપમાન છે, તે બધું વિગતવાર બતાવ્યું, ત્યારે બન્ને મિત્રોને ખાતરી થઈ કે, હિંદી કોમનું પગલું સત્ય અને સિદ્ધાંતને અનુસરતું છે. જ્યારે આવી ખાતરી થઈ ત્યારે બન્ને મિત્રોએ કમિશનના બહિષ્કારમાં સંપૂર્ણ સંમતિ આપી, એટલું જ નહીં પણ ખ્રિસ્તી નૂતન વર્ષના મંગલ દિવસે ગાંધીજી કૂચ શરૂ કરે તેમાં સામેલ થવાની પોતાની તૈયારી જણાવી.

પણ કમિશનના બહિષ્કારની વાતે તો બધેય બહુ ગેરસમજ ઊભી કરી. દક્ષિણ આફ્રિકાનાં છાપાં તો એમ જ કહેવા લાગ્યાં કે, હિંદીઓ ઉદ્ધતાઈ અને મૂર્ખાઈ વાપરે છે. હિંદનાં છાપાં કહેવા લાગ્યાં, "ગાંધીએ કમિશનનો બહિષ્કાર પોકારવામાં ઉતાવળ કરી છે. તેમાં તેમનું હઠીલાપણું છે. સત્યાગ્રહી ભલે આવું કરે તે યોગ્ય ગણાતું હોય, પણ રાજદ્વારી કુનેહવાળો પુરુષ આવું પાગલપણું ન વાપરે." મુંબઈના સિંહ સર ફિરોજશાહ મહેતા તો નાક ચડાવીને કહે: "આ તો ગાંધીની હઠીલાઈ અને છોકરવાદી ગણાય."

આમ આખા હિંદનું વાતાવરણ ડહોળાઈ ગયું. ઇંગ્લંડમાં પણ લોર્ડ એમ્પથીલની કમિટી ગુસ્સે થઈ. તેમણે ગાંધીજી ઉપર તાર કર્યો: "હિંદીઓએ કમિશન સ્વીકારવું જોઈએ. તેના નિશ્ચય માટે અમે ઘણા દિલગીર છીએ." ગાંધીજીએ એ તારનો એટલી જ મક્કમતાથી જવાબ આપ્યો કે, "હિંદીઓ કોમના સ્વમાન માટે મક્કમ છે. કમિશન સ્વીકારવામાં હિંદનું અપમાન છે. આપની સલાહ માટે આપનો આભાર માનીએ છીએ, પણ આપની સલાહ માન્ય નહીં રાખવા બદલ અમે દિલગીર છીએ." આમ કાગળો, તારો, છાપાંઓની ટીકાઓ વગેરે આવ્યાં કરે તે વંચાય અને તેના પર ચર્ચા થાય. સાંજનો સમય આવી ચર્ચામાં જ જાય. એવામાં હિંદથી શ્રી ગોખલેજીનો તાર આવ્યો. તારનો ભાવાર્થ એવો હતો કે, "કમિશનને નહીં સ્વીકારી બેસતા વર્ષના દિવસથી બીજી કૂચ શરૂ કરવાના સમાચારથી મને ભારે દુ:ખ થયું છે. તમારા આ નિશ્ચયથી મારી અને વાઇસરોય લૉર્ડ હાર્ડિંગની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી છે. યુનિયન સરકાર તમારા પ્રશ્નનો નિકાલ કરશે જ એવી

ખાતરી રાખી કમિશન સ્વીકારો. તેમાં જોઈતા પુરાવા આપો અને કૂચ બંધ રાખો."

આવો સ્પષ્ટ તાર, તેમાં ગોખલેજીની લાગણીભરી વિનવણી, આ પ્રશ્નમાં તેમની તીવ્ર લાગણી, વગેરે વિચારતાં બધાંયનું હૃદય ધબકવા લાગ્યું. ગોખલેજીની સલાહ નહીં મનાય તો તેમને કેટલું માઠું લાગશે, અને તેમની તબિયત ઉપર તેની કેવી માઠી અસર થશે? પણ ગાંધીજી તો જેમ કુસુમ જેવા કોમળ, તેમ વજ્ર જેવા કઠણ છે. તે તો મક્કમ જ રહ્યા. રાત્રીની ચર્ચા પ્રસંગે પૂછવામાં આવ્યું કે,

"શ્રી ગોખલેજી વાઇસરૉયની ખાતરીથી આપણને એવી ખાતરી આપે છે કે, કમિશનનો સ્વીકાર કરી કૂચ બંધ કરવાથી કમિશન સારી ભલામણો જ રજૂ કરવાનું છે, અને સરકાર તે માન્ય રાખી આપણો નિકાલ કરશે; તો પછી શ્રી ગોખલેજીની ખાતરી ઉપર વિશ્વાસ રાખી તેમની સલાહ માનવામાં શી હરકત?"

ગાંધીજીએ અડગ રહી જવાબ આપ્યો: "નામદાર શહેનશાહ પોતે આવીને મને ખાતરી આપે કે, આ કમિશન સ્વીકારવાથી હિંદનું સ્વરાજ્ય તને આપી દઈશ તોપણ હું કહું કે, એવું નમાલું અને અપમાનભર્યું સ્વરાજ્ય મારે નહીં જોઈએ. હિંદને અપમાનિત કરી નીચે મોઢે હું સ્વરાજ્ય મેળવીશ તે સ્વરાજ્ય કેવું હશે? અને કેટલું ટકશે? હિંદનું સ્વમાન પહેલું. અને હિંદનું સ્વરાજ્ય તો એની મેળે સ્વમાન પાછળ ઘસડાતું આવશે."

અમે તો બધા ચૂપ રહ્યા. આ વેણ સામે શું કહેવાય? અને ગાંધીજીએ તુરત જ ગોખલેજીના તારના જવાબમાં એક લાંબો તાર નીચે પ્રમાણે મોકલ્યો:

"તમારું દુઃખ સમજાય છે. ગમે તે જતું કરીને પણ તમારી સલાહને માન આપવાની મારી ઇચ્છા રહે જ. લૉર્ડ હાર્ડિંગે મદદ કરી છે તે અમૂલ્ય છે. તેની મદદ છેવટ સુધી મળતી રહે એમ પણ હું ઇચ્છું છું. પણ અમારી સ્થિતિ તમે સમજો એમ હું માગું છું. આમાં હજારો માણસોની પ્રતિજ્ઞાનો પ્રશ્ન આવ્યો છે. પ્રતિજ્ઞા શુદ્ધ

છે. આખી લડતની રચના પ્રતિજ્ઞા ઉપર બંધાઈ છે. જો પ્રતિજ્ઞાનું બંધન ન હોય તો અમારામાંના ઘણા આજે પડી ગયા હોત. હજારોની પ્રતિજ્ઞા ઉપર એક વાર પાણી ફરે તો પછી નીતિબંધન જેવી વસ્તુ ન રહે. પ્રતિજ્ઞા લેતી વેળા લોકોએ સંપૂર્ણ વિચાર કરેલો. તેમાં કશી અનીતિ તો છે જ નહીં. બહિષ્કારની પ્રતિજ્ઞા લેવાનો કોમને અધિકાર તો છે જ. આવી પ્રતિજ્ઞા કોઈ પણ વ્યક્તિ સારુ ન તૂટે અને ગમે તે ગમે જોખમે પળાવી જોઈએ, એવી તમે પણ સલાહ આપો એમ હું ઇચ્છું છું. આ તાર લૉર્ડ હાર્ડિંગને બતાવશો. તમારી સ્થિતિ કફોડી ન થાઓ એમ હું ઇચ્છું છું. અમે લડત ઈશ્વરને સાક્ષી રાખી તેની સહાય ઉપર આધાર રાખી શરૂ કરી છે. વડીલોની, મોટા માણસોની મદદ અમે યાચીએ છીએ. ઇચ્છીએ છીએ. તે મળે ત્યારે રાજી થઈએ છીએ. પણ તે મળો યા ન મળો, પ્રતિજ્ઞાનું બંધન ન જ તૂટવું જોઈએ એવો મારો નમ્ર અભિપ્રાય છે એ પાલનમાં તમારો ટેકો અને આશીર્વાદ ચાહું છું."

આમ ગાંધીજી પર ખૂબ દબાણ આવ્યા છતાં તેઓ હિંદના સ્વમાન અને લીધેલી પ્રતિજ્ઞાની પવિત્રતાને નામે મક્કમ જ રહ્યા. શ્રી ગોખલેજીને કે વાઇસરૉયને તે ન ગમ્યું. છતાં તેમણે કોઈએ પોતાની દિલસોજી પાછી ન ખેંચી લીધી. બીજી બાજુ જનરલ સ્મટ્સ પણ મક્કમ રહ્યા, છતાં તેમની મનોદશામાં ઘણો ફેર પડ્યો. જે જનરલ સ્મટ્સ એક માસ ઉપર ગાંધીજી સાથે વાત કરવાને પણ ઇચ્છતા નહોતા, તે હવે કોઈ પણ પ્રકારે હિંદી કોમના પ્રશ્નની સાચા દિલથી સમાધાની કરવા ઇચ્છતા હતા. તેથી જ્યારે ગાંધીજીએ જનરલને કમિશન નહીં સ્વીકારવાની સલાહ પોતે કોમને કેમ આપે છે તે લખી જણાવ્યું, ત્યારે તેમણે પણ નિખાલસ દિલથી કમિશનમાં ફેરફાર ન કરવાનાં પોતાનાં કારણો પણ જણાવ્યાં. ગાંધીજીએ નીચે પ્રમાણે પ્રથમ પત્ર લખેલો:

"અમે કમિશનને વધાવી લઈએ છીએ. પણ તેમાં જે બે સભ્યો જેવી રીતે નિમાયા છે તેની સામે અમને સખત વાંધો છે. તેમની જાત પ્રત્યે અમારે કશો વિરોધ નથી. તેઓ જાણીતા અને

બાહોશ શહેરી છે. પણ તે બન્નેએ ઘણી વેળા હિંદીઓ પ્રત્યેનો પોતાનો અણગમો જાહેર કર્યો છે. એટલે તેઓનાથી અજાણપણે પણ અમને અન્યાય થવાનો સંભવ છે. મનુષ્ય પોતાનો સ્વભાવ એકાએક બદલી શકતો નથી. આ બે ગૃહસ્થો પોતાનો સ્વભાવ બદલી નાખશે એમ માનવું કુદરતના નિયમ વિરુદ્ધ છે. છતાં તેઓની બરતરફી નથી માગતા. અમે તો એટલું જ સૂચવીએ છીએ કે, કોઈ તટસ્થ પુરુષોનો તેમાં વધારો થાય અને તે હેતુથી સર જેમ્સ રોઇઝનીઝ અને નામદાર ડબ્લ્યુ. પી. શ્રાઈનરનાં નામ અમે સૂચવીએ છીએ. આ બન્ને પ્રખ્યાત વ્યક્તિઓ છે. અને તેમની ન્યાયવૃત્તિ સારુ તે પંકાયેલા છે. અમારી બીજી પ્રાર્થના એ છે કે, બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવા જોઈએ. જો તેમ ન થાય તો અમારે પોતાને જેલ બહાર રહેવું મુશ્કેલ થઈ પડશે. હવે તેઓને જેલમાં રાખવાનું કારણ રહેતું નથી. વળી જો અમે કમિશનની આગળ પુરાવો આપીએ તો અમને ખાણોમાં કે જ્યાં જ્યાં ગિરમીટિયા કામ કરે છે ત્યાં ત્યાં જવાની છૂટ મળવી જોઈએ. જો અમારી પ્રાર્થના કબૂલ નહીં રહે તો અમારે દિલગીરી સાથે ફરી જેલમાં જવાના ઉપાયો શોધવા પડશે.''

ગાંધીજીના આ પત્રના જવાબમાં જનરલ સ્મટ્સે કમિશનમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવાની ઘસીને ના પાડી, છતાં તેમણે એક દલીલ બહુ જ વાજબી કરી કે, ''કમિશન કોઈ પણ પક્ષના સંતોષ માટે નથી. સરકારના સંતોષ માટે છે. જેમ હિંદીઓની સંમતિ લીધી નથી, તેમ જમીનદારો અગર કોઈ ગોરી પ્રજાના મંડળની પણ સંમતિ લીધી નથી. છતાં કમિશનને તો અપક્ષપાતી અને અદાલતી બનાવવામાં આવ્યું છે.'' જનરલ સ્મટ્સના જવાબમાંની આ દલીલને ગાંધીજીએ પકડી લીધી. આ મુદ્દામાં ગાંધીજીએ જોયું કે, હિંદી કોમ પોતાની પ્રતિજ્ઞાને વળગી રહે છતાં પણ સમાધાની મેળવી શકે. એટલે તેમણે જનરલ સ્મટ્સની મુલાકાત લીધી.

આમ કરીને પણ ગાંધીજીએ સમાધાની મેળવી અને કમિશનનો બહિષ્કાર કરવાની હિંદીઓની પ્રતિજ્ઞા પણ પળાઈ.

આ લડતની સમાધાની થયા પછી પોતાની વિચારશ્રેણીથી ગાંધીજીએ એક નવી શોધ કરી. કરેલી પ્રતિજ્ઞામાં દૃઢ રહેવાથી તેનાં કેવાં મીઠાં પરિણામ આવ્યાં તે વિષે એક લેખ તેમણે **ઇન્ડિયન ઓપીનિયન** માં લખેલો. તેનો સાર એ હતો કે :

કમિશન હિંદી પ્રજાએ સ્વીકાર્યું હોત તો શું થાત? હિંદી કોમ પોતાની બધી શક્તિ કમિશનની પાસે પોતાના લાભનો પુરાવો રજૂ કરવામાં વાપરત. આપણા ઉપર કેટલા કેટલા જુલમ થયા, ત્રણ પાઉન્ડનો કર કેટલો ગેરવાજબી છે, હિંદી પ્રજાને કેટલું અપમાન આપવામાં આવે છે, વગેરે અનેક બાબતો આપણે સાબિત કરવા પ્રયત્ન કરત. ગોરા લોકો, જમીનદારો તેમ જ વેપારીઓ, તેથી ઊલટી વાત સાબિત કરવા પ્રયત્ન કરત. જે જુલમો થયા હોય છે, તેમાં કેટલેક અંશે અતિશયોક્તિ પણ હોય. આપણી સહેજ વાત અતિશયોક્તિવાળી હોય તો તેઓ તે બધી વાત ખોટી ઠરાવવા પ્રયત્ન કરે. આમ કરવામાં હરીફાઈ ચાલે. એકબીજા પ્રત્યે કાદવ ઉડાડીએ. એકબીજાને ખોટા દેખાડવા પ્રયત્ન કરીએ. અંગ્રેજી છાપાં તો જમીનદારોની અને વેપારીઓની માલકીનાં રહ્યાં, એટલે તે તેઓનો પક્ષ કરે, અને હાલ જે કાંઈક આપણો પક્ષ તેઓ લે છે તેને બદલે તેઓ પણ આપણા તરફ ધૂળ ઉડાડવા મંડી પડે. આમ એકબીજાના હૃદયની બૂરી વૃત્તિ જાગ્રત થાય. અને હરીફાઈમાં અન્યોન્ય પ્રત્યેનો વિવેક પણ ભૂલીએ. આવી દશામાં પુરાવો આપતાં સહેજે છ માસ તો તપાસમાં પૂરા થઈ જાય. કદાચ તેથી પણ વધારે મુદત થાય. કમિશનનો રિપોર્ટ તૈયાર કરતાં પણ વિશેષ વિલંબ થાય. પરિણામે તે જ મોસમની પાર્લમેન્ટમાં કમિશનનો રિપોર્ટ ન જ આવી શકે, જેથી બીજા વર્ષ માટે તેની મુદત લંબાય. આ બધાં પરિણામ સ્વાભાવિક રીતે કોઈ વ્યક્તિના હેતુ વિના પણ આવે

પણ કમિશનના હિંદી કોમના બહિષ્કારથી તેણે પોતાની ધર્મપ્રતિજ્ઞા પાળી એ તો અમૂલ્ય પરિણામ છે જ. દીર્ઘદૃષ્ટિનો વિચાર કરતાં પણ આપણે જોઈ શકીશું કે, કમિશનનો બહિષ્કાર કર્યો એટલે તેમાં જે કોઈ પુરાવા આપે તેનો વિરોધ કરવાનો ન હોય,

અને તેનો પક્ષ કરવાનોય ન હોય. આમ કરવાથી, સામા પક્ષને તાણાતાણ કરી, આપણા કરતાં પોતાનો પક્ષ વધારે સબળ બનાવવાની આકાંક્ષાનું કારણ ન રહ્યું. તેમણે હજારો જૂઠાં ઊભાં કરી આપણી ફરિયાદોને જૂઠી ઠરાવવાનું કારણ પણ ન રહ્યું. આ કારણે છાપાં વગેરે જે બિનજરૂરી સાધનોની મદદ મેળવવાની તેમને જરૂર નહીં જણાઈ તેની મદદ પણ તેમણે ન લીધી. આથી નાહક હરીફાઈ ઊભી ન થઈ. એટલું જ નહીં, પણ છાપાંની દિલસોજી આપણા પ્રત્યે તેવી જ રહી. એકબીજાના ફોલ્લા કોઈએ ફોડયા નહીં. તેમણે પણ આપણા ફોલ્લા ન ફોડ્યા, અને ગઈ લડતને કારણે, આપણાં સ્વાર્થત્યાગ અને સહનશીલતાને કારણે, દિલસોજ ગોરાના હૃદયમાં હિંદી કોમ માટે જે સહાનુભૂતિ જાગ્રત થયેલી તે કાયમ રહી. જે કમિશનનું કામ છ માસમાં પણ પૂરું ન થાત તેનું કામ એક પક્ષની જુબાની લઈને પંદર દિવસમાં જ પૂરું થયું. અને તુરત જ તેનો રિપોર્ટ પણ પૂરો થયો. બધી બીના તાજી એટલે રિપોર્ટ પણ સારો થયો. તે રિપોર્ટ તે મોસમની જ પાર્લમેન્ટમાં મુકાયો, અને તેને અનુસરીને જરૂર પડી ત્યાં હિંદીઓની માગણીને સંતોષવાની ખાતર ફેર કરવો પડે ત્યાં ફેરફાર કરીને પાર્લમેન્ટે કાયદા કર્યા. અને સમાધાની પણ જલદી થઈ. આમ આપણે આપણી ધર્મપ્રતિજ્ઞા પાળવાથી આપણાં કર્મ અને ધર્મ બધાં સુધર્યાં.

આને શું કહેવાય ? આને રાજદ્વારી કુનેહની પરાકાષ્ઠા કહેવાય કે ?

# ૧૫

# સુલેહના દૂતો

જનરલ સ્મટ્સની ધારણા હતી કે, લડત લાંબી મુદત ચલાવવા દઈ સત્યાગ્રહીઓને દાબી દેવા. સત્યાગ્રહની લડતમાં હાર તો હોઈ જ ન શકે. જીતનો તેને માટે નિર્ધાર છે. છતાં તેમાં સમયનો પ્રશ્ન રહે. સમયનો પ્રશ્ન સત્યાગ્રહીઓના જોર પર અવલંબી રહ્યો છે. સત્યાગ્રહની લડતમાં વધુ માણસો ઝૂઝે તો તેનું પરિણામ જલદી આવે, અને થોડા માણસો હોય તો તેમાં વિલંબ થયાં કરે. તે જ પ્રમાણે આપણે જોયું કે, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓએ એવું બળ બતાવ્યું કે ત્રણ જ માસમાં સરકારને નમ્યા સિવાય છૂટકો ન થયો. એટલે આ છેલ્લી સમાધાનીની વૃત્તિ જનરલ સ્મટ્સના હૃદયમાં ઉત્પન્ન કરનાર પ્રથમ તો આપણી શક્તિ ગણાય. જ્યારે આપણે પૂરતી શક્તિ વાપરી, યોગ્ય પુરુષાર્થ કર્યો ત્યારે આપણી વહારે બીજાં બળ આવ્યાં. તે બળ ક્યાં ક્યાં તે અહીં તપાસીએ.

હિંદનો પ્રજામત આપણી મદદે આવ્યો તે આપણે જોયું. તેમાં શ્રી ગોખલેજી તો તે પ્રજામત ઉત્પન્ન કરનાર પ્રજામતના પિતા ગણાય.

હિંદના પ્રજામતના બળે નામદાર વાઇસરૉય લૉર્ડ હાર્ડિન્ગને પણ આપણી મદદે આવવું પડ્યું. તેમના હૃદયમાં વસતી ન્યાયવૃત્તિને પ્રજામતે જાગ્રત કરી.

હિંદના પ્રજામતનું બળ અને લૉર્ડ હાર્ડિન્ગની મક્કમતાના કારણે બ્રિટિશ સરકારને પણ આપણી મદદે આવવું પડ્યું. આ ત્રણ બળની હકીકત આપણે અગાઉ જાણી. તે ઉપરાંત કઈ વ્યક્તિઓએ સમાધાનીના દૂત તરીકે સુંદર કામ કરી બતાવ્યું તે બતાવવાનો આ પ્રકરણનો હેતુ છે.

પ્રથમ તો દીનબંધુ ઍન્ડ્રૂઝ અને ભાઈ પિયર્સન. તેમણે જે કામ દક્ષિણ આફ્રિકામાં કર્યું તે હૃદયના ઉમળકાથી અને ભ્રાતૃભાવથી

કર્યું. તેમણે આજ સુધી હિંદીઓ વચ્ચે રહી હિંદમાં તેમ જ બહાર, હિંદીઓના ઉપકારી તરીકે જ નહીં પણ હિંદી તરીકે જ, કામ કર્યું છે. દક્ષિણ આફ્રિકામાં સમાધાની સરળ અને સરસ થાય તે માટે તનતોડ મહેનત તેમણે કરી. તેમણે ગાંધીજીનો કેડો લીધો. તેમનું દૃષ્ટિબિંદુ સમજવું અને પછી ગોરા આગેવાનો, પ્રધાનો, અને પ્રેસના પ્રતિનિધિઓની મુલાકાતો લેવી, તેમના વિચારો જાણવા અને તે સર્વ સાથે ગાંધીજીના દૃષ્ટિબિંદુનો મેળ મેળવવાનો તેમનો અથાક પ્રયત્ન હતો.

જ્યારે પ્રાથમિક સમાધાનીની વાટાઘાટ થઈ ત્યારે એક પ્રસંગ બની ગયો. બધા પ્રધાનો અને ગાંધીજી સાથે સમાધાનીની શરતો નક્કી થઈ. મસલત પ્રમાણે સમાધાનીની શરતોના અન્યોન્ય પ્રત્યેના લેખિત પત્રોના ખરડા મંજૂર થયા. તે પત્ર રીતસર લખીને તેના ઉપર સહીઓ કરી પરસ્પર પહોંચાડવાનું બાકી હતું. એટલામાં ફિનિક્સથી ગાંધીજીના ઉપર પ્રિટોરિયા તાર ગયો કે "કસ્તૂરબા બહુ બીમાર છે અને ભયંકર સ્થિતિમાં છે. માટે જલદી આવો." ગાંધીજીએ તાર વાંચ્યો અને મિ. ઍન્ડ્રૂઝને બતાવ્યો. મિ. ઍન્ડ્રૂઝે કહ્યું કે, "આપણે હમણાં જ જવા તૈયાર થવું જોઈએ."

ગાંધીજી: "સમાધાનીના પત્રોનું શું?"

મિ. ઍન્ડ્રૂઝ: "એ ટપાલ મારફતે મોકલાવાશે અને મેળવાશે."

ગાંધીજી: "એમ કેમ બને? કોમની સમાધાની થતી હોય, ચોવીસ કલાકમાં પત્રોની આપલે થઈ જાય એવી ખાતરી હોય, તો પછી કોઈ પણ કારણે અહીંથી ચાલ્યા જઈ સમાધાની દિવસો સુધી લંબાવવાના જોખમમાં હિંદી કોમને નાખવાની મને શી સત્તા?"

મિ. ઍન્ડ્રૂઝ: "પણ મિસિસ ગાંધી તો ભયંકર સ્થિતિમાં છે એવું તારમાં છે. બે દિવસ જવાનું લંબાવીએ એમાં શુંયે પરિણામ આવે."

ગાંધીજી: "હું મારી ફરજ ચૂકીને એક દિવસ વહેલો જઈશ તેથી તે બચી જશે એની પણ શી ખાતરી?"

મિ. ઍન્ડ્રૂઝ: "ત્યારે શું કરવું?"

ગાંધીજી: "એકી પલાંઠીએ કામ પૂરું કરીને જ અહીંથી ખસાય, બીજું બને જ નહીં."

મિ. ઍન્ડ્રૂઝ ચૂપ રહ્યા, ચિંતામાં પડયા, તુરત જ ત્યાંથી ઊઠયા. ટેલિફોન ઉપાડયો. જનરલ સ્મટ્સને બોલાવી વાત કરી: "અહીં તો અમારે એક ધર્મસંકટ આવી પડયું છે. ફિનિક્સથી તાર આવેલો છે કે, મિસિસ ગાંધી ભયંકર બીમારીનાં ભોગ થઈ પડયાં છે અને મિ. ગાંધીને તુરતાતુરત બોલાવ્યા છે."

જવાબમાં જનરલે જણાવ્યું કે: "મિ. ગાંધી ખુશીથી જાય. આપણી સમાધાની હવે નક્કી છે."

મિ. ઍન્ડ્રૂઝ: "તમે મિ. ગાંધીને સમજો છો. તેમનું કહેવું એવું છે કે, ભલે ફિનિક્સ જવામાં ચોવીસ કલાક વિલંબ થાય. પણ કોમનું કામ મૂકીને તે જવા ઇચ્છતા નથી. તો તમે મારી એક વિનંતી સાંભળશો?"

જનરલ: "હા, જરૂર, તમે કહેશો તેમ કરવા હું તૈયાર છું."

મિ. ઍન્ડ્રૂઝ: "સાંજ તો પડવા આવી છે, છતાં મિ. ગાંધી તરફનો કાગળ તૈયાર કરી તેમાં તેમની સહી લઈને હું આપની પાસે આવું. આપ આપનો પત્ર તૈયાર કરાવી સહી કરી મને આપશો?"

જનરલ: "મોડું તો બહુ થશે. મારે બીજાં પણ જરૂરી રોકાણો છે. છતાં ભલે તમે મિ. ગાંધીનો કાગળ લઈને આવો. હું બનતી ઉતાવળથી મારો કાગળ તૈયાર કરીને આપીશ."

સાંજ તો પડી ગયેલી. તુરત હિંદીઓ તરફની શરતોનો પત્ર તૈયાર કરાવ્યો. ગાંધીજીની સહી તેના ઉપર મિ. ઍન્ડ્રૂઝે લીધી, અને તે કાસદ થઈને ચાલ્યા. રાત્રે પણ જનરલ સ્મટ્સ ઑફિસમાં જ હતા. ઘણું રોકાવું પડ્યું. તેમણે ગાંધીજીનો પત્ર વાંચ્યો. અને નક્કી કર્યા પ્રમાણે સરકાર તરફનો પત્ર પોતે લખી આપ્યો, અને સહી કરી મિ. ઍન્ડ્રૂઝને આપ્યો. મિ. ઍન્ડ્રૂઝે જનરલ સાહેબનો ભારે ઉપકાર માન્યો. અને પત્ર લઈને રાત્રીના દશ વાગ્યે પાછા મુકામ પર આવ્યા. તુરત જ રાત્રીની ગાડીમાં ફિનિક્સ તરફ રવાના થયા.

કસ્તૂરબાની સ્થિતિ બહુ વિષમ હતી. ગાંધીજી અણીને સમયે આવી પહોંચ્યા. આવે સમયે પણ ડૉક્ટરને બોલાવ્યો નહીં. પોતે જ તેમના દર્દનો ઉપચાર કર્યો અને કસ્તૂરબા જોખમમાંથી પસાર થયાં.

દીનબંધુ એન્ડ્રૂઝે આમ ભ્રાતૃભાવે જ કામ કર્યું છે. તેમણે દક્ષિણ આફ્રિકામાં જઈને વાતાવરણમાં ઘણો સુંદર ફેરફાર કર્યો. તેમાં કેપટાઉનમાં ગોરા શ્રોતાજનોની એક ગંજાવર સભામાં, જેમાં દક્ષિણ આફ્રિકાના ગવર્નર જનરલ લૉર્ડ ગ્લૅડસ્ટન દીનબંધુને સાંભળવા ગયેલા, ત્યાં દીનબંધુએ ભારે કરી. હિંદીઓ, હિંદ અને હિંદની સંસ્કૃતિ વિષે એવું લાગણીપૂર્ણ પ્રવચન આપ્યું કે તે સાંભળીને ઘણાઓની આંખમાંથી આંસુ વહ્યાં. આમ અનેક સેવાઓ બજાવીને દીનબંધુ અને ભાઈ પિયર્સન ત્યાંથી પરબારા ઈંગ્લંડ ચાલ્યા ગયા.

એ બે સાધુપુરુષ ઉપરાંત હિંદથી ગયેલા હિંદી સરકારના પ્રતિનિધિ સર બેન્જામિન રૉબર્ટ્સને પણ સમાધાનીમાં ઠીક ઠીક ભાગ ભજવ્યો. તે માટે એક અલગ પ્રકરણ રાખવા ઉમેદ રાખું છું, જેથી અહીં વિશેષ નહીં લખું.

ઉપરની વ્યક્તિઓ ઉપરાંત કેટલીક છૂપી વ્યક્તિઓએ કામ કર્યું છે તે વિષે દુનિયા કાંઈ જાણતી નથી. ગાંધીજીએ તેમના વિષેનો પૂરતો નિર્દેશ કર્યો જણાતો નથી. હું તે વ્યક્તિઓ વિષે જે કાંઈ જાણું છું તે જણાવી દઉં તો ઉપયોગી થશે. આ છૂપી વ્યક્તિઓ મિસ હૉબહાઉસ અને મિસ મૉલ્ટીનો નામની બે બહેનપણીઓ છે. તેમને વિષે હવે બીજા પ્રકરણમાં.

## ૧૯

# સેવાભાવી સહિયરો

શ્રીમતી કસ્તૂરબા જેલમાંથી છૂટયા પછી એક બાઈ ફિનિક્સમાં આવી. આશરે સિત્તેર વર્ષની ઉંમર છતાં જુવાનીનું જોમ શરીરમાં ભરેલું; શરીરે અલમસ્ત અને ઊંચી પડછંદ જેવી; ચાલવામાં જાણે ધનુષ્યમાંથી તીર વછૂટયું; હાસ્ય તો તેને મોઢે જ બાંધી મૂકેલું; હૃદય પ્રફુલ્લિત, બહુ જ માયાળુ; સિત્તેર વર્ષની બુઢ્ઢી હોવા છતાં ભલભલા જુવાનોને શરમાવે એવી તન અને મનની સ્ફૂર્તિથી ભરપૂર.

તેણે કસ્તૂરબાને ઓળખ્યાં. અમારા નિત્યકામમાં ભળી ગઈ. પછી જેલની વાત કરી. કસ્તૂરબાને જેલની હકીકત બહુ નમ્ર અને સ્નેહાળ પ્રશ્નો કરી પૂછવા માંડી. ખોરાકની હાડમારી, તે માટે કરવા પડેલા ઉપવાસ, જેલમાં સખત કામ, વગેરે વાતો કસ્તૂરબાએ ભાંગીતૂટી અંગ્રેજીમાં કરી. જાણે બધું સમજી ગઈ હોય તેમ તેણે એક નિસાસો નાખ્યો અને બોલી ઊઠી: "ગજબ થયો! ભારે નિર્દયતા કહેવાય. આવું તે સરકારને શું સૂઝયું? આ બાઈને જેલમાં નાખવાનું સૂઝયું? તેણે શો ગુનો કર્યો હતો? તે ગુનો કરે એવું કશુંયે તેનામાં ક્યાં છે? તેના મોં ઉપર તો સાવ નિર્દોષતા જ તરવરી રહી છે. નિર્દોષ પવિત્ર દેવી જેવી આ કસ્તૂરબા જનરલ સ્મટ્સનો શો ગુનો કરી શકે? જુઓને તેના શરીરમાં પણ શું રહ્યું છે? સાવ હાડપિંજર, લોહીનો છાંટોય ક્યાંયે જણાય છે? અરેરે, જનરલ સ્મટ્સને આ શું સૂઝયું? હું તો ખાસ ત્યાં દૂર દૂર કેપટાઉનથી મિસિસ ગાંધી, તમને જ જોવાને આવી છું. આ બધું હું જનરલ બોથાને કહીશ અને તેમને તો હું ઊધડા લઈ નાખીશ. આવી નિર્દોષ પવિત્ર દેવીને તે જેલમાં નાખશે તો તે રાજ્ય શી રીતે ચલાવી શકશે?"

તે બાઈ મિસ મોલ્ટીનો આમ બોલ્યાં જ જાય અને કસ્તૂરબા પ્રત્યે નિહાળી નિહાળીને જુએ અને પૂછે: "મિસિસ ગાંધી, મને સાચું કહો. તમને જેલમાં સરકારે બહુ કનડગત કરી? તમારું શરીર કેવું કૃશ થઈ ગયું છે! સાવ ફિક્કું જણાય છે."

તેનું નામ મિસ મોલ્ટીનો. દક્ષિણ આફ્રિકામાં તેનું 'મોલ્ટીનો' કુટુંબ પ્રખ્યાત છે. તેનો ભાઈ દક્ષિણ આફ્રિકાની પાર્લમેન્ટનો પ્રમુખ મિ. જેમ્સ મોલ્ટીનો. આ સિત્તેર વર્ષની યુવાન કુમારીએ આખી જિંદગી સમાજની સેવામાં જ ગાળી છે. કહો કે સમાજસેવા સાથે જ તેણે લગ્ન કર્યું. દક્ષિણ આફ્રિકામાં નિઃશસ્ત્ર સત્યાગ્રહની લડત ચાલી અને તેને યુનિયન સરકારને પણ અંતે નમવું પડયું. તેની અસર દૂર દૂર થઈ છે. ઘણાંને આ લડત મોટા ચમત્કાર સમાન લાગી. મિસ મોલ્ટીનો અને તેની બહેનપણી મિસ હોબહાઉસને પણ એવું જ લાગ્યું. અને મિસ હોબહાઉસે પોતાની સહિયર મિસ મોલ્ટીનોને તપાસ કરી સત્ય વાત મેળવવાને ફિનિક્સમાં મોકલી. મિસ હોબહાઉસ એક અંગ્રેજ બાઈ છે. તેનું નામ દક્ષિણ આફ્રિકાની બોઅર પ્રજામાં ઘેર ઘેર જાણીતું છે. બોઅર પ્રજા, નાનેરાં અને મોટેરાં સર્વ, આ બાઈને 'મોટીબહેન'ના નામથી સંબોધે છે. અંગ્રેજ અને બોઅર પ્રજાને તો જાણે અરસપરસ જન્મથી દુશ્મનાવટ હોય એવો બેસૂરો સંબંધ છતાં, આ અંગ્રેજ બાઈ બોઅર સ્ત્રીપુરુષ, બાલક, વૃદ્ધ અને યુવક યુવતી સૌની 'મોટીબહેન' શા રીતે થઈ પડેલી તેનો તો એક ઇતિહાસ છે.

સને ૧૯૦૨માં દક્ષિણ આફ્રિકામાં બોઅર યુદ્ધ થયું લોર્ડ કિચનર તે વખતના લશ્કરના સેનાપતિ. તેમના હાથ નીચે અંગ્રેજ લશ્કરે દક્ષિણ આફ્રિકામાં અનેક નિંદ્ય અત્યાચારો કર્યા હતા. જુલમ, અત્યાચાર અને દુરાચાર, કોઈ પણ ઉપાયોથી ટ્રાન્સવાલની બહાદુર અને વીર, મૂઠીભર પ્રજાને કચડી નાખવી, એ જ અંગ્રેજોનો સંકલ્પ હતો. એટલે બોઅર લડાઈ શરૂ કરવામાં અંગ્રેજ રાજદ્વારીઓએ ધર્માધર્મ કે નીતિઅનીતિ જોઈ નથી. તેમ જ લડાઈ ચાલ્યા પછી, અંગ્રેજ લશ્કરે પણ અત્યાચારો અને કરપીણ રાક્ષસી કામો કરવામાં પાછું

વાળી જોયું નથી. બોઅર લોકોએ પોતાનાં સ્ત્રી અને બાળકોને એક સ્થળે એકત્રિત કરી, તેઓ સહીસલામત રહે અને લડાઈની હાડમારી તેઓને ભોગવવી ન પડે તે માટે, અલગ રહેઠાણ કરી ત્યાં રાખેલાં. બોઅર જવાંમર્દો દેશના જુદા જુદા ભાગમાં બહાદુરીથી લડાઈમાં મશગૂલ હતા, તેનો લાભ અંગ્રેજ લશ્કરે લીધો. તેઓએ બોઅર બાળકો અને સ્ત્રીઓના રહેઠાણ ઉપર હલ્લો કરી તેમના કૅમ્પને આગ સળગાવી. અંગ્રેજી લશ્કરના જંગલી પશુ સમ સૈનિકોએ અનેક સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરી તેઓની લાજમર્યાદા લૂંટી. અને અનેક બાળકો તથા કૅમ્પના રક્ષણાર્થે રાખેલા ગણ્યાગાંઠ્યા વીર બોઅર યોદ્ધાઓ ઉપર અંગ્રેજી લશ્કરનાં ધાડાંએ તૂટી પડી તેઓને કતલ કરી નાખ્યા. આ નિંદ્ય કામ ઇતિહાસની હયાતી હશે ત્યાં સુધી અંગ્રેજ પ્રજાના ઇતિહાસમાં તેમના પર કાળા કલંકરૂપે રહેશે.

આ હકીકત ધીમે ધીમે પ્રકાશમાં આવી. તાર કે છાપાં મારફતે તો ઇંગ્લંડમાં આવી હકીકત સત્તાવાળા દાખલ થવા ન દે. પણ પત્રવ્યવહાર મારફતે અને ધર્મનીતિપ્રિય માણસો મારફતે આ હકીકત ઇંગ્લંડમાં ગઈ. તેની ચર્ચા થવા માંડી. ન્યાયી અને સહૃદયી અંગ્રેજોએ પોતાના ભાઈઓના આ નિંદ્ય વર્તન સામે વિરોધ ઉઠાવ્યો. તે વખતે એક અંગ્રેજ જુવાન કુમારિકાનું હૃદય ઊકળી ઊઠ્યું. પુણ્યપ્રકોપથી તેનું હૃદય બળીજળી રહ્યું. તેણે જાતે દક્ષિણ આફ્રિકામાં જઈ, આવાં નિર્દોષ બાળકો અને સ્ત્રીઓની કતલ વિષે તપાસ કરી, તેઓની સેવામાં જ રહેવાનો નિશ્ચય કર્યો. તેણે ઇંગ્લંડમાં પણ આ નિંદ્ય અત્યાચારોનો ખૂબ પ્રચાર કર્યો અને દક્ષિણ આફ્રિકાની સ્ટીમરમાં ડરબન બંદરે ઊતરી. આ વખતે દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોનો મિજાજ હાથમાં ન રહ્યો. પોતાના દેશની એક પવિત્ર, દયાની પ્રતિમા જેવી સેવાભાવી કુમારિકાને દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોએ ધુત્કારી, ગાળો દીધી, દેશદ્રોહી કહી; કેટલાકે તેના ઉપર સડેલાં ઈંડાં નાખી હુમલો કર્યો. છતાં આ બધાંયે અપમાનો, હાડમારી, અને ભયને નહીં ગણકારતાં એ કુમારિકા ટ્રાન્સવાલમાં દાખલ થઈ. બધી સ્થિતિ, ચાલુ લડતના ભયાનક વાતાવરણમાં પણ જાતે જોઈ; અને

જ્યાં બોઅર સ્ત્રી અને બાળકોનો રક્ષિત કેમ્પ હતો ત્યાં જઈ તેઓની સંભાળ અને સેવામાં જાતે રહી. આ વીર અને ન્યાયપ્રિય, દયાળુ અંગ્રેજ કુમારિકાનું નામ મિસ હોબહાઉસ. આ બાઈની મદદે બીજી સેવાભાવી બહેનો પણ ત્યાં મળી આવી, અને તેમણે બોઅર લડાઈની વચમાં પશુવૃત્તિવાળા અંગ્રેજ લશ્કરના ભયમાંથી સેંકડો બોઅર સ્ત્રીબાળકોનું રક્ષણ કર્યું. જે કામ સેંકડો શસ્ત્રધારી યોદ્ધાઓ ન કરી શકે તે એ વીર યુવતીએ પોતાના નૈતિક બળથી કરી બતાવ્યું.

પણ ત્યાર પછી મિસ હોબહાઉસ બોઅર પ્રજાની જીવનમિત્ર બની ગઈ. તેમની વચ્ચે જ તેણે જીવન ગાળ્યું. અને નિખાલસ બહાદુર બોઅર પ્રજાએ તેને પોતાની 'મોટીબહેન'નું વહાલસોયું વિશેષણ આપ્યું. જનરલ બોથાને બોઅર પ્રજા 'મોટાભાઈ' ગણે. આ અંગ્રેજ રમણીને 'મોટીબહેન' ગણે.

મિસ મોલ્ટીનો ફિનિક્સમાં આવી ગયાં અને બધી હકીકત જાણીને કેપટાઉન જઈ મિસ હોબહાઉસને બધું કહ્યું. આ દયાળુ અને નીતિપ્રિય બહેનનું હૃદય બળી ઊઠ્યું. તેમણે જનરલ સ્મટ્સ અને જનરલ બોથાને ખાનગી રીતે હિંદી કોમનો નિકાલ કરવાને આગ્રહ કર્યો. અને પોતે ખાતરી મેળવીને, તા. ૧ જાન્યુઆરી ૧૯૧૪ના રોજ હિંદી કોમે જાહેર કર્યા પ્રમાણે મોટી કૂચ શરૂ થયા પહેલાં, મિસ હોબહાઉસે ગાંધીજીને નીચેની મતલબનો એક તાર કર્યો :

"મારા જેવી એક અબળાની વિનંતિથી તમારી કૂચ પંદર દિવસ માટે મુલતવી રાખો." વગેરે.

જનરલ સ્મટ્સના પત્રમાં જણાયેલી સમાધાનીની કાંઈક આશા સાથે આ તારથી પણ ગાંધીજીના હૃદય પર બહુ સારી અસર થઈ. ગાંધીજીને મિસ હોબહાઉસ સાથે કાંઈ પરિચય નહોતો, પણ તે બાઈની સારી પ્રતિષ્ઠા સંબંધે કાંઈક જાણતા હતા. આવી નિર્મળ, ન્યાયી અને નીતિપ્રિય, સહૃદયી, વીર રમણીની માગણીનો અનાદર કરવાનું ગાંધીજીને ન ગમ્યું, અને તુરત જ બધાઓ સાથે મસલત કરી જાહેર કર્યું કે, "કૂચ તા. ૧૫મી જાન્યુઆરી સુધી મુલતવી રાખવામાં આવે છે."

આ પછી જ ગાંધીજીએ જનરલ સ્મટ્સની મુલાકાત લીધી. અને જનરલ સ્મટ્સ ગાંધીજીને જોઈને ખૂબ હસ્યા. તેમનો વિચિત્ર દેખાવ, વિચિત્ર પહેરવેશ, હાથમાં વાંસની પાતળી અને ઊંચી લાકડી — જાણે કોઈ ફકીર! આવા ઢંગમાં જનરલ સ્મટ્સે પોતાના આઠ વરસના હરીફને આજે જ જોયો અને બોલી ઊઠ્યા :

"આ તો ભારે કરી. હવે મને ખબર પડી કે, આ ત્રણ માસમાં આટઆટલી ભારે ધમાલ શી રીતે થઈ. આ લાકડીમાં જ કાંઈ જાદુ છે! તેણે જ આ બધો ચમત્કાર કર્યો. મને તમારો આ લેબાશ અને આ સ્વાંગ નથી ગમતો."

ગાંધીજીએ પણ મુક્તહાસ્ય કરી કહ્યું : "આ સ્વાંગ જે ઘડીએ તમે ઇચ્છો એ ઘડીએ હું ઉતારી શકું છું. તેને ઉતારાવવો તમારા હાથની વાત છે."

જનરલ સ્મટ્સ જાણે પોતાના કોઈ મિત્રને મળ્યા હોય તેમ વાત કરવા મંડી પડ્યા.

તે પ્રસંગે જનરલ સ્મટ્સ નિખાલસ ભાવે બોલેલા તે વિષે ગાંધીજીએ એક જાહેર સભામાં કહ્યું હતું, "The words that General Smuts so often emphasised still ring in my ears. He had said, 'Gandhi, this time we want no mental or other reservation, but all the cards be on the table, and I want you to tell me wherever you think that a particular passage or word does not read in accordance with your own reading.' And it was so."

"તે વખતે જનરલ સ્મટ્સે વારંવાર જે સ્પષ્ટતા કરી તેના પડઘા તો હજી પણ મારા કાનમાં વાગે છે. જનરલ સ્મટ્સ બોલેલા કે, 'ગાંધી, આ વખતે આપણને સહેજે અસ્પષ્ટતા જોઈતી નથી. મનનો મેલ કે અન્ય ચાલાકી જોઈતી નથી. રમતનાં બધાં પાનાં ટેબલ પર ખુલ્લાં જ કરી દેવાં. હું ઇચ્છું છું કે, આપણા કરારની કોઈ કલમ કે શબ્દનો અર્થ તમારી પોતાની સમજ અનુસાર

સ્પષ્ટતા કરતો નથી એમ તમને લાગે, ત્યારે તમે તે જરૂર મને કહેજો.' અને ખરેખર અમારી સમાધાની એવી જ સ્પષ્ટ અને નિખાલસ નીવડી."

ગાંધીજી તે પ્રસંગેની જનરલ સ્મટ્સની આ માર્મિક વાણી સમજી ગયેલા અને હસીને બોલેલા કે, "તમે ભેદ કે ચાલાકી રાખશો તોપણ તેથી મને કે મારી કોમને નુકસાન નથી. આજ સુધી મને લાભ થયો છે અને તમારી ભેદનીતિ કે ચાલાકીથી ઊલટો મારી કોમને વધારે લાભ થશે."

પછી બંને હરીફોએ વાટાઘાટ કરી નિકાલ કરી નાખ્યો. શો નિકાલ કર્યો તે આપણે બીજા પ્રકરણમાં જોઈશું.

## ૧૭

# પ્રાથમિક સમાધાની

પ્રાથમિક સમાધાની થઈ તે પહેલાં ગાંધીજી અને જનરલ સ્મટ્સની મુલાકાત અનેક વખત થયેલી અને તેમણે પૂરતી વાટાઘાટ કરેલી. વાટાઘાટમાં સર બેન્જામિન રૉબર્ટ્સને પણ મદદ કરેલી. અંતે સમાધાનીની નિશાની તરીકે એકબીજાને પત્ર લખવાનો નિર્ણય થયો. તે પત્રવ્યવહાર નીચે પ્રમાણે છે.

હિંદ કોમ વતી ગાંધીજીનો જનરલ સ્મટ્સને પત્ર:

"કમિશનમાં આપના જણાવ્યા પ્રમાણે અમારી પ્રતિજ્ઞાને લીધે અમારાથી મદદ નહીં દઈ શકાય. આ પ્રતિજ્ઞા આપ સમજી શકો છો, અને તેની કદર પણ કરો છો. આપ કોમની સાથે મસલત કરવાનું તત્ત્વ કબૂલ કરો છો, તેથી પુરાવો આપ્યા સિવાય બીજી રીતે કમિશનને મદદ દેવા અને છેવટે તેના કામમાં વચ્ચે તો ન જ પડવું એવી સલાહ હું મારા દેશભાઈઓને આપી શકું છું. વળી કમિશન ચાલુ રહે તે દરમિયાન ને નવા કાયદા થાય તે દરમ્યાન સરકારની સ્થિતિ કફોડી ન કરવા ખાતર સત્યાગ્રહ પણ મુલતવી

રાખવાની હું સલાહ આપી શકીશ. અમારી ઉપર જેલમાં ને હડતાળ દરમ્યાન જે દુ:ખો પડ્યાં તે બાબત મારે કહેવું જોઈએ કે, એ દુ:ખો અમારી પ્રતિજ્ઞાને લીધે અમે પુરવાર કરી નહીં શકીએ. સત્યાગ્રહી તરીકે અમારામાંથી બની શકે ત્યાં લગી અમે પોતીકાં દુ:ખોની ફરિયાદ ન કરીએ ને તેનો બદલો ન માગીએ. પણ આ વખતના અમારા મૌનનો એવો અર્થ ન થવો જોઈએ કે, અમારી પાસે સાબિત કરવાની કાંઈ જ સામગ્રી નથી. અમારી સ્થિતિ પણ આપ સમજી શકો એમ હું ઇચ્છું છું. વળી જ્યારે અમે સત્યાગ્રહ મુલતવી રાખીએ ત્યારે જેઓ હાલ લડતને અંગે કેદમાં છે તે છૂટવા જોઈએ. અમારી માગણીઓ શી છે તે પણ અહીં જણાવવાની જરૂર જોઉં છું.

૧. ત્રણ પાઉન્ડનો કર રદ થાય.

૨. વિવાહ હિંદુ મુસલમાન ઇત્યાદિ ક્રિયા પ્રમાણે થયેલા હોય તે કાયદેસર ગણાય.

૩. ભણેલા હિંદીઓ આ દેશમાં દાખલ થઈ શકે.

૪. ઑરેન્જિયાને વિષે જે કરારો થયા છે તેમાં સુધારો થાય.

૫. ચાલુ કાયદાનો અમલ એવો થાય કે જેથી ચાલતા હકોને નુકસાન ન પહોંચે એવી ખાતરી આપવી.”

આ કાગળ ૧૯૧૪ના જાન્યુઆરીની ૨૧મીએ ગાંધીજીએ લખ્યો. તે જ દિવસે જે જવાબ જનરલ સ્મટ્સ તરફથી ગાંધીજીને મળ્યો તેની મતલબ નીચે પ્રમાણે હતી :

“તમે કમિશનમાં જુબાની નહીં આપી શકો તેથી સરકાર દિલગીર છે, પણ તે તમારી સ્થિતિ સમજી શકે છે. તમે હાડમારીઓની વાત પડતી મૂકવાનો ઇરાદો જણાવો છો તેનો હેતુ પણ સરકાર સમજે છે. એવી હાડમારીઓનો સરકાર તો ઇન્કાર જ કરે છે, પણ જ્યારે તમે તેનો પુરાવો રજૂ નહીં કરો તો સરકારને કાંઈ તે બાબત કરવાપણું નહીં રહે. સત્યાગ્રહી કેદીઓને છોડવા બાબતનો સરકારે તમારો કાગળ મળ્યો તે પહેલાં જ હુકમ મોકલી દીધો હતો. કોમી દુ:ખોની નોંધ તમે આપી છે તે વિષે કમિશનનો રિપોર્ટ મળતાં સુધી સરકાર પોતાનાં પગલાં મુલતવી રાખશે.”

આ પ્રમાણે પ્રાથમિક સમાધાની થઈ. પણ જેમ દૂધનો દાઝ્યો છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ તેમ ઘણા હિંદીઓને ડર લાગ્યો: તેમને આ સમાધાનીનો પૂરો વિશ્વાસ ન જ આવ્યો. તેઓએ ગાંધીજીને કહેવા માંડયું :

"તમે પાછા જનરલ સ્મટ્સની જાળમાં સપડાયા. તે તો માંજરી આંખોનો બહુ લુચ્ચો છે. તમે બહુ સરળ છો. તમને બે વખત દગો દીધો, છતાં પણ તમે તેના પર વિશ્વાસ રાખી બેઠા છો. હિંદી કોમનું જોર, લડતમાં જાગ્રત થયેલો આપણો જુસ્સો, તેથી હિંદુસ્તાનમાં થયેલો અસંતોષ, ત્યાંના વાઇસરૉયનું અને તેને લીધે બ્રિટિશ સરકારનું થયેલું દબાણ; આ બધાંને કારણે જનરલ સ્મટ્સે હાજી હા કરી છે. પણ બધુંયે શાંત થયા પછી જોજો, તે તો હતો તે ને તે. જ્યાં સુધી ધારાસભામાં કાયદો નક્કી ન થાય ત્યાં સુધી તમારે સત્યાગ્રહ બંધ કરવાનો હતો જ નહીં."

આમ ઘણા મિત્રો બોલ્યા કરે. પણ દીનબંધુ ઍન્ડ્રૂઝ જેવા સાધુપુરુષ અને સર બેન્જામિન રૉબર્ટ્સન જેવા હિંદી સરકારના પ્રતિનિધિની દરમ્યાનગીરીથી આ સમાધાની થયેલી, એટલે ગાંધીજીને ભવિષ્યમાં દગો થવાનો ડર નહોતો. વળી આ પ્રસંગે તો જનરલ સ્મટ્સે પ્રથમથી જ બહુ નિખાલસતા વાપરેલી, તેની છાપ પણ ગાંધીજી પર સારી પડેલી.

આ સમાધાની થયા પછી થોડા જ દિવસમાં કમિશનનું કામ પૂરું થયું. તેમાં જેઓ લડતના ભારે વિરોધી હતા તેવા જ કોઈ ગણ્યાગાંઠ્યા હિંદીઓએ પુરાવો આપેલો, અને તે પણ કોમની વિરુદ્ધનો તો નહીં જ. કમિશને તુરત જ તેનો રિપોર્ટ તૈયાર કર્યો. તે રિપોર્ટ બહાર પડે અને તેના ઉપર કમિશનના સભ્યોની સહીઓ થાય તે પહેલાં જનરલ સ્મટ્સ મારફત તેની એક નકલ ગાંધીજીને મળી. ગાંધીજીએ તેમાં કેટલાક સુધારા સૂચવ્યા, અને તે સૂચવેલા સુધારા મુજબ રિપોર્ટમાં ફેરફાર પણ થયા. રિપોર્ટ ધારવા કરતાં પણ વધુ સંતોષકારક નીવડ્યો. તેમાં ત્રણ પાઉન્ડનો કર રદ કરવાની, હિંદી રીતિ મુજબનાં થયેલાં લગ્નોને કાયદેસર ગણવાની, ભવિષ્યમાં

હિંદીઓના ચાલુ હકોનું રક્ષણ કરવાની, વગેરે કેટલીક નાની નાની ભલામણો પણ હતી. હવે ફક્ત તે ભલામણો પાર્લમેન્ટની અંદર કાયદારૂપે પસાર કરવાની હતી. તેમ કરવામાં મદદ કરવાને પાર્લમેન્ટના ઘણા મુખ્ય મુખ્ય સભ્યોની ખાતરી પણ ગાંધીજીને મળી ચૂકી હતી. તેથી ગાંધીજીને હવે છેવટની સમાધાની વિષે સહેજે શંકા નહોતી રહી.

## ૧૮

## સર બેન્જામિન રૉબર્ટ્સન

સર બેન્જામિન રૉબર્ટ્સન એક પ્રખ્યાત આઈ. સી. એસ., મધ્ય પ્રાંતોના કમિશ્નર કહો, કે ગવર્નર કહો, પણ ત્યાંના વડા તે હતા. લોર્ડ બર્કનહેડના કહેવાતા લોખંડી ચોકઠાનું એક વજ્ર સમાન અંગ, હિંદી સનંદી નોકરોના વડીલ, અને બ્રિટિશ શાહીવાદના એક ચુસ્ત પૂજારી. હિંદી સરકારે દક્ષિણ આફ્રિકામાં તેમને મોકલ્યા તે હિંદીઓનું હિત સાચવવાને પ્રતિનિધિ તરીકે; પણ સર બેન્જામિનનાથી દક્ષિણ આફ્રિકામાં હિંદીઓનું હિત સાચવવામાં કાંઈ પણ મદદ થઈ હોય તો તે નાછૂટકે જ. તેમનાથી કાંઈ અહિત થઈ શકે તેમ નહોતું. એટલે નીચું મોં ઘાલીને ચાલતી ગાડીમાં બેસી ગયા અને સમાધાની સફળ કરવામાં નજીવી મદદ તેમને કરવી પડી.

પ્રથમ તો દક્ષિણ આફ્રિકામાં ઊતરતાં નાતાલ જે લડતનું મુખ્ય ધામ હતું ત્યાં કાંઈ પણ પૂછપરછ કે જેના દુઃખનિવારણના અર્થે ત્યાં ગયેલા તેમના વિષે સહેજ પણ તપાસ કર્યા સિવાય, નાતાલ ઓળંગીને પ્રિટોરિયામાં જઈ યુનિયન સરકારના મહેમાન થઈને બેઠા. હિંદી સરકારના દબાણથી તેના માનની ખાતર, યુનિયન સરકારે કમિશન નીમ્યું, અને તે હિંદી કોમે ન સ્વીકારવું એવી ગાંધીજીએ સલાહ આપી, તેથી હિંદી કોમ તરફ અને ગાંધીજી તરફ તેમના મનમાં કાંઈક ઘૃણા ઉત્પન્ન થઈ. હિંદીઓના આ પગલાથી તેમણે

હિંદી સરકારનું અપમાન થયેલું માન્યું. હિંદીઓની પ્રતિજ્ઞા કે કમિશનમાં થયેલા હિંદીઓના અપમાન અને અજ્ઞાનની વાત તો તેમના લક્ષમાં આવી જ નહીં. તેથી દક્ષિણ આફ્રિકામાં જઈને તેમણે ઊલટા પ્રયત્ન કરવા માંડ્યા.

હિંદુસ્તાનમાં ઘણા વખતથી ટેવાયેલા એટલે પ્રથમ તો તેમણે હિંદુ અને મુસલમાનોમાં ભેદ પાડવાનું સાહસ કર્યું: "દક્ષિણ આફ્રિકામાં મુસલમાનોના મોટા વેપારો છે, કરોડોની મિલકતો છે. અને હિંદુઓ તો ગણ્યાગાંઠ્યા છે. તેમાં થોડા જ સ્થાયી અને મિલકતોવાળા છે. માટે હિંદુઓ ગમે તેમ લડે તે તેમને પાલવે. તેમને શું ખોવાનું? મુસલમાનોને તો સરકારની વિરુદ્ધ થવામાં ભારે નુકસાન. એટલે તેમ કરવું તેમને ન પાલવે. મુસલમાનોએ પોતાના હિતની ખાતર દક્ષિણ આફ્રિકાની સરકાર અને હિંદી સરકારને રાજી રાખવી જોઈએ. કમિશન તો બન્ને સરકારે મસલત કરીને નીમ્યું છે. માટે મુસલમાનો તેમાં ભાગ લેશે, તેમાં પોતાના પુરાવા આપશે, તો ભવિષ્યમાં તેમને જે નુકસાન થવાનું છે તે નહીં થાય, એટલું જ નહીં પણ તેમના હિતની કેટલીક ભલામણો કમિશન કરશે."

આવો ઉપદેશ અને ચાલબાજી સર બેન્જામિને શરૂ કરી, પણ તેમાં તેમનું કાંઈ વાળ્યું નહીં. જે થોડાક હિંદીઓ લડતના તદ્દન વિરોધી હતા તેઓ, સર બેન્જામિનની શિખવણી સિવાય પણ, જવાના હતા તે જ ગયા. તે તો હિંદીઓની વસ્તીનો એક ટકો પણ ન ગણાય. બધા હિંદીઓ પોતાની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યા. આ સર બેન્જામિનની પહેલી સોગટી અફળ નીવડી. વળી તેમણે જોયું કે, જનરલ સ્મટ્સનો ગાંધીજી પ્રત્યે બહુ ઇતબાર છે, એટલું જ નહીં પણ ગાંધીજીને સંતોષ્યા સિવાય હવે સરકારનો છૂટકો જ નથી. હિંદી કોમના બળની બધાને ખાતરી થયેલી અને તે બળને પહોંચી વળવાની તેમની શક્તિ નથી, એવી અસર દક્ષિણ આફ્રિકાની સરકાર ઉપર થયેલી સર બેન્જામિને જોઈ. વળી તેમણે એમ પણ જોયું કે, શરૂઆતમાં પ્રધાનો અને ગાંધીજીની વચ્ચેની વાટાઘાટમાં જનરલ સ્મટ્સને સર બેન્જામિનને સામેલ રાખવાની પણ જરૂર ન

જણાઈ. તેમને તો પ્રિટોરિયાની એક હોટેલમાં જ પડી રહેવાનું થયું. વળી એમણે એમ પણ જોયું કે, હિંદી કોમના આગેવાનો કોઈ તેમની ખુશામત કરવા કે તેમને માનપાન આપવાને કે તેમને સભાઓમાં આમંત્રણ કરવાને કે સલામો ભરવાને જતા નથી. ત્યારે તેમને લાગ્યું કે, હિંદના આગેવાનોમાં કાંઈક ફેર છે. વિવેકની ખાતર, ગાંધીજી તેમની મુલાકાતે તેમના રહેઠાણે ગયેલા ત્યારે ગાંધીજીની વિચિત્રતા જોઈને તેમને કાંઈક નવાઈ લાગેલી અને વાતચીતમાં જ ગાંધીજીનું મનોબળ અને કામ કરવાની પદ્ધતિથી તે સાહેબ ભોંઠા પડેલા.

એવામાં એક અગત્યનો પ્રસંગ ઊભો થયો. સમાધાનીની શરતોમાં હિંદી વિવાહ કાયદેસર કરાવવાની કલમમાં કેટલાક મુસલમાનોનો એવો આગ્રહ હતો કે, મુસલમાની મજહબ પ્રમાણે ચાર સ્ત્રીઓ કરવાની પરવાનગી છે. માટે કોઈ મુસલમાન હિંદીને ચાર સ્ત્રીઓ હોય તો તે બધાં લગ્ન કાયદેસર ગણાવાં જોઈએ. ગાંધીજીએ, આવી માગણી પોતે નહીં જ કરી શકે, એમ સ્પષ્ટ કહેલું. તેમની દલીલ એ હતી કે, ચાલુ જમાનામાં જ્યાં એક સ્ત્રી સાથેનું લગ્ન જ કાયદેસર અને નીતિસર મનાય છે અને અનેક સ્ત્રી સાથેનું લગ્ન જંગલી મનાય છે, તે માન્યતાની વિરુદ્ધ થઈ, અયોગ્ય માગણી કરી, પરદેશી પ્રજાની દૃષ્ટિએ હિંદીઓની નૈતિક અવદશા તે પોતે બતાવશે નહીં. નૈતિક ધોરણે હિંદી પ્રજા પાશ્ચાત્ય પ્રજા કરતાં ઊતરતી ઠરે એવી કોઈ પણ માગણી કરવા તે પોતે તૈયાર નહોતા. મુસ્લિમ મજહબ સંબંધે ગાંધીજીની એ દલીલ હતી કે, મહમદ પેગંબર સાહેબના 'ચાર સ્ત્રીઓ કરતાં વધારે સ્ત્રીઓ પરણે તેને મુસલમાન પણ ન ગણવો' એવા ફરમાનનો અર્થ તો નૈતિક દૃષ્ટિએ એ જ હોઈ શકે કે, સાચો અને નેક મુસલમાન તો ખુદામાં જ નિમગ્ન રહી દુનિયાદારીમાં પડે જ નહીં. છતાં જે મુસલમાન એટલી શક્તિ ન ધરાવી શકે ને સંસારધર્મ સ્વીકારી, મનને સંયમમાં રાખી એક પત્ની સાથે લગ્નસંબંધ કરે, છતાં સંતાનપ્રાપ્તિને અર્થે કે મનની નબળાઈને કારણે કે અન્ય કોઈ પણ કારણે કોઈ ચાર સ્ત્રીઓ સુધી પરણે ત્યાં સુધી તે ક્ષમ્ય ગણાય;

પણ મુસલમાન હોવાનો દાવો કરનાર કોઈ ચાર સ્ત્રીઓથી વધારે સ્ત્રીઓ પરણે તેને મુસલમાનની ગણતરીમાંથી પણ કાઢી નાખવો. આમ પેગંબર સાહેબે માણસમાત્રની નબળાઈની મર્યાદા બાંધી માનવસમાજની ભારે સેવા બજાવી છે. કેટલાયે મુસલમાનો ભોગવિલાસની બહુ લોલુપતાવાળા હોવા છતાં, પેગંબર સાહેબના ફરમાનથી અધોગતિને પામતા અટકયા હશે. આવી સમજથી ગાંધીજીએ ચાર સ્ત્રીઓ સુધી કાયદેસર કરાવવાની માગણી કરવાની ના પાડી. સર બેન્જામિન રૉબર્ટ્સને આ વાત જાણી. તેમણે આ મતભેદનો લાભ લેવાનો પ્રયત્ન કર્યો. તેમને મળવા જનારા કેટલાક મુસલમાન ગૃહસ્થોને તેમણે સમજાવ્યા કે, “મુસલમાની મજહબ મુજબ ચાર સ્ત્રીઓ સુધીનાં થયેલાં લગ્ન કાયદેસર થાય એવી માગણી ગાંધીજીએ કરવી જોઈએ. પણ ગાંધીજી તે માગણી નથી કરતા, કારણ કે તેમ કરવામાં હિંદુઓને કાંઈ બહુ લાભ નથી.” આ સમજાવટથી કેટલાક મુસલમાન ભાઈઓ ચળ્યા અને ગાંધીજી પ્રત્યે દોષારોપ કરવા લાગ્યા કે, “સર બેન્જામિન તો તૈયાર છે. પણ ગાંધીજી ના પાડે છે.” ગાંધીજીએ આનું નિરાકરણ કરવા સર બેન્જામિનની મુલાકાત લીધી અને તેમને જણાવ્યું કે, “તમે મુસલમાન ભાઈઓ માટે જે લાગણી ધરાવો છો તેથી મને બહુ આનંદ થયો છે. હું તો એક સ્ત્રીનું લગ્ન જ નીતિવાળું માનું છું. એકથી વધારે સ્ત્રીઓ સાથેનું લગ્ન નીતિ વિરુદ્ધનું માનું છું. છતાં, મુસલમાન ભાઈઓની માગણી મુજબ વધારે સ્ત્રીઓવાળાં લગ્ન કાયદેસર ગણાવવાની માગણી સ્વીકારવા સરકાર તૈયાર હોય તોપણ હું હિંદીઓના પ્રતિનિધિ તરીકે તેવી માગણી કરી હિંદી કોમને પરદેશી લોકોની દૃષ્ટિએ હલકી પાડીશ નહીં. તેમ છતાં સરકાર તેવાં લગ્ન કાયદેસર ગણે તેમાં મારો સહેજે વિરોધ નથી. તેમ જ તમે પોતે મુસલમાનોના તરફથી તેવી માગણી કરશો અને સરકાર તમારી માગણીને માન આપી તે સ્વીકારશે તોપણ હું તેનો વિરોધ નથી કરવાનો, એટલું જ નહીં પણ હું તમારો અને સરકારનો આભાર માનીશ.”

ગાંધીજીનો આવો સ્પષ્ટ જવાબ સાંભળી અને તેમની નિશ્ચળતા જોઈ સર બેન્જામિન તો સમજી ગયા. વળી જે કમિશનનો ગાંધીજીએ બહિષ્કાર કર્યો, તે કમિશનનો રિપોર્ટ ગાંધીજીની તરફ પ્રથમ મોકલાયો, અને તેમાં તેમણે જે જે સુધારા સૂચવ્યા તે પણ કબૂલ મંજૂર રખાયા પછી કમિશનના સભ્યોની સહીઓ થઈ, એ હકીકતથી તો સર બેન્જામિન આભા જ બની ગયા; અને ત્યારે જ ગાંધીજીનો પ્રતાપ તે સાહેબ સમજી શક્યા. પછી તે સાહેબે સહેજ પણ વિરોધ કર્યો નથી કે ભેદનીતિનો કે ચાલાકીનો સહેજે પ્રયોગ કર્યો નથી. ત્યારથી ગાંધીજી સાથે વધારે મળતાવડા રહેવાને તેમણે પ્રયત્ન કરવા માંડ્યો, તેમ જ પત્રવ્યવહાર પણ કરવા માંડ્યો, અને દક્ષિણ આફ્રિકા છોડ્યા પહેલાં ફિનિક્સની સંસ્થા જોવા જવાની પણ પોતાની ઇચ્છા જણાવી.

એક દિવસ ગાંધીજીએ શ્રી મગનલાલ ગાંધી અને મને બોલાવીને કહ્યું : "આજે મિ. પોલાકનો પત્ર આવ્યો છે અને તે આજે અઢી વાગ્યાની ગાડીમાં સર બેન્જામિન રૉબર્ટ્સન અને તેમના મંત્રી મિ. સ્લેટર સાથે અહીં આવવાના છે. તેમની સાથે મિ. પોલાક તો છે, છતાં આપણા તરફથી સ્ટેશન સુધી તમે તેમને લેવા જાઓ તો તે ઠીક ગણાશે." અમે તો ચારેક જણા ગયા. સ્ટેશને ગાડી આવી પહોંચી, મહેમાનો ઊતર્યા. મિ. પોલાકે અમો બધાની ઓળખાણ કરાવી. બધાની સાથે હસ્તધૂનન કરી અમે ચાલ્યા. તેમણે તો કદાચ માની લીધું હશે કે, કોઈ વાહનમાં બેસીને જવાનું હશે. પણ મિ. પોલાકે સ્ટેશનની હદમાંથી નીકળી રસ્તે પડતાં કહી દીધું કે, સંસ્થામાં વાહન રાખવામાં આવતું નથી. બધો વ્યવહાર જાતથી જ થાય છે. અમો બધાએ વાતો કરતા કરતા ચાલવા માંડ્યું. સંસ્થાનાં મકાન આવ્યાં. ગાંધીજી પોતે જ્યાં રહેતા હતા તે મકાનના બારણામાં ઊભા હતા. તેમણે સર બેન્જામિનનું સ્વાગત કર્યું. મધ્ય ખંડમાં બધા બેઠા. ટેબલ ઉપર હંમેશ પથરાતી ધોયેલી સ્વચ્છ ચાદર પાથરી હતી. ચોકના બગીચાનાં ફૂલોને ફૂલદાનીઓમાં ગોઠવી ટેબલ ઉપર

મૂક્યાં હતાં. ત્યાં બેસી વાતો કરી, થોડી મિનિટ પછી ગાંધીજીએ ફળ વગેરે નાસ્તાની સામગ્રી મંગાવી. કેળાં, અનેનસ, સંતરાં, નારંગી, પપૈયું, કેરી વગેરે તાજાં ફળ લાવીને મૂકચાં. ગાંધીજીએ સર બેન્જામિનને તેમાંથી કાંઈક લેવાની વિનંતી કરતાં કહ્યું કે, "મેં અને મારા સાથીઓએ રોપી, ઉછેરીને મોટાં કરેલાં ફળઝાડોનાં આ ફળ છે, જેથી તે શુદ્ધ સ્વદેશી છે. અમારા જ બગીચામાં, અમારી જાતમહેનતથી ઊછરેલાં ફળઝાડનાં ફળો પ્રેમસહ અર્પણ કરવા ઉપરાંત આપનું વધારે સારું સ્વાગત અમે શું કરી શકીએ? એ ઉપરાંત આપને પસંદ પડે તો અમે અહીં ઘઉંની 'કચુની બ્રેડ' વાપરીએ છીએ. અહીં જ તૈયાર કરીએ છીએ. તે પણ આપની પાસે તૈયાર છે. આ જે કાંઈ અમે આપની સેવામાં અપર્ણ કરીએ તે આપ સ્વીકારી આભારી કરજો." સર બેન્જામિન રૉબર્ટ્સન તો ગાંધીજીનો નિખાલસ વિવેક જોઈ ખૂબ આનંદ પામ્યા, અને ત્રણેય મહેમાનોએ તેનો ઉપયોગ કરવા માંડ્યો. સર બેન્જામિન તો ફળની મિષ્ટતાનાં વખાણ કરતા જાય અને ખાતા જાય. ગાંધીજીએ હસીને કહ્યું કે, "અહીંની મીઠી જમીનનાં ફળ મીઠાં થાય છે. છતાં આ ફળોમાં અમારા પરસેવાની મીઠાશ મળેલી છે તેથી વધારે મિષ્ટ લાગે છે." સર બેન્જામિને ગાંધીજીના બોલવાનો ભાવાર્થ સમજી લઈ સાદા અને સ્વાશ્રયી જીવનનાં વખાણ કરવા માંડ્યાં. આશરે પોણોએક કલાક થયો. સર બેન્જામિનને સંસ્થામાં ફેરવવા જોઈએ, પ્રેસ વગેરે બતાવવું જોઈએ, એવા હેતુથી ગાંધીજીએ નમ્રભાવે ક્ષમા માગતાં કહ્યું: "મને માફ કરજો, સર બેન્જામિન, મિ. પોલાક સંસ્થાની બધી જમા, પ્રેસ, પુસ્તકાલય વગેરે બતાવશે. મિસિસ ગાંધી બીમાર છે એટલે હું આપની સાથે નહીં આવી શકું. હું આશા રાખું છું કે આપ દરગુજર કરશો."

સર બેન્જામિન સાહેબે ઊભા થતાં તેટલી જ નમ્રતાથી કહ્યું, "હા, હા, મને યાદ આવ્યું. મિસિસ ગાંધી બીમાર છે તે તો હું ભૂલી જ ગયેલો. હવે તેમની તબિયત કેમ છે? મને તેમની મુલાકાત થઈ શકે?"

ગાંધીજીએ કહ્યું : "જરૂર, ઘણી ખુશીથી. પધારો, અહીં પાસેના ખંડમાં જ તે છે."

કસ્તૂરબા પથારીમાં સૂતાં હતાં. સંસ્થામાં પલંગ વપરાતો નહોતો. બે લાકડાની પાટલીઓ ભેગી કરી તેની ઉપર કામળીઓ અને છેવટે ચાદર પાથરી પથારી કરેલી હતી. સર બેન્જામિનને ત્યાં લઈ ગયા. તેમણે કસ્તૂરબાને તેમની તબિયત પૂછી. ગાંધીજી અને કસ્તૂરબાના ઘરની આ સાદગી અને ઘરવખરી જોઈ ને આ સાહેબના હૃદયમાં કેવી અસર થઈ હશે તે તો તે જાણે. પણ સર બેન્જામિને કહ્યું : "મિ. ગાંધી, તમે તો મિસિસ ગાંધીની સારવારમાં જ રહો. અમે મિ. પોલાક સાથે બધે ફરી આવીશું. તમે મારી સાથે આવવાની સહેજે તસ્દી ન લેશો."

એમ કહી સર બેન્જામિન વગેરે ત્યાંથી નીકળ્યા; પ્રેસ, પુસ્તકાલય, બગીચો વગેરે જોયું. પાછા વળતાં ગાંધીજી પાસે ગયા અને રજા લીધી. મકાનના બારણામાં રહીને ગાંધીજીએ તેમનું સ્વાગત કર્યું હતું અને ત્યાં જ ઊભા રહીને તેમને વિવેકભરી વિદાય આપી. હિન્દુસ્તાનના મધ્ય પ્રાંતના કુલ સત્તાધારી રાજા, સર બેન્જામિન રૉબર્ટસન ગાંધીજીના ફિનિક્સમાં આવ્યા ને ગયા. જેવા પગે ચાલતા આવ્યા તેવા ગયા. કલાકેક ત્યાં ગાળ્યો તેમાં એક વસ્તુ ત્યાં મૂકતા ગયા : 'પોતાનું તેજ.' અને એક વસ્તુ પોતાની સાથે એ લઈ ગયા : અને તે ત્યાંનું જોઈ ને તેમના હૃદયમાં થયેલી અસર કે, "હિન્દુસ્તાનમાં બ્રિટિશ સલ્તનતનો જો કોઈ ભયંકર શત્રુ હોય તો તે મિ. ગાંધી છે."

## ૧૯

# લડતનો અંત

પ્રાથમિક સમાધાનીને કારણે બધા સત્યાગ્રહીઓને મુક્ત કરવામાં આવ્યા. બન્ને પક્ષો શાંતિથી જૂન માસની યુનિયનની સેનેટમાં 'રિલીફ બિલ' પસાર થવાની રાહ જોઈ બેઠા. સને ૧૯૧૪ના જૂન માસમાં સેનેટની બેઠક થઈ તેમાં જનરલ સ્મટ્સે 'રિલીફ બિલ' રજૂ કર્યું. તે બિલ રજૂ કરતાં, પહેલાંના અક્કડ જનરલ સ્મટ્સે જે નમ્રતાભર્યું અને ટૂંકું ભાષણ* કર્યું તે સત્યાગ્રહની સંપૂર્ણ ફતેહ સૂચવે છે. તેમણે, ગાંધીજીને આપેલા વિશ્વાસ મુજબ, ખૂબ પ્રયત્ન કર્યો અને તે બિલ પસાર કરાવ્યું. આ બિલમાં નવ કલમો છે. તેમાં એવું ઠરાવ્યું છે કે જે લગ્ન હિંદમાં કાયદેસર ગણાય છે તે લગ્ન દક્ષિણ આફ્રિકામાં પણ કાયદેસર ગણાય. એક કરતાં વધારે સ્ત્રી સાથેનું લગ્ન કાયદેસર ન ગણાય. અને તે સ્ત્રી પણ તેની કાયદેસર પત્ની ન ગણાય.

ગિરમીટિયા મજૂરની મુદત પૂરી થયા બાદ તેને સ્વતંત્ર રહેવું હોય તો માથા દીઠ ત્રણ પાઉન્ડનો કર હતો તે નાબૂદ કરવાનું ઠરાવવામાં આવ્યું.

દક્ષિણ આફ્રિકામાં કાયદેસર વસતા હિંદીઓને સરકાર તરફથી જે પ્રમાણપત્રો આપવામાં આવેલાં હોય તે પ્રમાણપત્રોની કિંમત આ બિલમાં આંકવામાં આવી છે. એટલે કે, જે હિંદીઓ તેવાં પ્રમાણપત્રો ધરાવે છે તે પ્રમાણપત્રોનો હેતુ કેટલે દરજ્જે સિદ્ધ થઈ શકે તેની વ્યાખ્યા બિલમાં સ્પષ્ટ કરવામાં આવી છે. આ બધી બાબતો વિષે સેનેટમાં સરસ મહોબતભરી ચર્ચા થઈ, અને કાયદો

---

* ઉત્સુક વાચકને આ ભાષણ ઇન્ડિયન ઓપીનિયનના સોનેરી અંકમાંથી મળી શકશે.

પસાર થયો. જે જે બાબતોને કાયદામાં દાખલ કરવાની અગત્ય ન જણાઈ, તે બાબતો વિષેનો સંતોષકારક ખુલાસો સરકારના પ્રતિનિધિ તરીકે જનરલ સ્મટ્સે ગાંધીજી પ્રત્યેના પોતાના પત્રમાં સ્પષ્ટપણે કર્યો છે. તેમાં કેપ કાલોનીની અંદર ભણેલા હિંદીઓને દાખલ થવાના હકના રક્ષણ વિષેનો, જેઓને દક્ષિણ આફ્રિકામાં દાખલ થવાની ખાસ રજા મળે તેઓ વિષેનો, જે ભણેલા હિંદી સને ૧૯૧૪ પહેલાં દાખલ થઈ ચૂક્યા હોય તેઓ વિષેનો, અને એક કરતાં વધારે સ્ત્રીને પરણેલા હોય તેઓને પોતાની બીજી સ્ત્રી મહેરબાની દાખલ લાવવા દેવા વિષેનો ખુલાસો થયેલો છે. ઉપરાંત જનરલ સ્મટ્સના કાગળમાં એ પણ જણાવેલું છે કે, “ચાલુ કાયદાઓ વિષે યુનિયન સરકારે હમેશાં ઇચ્છયું છે અને હાલ પણ ઇચ્છે છે કે, એ કાયદાનો અમલ ન્યાયપુરઃસર અને ભોગવાતા હકોને જાળવીને જ કરવામાં આવશે.”

ઉપરના પત્રના જવાબમાં તા. ૩૦મી જૂને ગાંધીજીએ જનરલ સ્મટ્સ ઉપર જે પત્ર લખ્યો છે તેનો સાર નીચે પ્રમાણે છે:

“આપનો આજની તારીખનો પત્ર મને મળ્યો છે. જનરલ સ્મટ્સે મને ધીરજ અને વિનયપૂર્વક સાંભળ્યો તેને સારુ હું આભારી છું. હિંદને રાહત દેનારો કાયદો અને આપણી વચ્ચેનો પત્રવ્યવહાર સત્યાગ્રહની લડતનો અંત લાવે છે. આ લડત સને ૧૯૦૬માં શરૂ થઈ. એથી હિંદની કોમને ઘણું દુઃખ અને પૈસાની નુકસાની સહન કરવાં પડ્યાં છે, અને સરકારને પણ ચિંતામાં પડવું પડ્યું છે. પ્રધાન જાણે છે કે, મારા કેટલાક ભાઈઓની માગણી ઘણી વધારે હતી. જુદા જુદા પ્રાંતમાં વેપારના પરવાનાના કાયદા, જેવા કે ટ્રાંસવાલનો ‘ગોલ્ડ લૉ’, ‘ટ્રાંસવાલ ટાઉનશિપ ઍક્ટ’ તથા સને ૧૮૮૫નો ટ્રાંસવાલનો નં. ૩ નો કાયદો, તેમાં એવા કશા ફેરફાર થયા નથી, કે જેને લીધે રહેઠાણ સંબંધી સંપૂર્ણ હક મળે વેપારની છૂટ મળે, તથા જમીનની માલકી ધરાવવાનો હક મળે, તેથી તેઓને અસંતોષ થયો છે. કેટલાકને તો એટલા કારણસર અસંતોષ રહ્યો છે કે, એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જવાની સંપૂર્ણ છૂટ આપવામાં

નથી આવી. કેટલાકને એવો અસંતોષ થયો છે કે, હિંદીઓને રાહત આપવાના કાયદામાં લગ્નના પ્રશ્નની બાબતમાં જે થયું છે તેથી વિશેષ થવું જોઈતું હતું. તેઓની મારી પાસે એવી માગણી છે કે, ઉપરની બધી બાબતો સત્યાગ્રહની લડતમાં સામેલ કરવામાં આવે. પરંતુ તેમની માગણી મેં નથી સ્વીકારી; એટલે સત્યાગ્રહની લડતના મુદ્દા તરીકે જોકે આ બાબતો દાખલ કરવામાં નથી આવી, છતાં એની તો ના નહીં જ પાડી શકાય કે, કોઈ દિવસ સરકારે આ બાબતનો વધુ વિચાર કરીને રાહત આપવી જોઈશે. જ્યાં સુધી અહીં વસતી હિંદી કોમને શહેરી તરીકેના પૂરેપૂરા હક આપવામાં નહીં આવે, ત્યાં સુધી સંપૂર્ણ સંતોષની આશા રાખી શકાય નહીં. મારા ભાઈઓને મેં કહ્યું છે કે, તમારે ધીરજ રાખવાની છે અને દરેક યોગ્ય સાધન વડે લોકમત એવો કેળવવાનો છે કે આ પત્ર-વ્યવહારમાં દર્શાવેલી શરતો કરતાં પણ ભવિષ્યની સરકાર વધુ આગળ જઈ શકે. હું આશા રાખું છું કે, દક્ષિણ આફ્રિકાના ગોરાઓ જ્યારે સમજશે કે હિંદુસ્તાનમાંથી ગિરમીટિયા મજૂરો આવવાનું તો હવે બંધ થયું છે અને દક્ષિણ આફ્રિકામાં નવા આવનારને લગતા કાયદાથી સ્વતંત્ર હિંદીઓનું અહીં આવવું પણ રોકાયું છે, અને સમજશે કે હિંદીઓની મહત્ત્વાકાંક્ષા અહીંના રાજકાજમાં કોઈ જાતની દખલ કરવાની છે જ નહીં, ત્યારે મેં જણાવ્યા તે હકો હિંદીઓને આપવા જ જોઈએ અને તેમાં જ ન્યાય રહેલો છે, એવું તેમને ભાસશે. દરમ્યાન આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં છેલ્લા થોડા મહિના થયાં સરકારે જે ઉદાર ધોરણ પકડ્યું છે તે ઉદાર ધોરણ, આપના પત્રમાં જણાવ્યા મુજબ, અત્યારના કાયદાઓનો અમલ કરવામાં ચાલુ રહેશે તો, મારી ખાતરી છે કે, આખા યુનિયનમાં હિંદી કોમ કાંઈક શાંતિ ભોગવીને રહી શકશે અને સરકારને હેરાનગતિનું કારણ નહીં થઈ પડે."

## ૨૦

# ગાંધીજીનું વસિયતનામું

ઉપરનું મથાળું વાંચી વાચક ભાઈબહેનોને નવાઈ લાગશે. અઢાર વર્ષ પર ગાંધીજીનું વસિયતમામું શાનું? શાને તેમણે તે લખ્યું હશે? કોના હિતમાં લખ્યું હશે? કેટલી મિલકત તે વસિયતનામામાં લખી હશે? સમાજમાં સામાન્ય રીતે તો એવી જ પ્રણાલી છે કે, માણસે પોતાના મૃત્યુ પહેલાં પોતાની મિલકતનો વારસો સાચા વારસને મળે અને તે ઉપરાંત બીજી વ્યવસ્થા કરવાની હોય તે વસિયતનામામાં જણાવવાનું હોય. ગાંધીજીને પણ એક સમયે પોતાની મિલકતની વ્યવસ્થા કરવાની જરૂર જણાઈ.

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કેપટાઉનમાં સેનેટમાં ઇન્ડિયન રિલીફ બિલ પસાર થયું અને બાકીના ખુલાસા ગાંધીજીએ જનરલ સ્મટ્સ પાસેથી પત્ર મારફતે કરી લીધા. તે પત્રમાં જણાવ્યા પ્રમાણે, લગ્નના કાયદાની બાબતમાં મુસલમાનોને સંતોષ થયો નહોતો. વેપારના પરવાના મેળવવામાં અને મિલકતો વેચાતી લેવામાં પણ મુશ્કેલી હતી. તેઓની એવી માગણી હતી કે, આ પ્રસંગ મળ્યો છે, આપણું બળ જામ્યું છે, અને સરકાર નરમ પડી છે, તે સમયનો લાભ લઈને બીજી માગણીઓ પણ મંજૂર કરાવી લેવી. ગાંધીજીએ નીતિ અને સત્યાગ્રહના સિદ્ધાંતથી વિરુદ્ધની કોઈ પણ માગણી કરવાની ના પાડી. લડતની શરૂઆતમાં ભવિષ્યમાં હિંદી કોમ કેટલું જોર બતાવશે તેનો ખોટો ખ્યાલ બાંધ્યા સિવાય જે પ્રશ્ન માટે લડતાં લડતાં મૂઠીભર સત્યાગ્રહીઓએ પણ મરી ફીટવું જોઈએ એવા જ પ્રશ્નોના નિકાલની માગણી રજૂ કરવામાં આવેલી. તે માગણીમાંથી કોઈ પણ સંજોગોમાં પાછું ન હઠાય. કોમે લડતમાં સાથ ન આપ્યો હોત તો તેટલી જ માગણી માટે અંત સુધી લડી મર્યે જ છૂટકો. તેમાં એકે માગણી કમી ન થાય. તેમ જ

કોમે બહુ સારો સાથ આપ્યો તે કારણે તેનો લાભ લઈ નજીવી વસ્તુ પણ ઉમેરાય નહીં. ગાંધીજીનું કહેવું એ હતું કે, માગણીઓ વાજબી હોય અને તે મેળવવાને આપણી પાસે પૂરતું બળ હોય, તો ગમે તેવી માતબર સરકારને પણ તે આપ્યા સિવાય છૂટકો નથી. પ્રજાનું સાચું બળ નૈતિક અને સમજપૂર્વકના ત્યાગનું બળ પ્રજાને સતેજ અને તૈયાર રાખે છે. માણસ જે બળથી ઇચ્છિત વસ્તુ મેળવે છે તે વસ્તુ ટકાવી રાખવાને માટે તે જ બળ સતેજ રાખવું પડે છે. પશુબળથી મેળવેલી વસ્તુ ટકાવી રાખવાને પશુબળની જ તૈયારી રાખવી પડે છે. તેનાં ખંજરો, તલવારો કે તોપોને કટાવા દેવાં નહીં પાલવે. તેમ જ સત્યાગ્રહથી મેળવેલી વસ્તુ ટકાવી રાખવાને સત્યાગ્રહનું હથિયાર કટાવા દેવું ન જ પાલવે. પ્રજામાં એવું સામર્થ્ય હોવું જોઈએ કે કોઈ પણ ક્ષણે, કોઈ પણ અન્યાય સામે તે ઝૂઝી શકે. આવી તૈયારીથી પ્રજા ફના ન થાય પણ આબાદ જ થાય.

પણ પૈસાને પરમેશ્વર માનનારા કેટલાક અણઘડ ભાઈઓ આ વસ્તુ ન સમજી શકયા. સમજ્યા હશે તો જાણી બૂજીને તોફાન કરવા ખાતર અસંતોષ ફેલાવવા લાગ્યા : ગાંધી તો ત્રણ પાઉન્ડના કર માટે જ લડયા અને તે બાતલ કરાવ્યો, પણ તેનો લાભ તો ફક્ત હિંદુઓને જ મળ્યો. કારણ કે, ગિરમીટિયા મજૂરોમાં ઘણો મોટો ભાગ હિંદુઓનો જ છે. અને બીજી બાબતોમાં મુસલમાનોને ખાસ કાંઈ લાભ મળ્યો જ નથી. કેટલાક વિઘ્નસંતોષી અને દ્વેષી માણસોએ આવો ઊહાપોહ કરવા માંડયો. પરિણામે, સને ૧૯૦૭માં જેવું વાતાવરણ થયેલું તેવું વાતાવરણ જોહાનિસબર્ગમાં ઊભું થયું. કેટલાક ગુંડાઓએ ગાંધીજી ઉપર હુમલો કરી તેમને ઠાર કરવાની વાતો છડેચોક કરવા માંડી. જોહાનિસબર્ગમાંથી આ વાત ફિનિક્સમાં આવી. ગાંધીજી આ પ્રસંગે કેપટાઉનમાં હતા. ફિનિક્સમાંથી ગાંધીજીને એક પત્ર લખી કોઈએ જોહાનિસબર્ગના ભયની હકીકત જણાવી. જોહાનિસબર્ગમાંથી પણ તેવા પત્રો ત્યાં ગયેલા. મિ. કૅલનબૅક જોહાનિસબર્ગ હતા. તે તો એમ જ કહે કે, "ગાંધીજીનું રક્ષણ કરવાની ચિંતા આપણે કરવાની જરૂર નથી. તે પોતાનું રક્ષણ કરી શકે તેવા

શક્તિમાન છે." કેટલાકનો ગાંધીજીને એવો આગ્રહ હતો કે, કેપ-ટાઉનથી તેમણે પરબારા નાતાલ જવું. જોહાનિસબર્ગ ઊતરવું નહીં. પણ પોતાના ઉપર હુમલો થવાનો છે તેના ભયના કારણે જોહાનિસ-બર્ગ ન જતાં, પરબારા ફિનિક્સ જવા તૈયાર થાય તેવા ગાંધીજી ડરપોક નહોતા. તેમણે તો નિશ્ચય કર્યો કે જોહાનિસબર્ગ જવું. ત્યાં જવાથી તેમના પર હુમલો થાય અને તેમાં કદાચ તેમનું મૃત્યુ થાય તોપણ તે સત્યાગ્રહને અંગે જ થશે, અને તેવું મરણ તો તે ઇચ્છતા જ હતા. સત્યના પાલનમાં ગેરસમજથી ગમે તે બહાના હેઠળ પોતાના જ માણસો ગાંધીજીનું ખૂન કરે તો તેવા મૃત્યુને ગાંધીજી ચાહતા હતા, એવો પ્રસંગ વધાવી લેવા તે તૈયાર હતા. એટલે તે પોતે જોહાનિસબર્ગ જવા તૈયાર થયા. તેમને પણ લાગેલું કે, એવો હુમલો થાય પણ ખરો કે જેથી તેમનું મૃત્યુ થાય. એવી માન્યતાથી ગાંધીજીએ ફિનિકસવાસીઓ પ્રત્યે એક અગત્યનો પત્ર લખ્યો. તે પત્ર નીચે પ્રમાણે છે:

કેપટાઉન

ફાગણ સુદ ૧૪, ૧૯૭૦

ચિ. છગનલાલ,

આ ઘડીએ મને ફુરસદ છે. જોહાનિસબર્ગમાં મારા પ્રાણ લેવાના પ્રયત્ન પાછા થાય છે એમ મેઢ લખે છે. એમ બને તો ઇચ્છવા યોગ્ય છે ને મારું કાર્ય સંપૂર્ણ થયું ગણાશે. તે કારણથી ડરીને મારે જોહાનિસબર્ગથી દૂર નથી રહેવું. એવા સંજોગોથી કે બીજે પ્રકારે પણ મારું અચાનક મૃત્યુ થાય તો, મેં ખીલવેલા કેટલાક વિચારો મેં તમારી પાસે નથી મૂકયા, એ અહીં લખી નાખવા ધારું છું.

કુટુંબસેવા પ્રથમ કરવી એ વાકય પરમાર્થ દષ્ટિએ બહુ વાસ્તવિક છે. તે જેનાથી થઈ શકે તે જ ગ્રામસેવા કે દેશસેવા કરી શકે છે. કુટુંબસેવા કોને કહેવી એ જ વિચારવાનું રહ્યું છે. શુદ્ધ વર્તન એ વિચાર સહેલાઈથી બતાવી દે છે એમ લાગે છે.

મને એમ જણાય છે કે, આપણે જે ચાકરીની કે રાજદ્વારી જિંદગી ભોગવતા આવ્યા છીએ એ કનિષ્ઠ છે. આપણું કુટુંબ પંકાયેલું છે, એટલે લૂંટારાની ટોળીમાં આપણે ઓળખાઈએ છીએ. વડીલોનો દોષ કાઢ્યા વિના કહી શકાય કે, તેઓએ પ્રજાની ચાકરી તો કરી હશે, પણ આપ-સ્વાર્થને અંગે એ થઈ છે. સાધારણ દૃષ્ટિએ જોતાં તેઓએ ઠીક ન્યાય કર્યો જણાય છે. એટલે કે, થોડો જુલમ રૈયત પર કર્યો. અત્યારે કુટુંબ પાયમાલ સ્થિતિમાં છે. જો નોકરી ન મળે તો બધા રખડે. ભારે નજર પહોંચતાં નારણદાસ મુંબઈમાં ગુલામી કરે છે. બીજા કુટુંબીઓ રખડે છે અથવા રાજખટપટમાં પડ્યા રહી પેટિયું મેળવે છે. બધા પ્રજાની ઉત્પત્તિ કરવામાં અને પરણાવવા વગેરેમાં રોકાયા છે. મા વહુનો મહાન લોભ પોતાના છોકરાને પરણાવવાનો છે.

આમાંથી કેમ ઊગરીએ? રસ્તો બની શકે તો ફેરવવો. પ્રથમ તો ખેડૂત જ બનવું તેમાં અસહ્ય કષ્ટ આપણા કઠણ ભાગ્યને લીધે પડે તો વણકર વગેરેની મજૂરી કરવી. જે દશાએ ફિનિક્સમાં રહીએ છીએ તે દશાએ રહેવું. ઓછામાં ઓછી હાજતો રાખવી. ખોરાકની પદ્ધતિ બને તેટલી જે વિચારી છે તે સાચવવી. દૂધને પવિત્ર વસ્તુ માની છે તે લેવી, તોપણ અપવિત્ર ગણીને લેવી. આ મહાન ફેરફાર છે. તેનાં મૂળ ઊંડાં છે. ને તેનાં પરિણામ સજ્જડ છે. તે બધાને માન્ય હો કે ન હો એ જુદી વાત છે. પણ કરોડોને તે વસ્તુ અલભ્ય છે, એ જાણીને પણ તજવા યોગ્ય છે. એ શુદ્ધ માંસ છે ને અહિંસા-ધર્મનું વિરોધી છે એ વિચાર કોઈ કાળે મારા મનમાંથી જનાર નથી. આ દેહે દૂધ, ઘી આદિ તો હવે લેવાય એમ સૂઝતું નથી. બને તેમ અગ્નિનો ઓછો ઉપયોગ કરી રહેણી ચલાવવી. કુટુંબના જે છોકરાઓ આવવા માગે તેને આપણે રાખવા ને લેવા. તેઓ ઉપરના વિચારને ન અનુસરે તો ન રહી શકે. વિધવાઓ જે આવી રહેણીમાં ન દાખલ થવા માગે તેને માનપૂર્વક જણાવવું કે, એ રહેણીને ધોરણે ચાલતાં જણ દીઠ જે ખર્ચ થાય તેથી દોઢું તેમને આપીને ઋણ પતાવીશું. એ સિવાય બીજું નહીં આપી શકીએ. કોઈને પણ વરાવવા

પરણાવવાની ઉપાધિમાં પડવું જ નહીં. મોટા થયે જે પરણવા માગશે તે પોતે જોઈ લેશે. છોકરીઓ હોય તેને સારુ વર શોધવો જ પડશે, તો જે તુલસાને પત્રે વરશે તેને દઈશું. એક પાઈનું ખર્ચ નહીં કરીએ. તેવો વર નહીં મળે ત્યાં લગી રાહ જોઈશું અને છોકરીને ધીરજ રાખતાં શીખવીશું. આમ કરતાં વાતો સાંભળવી પડશે, તિરસ્કાર થશે, તે બધું પ્રેમપૂર્વક સહન કરીશું. જો આપણું વર્તન અખંડિત રહેશે તો કશી અડચણ નથી આવવાની. પ્રજાની ઉત્પત્તિ કરવી એ આપણા ધર્મનું અંગ નથી. સંસારને ફેલાવવો એ આપણું કર્તવ્ય નથી. જે સંસાર છે તેમાં ખરડાયા વિના એ પ્રમાણે રહેવું કે જેથી આપણને અને બીજાને મોક્ષ સુલભ થઈ પડે એ જ જિંદગીનું રહસ્ય જણાય છે. ને તેમાં આપસેવા, કુટુંબસેવા, કોમસેવા ને રાજસેવા આવી જાય છે. એ દશા આવે ત્યાં આપણે થોભવાનું નથી.

ઉપરના વર્તનમાં જે ભળશે તે પણ કુટુંબી જ થશે. તેમાં રાવજીભાઈ, મગનભાઈ, પ્રાગજી ને જે કોઈ બીજા આવશે તેને લઈશું. મારું અકાળ મૃત્યુ થાય તો ઉપર પ્રમાણે તમારે વર્તન કરવું એવી મારી ભલામણ છે. તમારે ફિનિક્સ એકાએક ન છોડવું. પણ ઉદ્દેશો ધ્યાનમાં રાખી રહેવું. મગનલાલની મને પૂરી આશા છે. જમનાદાસ ઘડાઈ જાય તો તેનામાં તે સત્ત્વ છે. તેનામાં આગ્રહ પણ છે.

મારા મૃત્યુથી વિધવાઓ, જેનો બોજો મારે ખાસ ઉપાડવાનો રહ્યો છે, તેમને સારુ તમારે પૈસા દાક્તર મહેતા પાસે માગવા. તે ન મળે તો તમે જે ઉપરના ઉદ્દેશોને મળતા છો તેમણે અનેક સંકટો સહી, વેઠ કરીને પણ એટલું પૂરું પાડવું. હરિલાલે પોતાનું જોઈ લેવું પડશે. છોકરાઓને તમને કે જે દેશમાં હોય તેને સોંપે. ફૂલીની પાસે પૈસો છે એટલે તેને કાંઈ આપવાપણું નથી. હવે રહ્યાં ગોકી-બહેન, નંદકોરભાભી, ને ગંગાભાભી તથા ગોકળદાસની વહુ. તે સાથે રહે તો તેમની મહેરબાની, તેમનું ભૂષણ. જો ન રહે તો દરેકને નોખું પોષણ આપવું. છોકરાંઓનો કબજો સોંપી દઈએ. પણ જો જ્યાં બીજા રહેતાં હોય ત્યાં આવે તો વધારે ઠીક ગણાશે. આમ કરતાં તેઓના પોષણનો બોજો બધો મળીને રૂ. ૪૦ નથી આવવાનો. બાનો

પણ તે જ વરાડ સમજવો. બાએ તો સમજવું જોઈએ કે, તેઓની સાથે જ રહેવું. તેણે પણ છોકરાઓને સોંપી દેવા જોઈએ. જે છોકરા પોતાની માનો બોજો ઉપાડે તેને તો છૂટ જ હોય. ઉપરનો જવાબ જે છોકરાઓ આપણી મદદ માગે તેને સારુ છે. હરિલાલ બાનો બોજો ઉપાડી તેને રાખે તો ભલે. નંદકોરભાભીને રાખે તો વિશેષ. ગોકીબહેનનું ને ગોકાની વહુનું જ પછી તો રહે, તથા ગંગાભાભીનું. કાકુ પોતાની બાનો બોજો ઉઠાવે તોપણ ઠીક જ છે. ને શામળદાસ પોતાની માનો. જે નિરાધાર થઈ રહે તેને સારુ ઉપલો રસ્તો છે. તમે જે રહેણીએ રહો તેથી વિશેષની આશા કોઈ નહીં રાખી શકે, ને નહીં રાખે. એ જ રહેણીને હું શ્રેષ્ઠ ગણું છું ત્યાં ઉપરના વિચાર ક્રૂર નથી લાગતા. આ ન્યાય ગરીબી પાયા ઉપર છે, ને તે જ ખરો પાયો જણાય છે.

મારા મરણ પછી આ કાગળનો ઉપયોગ ગમે તેને બતાવવામાં કરજો. હાલ તો મગનલાલ, રાવજીભાઈ, મગનભાઈ, પ્રાગજી અને જમનાદાસ વાંચજો. આટલા જણા બીજે ક્યાંય તેની ચર્ચા ન કરે, એવું હું માગી લઈશ. એટલાએ પણ ન વાંચવો જોઈએ એમ તમને લાગે તો તમે જેને યોગ્ય લાગે તેને જ વંચાવજો.

મને લાગે છે કે, કાગળ એટલો સંપૂર્ણ છે કે, તમને જે પ્રશ્નો ઊઠશે તેનો જવાબ તમને તેમાંથી જ મળી રહેશે. છતાં જે કાંઈ રહી ગયેલું લાગે તે મને પૂછજો. મારી સાથે ચર્ચા કરવી હોય તો પ્રશ્ન લખી રાખજો. મારાથી મતભેદ થાય તે બેધડક થઈ જણાવજો. તમને પોતાને વિશેષ પડતી જવાબદારી લાગે તો તે પણ જણાવજો. જે તમને સૂઝે તે બધી ટીકા કરજો.

મોહનદાસના આશીર્વાદ

તા. ક. મણિલાલ ત્યાં નથી. નહીં તો તેને પણ વાંચવાની રજા આપત. હાલ આ કાગળની નકલ કરજો. ઠીક લાગે તો રજિસ્ટર કરી તેને વાંચવા મોકલજો ને પાછો મંગાવજો.

ઉપરનો પત્ર લખીને ગાંધીજી જોહાનિસબર્ગ તરફ ગયા. ત્યાં ગયા પછી ઘણા ભાઈઓ તેમને મળ્યા. કેટલીક સભાઓ થઈ.

ત્યાં તેમનું સ્વાગત થયું. બીજે કે ત્રીજે દિવસે એક સભામાં તેમને આમંત્રણ કરવામાં આવ્યું. સભા મુસલમાન ભાઈઓએ બોલાવી હતી. ગાંધીજીને ત્યાં નહીં જવાની કેટલાકોએ સલાહ આપી. પણ તેમણે કહ્યું કે, "શેઠ નોકરને બોલાવે અને નોકર ન જાય તો તે કેવો ઉદ્ધત અને હરામી ગણાય! મારા દેશભાઈઓ મારા શેઠ છે. અને કોઈ પણ ક્ષણે મને બોલાવે તો મારે જવું જોઈએ." ગાંધીજી ત્યાં ગયા. સભામાં તેમને સમાધાની સમજાવવાનેજીકહેવામાં આવ્યું. તે સમજાવતાં તેમને વારંવાર વચ્ચે પ્રશ્નો પૂછવાનું શરૂ થયું. અને પછી તોછડાઈથી માંડીને ક્રમસર તોફાન વધવા માંડ્યું. જાણે કે હમણાં જ તોફાન તૂટી પડશે. એવામાં એકાએક એક મહા કારમો પઠાણ હાથમાં મોટો ઉઘાડો છરો પકડીને આગળ ધસી આવ્યો અને બોલી ઊઠ્યો: "ખબરદાર, કેટલાક બદમાસો ગાંધીભાઈની ઉપર હુમલો કરવા તૈયાર છે, પણ કોઈ પણ તેમને સહેજે ઈજા કરશે તો આ છરાથી તેને ઠાર કરીશ." આમ બોલી વિકરાળ પઠાણ મીર આલમ, હાથમાં છરો પકડીને, સિંહ સમાન ઊભો રહ્યો. ગાંધીજી તો કાંઈક હસતા વદને તે પઠાણ સામે જોઈ રહ્યા અને બોલ્યા: "ભાઈ મીર આલમ, આટલો ગુસ્સો શાને? મારી પાસે આવો. આપણે સર્વ ભાઈઓ છીએ. મારા ઉપર કોઈયે હુમલો કરનાર નથી."

મીર આલમ ત્યાં જ ઊભો ગાજી ઊઠ્યો: "તમે તો ફકીર છો. તમને તેની ખબર નથી. હું બધુંયે જાણું છું. તમારા તરફ આંગળી ચીંધનારને ઠાર કરવાનો જ."

બધું શાંત થઈ ગયું. તોફાનીઓ એક પછી એક ઊભા થઈ ચાલતા થયા. ગાંધીજી, શેઠ કાછલિયા અને અન્ય મુસલમાન મિત્રો રહ્યા. સભા પૂરી થઈ. ત્યાંથી ઊઠ્યા, પોતાને મુકામે પહોંચ્યા. મીર આલમ પઠાણ ત્યાં સુધી સાથે જ રહ્યો. ગાંધીજીની ઉપર પ્રથમ હુમલો કરનાર મીર આલમ પઠાણને જ આજે ગાંધીજીના રક્ષણાર્થે પ્રભુએ મોકલ્યો, અને પ્રેમ જ સર્વનું રક્ષણ છે એ સર્વ ધર્મનો સિદ્ધાંત સિદ્ધ થયો.

## ૨૧

# સ્વદેશગમન

સમાધાની પછી અને તેને લગતો કાયદો યુનિયન સેનેટમાં પસાર થયા પછી ગાંધીજીએ કેટલોક સમય ફિનિક્સમાં ગાળ્યો. હવે તો તે હિંદુસ્તાન આવવા અધીરા બની ગયા હતા. શ્રી ગોખલેજીની પણ પ્રબળ ઇચ્છા હતી કે, તેમણે જેમ બને તેમ જલદી હિંદ આવવું. સત્યાગ્રહની લડત નહીં થઈ હોત તો ગાંધીજી વહેલા આવી ગયા હોત. શ્રી ગોખલેજી તો વારંવાર લખતા હતા, અને પોતે દક્ષિણ આફ્રિકામાં ગયા ત્યારે ગાંધીજીને રૂબરૂ કહેલું કે, "તમે દક્ષિણ આફ્રિકા છોડો. તમારું કામ તો હિંદમાં છે." પણ હાથે ધરેલું કામ અધૂરું મૂકી સમગ્ર હિંદની સેવા કરવાની મહત્ત્વાકાંક્ષામાં પડવાની વૃત્તિ ગાંધીજીનામાં નહોતી.

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

પોતાનું કર્તવ્ય ભલે મોટાં પરિણામોવાળું ન હોય, છતાં તેનો ત્યાગ કરી મહત્ત્વાકાંક્ષાને તાબે થઈ પોતે આરંભ ન કર્યો હોય તેવું — યા તો સહજે સ્વાભાવિક પ્રાપ્ત ન થયું હોય એવું — મહાન કાર્ય કરવાને પણ તે કદી લલચાતા નહીં. પણ છેલ્લી સમાધાની થઈ ગયા પછી તો ગાંધીજી હિંદમાં આવવાને અધીરા થઈ ગયા. એ સમાધાની અને સ્વદેશગમન વચ્ચેનો સમય ફિનિક્સમાં તેમણે ગાળ્યો. તે દરમ્યાન અનેક હૃદયસ્પર્શી પ્રસંગો બની ગયા. રાત્રે પ્રાર્થના કર્યા પછી અનેક વિષયો પરની ચર્ચા તો ચાલુ જ હોય. અને હવે તો કેટલીક વખત હિંદમાં આવીને શું કરવું તેની પણ વાતો થતી. હિંદમાં પણ બંગાળના ભાગલા પછી રાજકીય નવયુગ શરૂ થયેલો. હિંદમાં નેતાઓ પણ એકબીજાની સ્પર્ધા કરે તેવા ગણાતા. 'લાલ, પાલ અને બાલ' એ ત્રિપુટીનું

નામસ્મરણ તો ઘેરઘેર થાય. બંગાળમાં સુરેન્દ્રનાથ બેનરજી સિંહ સમાન ગર્જના કરતા બંગાળને ગજાવતા. મુંબઈમાં બિનતાજ રાજા ગણાતા સર ફિરોજશા મહેતાની સત્તા વર્તે. શ્રી ગોખલેજી વડી ધારાસભા ધ્રુજાવ્યાં કરે. શ્રી અરવિંદ ઘોષ યુવાનોના હૃદયમાં નવચેતન રેડે. અને તે ઉપરાંત જ્યારે જ્યારે મહાસભા કે પ્રાંતિક પરિષદો ભરાય ત્યારે ત્યારે અનેકાનેક વિદ્વાન અને બાહોશ આગેવાનોનો મોટો રાફડો ફાટી નીકળતો. કોઈ બૅરિસ્ટર, કોઈ પ્રોફેસર અને કોઈ રસાયનશાસ્ત્રી; વળી કોઈ સર, કોઈ નાઈટ, કોઈ માનવંતા, કોઈ રાવસાહેબ, કોઈ ખાનબહાદુર, અને કોઈ દીવાન બહાદુર; આમ વિદ્વત્તામાં, ભાષામાં, લેખનમાં, ભાષણો ઠોકવામાં, દલીલો કરવામાં અને ખિતાબો મેળવવામાં પ્રજાને આંજી નાખે એવા અનેકાનેક આગેવાનોની હાર મહાસભા અને પરિષદોની વ્યાસપીઠ ઉપર થતી. આ બધો ખ્યાલ કરી ફિનિકસમાં રહેતા એક ભાઈએ ગાંધીજીને પૂછ્યું :

પ્રશ્ન : "બાપુજી, આપણે દેશમાં ક્યાં રહીશું ?"

જવાબ : "જ્યાં અનુકૂળતા અને યોગ્ય સ્થળ મળશે ત્યાં."

પ્રશ્ન : "અનુકૂળતા અને યોગ્ય સ્થળ તો ઘણુંયે હશે. પણ આપણને એમ એકાએક એવું સ્થળ ક્યાંથી મળવાનું ?"

જવાબ : "કોઈ નહીં આપે અને તેવી જગા મેળવવાને આપણી પાસે મૂડી નહીં હોય તો પછી અંતે રાજકોટમાં કબા ગાંધીનું ડહેલું તો છે જ ને ? તે જ પચાવી પડવાનું. ત્યાં જ જઈને ધામો નાખવાનો."

બીજા ભાઈએ પ્રશ્ન કર્યો : "ત્યાં જઈશું ત્યારે આપણે તો સાવ અજાણ્યા હોઈશું. આપણે દેશસેવા જેવું શું કામ કરીશું ?"

જવાબ : "જ્યાં રહીશું ત્યાં એક ખેતર સાથે રાખીશું. તેમાં ખેતી કરીશું. કાંતવાનું અને વણવાનું કામ કરીશું આજુબાજુની ગંદકી કાઢી જગા સ્વચ્છ કરીશું. અને પ્રભુપ્રાર્થના કરી વાતાવરણ શુદ્ધ અને પવિત્ર બનાવીશું."

આવો જવાબ સાંભળી ત્રીજા એક ભાઈએ પૂછ્યું :

"પણ દેશમાં તો લોકો આપણે માટે મોટી મોટી આશા રાખીને બેઠા હશે. અહીંથી સત્યાગ્રહની લડતમાં તાજી જીત મેળવીને

જઈશું, અને લોકો તો આપણી પ્રત્યે કાંઈની કાંઈ આશાઓભર્યાં ઊલટશે. તમે કાલે કહેલું કે, તમે દેશમાં જશો ત્યારે કાઠિયાવાડી પાઘડી, અંગરખું અને ધોતી પહેરશો. અને અમે પણ દેશનો ગામઠી પહેરવેશ પહેરીએ એવું તમે ઇચ્છશો. પ્રથમ તો આપણા સંઘનો એ ગામઠી દેખાવ જોઈને જ લોકો નિરાશ થશે."

જવાબ: "શા માટે નિરાશ થાય? લોકો આપણને બનાવટી અંગ્રેજો જેવા જાંગલા નહીં જુએ અને પોતાના જેવા જ જોશે એટલે આપણી પાસે વિશ્વાસ અને ઉમંગથી આવશે. પરદેશી પહેરવેશ પ્રત્યેનો ભ્રમ જે આપણા કેળવાયેલા ભાઈઓએ ઊભો કર્યો છે તે ભાગશે. આપણા ગામઠી પહેરવેશથી ભણેલા અને અભણ લોકો વચ્ચે જે અંતર હશે તે દૂર થશે. આપણે લોકોની વધુ નજીક પહોંચી શકીશું. આપણે તેમના જ થઈ જઈશું. તેમના હૃદયમાં સ્થાન મેળવી શકીશું. તેમનાં સુખદુઃખ જલદીથી જાણી શકીશું અને તે સુખદુઃખમાં ભાગ લેવા પ્રયત્ન કરીશું."

એક ભાઈ આતુરતાથી વચ્ચે બોલી ઊઠ્યા:

"પણ બાપુજી, દેશમાં તમારી પાસેથી આવી આશા રાખીને લોકો નહીં બેઠા હોય. ત્યાં તો સર ફિરોજશા મહેતા અને સર સુરેન્દ્રનાથ બેનરજી જેવા કાઉન્સિલો ગજાવી ગવર્નર અને વાઇસરૉયને મુંઝાવે એવા ધીર નેતાઓ છે. તમે તો એક અહિંસક લડત જીતીને દેશમાં જવાના. જે દેશની પ્રજા પરદેશી સત્તા સામે પોતાની ગુલામી ટાળવાને લડી નથી તે તો તમારી પાસે દેશને માટે લડવૈયા માગશે. ત્યારે તેઓની રૂબરૂ તમે કોને ધરશો?"

"એ વાત તમે સાચી કહી. તે વખતે હું મારા યોદ્ધાઓને પ્રજા સમક્ષ રજૂ કરીશ. તે સમયે પ્રજાને મારા યોદ્ધાઓને ઓળખાવીશ કે, આ રહ્યા મારા યોદ્ધાઓ કે જેમણે દેશની સેવા અર્થે અનેક વખત કારાવાસ ભોગવી જેલને મહેલ ગણ્યો છે. આ રહ્યા મારા યોદ્ધા જેમણે દેશની સેવામાં ગરીબાઈનું વ્રત લઈ આખું જીવન અર્પણ કરવા નિશ્ચય કર્યો છે. આ રહ્યા મારા યોદ્ધા જે દેશની સેવા અર્થે ગમે તેવું જોખમ ઉઠાવવા તૈયાર છે.. જરૂર પડે

બીમારોની સારવાર કરી શકે, કે જરૂર પડે તો પોતાનો રોટલાનો ટુકડો ભૂખે પેટે રહીને પણ અન્ય મોંમાં મૂકશે. જરૂર પડશે તો લોકોનાં મળમૂત્ર સાફ કરતાં પણ રૂવું નહીં ચોરે, અને જરૂર પડશે તો હિંદ માટે જેલ જવા કે ફાંસીને માંચડે ચડતાં પણ રૂવું નહીં ચોરે.

"આવા આવા વીર યોદ્ધાઓ હિંદની પ્રજાના ચરણમાં હું રજૂ કરીશ અને તેની સામે કાઉન્સિલો અને એસેમ્બ્લી ધ્રુજાવનારા કયા યોદ્ધાઓ રજૂ કરશે તે પણ હું જોઈશ ને? હિંદની મુક્તિ માટે રાજામહારાજાઓ કે રાવબહાદુરો અને ખાનબહાદુરો કે સર અને નાઇટો કે વકીલ અને બેરિસ્ટરો કાંઈ કામ નથી આવવાના. હિંદની મુક્તિ માટે કાઉન્સિલો અને એસેમ્બ્લી ધ્રુજાવનારા પણ કામમાં નથી આવવાના. હિંદની મુક્તિ માટે મરણિયા જોઈએ છે. ત્યાગી વીર અને વીરાંગનાઓ જોઈએ છે. પોતાનું સમગ્ર જીવન દેશસેવાની તાવણીમાં તાવી દે એવા સાધુચરિત, નીડર, નિર્ભય, પ્રતિસ્પર્ધીઓની બંદૂકની ગોળીઓ ખુલ્લી છાતીએ ઝીલે અને ફાંસીને માંચડે દોડતા ચડી જાય એવા વીર સત્યાગ્રહી જોઈએ છે. મારી પાસે જે મૂડી છે તે દેશને ચરણે હું ધરીશ. પણ બીજી એવી મૂડી આખા દેશમાં હાલ કેટલી છે તે પણ હું જોઈશ ને?"

આમ વિનોદમાં ગાંધીજીએ ખૂબ કહી દીધું. એક વાત તો તેઓ વારંવાર કહ્યાં કરે કે, "દેશસેવાના કોડ હૃદયમાં સેવતો કોઈ પણ યુવક કાંઈ નહીં તો છ આનાની કોદાળી ખરીદી ખેતરમાં કામ કરશે. તે મોટા વકીલ, બેરિસ્ટર કરતાં પણ વધારે દેશસેવા કરે છે એવો નવો પાઠ તો હું દેશ પાસે મૂકીશ જ.".

આમ વાતો અને વિનોદમાં છેલ્લા દિવસો વીત્યા. અને સ્વદેશગમનની તૈયારી કરી. ફિનિક્સમાં પ્રેસ ચાલુ રહે, અઠવાડિક-પત્ર *ઇન્ડિયન ઓપીનિયન* નિયમિત પ્રગટ થયાં કરે, તેમ જ સત્યાગ્રહને લગતું બીજું સાહિત્ય પણ પ્રગટ થતું રહે. એ બધી પ્રવૃત્તિ ચાલુ રાખવી જ જોઈએ, એટલે અમારા પૈકી કેટલાકને ત્યાં જ રહેવાની ગોઠવણ કરી. બીજાઓએ ગાંધીજીની સાથે હિંદમાં

આવવું એવો નિર્ણય થયો. આ સમયે શ્રી ગોખલેજી ઇંગ્લંડમાં હતા. તેમની એવી ઇચ્છા હતી કે, ગાંધીજી હિંદ આવે તે પહેલાં તે ઇંગ્લંડમાં તેમને મળી જાય. શ્રી ગોખલેજી બીમાર હતા એટલે તુરતમાં હિંદ આવી શકે તેમ નહોતું. જેથી એવું ઠર્યું કે, ગાંધીજીએ ઇંગ્લંડ જવું અને બાકીના સંઘે હિંદ આવવું. જેથી શ્રી મગનલાલ ગાંધીની સરદારી નીચે આશરે અઢી ડઝન ફિનિકસવાસીઓનો એ સંઘ હિંદ આવ્યો. અને ગાંધીજી, કસ્તૂરબા અને મિ. કેલનબેક સાથે ઇંગ્લંડ ગયા. મિ. કેલનબેકને હિંદમાં આવી ગાંધીજી સાથે રહી જીવનના અવનવા અખતરા કરવાની ભરે હોંશ હતી. પણ ઇંગ્લંડની હદમાં દાખલ થતાં જ સને ૧૯૧૪ની જુલાઈની ૧૪મી તારીખને દિવસે ઇંગ્લંડે યુરોપીય યુદ્ધમાં ઝંપલાવ્યું. મિ. કેલનબેક જર્મન હોવાથી ગાંધીજીની સાથે લડાઈ દરમ્યાન હિંદ આવે એવી પરવાનગી સરકારે તેમને ન આપી. ગાંધીજી શ્રીમતી કસ્તૂરબા સાથે ઇંગ્લંડમાં અનુભવોની વાનગીઓ ચાખી હિંદ આવ્યા.

## ૨૨

## ઉપસંહાર

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીના જીવનનાં એકવીસ વર્ષ પૂરાં થયાં. સત્યાગ્રહની લડત સને ૧૯૦૬ની સાલમાં શરૂ થઈ અને ૧૯૧૪માં તેનો અંત આવ્યો. આ આઠ વરસની મુદ્દતમાં લડતનાં પાણી ઓસરતાં પણ જોયાં, અને લડતની ભરતીનાં પ્રચંડ મોજાં પણ જોયાં. અંતે એ મોજાંથી દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકાર ધ્રૂજી. તેણે સત્યાગ્રહની ભરતીના ધસી આવતા જુવાળ સામે જઈને નમ્રભાવે નમન કર્યું, અને જુવાળને શાંત પાડ્યો. આ આઠ વરસની સત્યાગ્રહની લડત એટલે ગાંધીજીના ધાર્મિક જીવનનો મહાન પ્રયોગ. જે સત્યાગ્રહની વૃત્તિ પશુબળથી ત્રાસી ગયેલા સંસારને અંતરની શાંતિ આપનાર છે, જે સત્યાગ્રહની મહાન લડત પ્રત્યે આખી આલમ આજે આશાભરી દૃષ્ટિએ નિહાળી રહી છે;

જમાનાઓથી ચાલતાં આવેલાં ભયંકર અને કારમાં યુદ્ધોમાં માનવી માનવીનાં ગળાં રહેંસે, ભાઈ ભાઈની ગરદન કાપે, એકબીજા ભયંકર અસ્ત્રશસ્ત્રથી જંગલી વરુઓની માફક તૂટી પડી અન્યોન્યનાં લોહી પીએ, રાક્ષસી તોપો અને અન્ય સેતાની સાધનોની મદદથી લાખો માનવીઓના હજારો વરસોના પ્રયત્નથી જોગવાયેલી જીવનની સમગ્રીઓનો આંખમિચકારામાં નાશ કરે, અને પછી લડાઈનો નશો, લાલ રક્તનો નશો ઊતરે ત્યારે થાકીને હાશ કરી, નિસાસા નાખી બેસે,—આવા બારીક સમયે જે સત્યાગ્રહની વૃત્તિ થાકેલા અને ભયભીત આત્માઓને વિશ્રામ અને આશ્વાસન આપે, એની સાધના આ આઠ વરસની મુદ્દતમાં ગાંધીજીએ કરી. આજ પણ આવી ગડમથલથી હવે સંસાર થાકયોપાકયો શાંતિ માગે છે. આવી શાંતિ આજ સુધી હિંદ સંસારને આપતું આવ્યું છે. જગતની આધ્યાત્મિક ધાત્રી તરીકે હિંદભૂમિએ આજ સુધી પોતાની ફરજ બજાવી છે. પૃથ્વી ઉપરની ભિન્ન ભિન્ન પ્રજાઓને પોતાની કાંઈ ને કાંઈ વિશિષ્ટતા હોય છે જ. અને કુદરતની એ બક્ષિસને આધારે આ જમાનામાં હરેક રાષ્ટ્ર પ્રગતિમાં આગળ ધપે છે. પશ્ચિમનાં રાષ્ટ્રોએ સ્વપુરુષાર્થથી પ્રગતિમાં વિલક્ષણ ધસારો કરી સંસારને દિગ્મૂઢ બનાવી મૂકયો છે. આમ છતાં પણ પ્રગતિ કરનાર પ્રજાને સાહસમાં પોતાની હોડી ભરસમુદ્રમાં છોડી મૂકી તોફાનમાં ફસાઈ પડનાર નાવિકની જેમ કયાંયે પોતાના જીવનનો આરો જણાતો નથી. હિંદભૂમિ આ પ્રજાઓને આશ્વાસન દેવાને અને તેઓની જીવનનૌકાને તોફાનમાંથી બચાવવાને સર્જાઈ છે. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતની આઠ વરસની મુદ્દત ભવિષ્યની મહાન ક્રાંતિના પ્રયોગની મુદ્દત ગણી શકાય. આ પ્રયોગ—યજ્ઞની વેદીના અધ્વર્યુ તરીકે પ્રભુએ ગાંધીજીને નિર્મ્યા હોય એમ જણાય છે. દક્ષિણ આફ્રિકાની અસંસ્કારી ભૂમિમાં, એકવીસ વરસની સખત તપશ્ચર્યા બાદ, સારા સંસારના શાંતિયજ્ઞના અધ્વર્યુની દીક્ષા ગાંધીજીએ લીધી. જગતની સામાજિક, આર્થિક, રાજકીય કે ધાર્મિક અધોગતિના અંધકારમાંથી ઉન્નત કરી, ઉત્ક્રાંતિના ઓજસમાં લાવવાને સત્યાગ્રહ જ એકમાત્ર

રામબાણ ઉપાય છે, એ પાઠ જગતને તેમણે શીખવ્યો. હિંદે અજ્ઞાનરૂપી અંધકારમાંથી, આર્થિક અધોગતિમાંથી અને પરદેશીની ગુલામગીરીમાંથી મુક્ત થઈ સાવ સ્વતંત્ર થવાને જે શાંતિમય મહાયુદ્ધ માંડયું છે તેનો વિજય નિઃસંશય છે. તે વિજયનાં મીઠાં અને દીર્ઘજીવી ફળ ભોગવી જગત શાંતિને પામશે. હજારો વરસો વહી જશે. ગંગાજમનાના પુણ્ય પ્રવાહના ઘસારાથી વજ્ર સમાન પર્વતોના ખડકોની રેતીના થર મહાસાગરમાં જામશે. જળની જગાએ સ્થળ અને સ્થળની જગાએ જળ થશે. છતાં હિંદભૂમિના આ સત્યાગ્રહ-યુદ્ધના ટંકારનો મુક્તિદાતા મંત્ર મહાસાગરોની પેલી પાર દેશેદેશમાં અને નિર્જન વન કે રણના વાતાવરણમાં ગુંજી રહશે. હજારો વર્ષ પછીની પ્રજાઓ સત્યાગ્રહના આ મહાન પ્રયોગનું જન્મસ્થાન — એવી દક્ષિણ આફ્રિકાની ભૂમિને પવિત્ર તીર્થ સમાન માનશે અને હજારો યાત્રીઓ તેની યાત્રાર્થે જશે.

ભાવીના ઉદરમાં શું ભર્યું છે તેની મનુજને શી ખબર? પણ ઇતિહાસનાં પુનરાવર્તન ભૂતકાળમાં અનેક થયાં છે અને હાલ પણ થાય છે. સંસારના એ ચાલતા આવતા ચોક્કસ અનુભવથી આપણે કહી શકીએ કે, દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સત્યાગ્રહની લડત, હિંદીઓનાં તે સમયનાં તપ, ત્યાગ, સહનશીલતા, ગાંધીજીની સત્યાગ્રહના મંત્રદાતા તરીકેની કુશળતા, સત્યપ્રિયતા, વીરતા, ત્યાગવૃત્તિ, ધર્મશ્રદ્ધા, નિર્ભયતા અને નિશ્ચળતા; — એ સર્વે ભાવીના ઉદરમાં છૂપી રહેલા મહાનલની મૂળ ચિનગારી રૂપે છે. દક્ષિણ આફ્રિકાની દોઢ લાખ હિંદી પ્રજાએ પ્રગટાવેલી એ ચિનગારીએ છેલ્લાં પંદર વરસમાં હિંદનાં પાંત્રીસ કરોડ હૃદયોમાં કેવું પ્રચંડ રૂપ લીધેલું છે અને તેની જવાળાનું તેજ કેટલે દૂર, દરિયાપારના દેશોમાં પહોંચી ગયું છે, તે જોયા પછી ભવિષ્યનો ખ્યાલ આપણને સહેજે આવી શકે.

આવા ભવ્ય મહાનલની ચિનગારી જ્યાંથી પ્રગટ થઈ તેનું, હું જાણતો હતો તેટલું વર્ણન મેં આ પ્રકરણોમાં આપ્યું છે. તેમાં કાંઈ મુત્સદ્દીગીરીના પાઠ નથી, રાજ્યનીતિજ્ઞ પુરુષોનાં કારસ્તાન નથી, લશ્કર કે ખૂની સાધનોની દોડધામ નથી, ઝેરવેર નથી, ખુનામરકી

નથી, ખાનાખરાબી નથી. પણ તેમાં જેવો શુદ્ધ હેતુ તેવાં શુદ્ધ સાધન અને તેવું જ શુદ્ધ પરિણામ દૃષ્ટિએ પડે છે.

હેતુ : સત્યનું પાલન અને તેથી પ્રાપ્ત થતું માનવમાત્રનું કલ્યાણ.

સાધન : અહિંસાવૃત્તિથી આત્મશુદ્ધિ મેળવી માનવસેવાર્થે જે કાંઈ આવી પડે તે પ્રેમથી સહેવું, શરીરબળથી તેનો પ્રતિકાર ન કરવો, પણ પ્રેમભાવ, સહનશીલતા અને આત્મત્યાગથી તેનો પ્રતિકાર કરવો.

પરિણામ : શુભ અને જાલિમનું અને પીડતોનું બન્નેનું કલ્યાણક. ઝેરવેર મટી શાંતિ સ્થપાય. પ્રેમભાવની વૃદ્ધિ થાય અને આબાદી થાય.

દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ, ઉપરના હેતુથી, શુદ્ધ સાધનોથી શુભ પરિણામ મેળવ્યું. એ લડતમાં પોતે સહન કર્યું. તેમાં કેટલાકનાં બલિદાન અપાયાં, ઘણાઓની માલમિલકતનું નુકસાન થયું, પણ સામા પક્ષને જાનમાલનું નુકસાન થાય એવું પગલું તેમણે ન ભર્યું, અને ઓછામાં ઓછા પોતાના જાનમાલના ત્યાગથી ધારેલી વસ્તુ મેળવી. તેના પરિણામથી દક્ષિણ આફ્રિકામાં હિંદી પ્રજા હજી ત્યાં ટકી રહી છે એટલું જ નહીં, પણ બીજાં સંસ્થાનોમાં પણ ટકી રહી છે, એ આ લડતનું સ્થૂળ પરિણામ છે. તેનું સૂક્ષ્મ પરિણામ તેની આધ્યાત્મિકતા છે, કે જેના બળે હાલ હિંદુસ્તાનની પ્રજા ભયમુક્ત થઈ તે જ અહિંસાને રસ્તે પાંત્રીસ કરોડ માનવોની મુક્તિ મેળવવા ઝૂઝી રહી છે. પ્રભુ તેને શક્તિ આપે અને વિજયવંત બનાવે.

## ૧

# સત્યાગ્રહની છેલ્લી લડતનો મારો અનુભવ

છેલ્લી લડતમાં તો અવધિ થઈ છે. તે અનુભવ લખવાનો મને વખત જ મળ્યો નથી. તેમાં મળેલા અનુભવનો લાભ **ઇન્ડિયન ઓપીનિયન** ના વાચકવર્ગને આપવાનો હતો. છેલ્લી લડત તે સત્યાગ્રહનું ત્રીજું પ્રકરણ હતું એ વાંચનારે યાદ રાખવું ઘટે છે. પહેલું પ્રકરણ બંધ થયું ત્યારે આપણે — મેં તો જરૂર — છેલ્લું માન્યું હતું. પણ જ્યારે બીજું પ્રકરણ શરૂ થવાનો વખત આવ્યો ત્યારે ઘણા ભાઈઓ મને કહેવા લાગ્યા કે હવે કોણ લડશે? વખતોવખત કોમ એટલું જોર બતાવી શકશે નહીં. આ સાંભળ્યું ત્યારે હું હસેલો. સત્ય ઉપર મારી અચળ આસ્થા હતી. મેં જવાબ આપ્યો કે, 'લોકોએ એક વખત રસ ચાખ્યો છે એટલે હવે વધારે લડશે.' થયું પણ તેમ જ. પહેલી વેળા સો બસો હિંદી જેલ ગયા. બીજી વેળા સેંકડો ગયા. એટલું જ નહીં પણ નાતાલ જાગ્યું ને ત્યાંથી આગેવાનો ભાગ લેવા આવ્યા. લડત ખૂબ લંબાઈ, છતાં જોર તૂટ્યું નહીં ને આપણે આગળ વધ્યા. છેલ્લી વેળાએ તો હારની જ વાતો મેં સાંભળી. "વખતોવખત તને સરકાર દગો દે, તું છેતરાય, ને વખતોવખત લોકો ખાડામાં ઊતરે, એ બને જ નહીં." — આવું કડવું વચન મારે સાંભળવું પડતું હતું. હું ઘણુંયે સમજતો હતો કે, સરકારના દગાની સામે મારો કે કોઈનો ઉપાય ચાલે તેમ ન હતું. આપણે પ્રૉમિસરી નોટ લઈએ, પણ સહી કરનાર ઇન્કાર કરે અથવા ખૂટી પડે, તેમાં લેનારનો શો દોષ? હું તો જાણતો હતો કે, સરકાર વચનભંગ કરે તો, જેમ આપણે વધારે મહેનત કરવી પડશે તેમ તેમ તેને વધારે આપવું પડશે. કરજી કરજ ભરતાં વખત લગાડે તેટલે દરજ્જે તેને વધારે બોજો ઉપાડવો પડે છે, એ અચળ કાયદો સંસારી તેમ જ

ધાર્મિક કરજને લાગુ પડે છે. મેં તો વળી જવાબ આપ્યો કે, "સત્યાગ્રહની લડત એવી છે કે તેમાં હારવાનું કે પસ્તાવાનું છે જ નહીં. તે લડતમાં હમેશાં માણસ વધારે બળવાન થાય છે; તેમાં થાક લાગતો નથી ને દરેક મજલે જોર વધે છે. જો આપણામાં સત્ય હશે તો હિંદી કોમ આ વેળા વધારે કામ કરશે ને પોતાનું નામ વધુ ઉજ્જવળ કરશે." આ જવાબ મેં વાળ્યો ત્યારે મારા સ્વપ્નમાં પણ ન હતું કે, વીસ હજાર ગરીબડા હિંદી જાગશે. તેઓ પોતાનું નામ ને પોતાના દેશનું નામ અમર કરશે. જનરલ બોથાએ પોતાના એક ભાષણમાં કહ્યું છે કે, હિંદી કોમે જેવી હડતાલ પાડી ને જાળવી તેવી ગોરાઓ પાડી કે જાળવી શક્યા નથી. છેલ્લી લડાઈમાં ઓરતો દાખલ થઈ, સોળ વરસના જુવાન બાળકો ઘણા જોડાયા, ને લડતે બહુ વધારે ધાર્મિક સ્વરૂપ લીધું. દક્ષિણ આફ્રિકાના હિંદીની વાત આખા જગતમાં ફેલાઈ, ને હિંદુસ્તાનમાં ગરીબ ને તવંગર, જુવાન ને ઘરડા, પુરુષ તેમ જ સ્ત્રી, રાજા ને રૈયત, હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, મુંબઈવાળા, મદ્રાસવાળા, કલકત્તાવાળા ને લાહોરવાળા બધા જાગ્યા; બધા આપણી તવારીખથી વાકેફ થયા ને આપણને મદદ કરવા લાગ્યા. વડી સરકાર ચમકી, વાઇસરૉયે પ્રજાનું વલણ જાણીને પ્રજાપક્ષ લીધો. આ બધી જગજાહેર વાત છે. લડતનું મહત્ત્વ બતાવવા હું આ બીનાઓ લખી જાઉં છું. આ લેખ લખવામાં મારો મુખ્ય હેતુ તો એ છે કે, જે બીનાઓથી હું વિશેષ વાકેફ છું, જેની હિંદને ખબર નથી અને જેનું ભાન દક્ષિણ આફ્રિકામાં રહેનારા હિંદી ભાઈઓને પણ પૂરું નથી, તે બીનાઓનું દર્શન કરાવવું.

ટૉલ્સ્ટૉય ફાર્મમાં જે તાલીમ લેવાઈ તે બધી આ છેલ્લી લડતમાં કામ આવી. સત્યાગ્રહીઓએ જે જિંદગી ત્યાં ભોગવી તે આ લડતમાં અમૂલ્ય થઈ પડી. તે જ જિંદગીની નકલ વધારે સારી રીતે ફિનિક્સમાં કરવામાં આવી. જ્યારે ટૉલ્સ્ટૉય ફાર્મ બંધ કર્યું ત્યારે તેમાં વસતા નિશાળિયા જે આવવા તૈયાર હતા તે ફિનિક્સમાં આવ્યા. ફિનિક્સમાં ધારા સખત થયા, અને દરેક નિશાળિયા તથા તેના માબાપની સાથે એ શરત હતી કે, જે નિશાળિયા ફિનિક્સ રહે

તેણે. જો તે ઉંમર લાયક હોય તો ને ફરી લડત જાગે ત્યારે, તેમાં દાખલ થવું જોઈએ. ખરું જોતાં ફિનિક્સમાં મુખ્ય કેળવણી જ સત્યાગ્રહની થઈ પડી. ફિનિક્સમાં વસનારાં કુટુંબને પણ એ નિયમ લાગુ પડતો થયો. તેમાં માત્ર એક જ કુટુંબ અળગું રહ્યું. એટલે પરિણામ એ આવ્યું કે, ફિનિક્સ ચલાવવા સારુ જેટલા માણસની જરૂર પડે તે સિવાય બધા જ્યારે લડત ઊઠી ત્યારે તૈયાર હતા. આથી ત્રીજી લડતની શરૂઆત ફિનિક્સવાળાઓથી થઈ. જ્યારે સ્ત્રીઓ, પુરુષો ને બાળકો નીકળ્યાં ત્યારનો દેખાવ મારાથી ભુલાય તેવો નથી. દરેકને એક જ લાગણી હતી; તે એ કે આ લડત ધર્મયુદ્ધ છે ને તેઓ જાત્રાએ નીકળતાં હતાં. જતી વેળાએ તેમણે ભજનકીર્તન ગાયાં, તેમાંનું એક પ્રખ્યાત કાવ્ય "સુખદુ:ખ મનમાં ન આણીએ" એ છે. તે અવસરે જે અવાજ બાળકો. સ્ત્રીઓ ને મરદોના મુખમાંથી નીકળતો હતો તેનો ભણકારો હજુ મારા કાનમાં પડે છે. આ સંઘની સાથે જ મહાન પારસી રુસ્તમજી હતા. ઘણાના મનમાં હતું કે, મિ. રુસ્તમજીએ ગઈ વેળા એટલું દુ:ખ ભોગવ્યું છે કે તે હવે નહીં જોડાય. આમ બોલનારા મિ. રુસ્તમજીની મહત્તાને નહોતા જાણતા. બૈરાંઓ અને બાળકો જાય અને પોતે ઘેર બેસે એ તેમનાથી જોવાય જ નહીં. મને આ સમયના બીજા બે બનાવ યાદ આવે છે. મિ. રુસ્તમજી તથા તેના કેસરીસિંહ જેવા બાળક સોરાબજી વચ્ચે હરીફાઈ ચાલી. સોરાબજી કહે, બાવાજી મારે આવવું છે, તમારી વતી મને જવા દો, અથવા મને પણ સાથે લઈ જાઓ.

બીજો દેખાવ મરહૂમ હુસેનમિયાંની સાથેનો મિ. રુસ્તમજીનો મેળાપ હતો. મિ. રુસ્તમજી તેને મળવા ગયા ત્યારે તેની આંખમાંથી આંસુની ધારા ચાલી ને તેણે કહ્યું: "કાકાજી, જો હું સાજો હોઉં તો તમારી સાથે જેલમાં આવું." ભાઈ હુસેનનો દેશ તરફનો પ્રેમ બહુ ભારે હતો. તેણે ખાટલાવશ છતાં લડતને ટેકો આપેલો ને જે તેને મળતું તેની પાસે તે લડતની જ વાત કરતો.

ફિનિક્સમાં જેઓ પાછળ રહ્યા તેઓમાં સોળ વરસની અંદરના છોકરાઓ પણ હતા. તેઓએ અને કારભારીઓએ જેલની બહાર હોવા

છતાં જેલમાં જનાર કરતાં વધારે કરી બતાવ્યું. તેઓએ રાત-દિવસનો ભેદ કાઢી નાખ્યો. પોતાના સાથી તથા મુરબ્બીઓ ન છૂટે ત્યાં લગી અઘરાં વ્રતો લીધાં, અલૂણા આહાર ઉપર નિર્વાહ ચલાવ્યો, ને જોખમનાં કામો પણ બેધડક થઈ માથે લીધાં. જ્યારે વિકટોરિયા કાઉંટીમાં હડતાલ પડી ત્યારે સેંકડો ગિરમીટિયાઓએ ફિનિક્સમાં આશરો લીધો. તેઓની બરદાસ કરવી એ એક મહત કાર્ય હતું. ગિરમીટિયાના શેઠો તરફથી ધાડ આવવાની ધાસ્તી છતાં બેધડકપણે કાર્ય કર્યે જવું એ બીજું. પોલીસો ત્યાં ગયા. મિ. વેસ્ટને પકડી ગયા; બીજાઓને પકડી જાય એવો સંભવ હતો. તે બધાની તૈયારી રાખી, પણ એક આદમી ફિનિક્સમાંથી ચળ્યો નહીં. હું ઉપર કહી ગયો છું કે, આમાં માત્ર એક જ કુટુંબ અપવાદરૂપે રહેલું. ફિનિક્સના કારભારીઓએ આ પ્રસંગે કોમની સેવા બજાવી છે તેનું માપ હિંદી કોમ કરી શકે તેમ નથી. આ છૂપો ઇતિહાસ હજુ નથી લખાયો, તેથી હું તેમાંનો કંઈક ભાગ આપી જાઉં છું; તે એવી આશાથી કે કોઈક દિવસ કોઈ જિજ્ઞાસુ વધારે હકીકત મેળવી ફિનિક્સના કારભારીઓના કાર્યની કિંમત કંઈક અંશે આંકી શકે. હું વિશેષ લખવા લલચાઉં છું, પણ ફિનિક્સને અહીં પડતું મેલું છું.

ફિનિક્સની ટુકડી જેલ ગઈ એટલે જોહાનિસબર્ગથી ન રહી શકાયું. ત્યાંની બૈરીઓ અધીરી થઈ. તેઓને જેલ જવાનો ઘણો જ ઉત્સાહ થયો. મિ. થંબી નાયડુનું કુટુંબ આખું તૈયાર થયું. તેમની ઓરત, સાળી, સાસુ, મિ. મુરગનનાં સગાંઓ, મિસિસ પી. કે. નાયડુ, અમર નામ કરી ગયેલી બહેન વાલિયામાં અને બીજી બાઈઓ તૈયાર થઈ. તેઓ કાખમાં બાળકો લઈ ચાલી નીકળી. મિ. કેલનબેક તેઓને લઈ ફ્રીનીખન ગયા. ત્યાં જવામાં એવી ઉમેદ હતી કે, તેઓ ફ્રી સ્ટેટની સરહદ પર જઈ પાછાં વળતાં પકડાશે. તેઓની ઉમેદ બર ન આવી. તેઓએ કેટલાક દિવસ દુઃખે સુખે ફ્રીનીખનમાં ગાળ્યા. ત્યાં ટોપલીઓ લઈ ફેરી કરી પકડાવાનો પ્રયત્ન કર્યો, પણ કોઈએ તેઓને પકડી નહીં.

આ નિરાશામાં અમર આશા છુપાઈ રહેલી હતી. જો ઓરતોને સરકારે ફ્રીનીખનમાં જ પકડી હોત તો વખતે હડતાળ ન પડત. એટલું તો ચોક્કસ છે કે, જે પાયા ઉપર હડતાલ જામી તે પાયા ઉપર તો ન જ જામત. પણ કોમ ઉપર ઇશ્વરનો હાથ હતો. તે સદા સત્યનો બેલી છે. ઓરતો ન પકડાઈ તેથી એમ ઠર્યું કે, તેઓએ નાતાલની હદ ઓળંગવી. જો તેઓને ન પકડે તો તેઓએ મિ. થંબી નાયડુની સાથે ન્યૂકેસલ મથક કરવું. તેઓ નાતાલ તરફ રવાના થઈ. સરહદ પર પોલીસે ન પકડી. ન્યૂકેસલ ઘર કર્યું. ત્યાં મિ. ડી. લાઝરસે પોતાનું ઘર ઓરતોને સોંપ્યું ને તેમની ઓરતે તથા સાળી મિસ થૉમસે આ સત્યાગ્રહી ઓરતોની સારવાર કરવાનું માથે લીધું.

ઠરાવ એવો હતો કે, ઓરતોએ ન્યૂકેસલમાં ગિરમીટિયાની ઓરતોને તથા ગિરમીટિયાને મળવું. તેઓને તેઓની દશાનો ચિતાર આપવો ને ત્રણ પાઉંડના કર બાબત હડતાળ પાડવાનું સમજાવવું; પછી જ્યારે હું ન્યૂકેસલ પહોંચું ત્યારે હડતાલ પાડવી. પણ ઓરતોની હાજરી તો સૂકાં લાકડાં ઉપર દીવાસળીરૂપ થઈ પડી. આ સેજ તળાઈ વિના નહીં સૂનારી, ભાગ્યે જ મોં ખોલનારી ઓરતોએ ગિરમીટિયા પાસે જાહેરમાં ભાષણ કર્યાં, તેઓ જાગ્યા, ને હું પહોંચું તે પહેલાં તો તેઓએ હડતાલ પાડવાનો આગ્રહ કર્યો. કામ ઘણું જોખમભરેલું હતું. મિ. નાયડુનો તાર મને મળ્યો મિ. કેલનબેક ન્યૂકેસલ ગયા ને હડતાળ શરૂ થઈ. હું ન્યૂકેસલ પહોંચ્યો તે દરમિયાન તો બે કોલસાની ખાણોના હિંદીઓએ કામ બંધ કર્યું હતું.

મિ. હોસ્કેનના પ્રમુખપણા નીચેની યુરોપિયન સહાયક કમિટીએ મને બોલાવ્યો. હું તેઓને મળ્યો. તેઓએ આપણી હિલચાલ પસંદ કરી ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. એક દિવસ જોહાનિસબર્ગમાં રહી હું ન્યૂકેસલ પહોંચ્યો ને ત્યાં રહ્યો. મેં જોયું કે, લોકોનો ઉત્સાહ અત્યંત હતો. ઓરતોની હાજરીની બરદાસ સરકાર ન કરી શકી ને છેવટે તેમને રખડુના તહોમત નીચે જેલ આપી. મિ. લાઝરસનું ઘર હવે સત્યાગ્રહની ધર્મશાળા બન્યું. ત્યાં તો સંકડો ગિરમીટિયાને સારુ ખાણું પકાવવાનું કરવું પડ્યું. તેથી મિ. લાઝરસ નાસીપાસ

નહીં થયેલા. ન્યૂકેસલના હિંદીઓએ કમિટી નીમી. મિ. સિદાત પ્રમુખ નિમાયા. કામ ધમધોકાર ચાલ્યું. બીજી ખાણોના હિંદીઓએ કામ બંધ કર્યું. આમ ખાણોના હિંદી મજૂરો કામ બંધ કરતા ચાલ્યા, તેથી કોલસાના ધણીઓના મંડળની મીટિંગ થઈ. મને ત્યાં બોલાવવામાં આવ્યો. ત્યાં વાતચીત ખૂબ થઈ, પણ નિવેડો ન આવ્યો. તેઓની માગણી એવી હતી કે, જો આપણે હડતાળ બંધ રાખીએ તો તેઓ સરકારને ત્રણ પાઉન્ડના કર બાબત લખાણ કરે. આ કંઈ સત્યાગ્રહીથી કબૂલ ન થાય. આપણે ધણીઓની સાથે વેર ન હતું. હડતાળનો હેતુ ધણીઓને દુઃખ દેવાનો ન હતો, માત્ર આપણે દુઃખ ઉઠાવવાનો હતો. એટલે કોલસાના ધણીની સલાહ માન્ય ન થાય તેવી હતી. હું પાછો ન્યૂકેસલ આવ્યો. મજકૂર મીટિંગનું પરિણામ મેં જણાવ્યું તેમ ઉત્સાહ વધ્યો: વધારે ખાણોમાં કામ બંધ થયું.

આજ લગી મજૂરો પોતપોતાની ખાણમાં રહેતા હતા. ન્યૂકેસલની કારભાર-મંડળએ વિચાર્યું કે, જ્યાં લગી ગિરમીટિયા પોતાના શેઠની જમીનમાં રહે ત્યાં લગી હડતાળની પૂરી અસર પડે નહીં. તેઓ લલચાઈ અથવા ડરીને કામ શરૂ કરે એ ભય હતો. અને શેઠનું કામ ન કરવું છતાં તેના ઘરમાં વસવું અથવા તેનું નિમક ખાવું એ અનીતિ ગણાય. આમ ગિરમીટિયાનું ખાણો પર રહેવું દોષિત હતું. છેલ્લો દોષ તે સત્યાગ્રહના શુદ્ધ પ્રયાસને મલિન કરનાર જણાયો. બીજી તરફથી હજારો હિંદીને ક્યાં રાખવા, તેઓને કેમ જમાડવા, એ ભારે કામ હતું. મિ. લાઝરસનું મકાન હવે બહુ નાનું જણાયું. બિચારી બે ઓરતો રાતદિવસ મહેનત કરતાં પણ પહોંચી શકે એમ ન લાગ્યું. તેમ છતાં પણ ગમે તે જોખમ ઉઠાવી ખરું જ કરવું એ નિશ્ચય થયો. ગિરમીટિયાઓને પોતાની ખાણ છોડી ન્યૂકેસલ આવવાના સમાચાર મોકલવામાં આવ્યા. આ ખબર મળતાં જ ખાણોમાંથી કૂચ શરૂ થઈ. બેલંગીની ખાણના હિંદીઓ પહેલા આવી પહોંચ્યા. ન્યૂકેસલમાં કેમ જાણે હમેશાં જાત્રાળુનો સંઘ આવતો ન હોય, એવો દેખાવ થઈ રહ્યો. જુવાન બુઢ્ઢાઓ, ઓરતો; કોઈ છડી ને કોઈ કાખમાં બચ્ચાંવાળી—

બધી પોતાના માથા પર ગાંસડીઓવાળી હતી. મરદોના માથા પર પેટીઓ જોવામાં આવતી હતી. કોઈ દિવસના આવી પહોંચતાં તો કોઈ રાતના. તેઓને સારુ ખાવાનું પૂરું પાડવું પડતું. આ ગરીબ માણસના સંતોષનું હું શું વર્ણન કરું ? જે મળ્યું તેથી તેઓ સુખ માનતા. ભાગ્યે જ કોઈ રડતો જોવામાં આવતો. બધાના ચહેરા ઉપર હાસ્ય ખીલી રહેલું હતું. મારે મન તો તેઓ તેત્રીસ કોટી દેવતાઓમાંના હતા. સ્ત્રીઓ દેવીરૂપ હતી. તેઓ બધાને છાપરું ક્યાંથી અપાય ? સૂવાને તૃણસાથરો હતો; છાપરું આકાશ હતું; તેઓનો રક્ષક ઈશ્વર હતો. કોઈએ બીડીની માગણી કરી. મેં સમજાવ્યા કે, તેઓ ગિરમીટિયા તરીકે નહોતા નીકળી પડ્યા, તેઓ હિંદના સેવક તરીકે નીકળ્યા હતા. તેઓ ધાર્મિક લડતમાં જોડાયા હતા ને આવે વખતે તેઓએ દારૂ, તમાકુ, વગેરે વ્યસન છોડવાં જોઈએ. જેઓ ન છોડે તેમણે જાહેર પૈસામાંથી તેની હાજતો પૂરી પાડવાની આશા ન રાખવી જોઈએ. આ સાધુ પુરુષોએ ઉપરની સલાહ માન્ય રાખી ને ત્યાર પછી કોઈએ બીડીને માટે પૈસા ખરચવાની મારી પાસે માગણી કરી નહીં. આમ ખાણોમાંથી હાર ચાલુ થઈ. તેમાં એક ઓરત જે ગર્ભવતી હતી તેને રસ્તામાં ચાલતાં ગર્ભપાત થયો. આવાં અનેક દુઃખો ઉઠાવતાં છતાં કોઈ થાક્યા નહીં, પાછા હઠ્યા નહીં.

ન્યૂકેસલમાં હિંદીની વસ્તી બહુ વધી પડી. હિંદીની જગાઓ ભરાઈ ગઈ. તેઓની પાસેથી જેટલાં મકાનો મળી શક્યાં તેટલાંમાં સ્ત્રીઓ અને ઘરડાઓનો સમાસ થઈ શક્યો. આ જગાએ કહેવું જોઈએ કે, ન્યૂકેસલના ગોરાની વસ્તીએ ઘણો વિનય વાપર્યો હતો. તેઓએ લાગણી પણ દર્શાવેલી. કોઈ પણ હિંદીને કનડગત નહીં કરેલી. એક ભલી બાઈએ પોતાનું મકાન મફત વાપરવાને આપ્યું. બીજી પણ ઝીણી મદદો ઘણા ગોરા પાસેથી મળ્યા કરતી હતી.

પણ ન્યૂકેસલમાં હજારો હિંદીને સદાયને સારુ રાખી શકાય એવી સ્થિતિ ન હતી. મેયર ગભરાયેલા. ન્યૂકેસલની વસ્તી સાધારણ રીતે ત્રણ હજારની ગણાય. તેવા ગામડામાં દસ હજાર માણસ બીજાં

સમાઈ ન જ શકે. બીજી ખાણોના મજૂરો કામ બંધ કરવા લાગ્યા. એટલે હવે શું કરવું એ સવાલ ઊઠ્યો. હડતાલ પાડવામાં હેતુ એ હતો કે જેલ જવું. મજૂરોને પકડવા ધારે તો સરકાર પકડી શકતી હતી. પણ હજારોને સારુ તેની પાસે જેલ જ ન હતી. તેથી મજૂરો ઉપર હજુ હાથ ન નાખ્યો. ત્યારે હવે ટ્રાંસવાલની હદ ઓળંગી પકડાવું એ જ સહેલો ઉપાય રહ્યો. વળી તેમ કરતાં ન્યૂકેસલમાં ભીડ ઓછી થાય એમ પણ લાગ્યું ને હડતાળિયાની વધારે કસોટી થાય. ન્યૂકેસલમાં ખાણોના જાસૂસો હડતાળિયાને લલચાવી રહ્યા હતા. એક પણ મજૂર પડ્યા નહીં. તોપણ તે લાલચથી તેમને દૂર રાખવા એ કારભાર-મંડળની ફરજ હતી. આવાં કારણે ન્યૂકેસલથી ચાર્લ્સટાઉન કૂચ કરવી એ ઠીક જણાયું. પથ લગભગ ૩૫ માઈલનો હતો. હજારો માણસોને સારુ રેલભાડું ન જ ખરચી શકાય. એટલે બધાં મજબૂત મરદ ને સ્ત્રીઓએ પગપાળા જવું એમ ઠરાવ થયો. જે ઓરતો ન ચાલી શકે તેને રેલમાં લઈ જવાનું ઠર્યું. રસ્તામાં પકડાપકડી થવાનો સંભવ હતો. તેમ જ આવો આ પહેલો અનુભવ હતો, તેથી પહેલી ટુકડી મારે લઈ જવી એ નિશ્ચય થયો. પહેલી ટુકડીમાં લગભગ ૫૦૦ હતાં. તેમાં લગભગ ૬૦ સ્ત્રીઓ પોતાનાં બચ્ચાં સહિત હતી. આ ટુકડીનો દેખાવ હું કદી ભૂલી શકું તેમ નથી. 'દ્વારકાંનાથકી જે', 'રામચંદ્રકી જે', 'વંદે માતરમ્', આવા પોકારો કરતી ટુકડી ચાલતી. બે દિવસ ચાલે તેટલાં દાલ ચાવલ દરેકને બંધાવ્યાં હતાં. સૌ પોતાનાં પોટલાં બાંધી ચાલી નીકળેલાં. તેઓને નીચે પ્રમાણે શરતો સંભળાવવામાં આવી હતી :

૧. હું પકડાઈ જાઉં એવો સંભવ હતો. જો તેમ બને તોપણ ટુકડીએ કૂચ જારી રાખવી. અને જ્યાં સુધી તેઓ પોતે ન પકડાય ત્યાં સુધી તેઓએ ચાલ્યા કરવું. રસ્તામાં ખોરાક વગેરેનો બંદોબસ્ત કરવા સર્વ પ્રયત્ન થશે. છતાં કદાચ કોઈ દિવસ ખાવાનું ન મળે તોપણ સંતોષ રાખવો.

૨. લડતમાં રહેતાં સુધી દારૂ વગેરેનું વ્યસન છોડવું.

૩. મરણ પર્યંત પાછા ન હઠવું.

૪. રસ્તામાં રાત પડે ત્યાં ઘરની આશા ન રાખવી પણ ઘાસમાં પડી રહેવું.

૫. રસ્તામાં આવતાં ઝાડપાનને જરા પણ ઈજા ન કરવી અને પારકી ચીજને બિલકુલ ન અડકવું.

૬. સરકારી પોલીસ પકડવા આવે તો પકડાઈ જવું.

૭. પોલીસની કે કોઈની સામે ન થવું; પણ માર પડે તો તે સહન કરવો, ને સામે માર મારીને બચાવ ન કરવો.

૮. જેલમાં જે દુઃખો પડે તે ઉઠાવવાં, ને જેલને મહેલ સમજી તેમાં દિવસ ગુજારવા.

આ સંઘમાં બધા વર્ણ હતા. હિંદુ, મુસલમાન, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર હતા. કલકત્તિયા હતા ને તામિલ હતા. કેટલાક પઠાણોને તેમ જ ઉત્તર તરફના સિંધીને માર ખાઈ લેતાં પણ બચાવ ન કરવાની શરત આકરી લાગી હતી. પણ તેઓએ તે શરત ખુશીની સાથે સ્વીકારી એટલું જ નહીં, પણ તેઓની કસોટીનો વખત આવતાં તેઓએ બચાવ પણ નહીં કરેલો.

આવી સ્થિતિમાં પડેલી ટુકડીની કૂચ શરૂ થઈ. પહેલી જ રાતે વગડામાં ઘાસ પર સૂવાનો અનુભવ થયો. રસ્તામાં લગભગ ૧૫૦ માણસોને સારુ વૉરંટો મળ્યાં. તેઓ ખુશીથી પકડાયા. પકડવાને એક જ પોલીસ અમલદાર આવ્યો હતો. તેની સાથે બીજી કંઈ મદદ ન હતી. પકડાયા તેમને કેમ લઈ જવા એ સવાલ થઈ પડ્યો. અમે ચાર્લ્સટાઉનથી માત્ર ૬ માઈલ દૂર હતા. એટલે મેં અમલદારને કહ્યું કે, પકડાયેલા માણસો ભલે મારી સાથે કૂચ કરે ને તેઓનો કબજો તે ચાર્લ્સટાઉનમાં લે; અથવા તેના ઉપરીને પૂછીને જેમ તેને હુકમ મળે તે પ્રમાણે કરે. અમલદાર આ સૂચના કબૂલ રાખીને ચાલ્યો ગયો. અમે ચાર્લ્સટાઉન પહોંચ્યા. ચાર્લ્સટાઉન બહુ નાનું ગામડું છે. તેમાં વસ્તી ભાગ્યે ૧૦૦૦ માણસની હશે. તેમાં એક જ સરિયામ રસ્તો છે. હિંદી વસ્તી જૂજ છે, એટલે અમારો

સંઘ જોઈને ગોરાઓ આશ્ચર્ય પામ્યા. ચાર્લ્સટાઉનમાં આટલા હિંદી કોઈ વેળા દાખલ થયા ન હતા. પકડાયેલાને ન્યૂકેસલ લઈ જવાને સારુ રેલગાડી તૈયાર ન હતી. તેમને પોલીસ ક્યાં રાખે? ચાર્લ્સટાઉનના થાણામાં એટલા કેદીને રાખવાની જગા ન હતી. તેથી પોલીસે પકડાયેલાઓને મને સોંપ્યા, ને તેઓના ખોરાકનું બિલ ચૂકવી આપવા કબૂલ કર્યું. આ કંઈ સત્યાગ્રહને થોડું માન ન કહેવાય. સાધારણ રીતે અમારી પાસેથી પકડાયેલા કેદીને અમને સોંપાય જ કેમ? તેમાંના કોઈ ચાલ્યા જાય તો કંઈ જવાબદારી અમારી ન હતી. પણ સત્યાગ્રહીનું કામ તો પકડાવાનું જ હોય એમ બધા સમજતા થયા હતા, તેથી વિશ્વાસ બેસી ગયેલો. આમ ચાર દિવસ સુધી પકડાયેલા જણ અમારી સાથે રહેલા. જ્યારે તેઓને લઈ જવાને પોલીસ તૈયાર થયા ત્યારે તેઓ ખુશીથી તાબે થયા.

ટુકડીઓની ભરતી થતી ચાલી. કોઈ રોજ ચારસો તો કોઈ રોજ તેથી પણ વધારે. ઘણાઓ પગે ચાલતા તથા બૈરાંઓ મુખ્યત્વે કરીને ગાડીથી આવવા લાગ્યાં. ચાર્લ્સટાઉનના હિંદી વેપારીનાં મકાનોમાં જ્યાં જગા હતી ત્યાં સમાસ કર્યો. ત્યાંની કોર્પોરેશને પણ મકાન આપ્યાં. ગોરાઓ બિલકુલ કનડગત કરતા ન હતા; એટલું જ નહીં પણ મદદ કરતા હતા. ત્યાંના દાક્તર બ્રિસ્કોએ મફત સારવાર કરવાનું માથે લીધું, ને અમે જ્યારે ચાર્લ્સટાઉનથી આગળ વધ્યા ત્યારે તેણે કીમતી દવાઓ અને કેટલાંક ઉપયોગી શસ્ત્રો મફત આપ્યાં. રસોઈ મસ્જિદના મકાનમાં થતી હતી. અને ચૂલો ચોવીસે કલાક સળગાવવો પડતો હતો. રસોઈ કરવાવાળા હડતાળિયામાંથી જ તૈયાર થયા હતા. છેલ્લા દહાડામાં ચારથી પાંચ હજાર માણસોને જમાડવાનું રહેતું; છતાં આ કામદારો કાયર નહીં થયેલા. સવારમાં મકાઈના આટાની રાબ, તેમાં ખાંડ મેળવીને આપવામાં આવતી હતી; તથા તેની સાથે રોટી. સાંજના ચાવલ ને દાળ તથા શાક આપવામાં આવતાં હતાં. બધા દક્ષિણ આફ્રિકામાં ઘણે ભાગે ત્રણ વખત ખાનારા હોય છે. ગિરમીટિયા હમેશાં ત્રણ વખત ખાનારા હોય છે, પણ તેઓએ લડતમાં બે વેળાથી સંતોષ

માન્યો. તેઓ ઝીણો ઝીણો સ્વાદ કરનારા પણ હોય છે. તે સ્વાદ પણ અહીં છોડયા.

આ જથાબંધ જમા થયેલાં માણસોનું શું કરવું એ વિચાર કરવા જેવું થઈ પડયું. ચાર્લ્સટાઉનમાં અગવડે સગવડે આટલાં બધાં માણસોને લાંબી મુદત સુધી રાખવામાં આવે તો રોગ ફાટી નીકળવાનો સંભવ રહ્યો. એટલાં હજાર માણસ જે હમેશાં કામ કરનારાં હોય છે તે નવરાં બેસી રહે એ પણ ઠીક ન ગણાય. આ સમયે એટલું કહી જવાની જરૂર છે કે, આટલાં ગરીબ માણસો એકઠાં થયેલાં છતાં ચાર્લ્સટાઉનમાં તેઓમાંના એકે પણ ચોરી નહીં કરેલી. પોલીસની જરૂર કોઈ પણ વેળા નહીં પડેલી, તેમ પોલીસને કોઈ પણ વેળા વધારે કામ નહોતું કરવું પડયું. છતાં હવે ચાર્લ્સટાઉનમાં ન જ બેસી રહેવું એ જ ઉત્તમ રસ્તો જણાયો. તેથી ટ્રાંસવાલમાં દાખલ થવાનો ને છેવટે જો ન પકડાઈએ તો ટૉલ્સ્ટૉય ફાર્મ પહોંચવાનો ઠરાવ કર્યો. કૂચ કરતા પહેલાં સરકારને ખબર આપી કે, પકડાવાને ખાતર અમે ટ્રાંસવાલમાં દાખલ થવાના છીએ. અમારે ત્યાં રહેવું નથી, ત્યાંના હકની ઇચ્છા નથી, પણ જ્યાં સુધી સરકાર નહીં પકડે ત્યાં સુધી અમે અમારી કૂચ જારી રાખીશું. અમે છેવટે ટૉલ્સ્ટૉય ફાર્મ પર મુકામ કરીશું. સરકાર જો પાઉન્ડ ત્રણનો કર કાઢી નાખવાનું વચન આપે તો અમે પાછા જવા તૈયાર રહીશું. આ નોટિસની ઉપર સરકાર ધ્યાન આપે એવી તેના મનની સ્થિતિ ન હતી. તેના જાસૂસો તેને ભમાવતા હતા. લોકો થાકશે એમ સમજાવતા હતા. સરકારે બધી ભાષાઓમાં નોટિસ છપાવીને હડતાળિયાઓને વહેંચી હતી.

છેવટે ચાર્લ્સટાઉનથી પણ આગળ વધવાનો વખત આવી લાગ્યો. તા. ૬ઠ્ઠી નવેમ્બરે ત્રણ હજારનો સંઘ પરોઢિયે રવાના થયો. આખી હરોળ એક માઈલ કરતાં વધારે લાંબી હતી. મિ. કૅલનબૅક તથા હું પાછળના ભાગમાં હતા. સંઘ સરહદ ઉપર પહોંચ્યો ત્યાં પોલીસની ટુકડી હાજર હતી. અમે બે ત્યાં જઈ પહોંચ્યા, એટલે પોલીસ સાથે વાતચીત થઈ. તેણે અમને પકડવાની તો ના પાડી,

એટલે સરઘસ નિયમમાં અને શાંતિથી ફોક્સરસ્ટ વચ્ચેથી પસાર થયું. શહેર બહાર સ્ટેન્ડરટન રોડ ઉપર જઈ બધાએ પડાવ નાખ્યો. સહુએ ખોરાક લીધો. સ્ત્રીઓ કૂચમાં સામેલ ન થાય એવી ગોઠવણ કરવામાં આવી હતી. છતાં જુસ્સાનું પૂર અટકાવવું મુશ્કેલ થઈ પડ્યું અને કેટલીક સ્ત્રીઓ પણ સામેલ થઈ. તોપણ કેટલીક સ્ત્રીઓ તથા છોકરાં હજુ ચાર્લ્સટાઉનમાં રહેલાં હતાં. તેમની બરદાસ કરવાને મિ. કેલનબેકને ફોક્સરસ્ટની હદ ઓળંગ્યા પછી પાછા મોકલ્યા.

બીજે દિવસે પામફર્ડ આગળ પોલીસે મને પકડ્યો. મારા ઉપર તહોમત બિનહક્કદાર માણસોને ટ્રાન્સવાલમાં દાખલ કરવાનું હતું. બીજાઓને પકડવાને તેને હુકમ ન હતો. એટલે ફોક્સરસ્ટ પહોંચ્યા પછી સરકારને મેં નીચે મુજબ તાર કર્યો: "સત્યાગ્રહની લડતના મુખ્ય પ્રચારકને સરકારે પકડેલ છે તેથી હું ખુશી થાઉં છું. પણ તેની સાથે કહ્યા વિના રહી શકતો નથી કે, તે માટે જે તક સાધવામાં આવી તે દયાની નજરે જોતાં અત્યંત કફોડી છે. સરકાર કદાચ જાણતી હશે કે, આ કૂચમાં ૧૨૨ સ્ત્રીઓ અને ૫૦ બાળકો છે; તથા બધાં પોતાને ઠેકાણે પહોંચે ત્યાં સુધી જિંદગી ટકી રહે એટલા ખોરાક ઉપર નભે છે અને ટાઢ તડકાની સામે રક્ષણરહિત છે. આવી સ્થિતિમાં મને તેથી વિખૂટો કરવો એ ન્યાયનું ભારે ખંડનકર્તા કહેવાય. જ્યારે ગઈ રાતે મને પકડવામાં આવ્યો ત્યારે મારી સાથેના માણસોને જણાવ્યા વિના હું તેઓને મૂકી આવ્યો છું. તેઓ કદાચ ક્રોધથી ગાંડાતૂર બની જાય. એટલે હું માગું છું કે, કાં તો તેઓની સાથે કૂચ કરવાની મને રજા આપવામાં આવશે, અથવા તો સરકાર તેમને રેલગાડીથી ટોલ્સ્ટોય ફાર્મ પહોંચાડશે અને ખોરાકી પણ પૂરી પાડશે. જેના ઉપર તે માણસોને વિશ્વાસ છે તે વિનાના તેમને કરી મૂકવા અને તેની સાથે તેને માટે ખોરાકી વગેરેનો કંઈ બંદોબસ્ત ન કરવો એ અયોગ્ય ગણાય. હું ઉમેદ રાખું છું કે, ફરી વિચાર કર્યા પછી સરકાર પોતાનો ઠરાવ ફેરવશે. જો કૂચ દરમિયાન અણધાર્યો બનાવ બનશે, અને ખાસ કરી ધાવણાં

બચ્ચાંવાળી બાઈઓમાંથી કોઈનાં મરણ થશે તો જવાબદારી સરકારની છે."

સરઘસ આગળ ચાલ્યું. મને વૉલ્ક્સ્ટના ન્યાયાધીશ સન્મુખ ઊભો કરવામાં આવ્યો. મારે બચાવ તો કંઈ કરવાનો ન હતો. પણ જે માણસો પામફર્ડથી આગળ ગયા તથા હજુ જે ચાર્લ્સટાઉનમાં પડેલા હતા તેની કેટલીએક વ્યવસ્થા સંભાળવાની હતી, એટલે મેં મુદ્દત માગી સરકારી વકીલે તેની સામે વાંધો લીધો. ન્યાયાધીશે જણાવ્યું કે, જામિનગીરી ફક્ત ખૂનના આરોપમાં જ નામંજૂર કરી શકાય. તેથી તેણે પાઉન્ડ ૫૦ની જામિનગીરી માગી એક અઠવાડિયાની મુદત આપી. જામિનગીરી તરત જ વૉલ્ક્સ્ટના એક વેપારીએ આપી દીધી. હું છૂટો થઈ પરબારો કૂચ કરનારાઓને મળ્યો. તેઓનો ઉત્સાહ બમણો વધ્યો. દરમિયાન પ્રિટોરિયાથી તાર આવી ગયો કે, મારી સાથેના હિંદીઓને પકડવાનો સરકારનો ઇરાદો નથી, આગેવાનોને જ પકડવામાં આવશે. આનો અર્થ એમ નહોતો થતો કે, બીજા બધાને છૂટ આપવામાં આવશે. પણ બધાને પકડી આપણા કામને સહેલું કરવા અથવા તો હિંદમાં ખળભળાટ કરવા સરકાર ઇચ્છતી ન હતી.

પાછળ બીજી એક મોટી ટુકડી લઈ મિ. કૅલનબેક આવતા હતા. અમારી બે હજાર ઉપરની ટુકડી સ્ટૅંડરટન આવી પહોંચી. ત્યાં ફરીને મને પકડવામાં આવ્યો, અને કેસની તા. ૨૧મીની મુદત પડી. અમે તો આગળ ચાલ્યા. પણ હવે સરકારથી આ બધું જીરવાય તેમ ન હતું. એટલે તેણે પ્રથમ મને આ બધાથી એકદમ વિખૂટો પાડવાનું પગલું લીધું. આ સમયે મિ. પોલાકને હિંદુસ્તાનમાં ડેપ્યુટેશન લઈ મોકલવાની તૈયારી થઈ રહી હતી. તે માટે ઝપડતાં પહેલાં તે મને મળવા આવ્યા પણ 'આદર્યાં અધવચ રહે અને હર કરે સો હોય' એમ બન્યું. મને રવિવારે ફરી ત્રીજી વખત ગ્રેલિંગસ્ટાડ આગળ પકડ્યો. આ વખતનું વૉરંટ ડંડીથી નીકળેલું હતું અને તહોમત ગિરમીટિયાઓને કામ છોડાવ્યાનું હતું. અહીંથી મને ઘણી જ ચુપકીથી દંડી લઈ ગયા. ઉપર જણાવી ગયો છું કે, મિ. પોલાક

અમારી સાથે કૂચમાં હતા. તેણે આ કામ સંભાળી લીધું. ડંડીમાં મંગળવારે કેસ ચાલ્યો. મારા ઉપરના ત્રણે આરોપ મને વાંચી સંભળાવવામાં આવ્યા. તે મેં કબૂલ રાખ્યા અને રજા મેળવી જણાવ્યું કે, "મારા પોતાના તરફ અને બધી પ્રજા તરફ ન્યાયની ખાતર મારે કહેવું જોઈએ કે, જે તહોમત મારા ઉપર મૂકવામાં આવ્યાં છે તેની બધી જવાબદારી એક વકીલ તથા નાતાલના જૂના રહીશ તરીકે હું મારે માથે લઉં છું. હું માનું છું કે, આ લોકોને કોલોનીની બહાર લઈ જવાથી લોકોના મન ઉપર જે છાપ પડી છે તેનો હેતુ ઉમદા હતો. ખાણોવાળા સામે કંઈ તકરાર નથી. આ લડતથી તેમને ગંભીર નુકસાન થાય છે તે માટે હું દિલગીર છું. હું હિંદી મજૂરો રાખવાવાળાને પણ વિનંતી કરું છું કે, આ કર મારા દેશી ભાઈઓ ઉપર બોજારૂપ છે અને તેથી તે રદ થવો જોઈએ. મને લાગે છે કે, ઓન. મિ. ગોખલે અને જનરલ સ્મટ્સ વચ્ચે જે સ્થિતિ ઊભી થઈ છે તે જોતાં અત્યંત ધ્યાન ખેંચાય તેવી લડત ઉઠાવવાની મારી ફરજ હતી. સ્ત્રીઓને અને ધાવણાં બચ્ચાંને જે સંકટ સહન કરવાં પડ્યાં છે તે હું સમજું છું. અને તે છતાં મને લાગે છે કે, લોકોને સલાહ આપવાની મારી ફરજ હતી. અને તે મેં બજાવી છે. અને જ્યાં સુધી તે કર રદ થયો નથી ત્યાં સુધી કામ નહીં કરવાની ને ભીખ માગીને પેટ ભરવાની સલાહ મારા દેશી ભાઈઓને ફરી ફરી આપવામાં હું મારી ફરજ સમજીશ. મને ખાતરી છે કે, દુઃખ ભોગવ્યા વિના તેઓની પરના જુલમનો અંત આવવાનો નથી."

હું તો જેલમાં ઠરીઠામ બેઠો. પાછળથી વોલ્કસ્ટમાં મારા ઉપર કામ ચાલ્યું અને ડંડીમાં થયેલી નવ માસ ઉપરાંત ત્યાં બીજી ત્રણ માસની જેલ થઈ.

આ અરસામાં મને ખબર થયા કે, મિ. પોલાક પકડાયા છે અને હિંદુસ્તાન જવાને બદલે જેલમાં જઈને બેઠા છે. હું તો રાજી જ થયો, કેમ કે મારે મન પેલા ડેપ્યુટેશન કરતાં આ ડેપ્યુટેશન મોટું થયું. તે પછી તુરત જ મિ. કેલનબેક પકડાયા અને તે પણ

મિ. પોલ્લાકની પેઠે ત્રણ માસની જેલમાં જઈને બેઠા. આગેવાનોને પકડયા પછી લોકો નમી જશે એમ માનવામાં સરકારે તો ભૂલ જ કરી. બધા હડતાળિયાઓને ચારેક ખાસ ટ્રેનો ભરી દંડી તથા ન્યૂકૅસલમાં પાછા ખાણો ઉપર લઈ જવામાં આવ્યા. ત્યાં તેમના ઉપર ભારે જુલમ થયો. તેમને બહુ સહન કરવું પડયું, પણ સહન કરવાને તો બધા બહાર પડેલા જ હતા. સહુ આગેવાનો હતા. તેઓને કહેવાના આગેવાનો વગર પોતાનું બળ બતાવવાનું હતું અને તે તેમણે બતાવી આપ્યું. કેવી રીતે બતાવ્યું તે જગત જાણે છે. કવિ દયારામે ખરું ગાયું છે કે—

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા?
ચારે યુગના જુઓ સાધુ શોધી;
વહાલ વૈષ્ણવ વિષે વિરલાને હોય બહુ;
પીડનારા જ ભક્તિવિરોધી. મહા૦

ધ્રુવજી પ્રહ્લાદજી ભીષ્મ બળી વિભીષણ,
વિદુર કુંતી કુંવર સહિત દુઃખિયાં;
વસુમતી દેવકી નંદજી યશોમતી,
સકલ વ્રજ ભક્ત દુઃખી ભક્ત મુખિયાં. મહા૦

નળ દમયંતી હરિશ્ચંદ્ર તારાનયની,
રૂકમાંગદ અંબરીષાદિ કષ્ટી;
નરસિંહ મહેતો ને મીરાં જની
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ. મહા૦

વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક,
શિવ કપાલી વિધા વિશ્વ નિંદે;
જગજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું,
પાપ વણ તાપ જેને જગત વંદે. મહા૦

સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ જેને નથી,
તેને ય તાપ આવી નડે છે;
અકલ ગત ઈશ હેતુ ન સમજ્યું પડે,
પ્રબલ ઇચ્છા સરવ તે પડે છે. મહા૦

છે કથન માત્ર એ પાપ ને પુણ્ય એ,
નચવ્યું નંદકુંવરનું જગત નાચે;
દયા પ્રીતમ રુચિ વિના પત્ર હાલે નહીં,
પણ ન ભાંગે ભ્રમણ મન કાચે. મહા૦

[ આ લખાણનો વિશેષ ભાગ મિ. ગાંધી તરફથી લખાવાનો હતો, પણ યુરોપી વિગ્રહને લીધે તેમને જરૂરી અવકાશ મળ્યો નથી. — અ. ઈ. ઓ. ]

મોહનદાસ કરમચંદ ગાંધી

## ૨

# સત્યાગ્રહની લડતની તવારીખની નોંધ

**૧૯૦૬**

૪ ઑગસ્ટ — ટ્રાંસવાલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં એશિયાટિક એમેંડમેંટ ઍક્ટ રજૂ કરવાની મિ. ડંકને દરખાસ્ત કરી.

૧૧ સપ્ટેમ્બર — જોહાનિસબર્ગમાં એમ્પાયર થિયેટરમાં હિંદીઓની ખાસ મીટિંગ મળી. આ ખૂની કાયદો પસાર થાય તો હાજર રહેલામાંના દરેકે તેને તાબે ન થતાં જેલમાં જવાના સોગન લીધા. ઇંગ્લંડ ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ થયો.

૧૨ સપ્ટેમ્બર — ખૂની કાયદો ટ્રાંસવાલની ધારાસભામાં પસાર થયો.

૧ ઑક્ટોબર — હિંદી ડેપ્યુટેશન જોહાનિસબર્ગથી ઊપડ્યું.

૮ નવેમ્બર — ડેપ્યુટેશને કૉલોની ખાતાના પ્રધાન લૉર્ડ એલ્ગિનની મુલાકાત લીધી.

૨૯ નવેમ્બર — લંડનમાં સાઉથ આફ્રિકા બ્રિટિશ ઇન્ડિયન કમિટી સ્થપાઈ. સર લેપેલ ગ્રિફિન તેના પહેલા પ્રમુખ અને મિ. રીચ તેના સેક્રેટરી નિમાયા.

૧ ડિસેમ્બર — ડેપ્યુટેશન વિલાયતથી રવાના થયું.

૩ ડિસેમ્બર — ખૂની કાયદાને બાદશાહે નામંજૂર કર્યો.

**૧૯૦૭**

૨૨ માર્ચ — વડી સરકારે નામંજૂર કરેલો ખૂની કાયદો ટ્રાંસવાલની નવી પાર્લામેન્ટે ૨૪ કલાકમાં પસાર કરી દીધો.

૨ મે — આ કાયદાને બાદશાહી મંજૂરી મળી.

૧ જુલાઈ — ખૂની કાયદો અમલમાં મુકાયો અને તે મુજબ પ્રિટોરિયામાં પહેલાં રજિસ્ટર આપવાને ત્યાં રજિસ્ટ્રેશન ઑફિસ ખોલવામાં આવી. આજથી તે ઑફિસ ટ્રાંસવાલમાં ૪ મહિના સુધી ગામેગામ ફરી, પણ લગભગ બધી જગાએથી તેનો બહિષ્કાર થયો. ૮૦૦૦ જેટલી વસ્તીમાંથી આશરે ૪૦૦થી ઓછા રજિસ્ટર થયા. આ મુદત પછી પકડાપકડી શરૂ થઈ.

૧૮ સપ્ટેમ્બર — ઑન. મિ. ગોખલેનો એસોસિયેશનને આ પ્રમાણે તાર મળ્યો: "તમારી લડત હું બરાબર જોયા કરું છું. ચિંતાતુર રીતે તેમાં મન પરોવાઈ રહ્યું છે. અત્યંત દિલસોજી બતાવું છું. લડતની તારીફ કરું છું. ઈશ્વરઇચ્છા ઉપર દઢતાથી આધાર રાખજો."

૨૫ ઑક્ટોબર — ખૂની કાયદાની સામે ટ્રાંસવાલની ૭ કે ૮ હજાર હિંદીમાંથી ૪૫૨૨ સહીની એક ગંજાવર અરજી એસોસિયેશન તરફથી સરકારને મોકલવામાં આવી.

૩ નવેમ્બર — રાજસ્ટ્રેશનની અરજીઓ લેવાનું આજથી બંધ થયું.

૧૧ નવેમ્બર — સત્યાગ્રહીઓની પકડાપકડી પ્રથમ શરૂ થઈ.

૨૭ ડિસેમ્બર — મિ. ગાંધીને કોર્ટમાં હાજર થવાની ચેતવણી મળી.

૨૮ ડિસેમ્બર — જોહાનિસબગમાં મેજિસ્ટ્રેટ મિ. જોર્ડને મિ. ગાંધીને ૪૮ કલાકમાં ટ્રાન્સવાલ છોડવાનો હુકમ કર્યો.

**૧૯૦૮**

૧૦ જાન્યુઆરી — જોહાનિસબર્ગમાં મિ. જોર્ડને મિ. ગાંધીને બે માસની આસાન કેદની સજા કરી.

૩૦ જાન્યુઆરી — સત્યાગ્રહી કેદીઓને છોડ્યા. ટ્રાંસવાલ સરકારે હિંદીઓની મરજિયાત રજિસ્ટર થવાની માગણી સ્વીકારી અને ખૂની કાયદો રદ કરવાનું વચન આપ્યું.

૧૦ ફેબ્રુઆરી — મિ. ગાંધી, મિ. થંબી નાયડુ અને બીજા કેટલાક રજિસ્ટ્રેશન ઑફિસે જતા હતા તેવામાં મિ. ગાંધી ઉપર માર પડ્યો.

૨૪ જૂન — સરકારે ખૂની કાયદો રદ કરવાની ના પાડી, તેથી સત્યાગ્રહની લડત ફરીને શરૂ થઈ. મિ. સોરાબજી પ્રથમ નાતાલમાંથી ટ્રાંસવાલમાં દાખલ થયા. અને ૨૦ જુલાઈએ તેમને વૉલક્રસ્ટના મૅજિસ્ટ્રેટે એક માસની જેલની સજા કરી

૧૨ જુલાઈ — આશરે બે હજાર જેટલાં મરજિયાત રજિસ્ટરો જોહાનિસબર્ગની માસ મીટિંગમાં બાળ્યાં.

૨૨ જુલાઈ — રોડેશિયામાં થયેલ સખત એશિયાટિક કાયદાને બાદશાહી મંજૂરી નથી આપી શકાતી એવો વડી સરકારનો તાર લૉર્ડ સેલબોર્ન ઉપર આવ્યો.

૨૨ ઑગસ્ટ — મરજિયત રજિસ્ટરને કાયદેસર ગણવાનો તથા બીજા હિંદીઓને રજિસ્ટર કરવા બાબતનો કાયદો ટ્રાન્સવાલ પાર્લમેન્ટમાં બંને હાઉસમાંથી પસાર થયો.

૩૦ ઑગસ્ટ — પ્રિટોરિયાની જાહેર મીટિંગમાં બીજાં ૨૦૦ જેટલાં મરજિયાત સર્ટિફિકેટો બાળ્યાં.

૭ સપ્ટેમ્બર — મિ. ગાંધી વૉલક્રસ્ટમાં પકડાયા અને એક અઠવાડિયા પછી તેમનો કેસ ચાલ્યો. તેમાં તેમને બે માસની સખત મજૂરીની જેલ મળી.

૯ નવેમ્બર — આજથી પાંચ દિવસમાં ૨૨૭ હિંદીઓ જેલમાં ગયા હતા. તેમાં ઘણા તો હિંદુ તથા મુસલમાન વેપારી હતા. આ સંખ્યામાં ૬૪ જોહાનિસબર્ગ, ૯૭ જર્મિસ્ટન અને ૬૦ પ્રિટોરિયાના હતા.

૧૪ નવેમ્બર — આ અઠવાડિયામાં ૨૨૭ હિંદીઓ જેલમાં ગયા હતા. આ સંખ્યામાં ૬૪ જોહાનિસબર્ગ, ૯૭ જર્મીસ્ટન, ૬૦ પ્રિટોરિયા અને ૬ બીજી જગાએથી ગયા હતા.

૧૭ નવેમ્બર — ૫૩ તામિલો ફેરી ફરતાં પકડાયા, અને તેમને સાત દિવસની જેલ મળી.

૨૨ નવેમ્બર — કલકત્તામાં મિ. અબ્દુલ જબ્બરના પ્રમુખપણા નીચે સત્યાગ્રહીઓ તરફ દિલસોજી બતાવવાને એક મહાસભા મળી હતી.

૧૩ ડિસેમ્બર — મિ. ગાંધી બે માસની બીજી વખતની જેલ પૂરી કરી છૂટ્યા.

**૧૯૦૯**

૯ જાન્યુઆરી — મિ. ગાંધીની મુલાકાત ડરબનમાં 'મરક્યુરી'ના પ્રતિનિધિએ લીધી. તેમાં તેમણે જણાવ્યું હતું કે, ટ્રાંસવાલમાં લગભગ બે હજાર હિંદી જેલ જઈ આવ્યા છે.

૧૫ જાન્યુઆરી — મિ. ગાંધી નાતાલથી ટ્રાંસવાલ જતાં વૉલક્રસ્ટમાં ત્રીજી વાર પકડાયા. થોડાં અઠવાડિયાં પછી કેસ ચાલ્યો, તેમાં ત્રણ માસની જેલ મળી. તે જ દિવસે હમીદિયા સોસાયટીના પ્રમુખ મિ. ઉમરજી સાલે, જેની ઉંમર ૬૫ વરસની હતી, તેમને તથા મિ. ડેવિડ અર્નેસ્ટ વગેરે જાણીતા હિંદીઓને ત્રણ ત્રણ માસની સજા થઈ હતી.

૨૯ જાન્યુઆરી — ક્રુગર્સડોરપમાં ખોલવડ કૉન્ફરન્સ મળી. તેણે કોઈ પણ જાતનાં લાયસન્સ કઢાવવાં નહીં અને દુકાનો સંકેલી ફેરી કરી જેલ જવાનો ઠરાવ કર્યો.

૬ ફેબ્રુઆરી — ટ્રાંસવાલના મિ. હૉસ્કેનની કમિટીએ હિંદીઓને રાહત આપવાની બાબતનો લંડન 'ટાઇમ્સ'ને કાગળ લખ્યો.

૧૨ ફેબ્રુઆરી — પારસી રુસ્તમજી અને બીજા કેટલાએકને છ છ માસની જેલ થઈ.

૧૦ ફેબ્રુઆરી — રોડેશિયાનો એશિયાટિક કાયદો વડી સરકારે નામંજૂર કર્યો.

૬ માર્ચ — બૉક્સબર્ગ, નોરવૂડ, બરામફોન્ટિન, બારબરટન અને ફ્રુગર્સ ડોરપમાં લોકેશનો સ્થાપવાની હિલચાલ ગોરાઓએ ઉપાડી.

૧૦ માર્ચ — ડેલાગોઆ બે રસ્તે સત્યાગ્રહી કેદીઓને હિંદુસ્તાનમાં દેશપાર કરવાનું શરૂ થયું.

૧૨ માર્ચ — પ્રિટોરિયામાં મિસિસ પિલ્લેના કેસમાં મિ. ગાંધીને હાથમાં હાથકડી નાખી કોર્ટમાં લઈ જવામાં આવ્યા હતા.

૫ એપ્રિલ — તા. ૧૪ સપ્ટેમ્બરથી તા. ૧૭ મી માર્ચ સુધીમાં થયેલાં લખાણ વગેરેની બ્લૂ બૂક વડી સરકારે બહાર પાડી.

૩૦ એપ્રિલ — મિ. કાછલિયા અને બીજા ૧૮ સત્યાગ્રહી જેલ પૂરી કરી છૂટયા.

૪ મે — સત્યાગ્રહી હિંદીઓને જેલમાં ઘી આપવા માંડયું.

૨૪ મે — મિ. ગાંધી ત્રીજી વખત ત્રણ માસની જેલમાં.

૭ જૂન — જર્મિસ્ટનમાં ગોરાઓની લિટરરી અને ડિબેટિંગ સોસાયટીમાં મિ. ગાંધીએ 'સત્યાગ્રહની નીતિ' એ વિષય ઉપર જાણવા લાયક ભાષણ આપ્યું હતું.

૧૬ જૂન — જોહાનિસબર્ગની જાહેર મીટિંગમાં મેસર્સ એ. એમ. કાછલિયા, હાજી હબીબ, વી. એ. ચેટિયાર અને એમ. કે. ગાંધીને વિલાયત અને મેસર્સ એમ. એ. કામા, એન. જી. નાયડુ, ઈ. એસ. કુવાડિયા તથા એચ. એચ. પોલાકને હિંદુસ્તાન મોકલવાનો ઠરાવ થયો. આ ડેપ્યુટેશન રવાના થતાં અગાઉ મેસર્સ કાછલિયા, કુવાડિયા, કામા તથા ચેટિયારને પકડવામાં આવ્યા.

૪ જુલાઈ — જોહાનિસબર્ગની જેલમાંથી છૂટયા પછી જેલમાં ભોગવેલી હાડમારીઓને લઈને નાગાપન મરણ પામ્યો.

૧૬ જુલાઈ — સ્ટીમર મુઝફ્ફરીમાં ૧૪ હિંદીઓને હિંદુસ્તાન દેશપાર કીધા હતા.

૧ સપ્ટેમ્બર — મુંબઈના શરીફે દક્ષિણ આફ્રિકાની લડત ઉપર ચર્ચા કરવાને જાહેર સભા બોલાવી હતી તેને મુંબઈ સરકારે બંધ રખાવી. આ સભા ૧૩ દિવસ પછી પાછળથી મળી હતી.

૧૬ સપ્ટેમ્બર — વિલાયતમાં ટ્રાંસવાલના ડેપ્યુટેશને લૉર્ડ ક્રૂની મુલાકાત લીધી.

૧૩ નવેમ્બર — વિલાયત ગયેલું હિંદી ડેપ્યુટેશન સ્ટીમર કિલડોનન કેસલમાં રવાના થયું.

૧ ડિસેમ્બર — હિંદુસ્તાનમાં મિ. રતન તાતાએ રૂ. ૨૫ હજારની રકમ ભરી હતી તે જાહેર થયું.

**૧૯૧૦**

૨૫ ફેબ્રુઆરી — હિંદી વડી ધારાસભામાં મિ. ગોખલેનો ગિરમીટ બંધ કરવાનો ઠરાવ પસાર થયો.

૧ જૂન — દક્ષિણ આફ્રિકાનું યુનિયન થયું. તે જ દિવસે મિ. સોરાબજી શાપુરજી અડાજનિયા ૭મી વખત પકડાયા.

૪ જૂન — મિ. કેલનબૅકે સત્યાગ્રહીઓને રહેવા માટે લોલીમાં પોતાનું ફાર્મ આપ્યું.

૧૩ જૂન — ૨૬ સત્યાગ્રહીઓ હિંદુસ્તાનથી સ્ટીમર પ્રેસિડન્ટ મારફતે પાછા આવ્યા.

૩૦ જુલાઈ — હિંદી બાળકો, કે જે આજ સુધી ઉંમરે પહોંચે ત્યારે રજિસ્ટર થઈ શકતા, તેમને ૧૯૦૮નો કાયદો થયા પછી ઉંમરે પહોંચતાં પણ રજિસ્ટર કરવાની ના પાડવામાં આવી.

૨૨ ઑગસ્ટ — છોટાભાઈના દીકરાનો પ્રખ્યાત ટેસ્ટકેસ જોહાનિસબર્ગની કોર્ટમાં શરૂ થયો. તેમાં છેવટે છોટાભાઈને જીત મળી.

૨૬ જુલાઈ — પોર્ટુગીઝ સરકારની મદદ લઈ હિંદીઓને દેશપાર કરવામાં આવેલા, તેની સામે લૉર્ડ એમ્પથીલે ઉમરાવની સભામાં ભારે ચર્ચા કરી.

૨૮ સપ્ટેમ્બર — હિંદી દેશપાર થયેલા ૮૫ સત્યાગ્રહીઓ સાથે મિ. પોલાક ડરબન આવ્યા.

૧૬ ઑક્ટોબર — મરહૂમ નારાયણ સામી સ્ટીમર ગરટ્રૂડ વુરમનમાં દેશથી પાછા આવતાં ડેલગોઆબેમાં મરણ પામ્યા.

૧૯૧૧

૨૫ ફેબ્રુઆરી — યુનિયન ગૅઝેટમાં ઇમિગ્રેશન રિસ્ટ્રિક્શન બિલ બહાર પડ્યું.

૨૫ એપ્રિલ — તે બિલ ચાલુ પાર્લમેંટમાં પડતું મેલાયું.

૨૦ મે — શરતી સમાધાની થઈ અને સત્યાગ્રહની લડત ફરીને મુલતવી રહી.

[ ત્યાર પછી લગભગ બે વર્ષ સુધી કંઈક શાંતિ રહી અને ફરી ૧૯૧૩માં ચોંકાવનારા બનાવો બન્યા, તેની વિગત નીચે મુજબ છે : ]

૧૯૧૩

૨૨ માર્ચ — હિંદી ધર્મ ઉપર હુમલો. જસ્ટિસ સરલે ચુકાદો આપ્યો, જેમાં મુસલમાની શરે મુજબ પરણેલ બાઈ મરિયમનાં તેના ધણી સાથેનાં લગ્ન ગેરકાયદેસર ઠરાવ્યાં.

૩ એપ્રિલ — નવું ઇમિગ્રેશન બિલ યુનિયન ગૅઝેટમાં બહાર પડ્યું.

૩ મે — સત્યાગ્રહ શરૂ કરવાને જોહાનિસબર્ગની જાહેર મીટિંગમાં ઠરાવ થયો. એ જ અઠવાડિયામાં સ્ત્રીઓ તરફથી પણ તેવો ઠરાવ મુલકી પ્રધાનને મોકલાવ્યો હતો.

૨૪ મે — તા. ૩૦ એપ્રિલથી મિ. ગાંધી અને મિ. ફીશર (મુલકી પ્રધાન) વચ્ચે થયેલો પત્રવ્યવહાર બહાર પડ્યો.

૭ જૂન — ઉપલા પત્રવ્યવહારનો વધુ ભાગ પ્રગટ થયો.

૨૧ જૂન — નવા ઇમિગ્રેશન કાયદાને બાદશાહી મંજૂરી મળી ચૂકી.

૧૫ જુલાઈ — નવા કાયદાના ધારા યુનિયન ગૅઝેટમાં પ્રગટ થયા.

૧ ઑગસ્ટ — નવા કાયદાની રૂએ ત્રણે કૉલોનીમાં અપીલ બોર્ડ સ્થપાઈ. આ બોર્ડમાં ઇમિગ્રેશન અમલદારો પણ એક એક મેમ્બર હતા.

૧૩ સપ્ટેમ્બર — સત્યાગ્રહની શરૂઆત. સરકાર અને મિ. ગાંધી વચ્ચેનો બધા અગત્યના મુદ્દાવાળો પત્રવ્યવહાર છપાયો.

૨૨ સપ્ટેમ્બરથી ૧૫ ઑક્ટોબર—નાતાલ તેમ જ ટ્રાંસવાલમાંથી સંખ્યાબંધ સત્યાગ્રહી પુરુષ તેમ જ સ્ત્રીઓ ફેરી ફરી અથવા સરહદ ઓળંગી પકડાયાં અને જેલ ગયાં.

૧૬ ઑક્ટોબર—ન્યૂકૅસલમાંથી પાઉન્ડ ૩ ના કર સામે હડતાળ શરૂ થઈ અને બધે ફેલાઈ.

૬ નવેમ્બર—મિ. ગાંધી હડતાળિયા સાથે ટ્રાંસવાલમાં દાખલ થયા.

૧૧ નવેમ્બર—મિ. ગાંધીને ડંડીમાં ૯ માસની સજા થઈ.

૨૮ નવેમ્બર—હિંદના વાઇસરૉયનું ભાષણ.

૧૧ ડિસેમ્બર—કમિશન નિમાયું.

૧૯ ડિસેમ્બર—મેસર્સ ગાંધી, કૅલનબૅક તથા પોલાકને છોડ્યા.

**૧૯૧૪**

૧૬ ફેબ્રુઆરી—સમાધાની મુજબ યુનિયનની જેલોમાંથી બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂક્યા.

૧૮ માર્ચ—કમિશનનો રિપોર્ટ બહાર પડ્યો.

૩ જૂન — રિલીફ બિલ બહાર પડ્યું.

૩૦ જૂન — છેવટની સમાધાની થઈ.

૩

# સત્યાગ્રહી કોણ થઈ શકે ?

ઉપરના સવાલનો જવાબ પાંચ વર્ષ ઉપર ઇન્ડિયન ઓપીનિયનમાં જે અપાયો હતો તે આજે ફરીને વિચારીએ. વિચારતાં તે જવાબ યથાર્થ હતો એમ માલૂમ પડે છે. ત્યારે ભાગ્યે જ કોઈ જાણતું કે, આ લડત આટલી જગજાહેર થશે અને તે આઠ વર્ષ સુધી લંબાશે. પણ તે જેમ જેમ વધારે લંબાઈ તેમ તેમ આપણે વધારે કસાયા, વધારે જોઈ શક્યા અને વધારે શીખી શક્યા. છેવટના ભાગમાં તો સેંકડો અને હજારોએ જાતઅનુભવ લીધો અને તેમાંથી સહુ કોઈને માલૂમ પડ્યું હશે કે આ લડતમાં હારવાનું તો છે જ નહીં. અમુક વસ્તુ ન મળે તો આપણે જોઈ શકીએ છીએ કે તેમાં સત્યાગ્રહીની કચાશ છે, કંઈ સત્યાગ્રહની કચાશ નથી. આ વાત બહુ ધ્યાનપૂર્વક સમજવા જેવી છે. શરીરબળની લડાઈમાં આવો નિયમ લાગુ પડતો નથી. તેમાં બે લશ્કરો મળે ત્યારે માત્ર લડવૈયાની કચાશથી જ હાર થાય એવું નથી થતું. લડવૈયા અતિ બહાદુર હોય છતાં બીજાં સાધનો કાચાં હોય તો હાર થાય છે. જેમ કે, તેઓના કરતાં સામાવાળાની પાસે હથિયાર સરસ હોય, અથવા તેઓને જગા સરસ મળી હોય, અથવા તેઓની પાસે કળા વધારે હોય — આવાં ઘણાંક બહારનાં કારણોથી શરીરબળથી લડનારાની હારજીત થાય છે. પણ સત્યાગ્રહથી લડનારને બહારનાં કારણો બિલકુલ અડચણ કરી શકતાં જ નથી. માત્ર તેઓની કચાશ જ તેઓને નડે છે. વળી સાધારણ લડાઈમાં જે પક્ષ હાર ખાય તેના બધા માણસો હાર્યા ગણાય અને હારે છે જ. સત્યાગ્રહમાં એકની જીતથી બીજા ભલે જીત્યા ગણાય, પણ બધા હારે છતાં જે પોતે હાર્યો નથી તે બીજાની હારથી હારતો નથી.

ત્યારે આવી જે સરસ — હાર વિનાની — એક જ પરિણામવાળી લડાઈ તે કોણ લડી શકે એ વિચાર કરવો અત્યંત જરૂરનો છે.

તેમાંથી આપણે ટ્રાંસવાલની લડતનાં કેટલાંક પરિણામો સમજી શકીશું અને બીજી જગાએ અથવા બીજે અવસરે એ લડત કેમ લડાય ને કોણ લડે એ જોઈ શકીશું.

સત્યાગ્રહનો અર્થ જોતાં આપણે દેખીએ છીએ કે, પહેલી શરત તો એ છે કે તે લડતવાળાને સત્યનો આગ્રહ — સત્યનું બળ— હોવો જોઈએ. એટલે તે માણસે માત્ર સત્ય ઉપર આધાર રાખવો જોઈએ; એક પગ દહીંમાં અને એક પગ દૂધમાં એમ ન થઈ શકે: એવો માણસ વચમાં કચરાઈ જવાનો. સત્યાગ્રહ એ કંઈ ગાજરની પિપૂડી નથી. તે વાગે તો વગાડીશું નહીં તો ચાવી જઈશું, એમ માનનાર રખડી મરવાનો. શરીરબળની ખામીવાળા અથવા શરીરબળ નથી ચાલતું એટલે પરાણે સત્યાગ્રહી થવું પડે એવું માનનારા જ સત્યાગ્રહ લડે છે, આ તદ્દન નમાલી વાતો છે. આવું માનનારને લડતની ખબર નથી એમ કહી શકાય. સત્યાગ્રહ તે શરીરબળ કરતાં વધારે તેજસ્વી છે ને તેની આગળ શરીરબળ એક તણખલા સરખું છે. શરીરબળમાં મુખ્ય વાત એ છે કે, માણસ પોતાના શરીરની દરકાર ન કરતાં રણમાં ઝૂઝે છે, એટલે કે તે બીકણ નથી. સત્યાગ્રહી તો પોતાના શરીરને કંઈ જ નથી ગણતો. તેનામાં બીક તો પેસી જ ન શકે. તેથી જ તે બહારનાં હથિયાર ધારણ કરતો નથી, અને મોતનો ડર રાખ્યા વિના અંત લગી ઝૂઝે છે. એટલે સત્યાગ્રહીનામાં શરીરબળ કરતાં વધારે હિંમત હોવી જોઈએ. આમ સત્યાગ્રહીને પ્રથમ તો સત્યનું સેવન અને સત્ય ઉપર આસ્થા હોવાં ઘટે છે.

તેનામાં પૈસાની બેદરકારી હોવી જોઈએ. દોલત અને સત્યને સદા અણબનાવ રહેલો છે ને આખર સુધી રહેશે. જે દોલતને વળગે છે તે સત્યને જાળવી શકતો નથી, એ આપણે ટ્રાન્સવાલમાં ઘણા હિંદીના દાખલાથી જોયું. આનો અર્થ એમ નથી કે સત્યાગ્રહી પાસે દોલત હોય જ નહીં. તેની પાસે દોલત હોઈ શકે, પણ પૈસો તેનો પરમેશ્વર ન થઈ શકે. સત્યને સેવતાં પૈસો રહે તો ઠીક છે; નહીં તો તે હાથનો મેલ છે એમ સમજી તેને જતો કરતાં એક

પળવાર પણ આંચકો ખવાય નહીં. આવું મન જેણે ન કર્યું હોય તેનાથી સત્યાગ્રહ ન જ લેવાય. વળી જે દેશના રાજાની સાથે સત્યાગ્રહી થવું પડે છે તે દેશમાં સત્યાગ્રહીની પાસે દોલત હોવી એ મુસ્કેલીની વાત છે. રાજાનું બળ માણસ ઉપર નથી ચાલતું, પણ તેની દોલત અથવા તો તેની બીક ઉપર ચાલે છે. કાં તો ખજાનો લૂંટી લેવાની વાતથી અથવા તો તેના શરીરને નુકસાન પહોંચાડવાની બીકથી રાજા રૈયત પાસેથી જે કરાવવું હોય તે કરાવે છે. એટલે જુલમી રાજાના રાજ્યમાં ઘણે ભાગે જુલમમાં ભાગ લેનાર માણસથી જ પૈસો એકઠો કરી શકાય છે. જુલમમાં ભાગ લેવો એ તો સત્યાગ્રહીથી થાય નહીં. એટલે આવી સ્થિતિમાં સત્યાગ્રહીએ ગરીબાઈમાં તવંગરી માનવી ઘટે છે.

આ સંબંધી એ વિચારવા જેવું છે કે, શરીરબળ અજમાવતાં પણ આમાંનું ઘણું તજવું પડે છે; ભૂખ, તરસ, ટાઢ અને તાપ વેઠવાં પડે છે; કુટુંબમાયા છોડવી પડે છે; પૈસો જતો કરવો પડે છે. બોઅર લોકોએ શરીરબળ અજમાવતાં આ બધુંયે કર્યું. તેઓના શરીરી આગ્રહમાં અને આપણા સત્યાગ્રહમાં તફાવત એ મોટો છે કે તેઓની બાજી પાસાબાજી હતી. વળી શરીરબળથી તેઓ મગરૂર થયા, અર્ધા જીત્યા તેમાં તેઓ પોતાની આગલી દશા ભૂલી ગયા. જાલિમની સામે જાલિમી હથિયારથી લડ્યા તેથી તેઓ હવે આપણી ઉપર જાલિમ થઈ બેઠા છે. સત્યાગ્રહી લડીને જીતે ત્યારે તેની જીતનું પરિણામ તેને તેમ જ બીજાને સારું જ આવે. સત્યાગ્રહી કોઈ દિવસ સત્યને જાળવીને જાલિમ ન જ થાય.

સત્યાગ્રહીને કુટુંબની માયા છોડવી પડે છે. આ બહુ અઘરી વાત છે. પણ સત્યાગ્રહ તેના નામ પ્રમાણે તલવારની ધાર છે. અને અંતે આમાં પણ કુટુંબનો લાભ જળવાય છે, કેમ કે કુટુંબીઓને સત્યાગ્રહની લગની લાગવાનો વખત આવે છે અને એ લગની જેને લાગી તેને પછી બીજી ઇચ્છા રહેતી નથી. અમુક દુઃખ વેઠતાં, ધન ગુમાવતાં, જેલ જતાં કુટુંબનું શું થશે એ શોક કે શંકા થવાં ન જોઈએ. જેણે દાંત આપ્યા છે તે ચાવણ આપશે. :સર્પ, વીંછુ,

વાઘ, વરુ વગેરે ભયાનક જંતુ કે પ્રાણીને પોતાનો ખોરાક જે આપી રહ્યો છે તે માણસજાતને ભૂલવાવાળો નથી. આપણે જે વલખાં નાખીએ છીએ તે શેર બાજરીનાં કે મૂઠી ધાનનાં નહીં પણ ખટમધુરા સ્વાદ કરવાનાં, ટાઢ સહન થઈ શકવા પૂરતાં જેવાં તેવાં કપડાંનાં નહીં, પણ રેશમ કિનખાબનાં. જો આ લવરી મૂકી દઈએ તો કુટુંબના ભરણપોષણની ચિંતા થોડી જ રહે છે.

આમ સત્યાગ્રહી કોણ થઈ શકે તેનો વિચાર કરતાં છેવટ એ આવે છે કે, જે ધર્મ — દીન — ઉપર ખરી આસ્થાવાળો હોય તે જ સત્યાગ્રહી થઈ શકે. 'મુખમેં રામ બગલમેં છૂરી' એ આસ્થા નહીં. દીનનું નામ લઈ દીનથી ઊલટાં કામ કરવાં એ દીન નહીં. પણ જે ધર્મ, દીન ને ઈમાન ખરી રીતે જાળવનાર છે તેનાથી સત્યાગ્રહી થઈ શકાય. એટલે કે, જે માણસ ખુદા કે ઈશ્વર ઉપર જ બધું છોડે છે તેને જગતમાં કદી હારવાનું રહેલું જ નથી. લોકો હાર્યો કહે તેથી તે હાર્યો ગણાય નહીં. લોક જીત્યા માને તેમાં જીત પણ નહીં. તે તો જે જાણે છે તે જ જાણે છે.

આ સત્યાગ્રહનું ખરું સ્વરૂપ છે. તેને કંઈક ભાગે દક્ષિણ આફ્રિકાના હિંદીએ જાણ્યું છે. જાણીને કંઈક ભાગે તે પાળ્યું છે. તેટલામાંથી પણ તેનો અમૂલ્ય રસ આપણે ચાખી શક્યા છીએ. જેણે સત્યાગ્રહને ખાતર સર્વ જતું કર્યું છે તેણે સહુ મેળવ્યું છે, કેમ કે તે સંતોષ માને છે. સંતોષ એ સુખ છે. બાકી સુખ કોણે જાણ્યું છે? બીજું સુખ તે તો ઝાંઝવાંની જેમ છે. જેમ તેની આગળ જઈએ છીએ તેમ તે તેટલું જ દૂર દેખાય છે.

આમ વિચારી દરેક હિંદી સત્યાગ્રહી બને એમ અમે ઇચ્છીએ છીએ. એ હથિયાર હાથ આવશે તો બધાં અન્યાયથી થતાં દુઃખોને દૂર કરવા તે કામે લાગશે. તે અહીં જ નહીં પણ દેશમાં વધારે ઉપયોગી છે. માત્ર તેનું ખરું સ્વરૂપ સમજવું જોઈએ. તે સમજવું સહેલું તેમ જ અઘરું છે. શરીરબળિયા પણ કોઈક જ થાય છે. ત્યારે સત્યબળિયા તેથી પણ થોડા જ હોય.

મો૦ ક૦ ગાંધી

## ૪

# જેલમાં કોણ જઈ શકે?

સત્યાગ્રહી કોણ થઈ શકે એ આપણે ટૂંકમાં વિચારી ગયા. પણ સત્યાગ્રહ કંઈ જેલ જઈને અટકતો નથી. સત્યાગ્રહીને શૂળીએ ચઢવું પડ્યું છે, ધગધગતા લોખંડના થાંભલાને બાથ ભીડવી પડી છે, પર્વત ઉપરથી ગબડવું પડ્યું છે, ઊકળતા તેલના પેણામાં તરવું પડ્યું છે, બળતા વનમાં ચાલવું પડ્યું છે, રાજપાટ વેચી નીચ ઘેર વેચાવું પડ્યું છે ને સિંહની ગુફામાં રહેવું પડ્યું છે. આમ સત્યાગ્રહીની કસોટી દુનિયાના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે થયેલી છે.

તેમ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહીની કસોટી જેલ જવામાં આવી ગઈ છે. એટલે જેલ કોણ જઈ શકે આ સવાલ ઉપયોગી છે. કેટલાક હિંદી જેલ જવા રાજી હતા, છતાં કંઈક કારણોને લીધે નથી ગયા — નથી જઈ શક્યા. એવાં શું કારણ હશે? તે સવાલનો જવાબ જેલ કોણ જઈ શકે તે સવાલ પૂછવાથી ને તેનો જવાબ જાણવાથી મળી શકે એમ છે.

ત્યારે સત્યાગ્રહીમાં જે ગુણ હોવા જોઈએ ને જે આપણે વિચારી ગયા તે બધા થોડાઘણા પ્રમાણમાં જેલ જનારમાં હોવા જોઈએ. પણ વધારામાં નીચે પ્રમાણે શક્તિઓની જરૂર છે:

૧. વ્યસનથી દૂર રહેવું.
૨. શરીર ઠીક કસાયેલું.
૩. સૂવા બેસવાની આળપંપાળ નહીં.
૪. ખાવામાં અતિ સાદાઈ.
૫. ખોટું માન ખિસ્સામાં રાખવું.
૬. ધીરજ.

આટલા છ ગુણુ (એને જેલની ષટ્-સંપત્તિ કહીશું.) મુખ્યત્વે કરીને જેલી ભાઈને ઘટે છે. તે હવે તપાસી જઈએ. અનુભવ એવો થયો છે કે બીડી, દારૂ, સોપારી કે ચા સુધ્ધાંના વ્યસનથી જેલ જનાર કંટાળી ગયા છે. આમ હોવાથી પોતે જેલમાં ચોરી કરી છે, એટલે સત્ય તજ્યું છે યા તો બીજી વેળા જેલનું નામ ભૂલી ગયેલ છે. એટલે વ્યસનમાત્રથી દૂર રહેવું ઘટે. એક જ વ્યસનની છૂટ હોય; અને તે ઈશ્વરના નામનું રટણ.

સત્યાગ્રહી નામર્દથી થવાતું નથી. તેમ જેલની બરદાસ રેઢિયાળ શરીરવાળા ઘણે ભાગે નથી કરી શકતા. મનોબળથી શરીરની તાકાત ન હોય છતાં ઘણા વિરલાઓએ સંકટ વેઠ્યાં છે. આ અસાધારણ દાખલા ગણાય. સાધારણ નિયમ તો એ કે, શરીરનો બાંધો નીરોગી અને ઠીક હોવો જોઈએ. તેમ ન હોવાથી કેટલાક કંટાળી ગયા છે. સત્યાગ્રહી સમજે છે કે તેનું શરીર એ તેને ભાડે મળ્યું છે. તેને સાફ અને તેજસ્વી રાખી પોતે સારા ભાડૂત નીવડવું એ લાજમ છે.

જેને કમાનદાર ખાટ ને તેની ઉપર સુંવાળાં ગાદલાં વગેરે સુવાને જોઈએ તે માણસ એકાએક ભોંયતળિયે ન સૂઈ શકે એ સમજાય એવું છે. ત્યારે આવી આળપંપાળ પણ છોડવી જોઈએ.

ખોરાક એ લગભગ મોટામાં મોટો સવાલ થઈ પડ્યો જોવામાં આવે છે. પણ તે નવાઈ જેવું નથી. જીભને બોલવામાં ને સ્વાદમાં જેણે જીતી છે તેણે ઘણું જીત્યું ગણાય. સ્વાદીલું જમણ ન જોઈએ એવા બહુ થોડા જ જોવામાં આવે છે. ગરીબડા કાફરાઓ પણ ખાવાને માટે મરી પડે છે. આ નાનોસૂનો સવાલ નથી. તેમ છતાં જેઓ પરમાર્થ કરવા જેલ જવા માગે તેને સ્વાદની ઇંદ્રિયને જીત્યે જ છૂટકો છે. જે મળ્યું તેને સારુ ખુદાનો પાડ માનવો એ બરાબર છે. દરેક હિંદીએ વિચારવાનું છે કે, હિંદુસ્તાનમાં વીસ કરોડ હિંદીને એક જ વાર ખાવાનું મળે છે અને તે પણ રોટીનો ટુકડો તથા નિમક સિવાય કંઈ જ નહીં. ત્યારે જેલમાં ત્રણ ત્રણ વખત ફરતું ફરતું ખાવાનું મળે તેમાંથી ગુજરાન ચલાવવું એ કંઈ

ભારી વાત ન ગણાય. ભૂખને બધું ભાવે છે. થોડા દિવસ ઠીક ન પડે એ બનવા જોગ છે, પણ પાછળથી જેલનો ખોરાક રુચી જાય છે. જે હિંદી સત્યાગ્રહી થવા માગે છે તેણે સાદા ખોરાકની ટેવ પાડવી જોઈએ.

ખોટું માન જાળવનાર જેલમાં ન જઈ શકે. ત્યાં દારોગાઓની તાબેદારી ઉઠાવવાની છે. જે હલકાં ગણાય છે તેવાં કામ કરવાં પડે છે. તે કરવામાં માન જાય, તે તો કોઈ દિવસ સુણ્યું નથી એમ ધારી જેલમાં ન કરાય, તો પરિણામ ખરાબ આવે. તાબેદારી કે વગર તાબેદારી એ મનનું કારણ છે. જેનું મન આઝાદ — સ્વતંત્ર — છે તે બકેટ ઉઠાવતો છતાં રાજા સરીખો છે. બકેટ ઉઠાવવામાં તાબેદારીને બદલે તે આ ઠેકાણે માન સમજે છે.

છેવટે ધીરજભાઈ રહ્યાં. જેલમાં જતાં જ દહાડા ગણવા સહુ મંડી જાય છે. આમ કરતાં દહાડા લાંબા લાગે છે. બહાર વર્ષો વીતી ગયાં ને તે આપણે ગુમાવી દીધાં, છતાં ભારી ન પડ્યાં. જેલના ત્રણ દહાડા તે ત્રણ વર્ષ જેવા. આમ કેમ? જવાબ એ કે જેલ જવું ગમ્યું નથી. હકીકત એ છે કે જેલ જવામાં સુખ માનવાનું છે. મા જેમ બચ્ચાંને સારુ દુ:ખ વેઠીને સુખ માને છે તેમ આપણે દેશને ખાતર — સત્યને ખાતર — દુ:ખ વેઠીને સુખ માનવાનું છે. જે દહાડા જેલમાં જશે તેવા બહાર નહીં ગયા હોય એ વિચાર સદાય કરી ધીરજ પકડી જેટલી જેલ આવી હોય તે ભોગવી લેવી ને ત્યાં વખતનો સારો ઉપયોગ કરવો — એટલે કે ઈશ્વરના ભજનમાં, સારા વિચારોમાં, પોતાની ખામીઓ તપાસવામાં દિવસ ગુજારવા; એટલે એક પંથ ને દો કાજ કર્યા બરાબર થશે.

આમ છ ગુણ તો જેલીને જરૂર હોવા જોઈએ. પછી બીજા તેની મેળે સૂઝી આવશે.

મો૦ ક૦ ગાંધી

# સૂચિ

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| આરોગ્યની ચાવી | ૦—૧૦—૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| આરોગ્યની ચાવી | ૦—૧૦—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| ગીતાપદાર્થકોશ | ૦—૪—૦ |
| ગાંધી વાઇસરૉય પત્રવહેવાર | ૨—૮—૦ |
| 'ત્યાગમૂર્તિ' અને બીજા લેખો | ૧—૦—૦ |
| દિલ્હી ડાયરી | ૩—૦—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| મંગળપ્રભાત | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦—૬—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦—૧૨—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦—૦ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧—૦—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૬—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧—૪—૦ |
| ખાદી પૂઠું | ૧—૧૨—૦ |

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| ઊધઈનું જીવન | ૧—૦—૦ |
| ગાંધીવિચારદોહન | ૦—૧૪—૦ |
| ગીતામંથન | ૨—૮—૦ |
| જીવનશોધન | ૨—૮—૦ |
| પ્રેમપન્થ – ૧ | ૦—૪—૦ |
| પ્રેમપન્થ – ૨ | ૦—૪—૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરૂ | ૬—૦—૦ |
| જીવનસંસ્કૃતિ | ૫—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧—૪—૦ |
| સ્મરણયાત્રા | ૨—૦—૦ |
| લોકમાતા | ૧—૪—૦ |
| જીવતા તહેવારો | ૨—૦—૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૬—૦—૦ |
| યંત્રની મર્યાદા | ૧—૦—૦ |
| યંત્રો સામે બળવો | ૦—૧૦—૦ |
| આશ્રમી કેળવણી | ૪—૮—૦ |
| કળા એટલે શું? | ૩—૮—૦ |
| હિંદુસ્તાની – ગુજરાતી કોશ | ૪—૦—૦ |
| મુંડકોપનિષદ | ૨—૦—૦ |
| આધુનિક ભારત | ૬—૦—૦ |
| ઇન્દુને પત્રો | ૧—૦—૦ |
| સમૂળી ક્રાન્તિ | ૧—૮—૦ |
| સંસાર અને ધર્મ | ૨—૦—૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦—૩—૦ |
| જીવનનાં ઝરણાં | ૨—૮—૦ |
| હિંદનો કોમી ત્રિકોણ | ૩—૦—૦ |
| હિંદ–બ્રિટન નાણાવ્યવહાર | ૦—૧૦—૦ |

## બાપુની પ્રસાદી

**મથુરાદાસ ત્રિકમજી**

લેખકને તેત્રીસ વર્ષ સુધી ગાંધીજીના નિકટ પરિચયમાં રહેવાનું મળ્યું હતું. તેઓ ગાંધીજીના દૌહિત્ર થાય. આ પુસ્તકમાં તેમણે ગાંધીજીના જીવનને પ્રસંગોની હારમાળા અને અનેક પત્રોમાં ગૂંથી લીધું છે.

**કિં. રૂ. ૨—૦—૦ ટપાલખર્ચ ૦—૭—૦**

## બાપુ—મારી મા

**મનુબહેન ગાંધી**

નોઆખાલીમાં પ્રેમા વેરઝેરની લાગણી ઠારવા માટે ગાંધીજીએ રોજ એક એક ગામનો પગપાળા પ્રવાસ આદર્યો. તે પ્રવાસમાં જૂનાં સાથીઓમાંથી એકલાં મનુબહેનને તેમણે પોતાની સાથે રાખ્યાં હતાં. તે પ્રવાસની તે નિયમિત ડાયરી રાખતાં અને ગાંધીજી તે સુધારી આપતા. આમાં એ પ્રવાસની ડાયરીમાંથી કેટલાંક પ્રકરણો આપ્યાં છે. આખું પુસ્તક ગાંધીજીની જુદી જુદી ખાસિયતોનું સુંદર દર્શન કરાવે છે.

**કિં. રૂ. ૦—૧૦—૦ ટપાલખર્ચ ૦—૨—૦**

## સત્યાગ્રહની મીમાંસા

**મગનભાઈ દેસાઈ**

સત્યાગ્રહનાં મૂળ સિદ્ધાંતની સમજ, બીજા સામાજિક સિદ્ધાંતોની દૃષ્ટિએ તેનું પરીક્ષણ, તેની પાછળ રહેલી સામાજિક ફિલસૂફી, વગેરે બાબતોની ચર્ચા કરતું પ્રથમ પુસ્તક, કાકાસાહેબની પ્રસ્તાવના સાથે.

**કિં. રૂ. ૩—૦—૦ ટપાલખર્ચ ૦—૯—૦**

# મહાદેવભાઈની ડાયરી

[ પુસ્તક પહેલું ]

### સંપા૦ નરહરિ પરીખ

મહાદેવભાઈ ગાંધીજી સાથે જોડાયા ત્યારથી—૧૯૧૭થી ડાયરી રાખતા હતા. તેમાંથી ૧૦-૩-'૩૨થી ૪-૯-'૩૨ની યરવડા જેલનિવાસ દરમ્યાનના લગભગ છ માસની ડાયરી અહીં રજૂ કરી છે.

આ ડાયરીમાં મુખ્ય પાત્રો ત્રણ છે: ગાંધીજી, સરદાર અને મહાદેવભાઈ. આમ તો ગાંધીજીનું આખુંયે જીવન તદ્દન ખુલ્લું હતું છતાં ગાંધીજીની ઘણી જાણવા જેવી વાતો હજી જનતાને જાણવા ન મળી હોય. આ ડાયરીમાંથી ગાંધીજીના વાર્તાલાપો તથા પત્રો મારફત ગાંધીજીની બહાર નહીં આવેલી ખાસિયતો તથા જીવનપ્રસંગો અને વ્યક્તિગત તથા સામાજિક જીવનને લગતા ઘણા અગત્યના વિષયો ઉપર ગાંધીજીના વિચારો જગતને જાણવા મળશે.

કિં. રૂ. ૪-૮-૦ ટપાલખર્ચ ૦-૧૧-૦

# મહાદેવભાઈની ડાયરી

[ પુસ્તક બીજું ]

### સંપા૦ નરહરિ પરીખ

આ પુસ્તક પહેલા પુસ્તકના અનુસંધાનમાં આગળ ચાલે છે. આમાં ૫-૯-'૩૨થી ૧-૧-'૩૩ સુધીનો ગાળો આવી જાય છે.

આમાં ગાંધીજીના મૅકડોનલ્ડના કોમી ચુકાદાના હરિજનોના અલગ મતદારમંડળો સામેના ઉપવાસ આવે છે. તે ઉપરાંત આખા દેશમાં ચકચાર મચાવનાર શ્રી કેળપ્પનના ગુરુવાયુરના મંદિરના ઉપવાસ અંગેની ચર્ચા આવે છે.

આ ડાયરી શરૂથી તે અંત સુધી ઉપવાસના વાતાવરણથી ભરેલી છે તેથી સત્યાગ્રહીના એક શસ્ત્ર તરીકે ઉપવાસની સાંગોપાંગ ચર્ચા આ પુસ્તકમાં જેટલી થઈ છે તેટલી બીજે ક્યાંય થઈ નથી. ઉપવાસ કોણ કરી શકે, ક્યારે કરી શકે, કોની સામે કરી શકાય? ઉપવાસમાં બળાત્કાર છે કે કેમ, સહાનુભૂતિમાં ઉપવાસ કરાય કે કેમ? વગેરે બધા પ્રશ્નો ને પ્રસંગો દાખલાદલીલો સાથે આ પુસ્તકમાં ખૂબ જ છણાયા છે ને આખો વિષય વિશદ થયો છે.

પુસ્તક સાથે જોડેલાં ત્રણ પરિશિષ્ટોમાં સરકાર સાથેનો પત્રવહેવાર ને ગાંધીજીનાં નિવેદનો આપ્યાં છે.

કિં. રૂ. ૫-૮-૦ ટપાલખર્ચ ૦-૧૨-૦